# નિવેદન

ગુજરાત વિદ્યાસભાના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગની વિકાસ-યોજનાને આગળ ધપાવતી વેળા આ સંસ્થાના એ સમયના પ્રમુખ અને સંશોધન વિભાગના કુલપતિ કૈ. વા. ડૉ. આ. બા. ધ્રુવે સમર્થ યુનિવર્સિટી અધ્યાપકોને નિમંત્રણ આપી એમના દ્વારા એમના પ્રિય વિષયો ઉપર વ્યાખ્યાનો આપવાની પણ જોગવાઈ કરી હતી; સાથેસાથ શક્ય હોય ત્યાં એવાં વ્યાખ્યાન છપાવી પ્રસિદ્ધ કરવાની પણ વ્યવસ્થા વિચારવામાં આવી હતી. આ યોજના નીચે કલકત્તા યુનિવર્સિટીના સમર્થ ભાષાશાસ્ત્રી પ્રો. ડૉ. સુનીતિકુમાર ચેટર્જીએ તા. ૧૮ મીથી ૨૪ મી ઑક્ટોબર-૧૯૪૦ના દિવસોમાં આપેલા Indo-Aryan and Hindi ઉપરનાં આઠ ભાષણ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં, જેનો ભારતની તેમજ ભારત બહારની યુનિવર્સિટીઓએ સારો સત્કાર કર્યો. એ ભાષણો ગુજરાતીમાં રજૂ થાય તો આપણે ત્યાં ભાષાશાસ્ત્રનો પરિચય મેળવવાની વિશેષ સુવિધા થાય, એ ઉદ્દેશને લક્ષ્યમાં લઈ સંસ્થાના એ સમયના એક અધ્યાપક શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાને એના અનુવાદનું કામ સોંપવામાં આવ્યું, જે એમણે એમની આ સંસ્થાની સેવાના સમય દરમ્યાન પાર પાડ્યું; તે આ અત્રે "**ભારતીય આર્યભાષા અને હિન્દી**" એ ગ્રંથ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. એ મૂળ ભાષણો અપાયા પછી ડૉ. સુનીતિકુમારે જે નવા સુધારા કર્યા છે તે બધા આ અનુવાદમાં આમેજ કરી લેવામાં આવ્યા છે. અને એ રીતે આ ગુજરાતી અનુવાદ અદ્યતન કરી શકાયો છે. ડૉ. સુનીતિકુમારે આ ગુજરાતી ભાષાંતર કરવા દેવાની અને પ્રસિદ્ધિમાં મૂકવાની પરવાનગી આપી એ બદલ સંસ્થા એમની આભારી છે.

તા. ૧-૫-૫૨
ભદ્ર, અમદાવાદ

**રસિકલાલ છો. પરીખ**
અધ્યક્ષ, ભો. જે. વિદ્યાભવન
ગુજરાત વિદ્યાસભા

# અનુવાદકની પ્રસ્તાવના

**ભારતીય** આર્યભાષા અને હિન્દી વિશેનાં ડૉ. સુનીતિકુમાર ચેટરજીનાં અંગ્રેજી વ્યાખ્યાનો જે Indo-Aryan and Hindi એ નામથી ૧૯૪૨માં ગ્રન્થાકારે પ્રસિદ્ધ થયાં હતાં, એના આ અનુવાદની મુદ્રણ માટેની પ્રત મેં સને ૧૯૪૫ની આખરમાં તૈયાર કરી હતી. એ સમયે કાગળની ભારે અછત હતી અને છાપખાનાંમાં કારીગરોની પણ એટલી જ તંગી હતી. જેમાં ગુજરાતી, દેવનાગરી, ફારસી અને અંગ્રેજી એમ ચાર લિપિનાં બીબાં–અને તે પણ અનેક પ્રકારનાં સૂચક ચિહ્નો સાથે–આવતાં હતાં એવું આ પુસ્તક છાપવાની મુશ્કેલી વળી અનેકગણી વધારે હતી, અને ત્રણ ત્રણ વાર પ્રૂફ તપાસવાનું કામ ખૂબ સમય લેનારું અને છાપખાનાને પણ એટલું જ અકળાવનારું હતું. છેવટે, આ પુસ્તક લગભગ સાત વર્ષ બાદ, ૧૯૫૨માં પણ પ્રકટ થઈ શકે છે એથી ચિત્ત એક પ્રકારનો સંતોષ અનુભવે છે. ભારતીય ભાષાશાસ્ત્રને લગતો એક પ્રમાણભૂત ગ્રન્થ એ દ્વારા ગુજરાતીમાં અવતાર પામે છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

મૂળ વ્યાખ્યાનોના મુદ્રિત ગ્રન્થની ડૉ. ચેટરજીએ સુધારેલી નકલ ઉપરથી અનુવાદ કરવામાં આવ્યો છે, એટલે છાપેલી નકલની તુલનાએ આ અનુવાદ જ્યાં જુદો પડતો જણાય ત્યાં મૂળ લેખકે પોતાના લખાણમાં કરેલો સુધારો કારણભૂત છે, એટલું ધ્યાનમાં રાખવા વિનંતિ છે.

આ વ્યાખ્યાનો ભારતની સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાં, ઈ. સ. ૧૯૪૦માં અપાયાં હતાં. હિન્દી–હિન્દુસ્તાની વિશે વ્યાખ્યાતાએ કરેલું વિવેચન એ કાળે જે વાતાવરણ દેશમાં પ્રવર્તમાન હતું એના સન્દર્ભમાં જોવું જોઈએ. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના સમયમાં, જે રાષ્ટ્રભાષા બનવાની તૈયારીમાં હતી એ રાજભાષા પણ બની છે. તોપણ ડૉ. ચેટરજીએ હિન્દી–હિન્દુસ્તાનીના સ્વરૂપ વિશે દર્શાવેલા અભિપ્રાયો અને તેમણે કરેલી આકરી–ક્વચિત્ કટાક્ષમય ટીકાઓ એક પ્રકારનું ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે.

અનુવાદને અંતે પારિભાષિક શબ્દોની એક સૂચિ જોડી છે. ચોક્કસ અર્થમાં ભાષાશાસ્ત્રને લગતા કહી શકાય એવા શબ્દો ઉપરાંત બીજા કેટલાક શબ્દો પણ એમાં લીધા છે. ગુજરાતીમાં તેમજ અન્ય ભગિનીભાષાઓમાં ભાષાશાસ્ત્રને લગતો વિચારવિનિમય એ શબ્દો દ્વારા થોડોક પણ સરળ થશે તો આ અનુવાદ પાછળનાં શ્રમની સાર્થકતા હું ગણી શકીશ.

પહેલાં બે વ્યાખ્યાનોનો અનુવાદ સાંભળી યોગ્ય સૂચનો કરવા બદલ બો. જે. વિદ્યાભવનના અધ્યક્ષ અધ્યાપક રસિકલાલ છો. પરીખનો હું ઉપકાર માનું છું તેમજ આ સંબંધમાં જેમની સાથે વારંવાર વિચારવિનિમય શક્ય બન્યો હતો એવા મારા મિત્ર તથા ગુજરાત વિદ્યાસભામાંના મારા એ સમયના સહકાર્યકર અધ્યાપક કેશવરામ શાસ્ત્રીનો પણ હું ઋણી છું.

'અધ્યાપક નિવાસ'
પ્રતાપગંજ,
વડોદરા
તા. ૮-૪-૫૨

ભોગીલાલ જ. સાંડેસરા

# મૂળ લેખકની પ્રસ્તાવના

**અમદાવાદની** ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા)ના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગના નિમંત્રણથી 'ભારતમાં આર્ય-ભાષાનો વિકાસ' અને 'ભારતની રાષ્ટ્રભાષા તરીકે હિન્દી' એ વિષય ઉપરની, ચાર-ચાર વ્યાખ્યાનોની બે વ્યાખ્યાન-શ્રેણિઓ મેં ઓક્ટોબર ૧૯૪૦માં આપી હતી એ વ્યાખ્યાનોને નવેસરથી તપાસીને તેમજ વિસ્તૃત કરીને આ ગ્રન્થ તૈયાર કરેલો છે.

ભારતીય આર્યભાષાની ઉત્ક્રાન્તિ વિશેની મારી પહેલી વ્યાખ્યાનશ્રેણિ ૧૯૨૬માં પ્રસિદ્ધ થયેલા Origin and Development of the Bengali Language ('બંગાળી ભાષાનાં ઉત્પત્તિ અને વિકાસ') એ મારા ગ્રન્થમાં રજૂ કરેલા, ભારતમાં આર્યભાષાના ઇતિહાસ પરત્વેના અભિપ્રાયોના વિકાસ અથવા સાતત્યરૂપે છે. બીજી વ્યાખ્યાનશ્રેણિમાં, વર્તમાન ભારતના જીવનમાં હિન્દી ભાષાના મહત્ત્વનો તેમજ એના અર્થસૂચક સ્થાનનો નિર્દેશ કરવાનો મે પ્રયાસ કર્યો છે, તથા—સૌથી વધુ નૈસર્ગિક વસ્તુ લેખે—સંસ્કારશબ્દો માટે સંસ્કૃતનો આશ્રય લેતી અને 'ભારત-રોમન' લિપિમાં લખાય એવી સરલીકૃત હિન્દીનો 'કેસ' તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે. ભારતીય આર્યભાષા વિશેનાં વ્યાખ્યાનો સંબંધમાં કેટલાક વિચારો અને સૂચનો માટે, બીજા ગ્રન્થો ઉપરાંત, ભારતીય ભાષાશાસ્ત્રના વિષયમાં મારા ગુરુ, પેરિસના પ્રોફેસર જુલે બ્લૉકના L' Indo-Aryan એ ગ્રન્થ પ્રત્યેના મારા ઋણનો સ્વીકાર કરવાનો છે. કલકત્તાના દૈનિક 'હિન્દુસ્થાન સ્ટેન્ડર્ડ' (૧૧મી ઑક્ટોબર તથા ૭મી અને ૨૭મી નવેમ્બર, ૧૯૩૭)માં ભારતની રાષ્ટ્રભાષા વિશે મેં આપેલા ત્રણ લેખોનો સમાવેશ આ કૃતિમાં હિન્દીને લગતા

વિભાગમાં મેં કર્યો છે. એક ઉત્તર ભારતીય બોલીસમૂહના દક્ષિણમાં થયેલા 'સાંસ્થાનિક' વિકાસ લેખે હિન્દી (હિન્દુસ્તાની અથવા હિન્દુસ્થાની) ભાષાની ઉત્ક્રાન્તિના અભ્યાસમાં, ૧૯૨૯ના ફોરલોંગ લેક્ચર્સમાંનું પ્રોફેસર જુલે બ્લોકનું સૂચન (Some Problems of Indo-Aryan Philology, Bulletin of the School of Oriental Studies, London Institute, Vol. I, part IV, 1930, p. 730) સંશોધનનો માર્ગ ચીંધવામાં ખૂબ મદદગાર થયું છે.

આ વ્યાખ્યાનો જો વિદ્યાર્થીઓને સહાયભૂત થશે અને તે સાથે સામાન્ય વાચકોના વધારે વ્યાપક સમુદાયને એમાં જો રસ પડશે તો મને ઘણો આનંદ થશે.

આ ગ્રન્થ મારી પાસે લખાવવા માટે સૌથી પહેલાં તો મારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગનો, મને માયાભર્યું નિમંત્રણ આપવા માટે, આભાર માનવો જોઈએ, કેમકે એ સિવાય આ લખવાનું નિમિત્ત મને મળ્યું નહોત. ૧૮મી ઑક્ટોબરથી ૨૪મી ઑક્ટોબર ૧૯૪૦ સુધીના એક સપ્તાહના મારા અમદાવાદમના નિવાસ દરમિયાન મારી અને મારી પત્નીની જે ભાવભરી મહેમાનગતિ સોસાયટીના તંત્રવાહકોએ કરી હતી એ માટે પણ એમનો આભાર માનવાની તક હું લઉં છું. સોસાયટીના મંત્રી અને કાર્યકરમંડળ—અધ્યાપક રસિકલાલ છોટાલાલ પરીખ, અમારા ભાવિક યજમાન મુનિશ્રી જિનવિજયજી, અધ્યાપકો ઉમાશંકર જોષી અને કેશવરામ શાસ્ત્રી, તથા સોસાયટીના હિસાબનવીસ શ્રી. મોહનલાલ રણછોડલાલ શાહ જેમણે અમારો નિવાસ મધુર અને લાભદાયક બનાવવા આટલું બધું કર્યું એમનો હું વિશેષે કરીને ઋણી છું. અમદાવાદના જે બીજા મિત્રોએ મારા તરફ અનેક પ્રકારે પ્રેમ દર્શાવ્યો એમને પણ મારે ભૂલવા ન જોઈએ—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં માનાર્હ મંત્રી લેડી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રી ગટુલાલ ધ્રુવ, પંડિત હરણાશંકરજી ભટ્ટ, શ્રી.

અંબાલાલ સારાભાઈ, શ્રીમતી અંબાલાલ સારાભાઈ, સર ગિરિજાપ્રસાદ ચીનુભાઈ માધવલાલ બેરોનેટ તથા એમનું કુટુંબ તથા શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાન; વળી શ્રી શૈલેશચંદ્ર બોઝ અને શ્રીમતી શૈલેશચન્દ્ર બોઝ, તથા સ્થાનિક સંસ્કૃત પાઠશાળાના પંડિત સતીન્દ્રચન્દ્ર ભટ્ટાચાર્ય. મુંબઈ ધારાસભાના પ્રમુખ માનનીય શ્રી ગણેશ વાસુદેવ માવળંકર, બી. એ., એલ-એલ. બી, એમણે મારાં વ્યાખ્યાનોનું પ્રમુખસ્થાન સ્વીકારીને મારું સન્માન કર્યું હતું; તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગના માનાર્હ અધ્યક્ષ તથા બનારસ હિન્દુ યુનિવર્સિટીના ભૂતપૂર્વ પ્રો-વાઈસ ચેન્સેલર આચાર્ય આનંદશંકર ધ્રુવ, એમ. એ., એલ-એલ. બી., ડી લિટ્. એમણે મને ભાવપૂર્વક આવકાર્યો હતો અને મારાં વ્યાખ્યાનોના વિષયમાં ઊંડો રસ વ્યક્ત કર્યો હતો.

મારી સીધી દેખરેખ નીચે આ ગ્રન્થ છપાવી શકાય તેટલા ખાતર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ તે કલકત્તામાં છપાવવાની વ્યવસ્થા કરી; તથા ઉપર આડી લીટીઓ તથા નીચે બિન્દુવાળા ટાઈપો વાપરવાના હોય એવું મુદ્રણ છાપખાનાંમાં પસંદગી પામતું નથી એ જોતાં શ્રી. સતીશચંદ્ર સીલ, જેઓ ઇન્ડિયન રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના મંત્રી છે, તેમની વ્યવસ્થા નીચેના શ્રી ભારતી પ્રેસે આ કામ ઉત્તમ રીતે પાર પાડ્યું. આ પુસ્તકમાંનાં કેટલાંક ભારતીય તથા બીજાં નામોનાં અક્ષરાન્તર સંબંધમાં મારે કેટલીક ક્ષમાયાચના કરવાની રહે છે: સરતચૂકને કારણે એકનો એક શબ્દ જુદી જુદી રીતે છપાયો છે. ઉદાહરણ તરીકે Moslem, Muslim; Hyderabad-Deccan, Haiderābād-Dakan, Mahārāṣtra, Mahārāshtra. પણ મને ખાત્રી છે કે આ ખામીને નજીવી ગણવામાં આવશે. જ્યારે બિન-યુરોપીય શબ્દો ઇટાલિક ટાઈપમાં ટાંકવામાં આવ્યા છે ત્યારે અક્ષરાન્તરની ચોક્કસ, વ્યવસ્થિત પદ્ધતિને અનુસરવાની મેં બરાબર કાળજી રાખી છે. કલકત્તા યુનિવર્સિટીમાંના મારા મિત્ર અને સહકાર્યકર ડૉ. બટકૃષ્ણ ઘોષે બધાં છેવટનાં પ્રૂફ તપાસીને મને

ખૂબ ઘણી બનાવ્યો છે. અર્પણની પંક્તિઓ અનુક્રમે ગંભીર પ્રશિષ્ટ અરબીમાં અને સુઘડ અર્વાચીન ફારસીમાં મૂકવામાં મને સહાય કરવા માટે યુનિવર્સિટીના ફારસી અને અરબી વિભાગના સહકાર્યકરો મૌલાના ફઝલુર રહમાન બાકી ગાઝીપુરી, ડૉ. એમ. ઈશાક, બી. એસસી., એમ. એ., પીએચ. ડી. ( લંડન ), અને પ્રો. મિરઝા મોહસિન નમાઝીનો પણ હું આભારી છું.

"સુધર્મ"
૧૬ હિન્દુસ્તાન પાર્ક,
(રાસબિહારી એવન્યુ),
કલકત્તા
૧ લી જાન્યુઆરી, ૧૯૪૨

સુનીતિકુમાર ચેટરજી

ॐ नमः शिवाय। ॐ नमः उमायै ॥
ॐ नमो विष्णवे। ॐ नमः श्रियै ॥
ॐ नमो ब्रह्मणे। ॐ नमः सरस्वत्यै ॥

नमो ऋषिभ्यः।
नमो जिनेभ्यः। नमो बुद्धेभ्यः।
नम आचार्येभ्यः।
नमः सिद्धेभ्यः। नमो भक्तेभ्यः।

प्रज्ञा माता परमपितरं सेवते वाङ्मयी या
सैषेहासीद् ऋषिनरसुरैरर्चिता देवभाषा।
आर्यक्षेत्रे निखिलमनुजश्रेयसां धामभूता
सा नो देवी नयनपथगा स्याद् विधात्री सुनेत्री ॥ १ ॥

आर्या वाणी सुरसरिदियं संस्कृताऽलक्ष्यमूला
जम्बुद्वीपे कविमुनिबुधज्ञानदीप्त्या लसन्ती।
पाल्यार्पाद्याः प्रकृतिकलिता रूपभेदाः पुराऽस्या
हैन्दव्याद्या नवतमगिरो भारतीहृत्प्रकाशाः ॥२॥

लाटानर्त-सुराष्ट्र-मारवमयी श्रीगुर्जरत्रा सदा
प्राचीना भुवि भारते च जयताद् विद्यायशःसम्पदा ।
यस्यां संस्कृतिरार्यजातिजनिता ब्राह्मण्यजैनाश्रिता
काष्ठां शौर्ययुतां परामलभत ज्ञानक्रियोद्भासिता ॥ ३ ॥

मद्राशानगरं यदङ्गदनृपस्यासीत् प्रतीच्यां पुरी
तत्रास्ते परिपच्च गुर्जरगिरः सम्यक् प्रकर्षावहा ।
यत्तो भारतसंस्कृतेः प्रसरतीहालोचनं नूतनं
वैदग्ध्यं त्वनुशीलनं च विदुषां सौख्याय यस्याः सदा ॥ ४ ॥

कृतिर्या गङ्गाया जलनिधिमुखे प्राच्यविषये
जनान् गौडान् वङ्गानकृत च निजाङ्के प्रथितभूः ॥
अभूद् विद्यागेहं हरिहरजिनानां सुकृपया
कलां ज्ञानं चासौ प्रवितरति कृष्टिष्वपि पुरा ॥५॥

यद् रिक्थं धर्ममूलं कविमननमयं भारतीयैर्नवीनैः
सम्प्राप्तं पूर्वजेभ्यो विलसतु सुचिरं तच्चतुर्वर्गदावृ ।
क्षेमो यश्चास्य योगो ननु भवतुतरां तत् पितॄणां गरीयः
तत् शुद्ध्यर्थं सदा स्युः प्रणिहितमनसः संयुता लाटगौडाः ॥६॥

अहमतपुरीपरिषदा सुगुणाढ्यया॒ऽय-
मामन्त्रितः सदसि गौडभुवः सुनीतिः।
माभाषत स्वकविचारविमर्शजातं
भाषाश्रितं पठनचिन्तनमूल्यमल्पम् ॥७॥

भाषेतिहासं व्याख्यातुं यत्नवानस्मि साम्प्रतम्।
प्रवर्तितान् च देशेऽस्मिन् यथाशक्ति यथामति ॥ ८ ॥

प्रमोदाय तत्त्वविदां विदुषां सुधियां तथा।
छात्राणां च प्रबोधाय कृतं व्याख्यानकं त्विदम् ॥ ९ ॥

काश्यपान्वयजातेन कालिक्षेत्रनिवासिना।
श्रीसुनीतिकुमारेण हरिदासतनूभुवा ॥ १० ॥

प्रीयतां भारती देवी प्रज्ञाभूता सनातनी।
ग्रन्थोऽयं सुमनस्तुल्यः श्रद्धयाऽस्यै समर्प्यते ॥ ११ ॥

विदधतु जनकाम्यां भारतीं भारतीयां
स्वजनमिलनसूत्रं भारतीयाः स्वदेशे।
निखिलमनुजचित्तं द्योतयन्ती प्रकामं
जयति जयति नित्यं देवभाषाऽस्मदीया ॥ १२ ॥

---

परम शिवनवळाल
अेन्मटमै
अेन्नैविट्टु अकलट्टुम्
अरसुम् पोरुळुम् इन्पमुम् वीट्टुवुम्
अणुकट्टुम्

---

विलीदु-ल् हिन्दे हाझेहि
ल-वतनु-ना-ल्-महबूबु-ल्-वाहिदो,
व गयरो कबीलतिन लि-त्-तकसीमे:
जमल-ह-ल्लाहुल् खल्लाकु-ल-अलीमु-र्-रहीमो,
अह्सना व अकला व आझमा
व अताहा कुल्ला नइमिन
व जअल हा हुदान लि-साअेरि-ल्-अकालीमे
व वहला ले-वतने-ना-ल्-कदीमे
शरफत्-तहझोबि-ल्-जदीदे ले-दीनि-ल्-इस्लामि-ल-कवीमे;
वफतह अला अल्सेनते-ना-ल्-हिन्दियते अल अब्वाबा
झखीरति-ल-वाफेरति-लिल-कलेमाते-अरबियते
व खझीनति-ल-अल्फाझिब-अजमियते
हाझा-ल् किता-बु-ल्-हकीरो मुकद्दमुन
ले-तम्जीदि-ल्-इल्मीमिन मुसन्निफही
-र-रशीदी सुनीतिई-ल्-कास्यबी
मिन बंगालति

---

ई नाम थे नाचीज़ रा
बा कमाले इह्तिराम
बा पोशगाहे गिरामी फर्ज़न्दाने मोहन
परस्ते हिंदुस्तान तकदीम मी नमायम
के अज़ ज़माने बास्तान,
वह्दत व तमामियते किश्वर रा हिफ्ज़
करदा
बराये पोश रफ्ते तहज़ीब व तमद्दुन व
उलूम व फ़ुनून व फल्सफा व तसव्वुफ
व अल्सिनहे पीशीन व नवीने आं किश्वर
खिद्मते शायान व बरजिस्ता
निस्बत ब मादरे दिल्फरूज़े वतन
अंजाम दादा अन्द
निगारिन्दा
सुनीती कुमार चातुर्ज्या बंगाली

———

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૩ | मंल्ग् | मंल्ज् |
| ૧૬ | ૧૨ | पर्चांम् | पर्चांम् |
| ૪૧ | ૨૨ | Athemetic | Athematic |
| ૬૬ | ૪ | दास्य | दास |
| ૧૨૯ | ૨૧ | ૨૫૨ | ૫૨. |

૧

# ભારતમાં આર્યભાષાનો વિકાસ

## વ્યાખ્યાન ૧

## ભારત-યુરોપીય, ભારત-ઈરાની (આર્ય), ભારતીય આર્ય

ભારતીય સંસ્કૃતિના વિકાસમાં આર્યભાષાનું મહત્ત્વ—સંસ્કૃતિનું પ્રચંડ વાહન તેમજ પ્રતીક—૪૫૦૦ વર્ષ પર્યંત અપ્રતિબદ્ધપણે વિકસતી ભાષા તરીકે આર્યભાષાનો ઇતિહાસ—ભાષાકુલો—ભારત-યુરોપીય ભાષાકુળનો ખ્યાલ—દુનિયાનાં બીજાં મહાન ભાષાકુળો—દુનિયાની બીજી ભાષાઓમાં ભારત-યુરોપીય ભાષાનું સ્થાન—આદિમ ભારત-યુરોપીય-'વિરોસ્' (wiros)—ભારત-યુરોપીય ભાષા: બીજી પ્રજાઓને પોતાની સાથે જોડતા એક સાંસ્કારક બળ તરીકે—મિશ્ર જાતિઓ અને ભારત-યુરોપીય ભાષા—આદિમ ભારત-યુરોપીય પ્રજાનું નિવાસસ્થાન—જુદા જુદા સિદ્ધાંતો—આદિમ ભારત-યુરોપીય સંસ્કારિતા—સમાજ અને ધર્મ—ભાષામય પુરાતત્ત્વવિચાર (Linguistic Palaeontology)—ડબલ્યુ. બ્રેન્ડેન્સ્ટેઇન (Brandenstein), અને ભારત-યુરોપીયોના પ્રાચીન તેમજ પાછળના નિવાસસ્થાન વિશે તેમનો મત—દક્ષિણ યુરલ અને પૂર્વ યુરોપીય પ્રદેશો—મુખ્ય જૂથમાંથી હિટ્ટાઇટો અને ભારત-ઈરાનીઓનું જુદા પડવું—ભારત-યુરોપીયો (આર્યો અથવા ભારત-ઈરાનીઓ) મેસોપોટેમિયા અને એશિયા માઇનોરમાં—બોગાઝ-કોઈ અને બીજા લેખો—આર્ય (ભારત-ઈરાની) ભાષા અને આર્ય ટોળીઓ—આર્યેતરો—ઈરાન અને પંજાબના દાસ-દસ્યુ લોકો—દાસ-દસ્યુ સાથે સંપર્ક ઈરાનમાં શરૂ થયો—ભારતમાં આર્યોનું આગમન—એ ઘટનાનો સંભવિત કાળ—ખગોળશાસ્ત્રીય પુરાવો—એક ભાષા તરીકે આદિમ ભારત-યુરોપીયનાં લક્ષણો—આદિમ ભાષાની ધ્વનિપ્રક્રિયા (Sound-system)—સ્વરોની અપશ્રુતિ (Ablaut): એનું સ્વરૂપ અને ઉત્પત્તિ—ભાષાની રૂપાખ્યાનપ્રક્રિયા (Morphology

ભાષામાં ક્રિયાપદ — ભાષામાં નામયોજના — સમાસો — શબ્દભંડોળ — ભાષાનું ભાઈ(આર્ય)માં પરિવર્તન—ધ્વનિપ્રક્રિયા વિશે—કેન્તમ્ (Centum) અને સતમ્ (Satem)—ઉદાહરણો—ભાઈ ધર્મ અને કવિતા—ભાષા અને આર્ય ભાષામાં પદરચના—મેસોપોટેમિયાના લોકોની આર્યો ઉપર સાંસ્કારિક અસર—ઈરાનમાં દેવ અને અસુર—આર્યો ભારતમાં આવે છે—ભાઈમાંથી વૈદિક (જૂની) ભાષાનો જન્મ—ઉચ્ચારણપ્રક્રિયા અને રૂપઘટનાવિષયક નવો વિકાસ—ભાષાનો આરંભ.

**આ**પણી આર્યભાષા એ ભારતમાં આપણો એક મહાન વારસો છે. ભારત એ અનેક જાતિઓ તથા અનેક ભાષાઓની ભૂમિ છે અને ભારતીય પ્રજાસમૂહ તથા ભારતીય સંસ્કારિતા જે વિવિધ તત્ત્વોનાં બનેલાં છે તે તત્ત્વોનો ઉદ્ભાવ અને તેમને એકરૂપે સંબદ્ધ કરતી એકતા આર્યભાષા અને તેની પીઠમાં રહેલ માનસમાંથી સાંપડેલ છે. ઘણા પ્રાચીન કાળથી જુદી જુદી જાતિઓ પોતાની વિવિધ પ્રકારની સંસ્કારિતા સાથે ભારતમાં આવીને વસી તથા તે સૌએ પોતાના પ્રજાગત વારસા અને કાર્ય-ક્ષમતા અનુસાર સમાજ અને સંસ્કૃતિની રચના કરી અને પોતપોતાની જીવનરીતિ તેમજ વિચારણાઓ વિકસાવી. સૌથી પહેલાં આપણે આદિમ નેગ્રિટો જાતિ જોઈ એ છીએ. ભારતમાં વસવાટ કરનાર કદાચ એ પ્રાચીન-તમ જાતિ હશે. ભારતની ભૂમિ ઉપર કોઈ પ્રકારના મનુષ્યકલ્પ (Anthro-poid) વાનરમાંથી કોઈ માનવજાતિ વિકસી હોય એવો પુરાવો હજી સુધી મળ્યો નથી. આ પછી હિન્દી ચીનમાંથી ઑસ્ટ્રિક જાતિ અને પછી પશ્ચિમ-માંથી દ્રાવિડ જાતિના લોકો આવ્યા. ત્યારબાદ આર્યો આવ્યા અને ઈશાન ખૂણા તથા ઉત્તરમાંથી તિબેટ-ચીનાઈ (Tibeto-Chinese) લોકો આવ્યા. ભારતીય પ્રજા અને તેની સંસ્કારિતાના બંધારણમાં મૂલગત તત્ત્વો પૂરાં પાડનારી આ મુખ્ય 'જાતિઓ' છે (જેમાંની એકે જાતિએ પોતાનું શુદ્ધ અને અમિશ્રિત સ્વરૂપ જાળવી રાખેલું જ હતું એમ માની લેવાની જરૂર નથી). સંભવતઃ આ સિવાય બીજાં પણ તત્ત્વો હતાં, અને જો કે એ વિષયમાં ચર્ચા ચાલી રહી છે છતાં આપણે એ સંબંધમાં ચોક્કસ કંઈ જાણતા નથી. ભારતીય પ્રજા અને તેની વિશિષ્ટ સંસ્કારિતાએ ધ્યાન

ખેંચે એવું સ્વરૂપ ધારણ કર્યું ત્યારબાદ ઇતિહાસકાળમાં બીજાં પણ તત્ત્વો આવ્યાં, જે ઓછેવત્તે અંશે ભારતીય પ્રજામાં ભળી ગયાં, અને તે સાથે ભૌતિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક કે ધાર્મિક-સંસ્કૃતિનાં કેટલાંક અંગો ઓછાવત્તા પ્રમાણમાં આત્મસાત્ થઈ ગયાં. ભારતનો આદિમ નિવાસી નેગ્રિટો, જે પ્રત્નપાષાણયુગ (Palaeolithic Age)ના ખોરાક શોધનાર જેવું જીવન ગાળતો હતો તેની પાસે તો ભારતીય સંસ્કૃતિના બંધારણમાં આપવા જેવું કંઈ હતું નહિ. કેટલાંક દુર્ગમ સ્થળોમાં જ્યાં એ ટકી રહ્યો છે અથવા પાછળથી આવેલા લોકોમાં એ ભળી ગયા છતાં જ્યાં એની નિશાનીઓ જોઈ શકાય છે તે સ્થાનો સિવાય આજે તો એનું નામો-નિશાન મટી ગયું છે. ઑસ્ટ્રિક અને દ્રાવિડી લોકોએ ભારતીય જનસમૂહ અને ભારતના સામાજિક તથા સાંસ્કારિક જીવનના કેટલાક મૂલસ્તંભો પૂરા પાડ્યા છે. તિબેટ-ચીનાઈ પ્રજાએ પણ ઈશાન ખૂણાના મર્યાદિત વિસ્તારમાં વસતિ અને સંભવતઃ સંસ્કારિતાનાં પણ કેટલાંક તત્ત્વો આપ્યાં છે. પણ ચડિયાતા સંગઠનવાળી આર્ય જાતિએ જ આ બહુવિધ તત્ત્વોને એકરૂપ આપ્યું, જેમાં કેટલેક સ્થળે કેટલાંક અંગોનો રાસાયણિક સંવિલય થયો, જ્યારે બીજાં કેટલાંકનું માત્ર યાંત્રિક મિશ્રણ થયું. ભારતીય માનવતાની તેના ઇતિહાસ, ધર્મ અને વિચારણાના વિષયમાં—તેની વિશિષ્ટ સંસ્કારિતામાં જે સમુત્ક્રાન્તિ થઈ તેનો સૌથી શક્તિશાળી સંચાલક અંશ તે આર્યોની ભાષા હતી. ઑસ્ટ્રિક અને દ્રાવિડી પ્રજાઓએ સંસ્કારિતાના પાયા નાખ્યા અને આર્યોએ એ પાયા ઉપર બાંધકામનો આરંભ કર્યો ત્યારથી ભારતની ભૂમિ ઉપર જે સુગ્રથિત સંસ્કારિતા ઉદ્દભવી તેનું વાહન, પ્રતીક અને આવિષ્કરણ આ આર્યભાષા બની; તથા સંસ્કૃતરૂપે અને પાલિરૂપે, પ્રાચીન વાયવ્ય પ્રાકૃત, અર્ધમાગધી અને અપભ્રંશરૂપે, અને પાછળથી હિન્દી, ગુજરાતી, મરાઠી, ઓરિયા, બંગાળી, નેપાળી તથા બીજી ભાષાઓરૂપે એ. આર્યભાષા જુદા જુદા કાળમાં અને જુદા જુદા પ્રદેશોમાં ભારતીય સંસ્કારિતા સાથે અવિનાભાવે સંકળાયેલી છે.

ભારતમાં જ આર્યભાષાનો ઇતિહાસ ત્રણ હજાર અને પાંચસો

વર્ષના અપ્રતિહત પ્રગતિ સૂચવે છે અને એનો પ્રાગ્-ભારતીય ઇતિહાસ ઈરાન, ઇરાક અને એશિયા-માઇનોરમાં વધુ એક હજાર વર્ષ સુધી ઝાંખો ઝાંખો જોઈ શકાય છે; તથા એ પહેલાંના સમયને માટે પણ આપણી સમક્ષ જે ભાષાવિષયક સાધનસામગ્રી મોજૂદ છે તે ઉપરથી બીજાં પાંચસો-હજાર વર્ષ માટે પણ એકંદરે સંભવિત નિર્ણયો ઉપર આવી શકાય તેમ છે. ભારતની આર્યભાષાના વિકાસની મુખ્ય રેખાઓ તેની ભારત-યુરોપીય, ભારત-ઈરાની અથવા ‘ આર્ય ’, અને ભારતીય આર્ય એ વિવિધ ભૂમિકાઓ-રૂપે દોરી શકાય છે. એમાંની છેલ્લી-ભારતીય આર્યભાષા-નો વિકાસ, અલબત વધુ વિગતથી, આદ્ય ભારતીય આર્ય (Old Indo-Aryan, O I A), મધ્ય ભારતીય આર્ય (Middle Indo-Aryan, M I A) અને નવ્ય ભારતીય આર્ય (New Indo-Aryan, N I A) એ ભૂમિકાઓમાં અથવા શિથિલ છતાં વધુ સગવડભરી પરિભાષા વાપરવી હોય તો ‘સંસ્કૃત,’ ‘પ્રાકૃત’ અને ‘ભાષા’રૂપે જોઈ શકાય છે. દુનિયાનું કોઈ પણ ભાષાકુળ ભારતની આર્યભાષા જેવો સુદીર્ઘ અને સાતત્યપૂર્ણ ઇતિહાસ બતાવી શકતું નથી, એ વસ્તુ ઠેઠ વેદગ્રન્થોથી માંડીને પ્રમાણભૂત લખાણોની જે લાંબી પરંપરા પ્રાપ્ત થાય છે તેને આભારી છે. આ પરંપરા આજ સુધી ચાલુ રહી છે. જો કે દૂરગામી પરિવર્તનોને કારણે કેટલાક અંકોડાઓ નાશ પામ્યા છે અને કેટલા નવા ફેરફારો ઉમેરાયા છે, છતાં આ પરંપરાને આધારે કેટલાયે શબ્દો અને કેટલાંયે વ્યાકરણવિષયક રૂપોનો અને કેટલીક વાર તો આખાં ને આખાં વાક્યોનો ઇતિહાસ અર્વાચીન બંગાળી, ગુજરાતી, મરાઠી, પંજાબી કે હિન્દીથી માંડી પાછા પગલે પ્રાકૃત અને વેદની ભાષા દ્વારા આદિમ આભાયુ (Primitive Indo-European) સુધી મેળવી શકાય છે. "મા ઘેર છે" એવા અર્વાચીન ગુજરાતી વાક્યનું આ રીતે ઈ. સ. પૂર્વે લગભગ ૩૫૦૦ વર્ષની આભાયુમાં તેના શક્ય મૂલરૂપે *मातेर्स् र्घोइ ऍस्-र्स्-ति એ પ્રમાણે પુનર્નિર્માણ કરી શકાય છે. આ ભાષા-વિકાસનો અભ્યાસ અસાધારણ મહત્ત્વવાળું માનવ વિજ્ઞાન છે અને આપણી ભાતિક અને માનસિક સંસ્કારિતા સાથે, આપેલ્યાં સાધારણ અને કુદરતી

તેમજ અસાધારણ દશાન્તરો સાથે અને આપણા બાહ્ય સંપર્કના કે આંતરિક અશ્લિષ્ટ દશા (Isolation)ના કાળ સાથે તે નિકટપણે સંબદ્ધ હો એક અત્યંત રસિક વિષય છે.

આજે દુનિયામાં બોલાતી ૮૦૦ થી ૯૦૦ ભાષાઓ તથા બોલી કોને, તેમના બંધારણની સમાનતા તથા તેઓમાં પરસ્પર જણાતી ધાતુઓ, અને શબ્દોરૂપી 'વાગ્વસ્તુ' ('Language-commodity, 'speech-goods', જર્મન Sprachgut) ની સમાનતાને ધ્યાનમાં રાખીને સંખ્યાબંધ 'કુળો' માં વહેંચી દેવામાં આવી છે. 'ભાષાકુળો'નો ખ્યાલ એ તેની તમામ પરિસ્થિતિ અને સિદ્ધિઓમાં માનવની ઉત્ક્રાન્તિને લાગેવળગે છે ત્યાં સુધી આધુનિક વિચારણાની એક મોટામાં મોટી શોધ છે. જો કે આ ખ્યાલનો ઊગમ ૧૮મી સદીમાં થયો હતો, જ્યારે કલકત્તામાં સર વિલિયમ જોન્સે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો અને 'અદ્ભુત બંધારણવાળી, ગ્રીક કરતાં સંપૂર્ણ, લેટિન કરતાં વિપુલ અને એ બન્ને કરતાં વધુ સંસ્કારી' ભાષા તરીકે તે સંસ્કૃતની પ્રશંસા કરવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો કે આ ત્રણે ભાષાઓની ધાતુવિષયક અને વ્યાકરણવિષયક એકવાક્યતા જોતાં અત્યારે અસ્તિત્વ નહિ ધરાવતી એવી એક સામાન્ય મૂળ ભાષામાંથી તે ઊતરી આવી હોવી જોઈએ. પરન્તુ એ ખ્યાલનો વિકાસ તો ગઈ સદી દરમિયાન જ થયો. સર વિલિયમ જોન્સ એમ પણ માનતો હતો કે, જર્મેનિક, ગૉથિક અને કેલ્ટિક ભાષાઓ તેમજ જૂની ઈરાની ભાષા પણ એક જ કુળની છે. ઈ. સ. ૧૭૯૬માં વ્યક્ત થયેલો જોન્સનો આ અભિપ્રાય કે જેને વૈજ્ઞાનિક પ્રતિભાના એક અદ્ભુત ઉદાહરણરૂપે વર્ણવી શકાય તેણે ભાષાકુળોના અસ્તિત્વ વિષેના પ્રકલ્પ (Hyphothesis)ની દિશા તરફ આંગળી ચીંધી; ભાષાઓના તુલનાત્મક અભ્યાસ દ્વારા એક સામાન્ય મૂલનો પુરાવો મળતાં આધુનિક ભાષાવિજ્ઞાન ધીરે ધીરે પેદા થયું. કોઈ એમ પણ કહેવા લલચાય કે સંસ્કૃત, ગ્રીક, લેટિન, ગૉથિક અને પ્રાચીન ઈરાની ભાષાઓ એક જ કુળની હોવા વિશેની તેજસ્વી કલ્પના સર વિલિયમ જોન્સને આવી તે વખતે જ એ વિજ્ઞાન પેદા થયું હતું.

(યુરોપ, એશિયા, આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ઓશિયાનિયા અને અમેરિકામાં સંબદ્ધ ભાષાઓ અને બોલીઓ સાથેનાં જે વિવિધ ભાષાકુળો મોજૂદ છે તેમાં, અલબત, સૌથી મહત્ત્વનું ભાષાકુળ ભારત-યુરોપીય છે.) દુનિયાની સૌથી મોટી જનસંખ્યા સાથે એ ભાષાકુળ સંબંધ ધરાવે છે તથા કેટલીક અતિ મહત્ત્વની પ્રાચીન તેમ જ અર્વાચીન ભાષાઓનો પોતામાં સમાવેશ કરે છે કે જે ભાષાઓ છેલ્લાં અઢી હજાર કરતાં પણ વધુ વર્ષ-ચયમાં માનવતાની પ્રગતિકૂચમાં મોખરે રહી છે. આ સિવાય બીજાં પણ ભાષાકુળો છે—સેમિટિક [ ‡અશુર-બાબિલ (Assyrio-Babylonian), ‡ હિબ્રૂ, ‡ ફિનિશિયન, ‡ સિરિયાઈ, અરબી, ‡ સેબિયાઈ, ‡ ઇથિયોપિયાઈ, હબસી]; હેમિટિક [ ‡ પ્રાચીન મિસરી, ‡ કિબ્તી (Coptic), ટ્વારેગ (Tuareg), કબાઈલી (Kabyle) અને બીજી બર્બર ભાષાઓ, સોમાલી, ફુલાની વગેરે]; ચીનાઈ-તિબેટી અથવા તિબેટ-ચીનાઈ (ચીની, દાઈ અથવા થાઈ અર્થાત્ સિયામી, બ્રહ્મ-મા અથવા બ્રહ્મી, બોડ અથવા તિબેટી, હિન્દ અને બ્રહ્મદેશની સરહદ ઉપરની ભાષાઓ, વગેરે); યુરાલી, (મગ્યાર, ફિન, એસ્થ, લૅપ, વોગલ, આસ્ટાક વગેરે); આલ્તાઈ (તુર્કી ભાષાઓ, મોંગોલ, મંચુ); દ્રાવિડી (તામિલ, મલાયળમ, કન્નડ, તેલુગુ, ગોંડ વગેરે, અને બ્રાહુઈ); ઑસ્ટ્રિક (હિન્દની કોલ અથવા મુંડા બોલીઓ, ખાસી, મોનખ્મેર, નીકોબારી અને બીજી ઑસ્ટ્રો-એશિયાઈ ભાષાઓ, આ ઉપરાંત ઑસ્ટ્રો-નેશિયાઈ ભાષાઓ—હિન્દેશિયાઈ મલાય, સુંદાની, બલી, જાવાઈ, સેલિબિસ, વિસય, તગાલોગ વગેરે, મેલેનેશિયાઈ, ફીજી વગેરે, અને પોલીનેશિયાઈ ભાષાઓ જેવી કે-સામોઆઈ, તાહિટી, માઓરી, માર્કેસાઈ, હવાઈ); બાન્ટુ (મધ્ય અને દક્ષિણ આફ્રિકાની ભાષાઓ—સ્વાહિલી, લુગાન્ડા, કોંગો પ્રદેશની ભાષાઓ, સ્સુઆના, ઝુલુ વગેરે); સુદાની (પશ્ચિમ આફ્રિકાની ભાષાઓ, જેવી કે યોરૂબા, ગાન, અશાન્ટી, મન્ડી-ગો વગેરે); અને ઉત્તર, મધ્ય અને દક્ષિણ અમેરિકાની ભાષાઓનાં વિવિધ કુળો, જેમની સંખ્યા, અહીં નિર્દેશ કરી શકાય તે કરતાં ઘણી વધારે છેઃ આમાંનાં કેટલાંક કુળો મહાન સંસ્કૃતિઓ સાથે સંબંધ ધરાવે

છે અથવા લાખો લોકો તે બોલે છે, છતાં પણ કાં તો તેઓ સર્વત્ર ભારત-યુરોપીય કુળની ભાષાઓ સમક્ષ પાછાં હઠી જાય છે અથવા એ ભાષાઓની અસર વિવિધ પ્રકારે ઝીલે છે. એક ભારત-યુરોપીય ભાષા, અંગ્રેજી, તેની રાષ્ટ્રિય અથવા પ્રાદેશિક સીમાઓ, લગભગ વટાવીને, બીજી કોઈ પણ ભાષા કરતાં વધુ અંશે વિશ્વભાષાની સૌથી નજદીકનું સ્થાન પામી છે અને વિશ્વસંસ્કૃતિનું અભૂતપૂર્વ વાહન બની છે. જગતના જુદા જુદા ભાગોમાં આવેલા દેશોના આખા પ્રદેશો જે કાં તો મૂળે ભારત-યુરોપીય ભાષા જાણતા જ નહોતા અને બીજી ભાષાઓ બોલતા હતા અથવા તો તદ્દન ઉજ્જડ હતા તે પ્રદેશો હવે ભારત-યુરોપીયનાં ધીકતાં અને પ્રતિદિન આગળ ધપતાં કેન્દ્રો બન્યા છે. ભારતની બાબતમાં પણ આમ જ બનેલું છે; ભારત-યુરોપીય ભાષાએ લગભગ ચાર હજાર વર્ષ પૂર્વે પોતાનો દિગ્વિજય શરૂ કર્યો તે વખતે એનું શાસન સ્વીકારનાર દેશો પૈકી ભારત એ એક પ્રાચીન દેશ હતો.

વૈદિક, પ્રાચીન ઈરાની અને અવેસ્તા, ગ્રીક, ગૉથિક અને બીજી જર્મેનિક ભાષાઓ, લૅટિન, જૂની આઈરીશ અને બીજી કેલ્ટિક ભાષાઓ, સ્લાવ અને બાલ્ટિક ભાષાઓ, આર્મેનિયન અને આલ્બેનિયન તથા 'હિટાઈટ' અને 'તોખારી'—એ સર્વની માતૃભૂત એક આદિમ ભારત-યુરોપીય ભાષા અવિભક્ત રૂપે એક પ્રજામાં બોલાતી હતી, જે પ્રજાને કેટલાક ભાષાશાસ્ત્રીઓએ *વિરોસ્ (*Wiros) નામ આપ્યું છે. આદિમ ભારત-યુરોપીય ભાષામાં આ શબ્દનો અર્થ 'મનુષ્ય' થાય છે અને એ જ શબ્દમાંથી સંસ્કૃત વીર, લૅટિન Uir, જર્મેનિક Wer અને પ્રાચીન આઈરીશ Fer ઊતરી આવ્યા છે. અર્થાત્ જાતિમૂળ અને માનસબંધારણમાં વિભિન્ન એવી જે પ્રજાઓ ભારત-યુરોપીય ભાષાકુળમાં જોડાઈ છે તેમના આ વિરોસ્ ખરેખર જાતિગત નહિ તો, ભાષાગત પૂર્વજો છે. આ વિરોસ્ કેવા હતા અને આજે તેમના સાચા વંશજો કોણ છે-તેમના શુદ્ધ અવશેષો ક્યાં મળે છે એ ચોક્કસપણે શોધી કાઢવું અશક્ય છે. પ્રાચીન ભારતના બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો જેઓ 'આર્યો' તરીકે ભારતમાં આવ્યા હતા તેઓ વિરોસ્‌ના સાચા વંશજો હોય એમ માનવામાં આવે છે. ઈરાની આર્યોની

બાબતમાં પણ આવું જ મનાય છે. આધુનિક નાઝી જર્મનીને શીખવવામાં આવે છે કે જર્મન પ્રજા (અથવા જર્મન ભાષા બોલતી પ્રજા) એ જ સાચા અને વિશુદ્ધ વિરાસ છે; જો કે જર્મનોમાં જાતિમિશ્રણ તુરત દેખાઈ આવે એવું છે અને તેનો સ્વીકાર પણ કરવામાં આવે છે, અને કેટલાક જર્મન વિદ્વાનોએ જ વિરાસના સાચા વંશજો તરીકેની જર્મનોની જાતિવિશુદ્ધિ અથવા તેમનો જાતિગત કે ભાષાગત વારસો નકાર્યો છે. પ્રાચીન ભારતમાં જાતિમિશ્રણ એ વસ્તુસ્થિતિ હતું એમ મહાભારત અને પુરાણોમાં બ્રાહ્મણ અથવા ક્ષત્રિય અને નાગ અથવા શૂદ્ર અથવા દાસ જાતિ વચ્ચેનાં લગ્નોનાં જે સંખ્યાબંધ પ્રસંગવર્ણનો મળે છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે; જો કે પોતાના આર્ય 'વર્ણ'નું અભિમાન ધરાવનાર સ્થિતિચુસ્ત આર્યોએ દાસ અથવા આર્યેતર વર્ણ સાથે પોતાનો સંકર થતો અટકાવવા માટે આંતરવિવાહી (Endogamous) જ્ઞાતિઓની પદ્ધતિ સ્થાપિત કરી અથવા સ્વીકારી અને પછીના સમયમાં તો તેને ઉત્તેજન પણ આપ્યું. ઉજ્જવળ વર્ણવાળા બ્રાહ્મણો કરતાં વધારે ચતુર એવા શ્યામ વર્ણવાળા બ્રાહ્મણોના ઉલ્લેખ બ્રાહ્મણગ્રન્થોમાં આવે છે; ભારતની આર્યેતર જાતિઓના ભાષા, ધર્મ અને સામાજિક દૃષ્ટિકોણના વિષયમાં સામુદાયિક આર્યીકરણ સાથે એ જાતિઓના આગેવાનોને ક્ષત્રિયોનું અને તેમના પુરોહિતોને બ્રાહ્મણોનું પદ મળ્યું; અને આ આર્યીકરણ જેટલું જૂનું તેટલું આ આર્યેતર જાતિઓનું ઉચ્ચ વર્ણો—જેમાં શુદ્ધતમ આર્યો જ હોવાનું મનાય છે તે—માં સમાઈ જવું સંપૂર્ણ થયું. પાછળના અને ઐતિહાસિક કાળમાં પરદેશીઓને પણ આ ઉચ્ચ વર્ગો અથવા વર્ણોમાં સમાવી લેવામાં આવ્યા હતા; જેમકે—ઈસવી સન પૂર્વે તેમજ પછીના સમયમાં શક લોકો, અને મિથ્ર કે મિહિરની ઉપાસના કરનાર ઈરાની પુરોહિતો કે જેમને 'શાકદ્વીપીય' બ્રાહ્મણો, એટલે કે શકસ્થાન (=પૂર્વ ઈરાનમાં આવેલ સિસ્તાન)ના બ્રાહ્મણો, તરીકે ઈસુની પ્રારંભિક શતાબ્દીઓમાં સ્વીકારવામાં આવ્યા હતા, અને જેઓએ સૂર્યપૂજાનો જૂનો 'આર્ય'-સંપ્રદાય હિન્દમાં પાછો ચાલુ કર્યો હતો. આ સર્વ તથા બીજી કેટલીક

વિગતો એમ સૂચવે છે કે જેનાં જાતિગત લક્ષણો જાણવામાં નથી એવી ભારત-યુરોપીય વિરોસ પ્રજાએ (એ પ્રજા ઊંચી, મોટાં અંગોવાળી, લાંબાં નાકવાળી, સફેદ-ચામડીવાળી, ભૂરી આંખોવાળી અને સોનેરી વાળવાળી મૂળ નોર્ડિક જાતિની હોય એ અસંભવિત નથી-જો કે આ વાત સામે શંકા ઉઠાવવામાં આવે છે, અને વિરોસ્ મૂળે અવિભક્ત સ્થિતિમાં હતા; ત્યારથી જ તેમને માટે સંમિશ્રિત જાતિમૂળ ધારવામાં આવે છે) પોતાની ભાષા અને સામાજિક બંધારણનો પ્રચાર કર્યો હતો અને પોતાના સંપર્કમાં આવનાર સંખ્યાબંધ પ્રજાઓમાં આ બન્ને વસ્તુઓ, શાન્તિપૂર્વક અથવા હુમલાખોર રીતે, દાખલ કરવાને તે શક્તિમાન નીવડી હતી; આથી જે લોકોમાં વિરોસ્ વિજેતા અથવા શાસક ઉદાત્તવર્ગ (Aristocracy) તરીકે અથવા સંખ્યામાં તેમ જ પોતાના રિવાજોની બીજા ઉપર છાપ પાડવાની શક્તિમાં ચડિયાતા એવા શાન્તિમય નિવાસીઓ તરીકે રહ્યા તેમાં તેઓ ભળી ગયા તે સાથે એમની ભાષા તેમજ ભાષાની સંગાથે પ્રવર્તતી સંસ્કારિતાનો દેશના મૂળ વતનીઓએ પણ સ્વીકાર કર્યો. જુદી જ સામાજિક પરંપરાવાળા અને જુદી જ ભાષાઓ બોલનારા આ મૂળ વતનીઓ, આવા પ્રસંગોમા સામાન્ય રીતે બને છે તેમ, આ આખી પ્રક્રિયાને સમજવાને અશક્ત હોવા છતાં; આશ્ચર્યજનક રીતે પરિવર્તન પામી ગયા. અને આ પ્રમાણે તેઓ ભારત-યુરોપીય ભાષા અને ભારત-યુરોપીય પારિપાર્શ્વિક (Milieu)—જે બન્નેય વિષયમાં આ સંયોજનકાળ દરમિયાન ઠીક ઠીક પરિવર્તન થયું હતું—ના ગર્વિષ્ઠ વારસદારો અને પ્રચારકો બન્યા. એક પ્રજા એક ભાષા અને રૂઢિ ઘડે, અને તેનું પરિણમન એક મહાન સાંસ્કૃતિક બળરૂપે થાય કે જે બળ બીજી પ્રજાઓની પાસે પણ—તેમની સ્વકીય ભૂમિકા ઉપર—પોતાનો સ્વીકાર કરાવે: એ માનવના સાંસ્કૃતિક ઇતિહાસમાં એક નોંધપાત્ર-જો કે અદ્વિતીય નહિ-વ્યતિકર છે.

આદિમ ભારત-યુરોપીય ભાષાએ પોતાનાં વિશેષ લક્ષણો ક્યાં પ્રાપ્ત કર્યાં હતાં, અર્થાત્ વૈદિક, ગાથા અવેસ્તા અને હોમરની ગ્રીક જેવી પ્રાચીનતમ ભારત-યુરોપીય ભાષાઓ જેવા કંઈક સ્વરૂપમાં તેનો ક્યાં વિકાસ

થયો હતો એ આપણે જાણતા નથી; તેમજ એક અવિભક્ત પ્રજા તરીકે વિરોસ ચોક્કસપણે ક્યારે રહેતા હતા એ પણ નક્કી થઈ શકે એમ નથી. વિરોસ્ લોકોએ કોઈ પ્રકારની લેખનપદ્ધતિ ખીલવી નહોતી અને બીજી પ્રજાઓ—જેવી કે ઇજિપ્શિયનો, સુમેરિયનો, અક્કડિયનો, એસીરિયનો, ઈલામવાસીઓ, એશિયા–માઈનોરના વતનીઓ, ગ્રીસ અને પૂર્વ ભૂમધ્યની ઇજિયન પ્રજા, જેમણે હરપ્પા અને મોહેં–જો–દડોની સંસ્કૃતિ ઊભી કરી હતી તે ભારતના આર્ય–પ્રાક્ લોકો અને ચીનાઓએ મહાન સંસ્કૃતિઓ ખીલવી ત્યાર પછી ઘણે કાળે તેઓ ઇતિહાસમાં દેખાય છે. ઉત્તર મેસોપોટેમિયા અને પૂર્વ એશિયા–માઈનોરની સુસંસ્કૃત પ્રજાઓના સંપર્કમાં તેઓ ઈસવી સન પૂર્વે ત્રીજી સહસ્રાબ્દિની અંતિમ શતાબ્દિઓ દરમિયાન આવ્યા હોય તેમ જણાય છે; અને ઈસવી સન પૂર્વે ૨૦૦૦ લગભગ તેમનાં ઘણાં ચિહ્નો મેસોપોટેમિયામાં જોવામાં આવે છે. ઇટાલિયન નૃવંશશાસ્ત્રી સર્જીએ સૂચવ્યું છે કે એશિયા–માઈનોરના હસ્ય પ્રદેશો એ તેમનું મૂળ વતન અથવા 'લક્ષણક્ષેત્ર' ('Area of characterisation') છે; અને 'નેશિયન' (Nesian) અથવા હિટાઈટ ભાષાની હમણાં થયેલી શોધ અને ભારત–યુરોપીય કુળની જૂનામાં જૂની શાખા તરીકે—આદિમ ભારત–યુરોપીય કુળની પુત્રી કરતાં ભગિની તરીકે—એ કુળ સાથેનું તેનું સંયોજન આ પ્રકલ્પને ટેકો આપતું હોય એમ લાગે છે. પણ બીજી કેટલીક હકીકતો યુરેશિયા (યુરોપ–એશિયા) ખંડનો બીજો કોઈ પ્રદેશ ભારત–યુરોપીય પ્રજાનું મૂળ વતન હોય એમ સૂચવે છે. સર્જીની પહેલાં ભારત–યુરોપીય પ્રજાના મૂળ વતન વિશે અનેક અભિપ્રાયો પ્રવર્તતા હતા. દા. ત. મેક્સમૂલરે મધ્ય એશિયા મૂળ વતન હોવાનો પ્રકલ્પ લોકપ્રિય બનાવ્યો હતો. ગઈ શતાબ્દીના મધ્યમાં બહારની દુનિયામાં મધ્ય એશિયા ઝાઝું જાણીતું નહોતું, પણ એક પ્રકારની કૌતુકમય ભૂમિ જેવું હતું. પણ ગઈ સદીના પાંચમા દસકા જેટલા જૂના કાળમાં લેથામે આ મધ્ય એશિયાવાળા મત સામે વિરોધ ઉઠાવ્યો અને સૂચવ્યું કે ભારત–યુરોપીય પ્રજાનું મૂળ વતન "યુરોપમાં કોઈ સ્થળે"

હતું. આ "યુરોપમાં કોઈ સ્થળે" વિદ્વાનોની બુદ્ધિ અને કલ્પનાને ખૂબ ઠસી છે—પૂર્વ રશિયા, દક્ષિણ રશિયા, ઉત્તર જર્મની, સ્કેન્ડીનેવિયા, હંગેરી, પોલેન્ડ અને લિથુઆનિયાનાં નામ પ્રાચીન જગતના 'આર્યો'ની ખોવાયેલી પિતૃભૂમિ તરીકે સૂચવાયેલા પ્રદેશોમાં છે. "પૂર્વ યુરોપમાં કોઈ સ્થળે"-એ પણ એક લોકપ્રિય મત છે. મધ્ય અને પૂર્વ યુરોપના પ્રાગ્-ઇતિહાસકાલીન સમાધિ-સ્તૂપ (Grave-mounds) અશ્વ ઉછેરનારા અને અશ્વ વાપરનારા ભારત-યુરોપીયો સાથે સંબદ્ધ હોય એમ માનવામાં આવે છે. અર્ધ-ભ્રમણશીલ અર્ધ-સ્થિતિશીલ ભારત-યુરોપીય સંસ્કૃતિનો વિકાસ મધ્ય અને પૂર્વ યુરોપનાં મેદાનો ઉત્તર તરફ જ્યાં સમધારણ જંગલો સાથે મળે છે ત્યાં થયો હતો એમ માનવામાં આવતું. આ પ્રદેશમાંથી; ભારત-યુરોપીય પ્રજાઓની ટોળીઓ, કાં તો એ પ્રદેશો સુકાઈ જવાને કારણે અથવા બીજી પ્રજાઓના હુમલાના દબાણને લીધે, નીકળીને દક્ષિણ અને પશ્ચિમ તેમજ અગ્નિ અને વાયવ્ય ખૂણા તરફ આગળ વધી અને ત્યાં વસતી બીજી સુસ્થિત પ્રજાઓના સંપર્કમાં આવીને પ્રાચીન કાળની ગ્રીક, ગ્રેશિયન, ફ્રીજિયન, આર્મેનિયન, આર્ય (ભારત-ઈરાની), જર્મન, કેલ્ટ અને ઇટાલિયન પ્રજા બની. (ભારત-યુરોપીય એટલે કે વિરોસ્ પ્રજા તેની આદિમ સ્થિતિમાં ખાસ ઉચ્ચ પ્રકારની ભૌતિક સંસ્કારિતા ખીલવી શકી નહોતી. તેની પાસે એક અદ્‌ભુત ભાષા હતી, અને તે સામાજિક દૃષ્ટિએ ખૂબ સુસંગઠિત હોય એમ જણાય છે.- તેની ગણ-સંહતિની (Tribal solidarity) રચના વિષમ સંયોગોમાં પણ ટકી રહી હતી અને બીજા જે લોકો પાછળથી તેના સંપર્કમાં આવ્યા તેમના ઉપર પણ એની અસર પડેલી જણાય છે. એનો સમાજ એકપત્નીવ્રતયુક્ત અને પિતૃ-અધિકારી (Patriarchal) કુટુંબોનો બનેલો હતો; અને પાછળથી ભારતના આર્યોમાં જે વસ્તુ ગોત્ર તરીકે સુવિદિત બની તેનું આ પિતૃ-અધિકારી કુટુંબ બીજ હતું તથા એક સામાન્ય મુખિયાની સત્તા નીચેનાં આવાં અનેક ગોત્રોની પ્રજા બનેલી હતી. ભારત-યુરોપીયો સૂક્ષ્મ કલ્પનાશક્તિવાળા હતા અને આ કલ્પનાશક્તિ સાથે વ્યવહારબુદ્ધિ તથા દેશકાલાનુસાર

વર્તવાની કુનેહનું સંયોજન થતાં તેઓ સર્વ સ્થળે અજેય બન્યા. સ્ત્રી-પુરુષના સંબંધોમાં સ્ત્રીજાતિ પ્રત્યે માનની લાગણી રાખવામાં આવતી, જેમાં ઘરની અપરિણીત પુત્રી તરીકે તેને માન અને રક્ષણ આપવામાં-આવતું તથા તેના પિતા અને બંધુઓ લગ્નમાં તેનું દાન કરતા; પત્ની તરીકે તે પુરુષની સહચારિણી અને જવાબદાર ભાગિયણ હતી; અને માતા તરીકે તે ગોત્રની આદરણીય માર્ગદર્શક તથા સલાહ આપનાર હતી. તેમણે એક એવો ધર્મ વિકસાવ્યો હતો, જેમાં અદૃશ્ય શક્તિઓ અથવા બળો( જેમને મુખ્યત્વે કુદરતનાં બળો તરીકે કલ્પવામાં આવ્યાં હતાં)નાં દુષ્ટ કરતાં હિતકારી અંગો ઉપર ભાર મુકવામાં આવતો હતો. આંતોઆં મીલેત( Antoine Meillet )ના શબ્દોમાં કહીએ તો, 'દેવત્વનો તેમનો ખ્યાલ સ્વર્ગીય અને દેદીપ્યમાન, અમૃત અને શુભ ફલો આપનાર હતો : અને આ ખ્યાલ આજના યુરોપના સામાન્ય માણસના ખ્યાલથી બહુ દૂર નથી.' આ પૃથ્વી ઉપર રહેનારા માણસોના મુકાબલે દેવો એ ઉપર સ્વર્ગમાં રહેનારા હતા; દેવો માનુષગુણધારક (Anthropomorphic) વ્યક્તિઓ કરતાં બળો જેવા વધુ અંશે હતા; જો કે આકાર અને લક્ષણોના વિષયમાં તેમની મનુષ્યરૂપતા પણ જાણવામાં હતી અને પાછળથી ભારત-યુરોપીય લોકો માનવ પ્રકૃતિવાળા દેવોનો સુસ્પષ્ટ ખ્યાલ ધરાવનારા લોકોના સંપર્કમાં આવ્યા પછી એ વસ્તુનો વિકાસ પણ થયો જણાય છે. પરન્તુ *द्येउस् पतेर् અથવા 'આકાશપિતા', *प्लथ्वीम मातेर् અથવા 'પૃથ્વીમાતા', *सुवेलिओस् અથવા 'સૂર્યદેવતા', *अउसोस् અથવા 'ઉષાદેવી', *वन्तोस् અથવા 'વાયુદેવ' અને બીજા એવા કુદરતના દેવોને બાદ કરીએ તો વિરાઁ પ્રજાએ ઇજિપ્શિયનો કે સુમેર-અક્કેડિયનો જેવો મોટો દેવતા-સમૂહ વિકસાવ્યો હોય એમ જણાતું નથી. એમના ધર્મ સંબંધમાં તો લગભગ સર્વાંશે ભાષાશ્રયી પુરાતત્ત્વ-શાસ્ત્રને આધારે જ આપણે મત બાંધવાનો રહે છે. ભાષાશ્રયી પુરાતત્ત્વ એ કોઈ પ્રજાનું મૂળ અથવા તેની સંસ્કારિતાનાં મૌલિક લક્ષણો, એ પ્રજાની ભાષાનાં શબ્દાર્થ તથા શબ્દશક્તિનો તુલનાત્મક ધોરણે અભ્યાસ કરીને, ઉકેલનારું શાસ્ત્ર છે.

ભારત-યુરોપીય પ્રજાની ભૌતિક સંસ્કૃતિનો વૃત્તાન્ત પણ એ પ્રમાણે ભાષાશ્રયી પુરાતત્ત્વ ઉપર રચાયેલો છે અને વિશ્ લોકોમાં ઉદ્‌ભવેલી સંસ્કૃતિના પ્રકાર પરત્વે જર્મન અને બીજા વિદ્વાનોના સફળ પ્રયત્નોએ સારી એવી માહિતી પૂરી પાડી છે. ભાષાશાસ્ત્રના આ અંગના સિદ્ધાન્તોને ભારત-યુરોપીય પ્રજાના આદિમ વસતિસ્થાનની વિચારણા પરત્વે પણ વિસ્તારવામાં આવ્યા છે અને થોડા સમય પર બ્રેન્ડેન્સ્ટેઈને ભારત-યુરોપીયોના પ્રાચીન નિવાસસ્થાનની પરિસ્થિતિ સમર્થ રીતે રજૂ કરેલી છે. (Die erste indo-germanische Wanderung, 1936: કલકત્તાથી પ્રસિદ્ધ થતા Indian Historical Quarterly, XIII, I, માર્ચ ૧૯૩૭ના અંકમાં પ્રો. એ. બેરીડેલ કીથે આપેલો આ ગ્રન્થનો અત્યંત ઉપયોગી સાર જુઓ.) બ્રેન્ડેન્સ્ટેઈને બતાવી આપ્યું છે કે આદિમ ભારત-યુરોપીય પ્રજાના ઇતિહાસના બે મુખ્ય સ્પષ્ટ વિભાગો હતા એમ ભાષાવિષયક પુરાવાઓ ઉપરથી જોઈ શકાય છે-(૧) પ્રાચીન સમય કે જ્યારે ભારત-યુરોપીય પ્રજાની જુદી જુદી શાખાઓ બોલીવિષયક ભેદ ધરાવતા વિભિન્ન સમુદાયો-રૂપે હજી વિકસી નહોતી; અને (૨) જ્યારે ભારત-યુરોપીય મુખ્ય સમૂહ નવા જ પ્રકારના હવામાનવાળા જુદા જ પ્રદેશ તરફ આગળ વધ્યો ત્યારે એમાંથી ભારત-ઈરાનીઓ જુદા પડ્યા તે કાળ. જૂના કાળમાં ભારત-યુરોપીય ભાષામાં ચોક્કસ શબ્દો અને ધાતુઓના અમુક અર્થો હતા, અને આ મૂળ અર્થો ભારત-યુરોપીય પ્રજાની ભારત-ઈરાની શાખાના વડવાઓ જે બોલીઓ બોલતા તેમાં કાયમ રહ્યા; પરન્તુ બીજી શાખામાં, એટલે કે ભારત-યુરોપીય પ્રજાની બિન-ભારત-ઈરાની શાખામાં પ્રસ્તુત ધાતુઓ અને શબ્દોમાં એવા નવા અર્થો પેદા થયા કે જે અર્થો ભારત-ઈરાનીઓમાં મળતા નથી. આ પ્રમાણે, આદિમ ભારત-યુરોપીય *ગ્વર્, *ગ્વરાઉ-નો મૂળ અર્થ 'પથ્થર' હતો: એના સંસ્કૃત પર્યાય ગ્રાવન્‌નો 'સોમરસ કાઢવા માટેનો પથ્થર' એવો કંઈક સંકુચિત અર્થ થતો હતો; પરન્તુ ભારત-ઈરાની શાખા બહારની ભારત-યુરોપીય ભાષાઓમાં એનો અર્થ 'ચક્કીનો પથ્થર', અને પછીથી 'હાથચક્કી' (જેમકે જૂની અંગ્રેજીમાં

Cweron, અર્વાચીન અંગ્રેજીમાં Quern) થવા લાગ્યો. આ અર્થ પાછળથી વિકાસ પામેલો છે. એ જ પ્રમાણે આદિમ ભારત-યુરોપીય ધાતુ *मेल्‌नो અર્થ 'ઘસવું' થતો હતો, જે સંસ્કૃત √मृज् અને √मृश्‌માં જળવાઈ રહ્યો છે, પરન્તુ ભારત-યુરોપીયનાં બિન-ભારત-ઈરાની સ્વરૂપોમાં તેનો અર્થ 'દ્હોવું' એવો થાય છે. આદિમ ભાષુ √*सेइનો અર્થ 'અસ્ત્ર ફેંકવું' થતો હતો, તેની સાથે સરખાવો સં. साय्-मक; પરન્તુ અન્યત્ર એટલે કે ભારત-ઈરાની ભાષાસમૂહની બહાર તેમાં 'બીજ મૂકવું', 'વાવવું' એ અર્થ વિકસ્યો (સર૦ લૅટિન Sē-men 'બીજ', જર્મન Säen, અંગ્રેજી ક્રિયાપદ Sow). આદિમ આર્ય √*मेल्-'નબળું બનાવવું' જે સંસ્કૃતમાં પણ મળે છે (√मल्) તેનો ભાષુની બિન-ભારત-ઈરાની ભાષાઓ અને બોલીઓમાં 'દળવું' અર્થ વિકસ્યો. આદિમ ભાષુમાં *पर्कॅम् (=સં. पर्ण-) એટલે (ગરમી અને બીજાં પ્રાકૃતિક કારણોથી) 'જમીનમાં પડેલી ચિરાડ', પરન્તુ Furrow (ચાસ) શબ્દમાં તો નવો અર્થ આવ્યો (સર૦ જર્મન Furche, જૂની અંગ્રેજી Furh-માંથી અર્વાચીન અંગ્રેજી Furrow). આદિમ ભારત-યુરોપીય ધાતુઓ અને શબ્દોના અર્થો તથા તેમાં થયેલાં પરિવર્તનોના સૂક્ષ્મ અભ્યાસને પરિણામે બ્રેન્ડેન્સ્ટેઈન એક અત્યંત મહત્ત્વના નિર્ણય ઉપર આવેલ છે, અને તે નિર્ણય એ છે કે—આદિમ ભારત-યુરોપીય પ્રજા પહેલપ્રથમ પ્રમાણમાં સૂકા, ખડકવાળા કોઈ મુલકમાં રહેતી હતી, કે જ્યાં ખરા અર્થમાં જંગલો નહોતાં, પણ વૃક્ષોનાં ઝુંડ હતાં, અને તેમાં નીચેનાં વૃક્ષો પણ હતાં—ઓક, બરુ (Willow), ભુર્જવૃક્ષ (Birch), રેસાવાળું એક વૃક્ષ અને સ્થિતિસ્થાપક પ્રકૃતિવાળું એક વૃક્ષ; એ પ્રજા પાસે ફળાઉ વૃક્ષો નહોતાં; મૂળે તેઓ નીચેનાં પ્રાણીઓથી પરિચિત હતા—સાબર જેવું શાખાયુક્ત શિંગડાંવાળું હરણ (Elk),* જલમાંજાર (Otter), જંગલી સૂવર, વરુ, શિયાળ, રીંછ, સસલું, જળ તેમ જ સ્થળ ઉપર સંચાર કરી શકતું રૂંછાંવાળું ઉંદરની જાતનું એક પ્રાણી (Beaver),*

* આ પ્રાણી ભારતમાં થતાં નથી તેથી તેમનાં નામના પર્યાયો આપણી ભાષાઓમાં નથી. —અનુ.

ઊંદર અને બીજાં કેટલાંક જંગલી પ્રાણીઓ.) પાળેલાં પ્રાણીઓમાં ગાય તેમને સુમેરિયનો પાસેથી મળી હતી (સુમેરિયન gud, જેનો ઉચ્ચાર ઈ. સ. પૂર્વે લગભગ ૨૭૦૦ વર્ષ પર અંત્યવ્યંજનલોપથી ગુ થતો, એ શબ્દ આદિમ ભા યુ માં ગોઉસ્, એ સ્વરૂપમાં અપનાવી લેવામાં આવ્યો હતો,); તે સિવાય ઘેટું, બકરું, ઘોડો, કૂતરો અને ડુક્કર એ પ્રાણીઓ પણ તેઓ જાણતા હતા. કેટલાંક પક્ષીઓ તેઓ જાણતા હતા, પણ ઘણાં જળ-સ્થળચારી પ્રાણીઓ તથા માછલીથી તેઓ પરિચિત નહોતા. (પછીના કાળમાં પોતાના મૂળ વસતિસ્થાનથી બીજા કોઈ પ્રદેશ તરફ જતાં તેઓ કોઈ નીચા, ભીનાશવાળા પ્રદેશમાં આવ્યા, અને ત્યાં વધુ વિપુલ અને વિભિન્ન વનસ્પતિસમૃદ્ધિ અને પ્રાણીઓના સંપર્કમાં આવ્યા. આદિમ ભારત-યુરોપીય ભાષાના જૂના થરના અભ્યાસમાંથી જે પ્રદેશની કુદરતની ખાસિયતો તારવી શકાય છે તે સાથે ઉત્તર કીરઘીઝનાં વેરાનો તથા યુરલ પર્વતના દક્ષિણ અને પૂર્વના પ્રદેશો સંભવિત રીતે બંધ બેસી જાય છે.) ભાષાના ઉત્તરકાલીન શબ્દસંગ્રહવિષયક અને અર્થસંક્રાન્તિવિષયક સ્તર ઉપરથી પાછળના ભારત-યુરોપીય વસતિસ્થાનની પરિસ્થિતિ વિશે જે માહિતી મળે છે તે કાર્પેથિયનથી બાલ્ટિક સુધીનાં યુરોપનાં મેદાનો સાથે સંગત છે. બીજું, જૂના કાળ દરમ્યાન ભારત-યુરોપીય ભાષામાં જે પરદેશી તત્ત્વો માલૂમ પડે છે તે પણ પશ્ચિમ એશિયા, ઇજિપ્ત અને ઇજિયન ગ્રીસનાં ઓછાવત્તા પ્રમાણમાં વિભિન્ન સંસ્કૃતિ-જગત સાથે નહિ પણ મેસોપોટેમિયાની સુમેરો-અક્કડિયન દુનિયા સાથેનો તેનો સંપર્ક બતાવે છે,

તેથી પ્રાચીનતમ સમયમાં ભારત-યુરોપીયોનું મૂળ નિવાસસ્થાન કયું હશે એ બાબતમાં બ્રેન્ડેન્સ્ટાઈનના મત પ્રમાણે, તે સ્થાન મધ્ય એશિયા હોવાને લગતો પ્રકલ્પ બદલાયેલા સ્વરૂપમાં સૌથી સંભવિત અટકળ તરીકે પુનઃસ્થાપિત થયેલો ગણી શકાય. યુરેશ્યિન સપાટ પ્રદેશની દક્ષિણે આવેલી યુરલની પર્વતમાળા આદિમ ભારત-યુરોપીય નિવાસસ્થાન હોય તેવું જણાય છે. એ સ્થળે ભારત-યુરોપીય પ્રજાની એક શાખાએ—ભારત-ઈરાનીઓના પૂર્વજોએ નિવાસ

ચાલુ રાખ્યો. જ્યારે એ પ્રજાનો મુખ્ય સમૂહ પશ્ચિમ તરફ, જ્યાં અત્યારે પોલૅન્ડનો પ્રદેશ છે ત્યાં, સ્થળાન્તર કરી ગયો. યુરોપમાં વિરોસ્ નો એ નવો નીડ—નિવાસ (Nidus) બન્યો. અથવા તો એમ પણ બન્યું હોય કે ભારતીય આર્યોના અને એશિયા માઇનોરના 'હિટાઇટો'ના પૂર્વજોએ ઉત્તર મધ્ય એશિયામાં આવેલા આદિમ નિવાસસ્થાનનો પ્રથમ ત્યાગ કર્યો હોય; ત્યાંથી નૈર્ઋત્યખૂણે કોકેસસમાં થઈ તેઓ એશિયા માઇનોર, મેસોપોટેમિયા અને ઈરાનમાં ઈ. સ. પૂર્વે ત્રીજી સહસ્રાબ્દીના ઉત્તરાર્ધમાં પહોંચ્યા હોય, જ્યારે આર્યોનું યુરોપીય જૂથ પશ્ચિમ તરફ ગયું હોય. આ એક તર્કગ્રાહ્ય સિદ્ધાન્ત છે અને હાલમાં પ્રચલિત ભાષાવિષયક તેમજ પુરાતત્ત્વા-વેષણવિષયક નિરવદ્ય પદ્ધતિઓ ઉપર નિઃશંકપણે બંધાયેલો છે. યુરેશિયન સપાટ પ્રદેશમાં જંગલી ઘોડાની વસતિ હતી; અને પોતાની એકલ સ્થિતિની જંગલી દશામાં રહેતી આ પ્રજાએ ઘોડાને પાળવાની શરૂઆત કરી એ ભૌતિક સંસ્કૃતિના વિષયમાં તેનો એક મોટો ફાળો હતો. ઈ. સ. પૂર્વે ત્રીજી સહસ્રાબ્દીના ઉત્તરાર્ધમાં, માણસો તેમજ ભાર વહન કરવાને તથા ગાડાં ખેંચવાને કેળવેલા ઘોડા પોતાની સાથે લઈને આર્યો એશિયા માઇનોર અને મેસોપોટેમિયામાં આવ્યા તે પૂર્વે વાહનવ્યવહારના સાધનમાં બળદ, ગધેડા અને ઊંટ સિવાય બીજું કંઈ નહોતું; ઝડપી ગતિવાળો ઘોડો આવ્યો અને તેણે દૂરના પ્રદેશો વચ્ચેના સંપર્કો ઝડપી તથા સહેલા બનાવીને આંતરરાષ્ટ્રિય સંબંધોમાં અને સંસ્કૃતિના પ્રચારમાં ક્રાન્તિ આણી દીધી.

આમ ભારત-યુરોપીય પ્રજા એ તેજસ્વી અસંસ્કૃત લોકોનું એક જૂથ હતું—તે જૂથ જાતિની દૃષ્ટિએ શુદ્ધ હતું કે મિશ્ર હતું તે આપણે જાણતા નથી—કે જેને ઇતિહાસમાં પોતાનું સ્થાન હજી મેળવવાનું હતું. ઈસુ પૂર્વે ત્રીજી સહસ્રાબ્દીના ઝાંખા ભૂતકાળમાં જ્યારે એ પ્રજાની ટોળીઓએ નવાં નિવાસસ્થાનની શોધમાં દક્ષિણ અને પશ્ચિમ તરફ આગેકૂચ કરવા માંડી ત્યારે તેમણે પોતાની ભાષા તથા વિચારસરણિ દ્વારા દિગ્વિજયનો પ્રારંભ કર્યો; અને એ ભાષા તથા વિચારસરણિ છેલ્લાં ત્રણ હજાર વર્ષ દરમ્યાન

માનવ ઇતિહાસમાં અતિ મહત્ત્વનું બળ બની રહી છે. એમ જણાય છે કે પોતાના પૂર્વજોનું નિવાસસ્થાન છોડીને દક્ષિણના પ્રદેશો તરફ આગળ વધનાર આદિમ આર્યોના સમૂહ પૈકી 'હિટાઇટ' એ પહેલો સમૂહ હતો. *

* હિટાઇટ પ્રજા તથા હિટાઇટ ભાષા.—હિટાઇટ ભાષાની શોધ તથા તેની ઉત્પત્તિ અને વિકાસ સંબંધી સંશોધનો, જે હજી પણ ચાલુ રહેલ છે તે, ભારત-યુરોપીય ભાષાના અભ્યાસમાં ઘણાં જ મહત્ત્વનાં છે. સામાન્ય રીતે એ વસ્તુનો સ્વીકાર કરવામાં આવે છે કે જે આદિમ ભાષામાંથી ભારત-યુરોપીય (જેમાં વૈદિક અને ઈરાની, ગ્રીક, લૅટિન વગેરેનું છેવટનું મૂળ રહેલું છે) વ્યુત્પન્ન થયેલી છે તેમાંથી વધારે જૂના કાળમાં હિટાઇટનો ફાંટો જુદો પડ્યો હતો. આ પ્રમાણે હિટાઇટ એ ભારત-યુરોપીયની પુત્રી નહિ, પણ મોટી બહેન છે, અને હિટાઇટ તથા ભારત—યુરોપીય (જેની પુનર્ઘટના પ્રાચીન ભારત-યુરોપીય ભાષાઓ જેવી કે સંસ્કૃત, ગ્રીક, લૅટિન, ગૉથિક, જૂની આઇરિશ, જૂની ચર્ચસ્લાવ, આર્મેનિયન, તોખારિયન આદિ ઉપરથી કરવામાં આવી છે) એ બન્ને ભારત-યુરોપીયના એક વધારે જૂના સ્વરૂપમાંથી આવે છે, જેને ભારત-હિટાઇટ ( Indo-Hittite ) એવું નામ આપવામાં આવ્યું છે. આ ભાષાસંબંધ નીચે પ્રમાણે બતાવી શકાય :




ભારત-યુરોપીય ભાષાના ઇતિહાસને આનુમાનિક (Hypothetical), પુનર્ઘટિત આદિમ ભારત-યુરોપીય ભૂમિકાની પણ પૂર્વે લઈ જવામાં હિટાઇટ આ રીતે નિમિત્તરૂપ બની છે. અત્યાર સુધીમાં પુનર્ઘટિત ભારત-યુરોપીય ભાષામાં કોઈ ખાસ પુનઃશોધનની આવશ્યકતા નહોતી, પણ ભારત-હિટાઇટે રજૂ કરેલા ધ્વનિપ્રક્રિયા અને ઉચ્ચારણપ્રક્રિયાવિષયક કેટલાંક નવાં જ લક્ષણોએ પ્રાચીનતર ભૂમિકાથી માંડીને ભારત-યુરોપીયના વિકાસનું

જો કે તેઓ એશિયા માઇનોરમાં મુખ્ય સત્તાધીશ હતા અને ઈસુ પૂર્વેની બીજી સહસ્રાબ્દીના મધ્ય-કાળમાં પ્રાગ્-ભારત-યુરોપીય ( Pre-Indo-European ) પ્રજાઓ ઉપર રાજ્ય કરતા હતા, પરન્તુ પોતાના મુખ્ય સમૂહથી અલગ થઈ ગયા પછી પરદેશી પ્રજાઓ વચ્ચે લાંબો સમય સુધી રહેવાને કારણે તેમની ભારત-યુરોપીય ભાષામાં કેટલાક મૂળભૂત ફેરફારો

---

રેખાંકન કરવાની પ્રવૃત્તિને એક નવું જ વલણ આપ્યું છે. આ પ્રમાણે આદિમ ભારત-હિટાઇટમાં બે પ્રકારના કંઠનાલીય સ્પૃષ્ટધ્વનિ (Glottal stops) હતા, જેમાંનો એક તાલવ્ય વલણવાળો ['] હતો, જ્યારે બીજો કોમલતાલુસ્થાનીય વલણવાળો [ʔ] હતો; આ ઉપરાંત હિટાઇટમાં અઘોષ કોમલતાલુસ્થાનીય ઉષ્મધ્વનિ (Velar spirant) ख़् અને ઘોષ કોમલતાલુસ્થાનીય ઉષ્મધ્વનિ ग़्‌ હતો. આ સર્વે વિશેષતાઓ આદિમ ભારત—યુરોપીયમાં લુપ્ત થઇ ગઇ હતી, ( આ ख़् ग़्, હિટાઇટમાં [ह्] બની ગયા હતા; આ સર્વે ધ્વનિઓ હ્રસ્વ સ્વર અને બીજા વ્યંજનની વચ્ચે આવતાં ભારત-યુરોપીયમાં સ્વરોને દીર્ઘત્વ અર્પતા હતા, પરન્તુ દીર્ઘત્વ અર્પવાની એ પ્રક્રિયામાં આ ચાર ધ્વનિઓ પોતે જ લુપ્ત થઈ ગયા. ભારત-યુરોપીયમાં વ્યંજનોનું મહાપ્રાણત્વ જેમને શ્વાસનાલીય ધ્વનિસમૂહ ('Laryngeals') તરીકે ઓળખવામાં આવે છે એવા આ ચાર ધ્વનિઓ સાથે મોટે ભાગે સંબદ્ધ છે. હિટાઇટમાંથી પ્રાપ્ત થયેલા પ્રકાશ દ્વારા ભારત-યુરોપીય ધ્વનિપ્રક્રિયા અને રૂપઘટનપ્રક્રિયાના કેટલા યે અવ્યાકૃત મુદ્દાઓ હવે સ્પષ્ટ થતા જાય છે. આ પ્રમાણે ઈ. સ. ૧૯૨૫ પછી ભારત-યુરોપીય ભાષાશાસ્ત્રની એક શાખા તરીકે 'હિટાઇટ-શાસ્ત્ર' (Hettitology)ના થયેલા વિકાસને પરિણામે, ભારત-યુરોપીય ભાષાએ રજૂ કરેલું દૃશ્ય વધારે વિસ્તૃત બન્યું છે ( જુઓ Edgar H. Sturtevant, A Comparative Grammar of the Hittite Language, Linguistic society of America, University of pennsylvania, Philadelphia, 1933, એમાં સાલવારીના પણ ઉલ્લેખ છે. આ ઉપરાંત જુઓ the Laryngeal Hypothesis and Indo-Hittite, Indo-European Vocalism by J. Alexander Kerns and Benjamin Schwartz, "Journal of the American Oriental Society," Vol. 60, 1940, Yale University Press, (New Haven, Gonn., pp. 181-192, and E. H. Sturtenant, Evidence for Vocing in Indo-Hittite घीमा (અક્ષર), "Language," Liwgnitic Society of imerica, Baltimore, Maryland, Vol. 16, no. 2, April-June 1940, pp. 81-87)

થયા. હિટાઇટોની પછી ભારત-ઈરાનીઓ અથવા આર્યો ઈ. સ. પૂર્વે ૨૦૦૦ના અરસામાં ઉત્તર મેસોપોટેમિયામાં આવ્યા. બીજી બાજુ, પશ્ચિમમાં ભારત-યુરોપીયોની 'હેલેનિસ' (Hellenes) નામથી ઓળખાતી જે બીજી શાખા પૂર્વ યુરોપ, પોલેન્ડ અને કાર્પેથિયન પ્રદેશોમાં વસેલી હતી તે, બાલ્કન પ્રદેશો તથા જે પ્રદેશો હાલમાં યુગોસ્લાવિયા, રૂમાનિયા, બલ્ગેરિયા અને આલ્બેનિયા નામથી ઓળખાય છે ત્યાં થઈને ગ્રીસ અને પશ્ચિમ એશિયા માઇનોરમાં આવી; ત્યાં એ શાખાના લોકો ગ્રીસ તેમજ એશિયાની ખંડસ્થ ભૂમિ ઉપર તેમજ ટાપુઓ ઉપર વસેલા સંસ્કૃત પ્રાગ્-ભારત-યુરોપીયો સાથે મળી ગયા, પોતાની ભારત-યુરોપીય ભાષા (જે પાછળથી ગ્રીક ભાષાના નામથી ઓળખાઇ) તેમના ઉપર સ્થાપિત કરી; અને આ સંપર્કને પરિણામે જે સુગ્રથિત સંસ્કૃતિ પેદા થઈ તે ઈ. સ. પૂર્વે ૧૦૦૦ના અરસામાં આદિમ ગ્રીક સંસ્કૃતિ તરીકે ઓળખાઇ.

આ શતાબ્દીના પ્રારંભકાળમાં ઈશાન એશિયા માઇનોરમાંથી હ્યુગો વીન્કલરે ખોળી કાઢેલા બોગાઝ કોઈના લેખો ભારત-યુરોપીય પ્રજાની પ્રગતિના ઇતિહાસના વર્ણનમાં એક મહાન સીમાચિહ્ન બની રહે છે. આમાં ઈ. સ. પૂર્વે ૧૪૦૦ આસપાસનાં મિટાની લોકોનાં કેટલાંક સંધિપત્રો છે. તેમાં મિટાનીઓનો રાજકર્તા વર્ગ જે પોતાને મર્ય-ન્નિ (સરખ વૈદિક મર્ય-મનુષ્ય) નામથી ઓળખાવતો હતો તે પોતાના ઇષ્ટ દેવો પૈકી કેટલાકનાં નામોનો ઉલ્લેખ કરે છે-इन्-द-र,-मि-इत्-त-र,-अ-रु-न અથવા उ-रु-वन (અથવા अ-रु-न) અને न-स-अत्-ति-य એ બેબિલોનિયાની શ્રુત્યાત્મક લેખનપદ્ધતિ (Syllabic writing)માં લખાયેલાં નામો ઋગ્વેદપ્રોક્ત દેવતાઓ ઇન્દ્ર, મિત્ર, વરુણ અને બે નાસત્યો અથવા અશ્વિનોનાં જ નામ છે. [मतिवज् (=વૈદિક मतिवान् ?) નામના રાજાના સંધિપત્રમાં આ નામો નીચે પ્રમાણે નોંધાયાં છેઃ मि-इत्-र, अ-रु-न, इन्-द-र અને न-स-अत्-ति-य; રાજા શુબ્બિલુલિયુમ (subbiluliuma) ના હિટાઇટ લેખમાં अ-रु-न ને બદલે उ-रु-व-न અને इन्-द-र ને બદલે इन्-दर મળે છે. (ઉલ્લેખો વગેરે માટે જુઓ V. Lesny નો Indians in Asia

Minor એ નામે Golden Book of Tagore, Calcutta 1931, pp 290–291મા લેખ)] બોગાઝ કોઈ તથા બીજાં સ્થળોમાંનાં અન્ય લખાણો બતાવે છે કે ઈ સ પૂર્વે બીજી સહસ્રાબ્દીના મોટા ભાગ દરમ્યાન મેસોપોટેમિયાનાં રાજ્યો–જેમાં બેબિલોનનો પણ સમાવેશ થઈ જતો હતો–ના રાજકીય અને સાંસ્કૃતિક જીવનમાં એવી ટોળીઓ ભાગ લેતી હતી, જે વૈદિક અને જૂની ઈરાની ભાષાને મળતી બોલી–અથવા બોલીઓ–બોલતી હતી અને જે ટોળીઓમાં રાજાઓ તથા બીજી વ્યક્તિઓનાં નામ સંસ્કૃત (વૈદિક) તથા જૂની ઈરાની ભાષાની યાદ આપે તેવાં હતાં મેસોપોટેમિયામાં ઈ. સ. પૂર્વે ૧૫૦૦ આસપાસ વૈદિક દેવો વિશેની માન્યતાના તથા સંસ્કૃતના પ્રકારની ભાષા (અથવા બોલીઓ) બોલનાર પ્રજાના અસ્તિત્વ ઉપરથી કેટલાક ભારતીય તેમજ યુરોપીય વિદ્વાનો એમ માનવા પ્રેરાયા છે કે ઉપર્યુક્ત પ્રજા એ ભારતીય વૈદિક ટોળી અથવા ટોળીઓની બનેલી હોવી જોઈએ અને ભારતની ભૂમિ ઉપર વૈદિક સંસ્કારિતાનો સંપૂર્ણ વિકાસ થયા બાદ એ ટોળા ભારત છોડીને ત્યાં ગઈ હોવી જોઈએ, અને પરિણામે હિન્દ ઉપર આર્યોના પહેલા હુમલા અથવા વસાહતનો કાળ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ કરતાં પણ ઠીક ઠીક પહેલાંના જૂના કાળ સુધી લઈ જવો પડશે. આ હિસાબે વૈદિક સૂક્તોનો કાળ મોડામાં મોડો ઈ સ પૂર્વે ૨૦૦૦ પહેલાંના સમયમાં જાય.

પરન્તુ આ અભિપ્રાય ગ્રાહ્ય થઈ શકે એવો નથી. મેસોપોટેમિયાનાં ઉપર્યુક્ત લખાણોમાં ભાષાનો જે થર રજૂ થયો છે તે વૈદિક ભાષા કરતાં ચોક્કસપણે જૂનો છે–એમાંનાં નામો અને શબ્દોનો ઉપરછલો અભ્યાસ પણ સ્પષ્ટપણે બતાવી આપશે કે એ ભાષા ભારતીય આર્ય નથી. પણ ભારત–ઈરાની છે. (આ સંબંધમાં ડૉ. એન. ડી. મીરોનો તરફથી Acta Orientalia ના પુ ૬ ના અંકો ૧-૨-૩માં પ્રસિદ્ધ થયેલો "ઈ. સ. પૂર્વે ૨જી સહસ્રાબ્દીમાં નજીકના પૂર્વમાં આર્ય અવશેષો" એ નામનો સુન્દર લેખ જુઓ. એમાં આ શબ્દોનો ભાષાશાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ રજૂ કરવામાં આવ્યો છે.) આ પ્રમાણે શિમલિઅ=' પ્રકાશમાન (હિમાચ્છાદિત) પર્વતોની દેવી, '

ઐતગમ= ' હરણ પાસે જનાર (?). ' શુવરદત – ' સૂર્યે આપેલ. ' તુશ્રત્ત - ' ભયંકર રથ ' જેવા શબ્દો એ નીચેનાં ભારત--રાની પ્રાગ્વૈદિક રૂપોનું બેબિલોનિયન લિપિમાં અક્ષરાન્તર છે- "હિમાલિઅ " ઐતગામ, " સુવર -દાત, " દુઝ-રથ = સંસ્કૃત હિમાલ-, ઐતગામ, સ્વર્દત્ત અને દૂરથ, અને એક અને ઐત જેવાં રૂપોમાં પ્રાગ્વૈદિક સંધિસ્વર એ ', કે જે સંધિસ્વર વૈદિક અને સંસ્કૃતમાં સંકોચ પામી એ બન્યો હતો ( વ્યંજનો પૂર્વે એ, સ્વરો પૂર્વે अय् ). પ્રાગ્વૈદિક झ અને ज़ પણ કાયમ રહ્યા હતા. મેસોપોટેમિયામાંના આર્ય બોલી બોલનારા લોકો પ્રાગ્વૈદિક--પ્રાગ્ભારતીય આર્યો જ હતા, જેઓ કાં તો મેસોપોટેમિયામાં વસતા હતા અથવા ત્યાં થઈને પસાર થતા હતા. આમાંના કેટલાકે એશિયા માઈનોરના લોકો સાથે વસવાટ કર્યો, જ્યારે બીજાઓ પૂર્વ તરફ આગળ વધી ઈરાન અને હિન્દમાં ગયા. કેટલીક ભારત-ઈરાની ટોળીઓ મેસોપોટેમિયામાં આવ વસી. પરન્તુ એમની સંખ્યા અત્યંત ઓછી હોવાને કારણે તથા તેમનાં ભૌતિક સંસ્કૃતિ તથા સંગઠન તેમની અલગ ભાષાકીય અને સાંસ્કારિક અસ્મિતા જાળવી રાખે તેવાં બળવાન ન હોવાને કારણે ધીમે ધીમે આસપાસ વસતી પ્રજામાં સંમિલિત થઇ ગઈ. તેમાં મર્યની ( Maryanni ) અથવા મિતાની, હરૂરી ( =આર્ય ? ), મંડ લોકો તથા કેસાઇટ ( = કાશી ટોળીની પ્રજા ? ) પ્રજા-જેણે ઈ. સ. પૂર્વે ૧૮૦૦ આસપાસમાં બેબિલોન જીતી લીધું હતું તથા ત્યાં કેટલીક સદીઓ સુધી રાજ્ય કર્યું હતું તે-હતી પ ન્તુ કેટલીક ટોળીઓએ મેસોપોટેમિયાની ભૂમિ ઉપર કાયમી વસવાટ કર્યો નહિ, પરન્તુ પૂર્વ દિશામાં નવાં નિવાસસ્થાન શોધ્યાં અને તેઓ ઈરાનમાં આવી પહોંચી. આ ટોળીઓમાં પર્શુ ( ? ' પરશુ'પ્રજા-સર૦ જર્મન ટોળીનું નામ saxon, જેનો સંબંધ જૂની અંગ્રેજી seax = ' છરી ' સાથે છે, એ જ પ્રમાણે Frank નામ જર્મેનિક " Franka = ' ભાલો ' ઉપરથી આવેલું છે ), મદ ( = ' ગર્વશીલ ' ટોળી, જેમાંથી પાછળથી ઈરાનીઓ અને મીડી લોકો (medes) થયા) અને શક (" શક્તિશાળી ") લોકો જેઓ ઈરાનની ઉત્તરે ( ઈશાન અને વાયવ્યમાં ) ગયા અને ત્યાંથી દક્ષિણ રશિયા ( ગ્રીક

તેમને Skuthes અથવા Skuhioi, એટલે કે સીધિયનો તરીકે ઓળખે છે ) અને મધ્ય એશિયા તરફ ગયા–તેઓ પણ હતા. બીજી ટોળીઓ પૂર્વ તરફ વધુ આગળ ધપી–જેવી કે ભૃગુઓ ( આ લોકોએ પોતાની પાછળ પોતાની સંબંધી અથવા પોતાના સરખી જ કોઈ ટોળીને મૂકેલી જણાય છે કે જે ટોળી ભારત–યુરોપીયોના મુખ્ય સમૂહ સાથે પશ્ચિમ તરફ ગઈ હતી; ત્યાંથી બ્રગુઓ ગ્રસ અને મેસીડોનના માર્ગે એશિયા માઇનોર-માં આવ્યા હોય અને ત્યાં Briges અથવા Phruges એટલે કે ફ્રુજ્યનો તરીકે ઓળખાયા હોય એમ જણાય છે ), ભરતો, મદ્રો, કુરુઓ ( સર૦ કુરુ ઈરાનમાં વિશેષ નામ તરીકે–Kuruš = ગ્રીક kuros, જેના ઉપ-થી લૅટિન રૂપાન્તર Cyrus સાઇરસ થયું. આ સાઇરસ એકીમેનિયન સામ્રાજ્યનો સ્થાપક હતો ) વગેરે હતા, જેઓ હિન્દમાં આવીને વસ્યા હતા.

ઈરાનમાંથી ભારતમાં આર્ય ટોળીઓનું આગમન ધીમા ગાનએ થયું જણાય છે; કદાચ એમાં પેઢીઓ વીતી ગઈ હશે આર્યોએ આ આગમનની કંઈ પણ સ્મૃતિ વૈદિક સાહિત્યમાં જાળવી રાખેલી નથી, અને તેનું કારણ એ જણાય છે કે પોતે કોઈ નવા પ્રદેશમાં પ્રવેશે છે એવું ભાન જ તેમને થયું નહોતુ. પર્શુ, મદ્ર અને બીજી ઈરાની ટોળીઓ સાથે તેઓ સૈકાંઓ સુધી ઈરાનમાં વસ્યા હોવા જોઈએ, અને આ બધી ભારત–ઈરાની અથવા આર્ય ટોળીઓ માટે ઈરાન અથવા ઈરાની ઉચ્ચ પ્રદેશ એ વિશ્રામસ્થાન નહિ, પણ નિવાસસ્થાન જ હતો. જે ભારત–ઈરાની સંસ્કારિતાનાં બીજ આપણે મેસોપોટેમિયામાં જોઈએ છીએ તેનું સંવર્ધન પૂર્ણ વિકસિત ભારત-ઈરાની અથવા આર્ય ધર્મના રૂપમાં અહીં જ થયું હતું. એ ધર્મ વૈદિક ભારતવાસીઓ તેમજ પ્રાગ્–જરથુસ્ત્ર ઈરાનીઓનો સહિયારો વારસો હતો. અગ્નિ–સંપ્રદાય (Fire-cult) મજબૂત બન્યો, સૂક્ષ્મ વિધિવાળા એક ખાસ પુરોહિત-કાર્યનો વિકાસ થયો, અને કેટલાક યજ્ઞોમાં સોમવલ્લી (* હૌમ, અવેસ્તા હૌમ, વૈદિક સોમ ) ને મહત્ત્વનું સ્થાન મળ્યું. આ પૂર્વે મેસોપોટેમિયામાં ન માનીએ તોપણ, વેદ અને અવેસ્તાની છંદોરચનાનો

પ્રારંભ પ્રાયઃ ઇરાનમાં થયો. ઈરાનમાં આર્યોએ જોયું કે દેશ ઘણી પ્રજાઓ વડે વસાયલો હતો: જેમનો જાતિસંબંધ હજી અજ્ઞાત છે એવા 'ઇલેમાઇટ' લોકો પશ્ચિમ ઈરાનમાં હતા, અને ઘણું કરીને 'દાસ' અથવા 'દસ્યુ' લોકો પૂર્વ ઇરાનમાં, ભારત સાથે સંબદ્ધ પ્રદેશોમાં તથા ભારતના વાયવ્ય અને પાશ્ચાત્ય વિભાગોમાં-પંજાબ અને સિન્ધમાં હતા. ભારતમાં જે આર્યેતર જાતિના લોકોએ આર્યોનો સામનો કર્યો હતો તેમને ઋગ્વેદમાં દાસ અને દસ્યુ કહેલા છે: ઈરાનીમાં આ નામોનું પરિવર્તન *દાહ અને *દહ્યુ એ પ્રમાણે થશે, અને ઈરાનના ઇશાન પ્રદેશમાં વસતી દહાइ (Dahai) નામની પ્રજાનો ઉલ્લેખ પણ ગ્રીકોએ કરેલો છે. જૂની ફારસીમાં દહ્યુ શબ્દ 'પ્રદેશ'-વાચક સામાન્ય નામ તરીકે પ્રયોજાયેલો છે, જેના ઉપરથી અર્વાચીન ફારસીમાં દીહ્='ગામડું' એ શબ્દ આવેલો છે. જૂના ફારસી દહ્યુ શબ્દમાં જે તે પ્રદેશમાં વસતા લોકોનું નામ તે તે પ્રદેશના જ અર્થમાં સંક્રાન્ત કરી દીધેલું છે, અને પછી 'જમીન' અથવા 'પ્રદેશ' એવો સાધારણીકૃત અર્થ પેદા થયેલો છે. જગતના ઇતિહાસમાં આવો અર્થસંક્રાન્તિવિષયક વિકાસ (semantic development) તદ્દન અદ્વિતીય નથી. (સર૰ Wales, યુરોપમાં Wallachia, જે એક કેલ્ટિક ટોળીના નામ, Volcae, ઉપરથી આવેલ છે, જેમાંથી જર્મેનિક શબ્દ Walx * મળી શકે, જેનો અર્થ 'પરદેશી' થાય છે.) ભારત ઉપરનું આર્યોનું આક્રમણ એ પૂર્વ ઈરાનથી પંજાબમાં દાસ-દસ્યુઓના દેશમાં, આર્યોની સત્તાના ધીમા પ્રસરણના રૂપમાં હતું, અને તેથી કરીને જ્યાંસુધી મૂળ વતની પ્રજા એકની એક નજરે પડતી હતી ત્યાં સુધી આર્યોને એવો ખ્યાલ આવી શકે તેમ હતું જ નહિ કે પોતે કોઈ તદ્દન નવા પ્રદેશમાં દાખલ થતા હતા. કેમકે પોતે જેનાથી પરિચિત હતા તેનાથી તદ્દન ભિન્ન પ્રજાનું પ્રબળ પાર્થક્ય (Contrast) તેમની આગળ રજૂ જ થયું નહોતું.

ભારતમાં આર્યોનું આગમન એ પ્રાચીન ઇતિહાસમાં તો મુકાબલે મોડો ગણી શકાય એવો બનાવ છે. અભિપ્રાય આપવાનું સાહસ હું નહિ

*આદિમ ભારત-યુરોપીય ભાષા—જે સ્વરૂપમાં યુરોપના વિદ્વાનોની આજ પેઢીએ તેનું પુનઃકલ્પન (Reconstruction) કર્યું છે તે સ્વરૂપમાં—રૂપોની બાબતમાં અસાધારણ રીતે સમૃદ્ધ છે તથા સૂક્ષ્મ અર્થચ્છાયાઓ વ્યક્ત કરવાનું બળ ધરાવનારાં રૂપાખ્યાનો દ્વારા પોતાના ક્ષેત્ર સાથે સંબંધ

---

* આદિમ ભારતીય યુરોપીય ભાષા માટે નીચેના ગ્રન્થો જોઈ શકાય તેમ છે.

Karl Brugmann: Grundriss der Vergleichenden Grammatik der Indogermanischen Sprachen. Second edition in 4 volumes, strassburg, 1897—1916 (English translation of the first edition in 4 Volumes by Joseph Wright and others)

Karl Brugmann: Kurze Vergleichende Grammatik der Indo—Germanischen Sprachen, Strassburg, 1933. A shorter edition of the preceding, available in a French translation, Paris 1905.

Hermann Hirt: Indogermanische Grammatik, 7 volumes, Heidelberg, 1921—29.

Antoine Meillet: Introduction a' l' E'tude Comparative des Langues Indoe-uropéennes, 5th edition, Paris, 1922.

Joseph Writ: A comparative Greek Grammar. Oxford University press, 1912.

Carl Darling Buck: Comparative Grammar of Greek and Latin. Chicago University press, 1933.

Albert Thumb: Handbuch des Sanskrit, with notes by H. Hirt. Second edition: Heidelberg, 1930.

A. walde: Vergleichendes Worter buch der Indo-Germanischen Sprachen, herausgegeben und bearbeitet, von J. Porkorny: 3 vols: Berlin and Leipzig, 1927-32.

Albert Carnoy: Grammaire, Elémentaire de la Langue Sanscrite, Comparée avec celle des Langues Indo-européennes: Louvain and Paris, 1925.

ધરાવતા બધા જ અટપટા વિચારો પ્રશસ્ય ચતુરાઈપૂર્વક વ્યક્ત કરવાનું સામર્થ્ય ધરાવે છે. જો કે બધી જ આદિમ ભાષાઓની જેમ આમાં પણ કાલબોધ ( Time-sense ) સૂક્ષ્મ તથા વિકસેલો નહોતો. છતાં ક્રિયાપદ દ્વારા વ્યક્ત થતી ક્રિયાભેદની સૂક્ષ્મતાઓ જેવી કે ક્ષણિક (Temporary) અથવા ચાલુ ( Continuous ), પ્રારંભિક ( Inchoative ) અથવા પૂર્ણ ( completive ) કે દ્વિરુક્ત ( Reiterative ) એવી રીતે વ્યક્ત કરવાને તે શક્તિમાન હતી કે જેમ કરવાનું બીજા કેટલાયે ભાષા-પ્રકારો માટે અશક્ય હતું. રૂપાખ્યાનોની પદ્ધતિ ભારત-યુરોપીય પ્રજાના કલ્પનાશીલ સ્વભાવને બરાબર અનુરૂપ હતી—પ્રારંભમાં લિંગબોધ (Gender-sense) કુદરત ઉપર આધાર રાખતો હતો, પણ પાછળથી કેટલાક પ્રત્યયમાં (Affix) લૈંગિક સંબંધ આરોપાતાં વ્યાકરણમાંનું લિંગ પેદા થયું. આને પરિણામે કુદરત તેમજ જીવનની વસ્તુઓ પરત્વે ભાષા કવિત્વમય વલણવાળી તથા માનવભાવારોપણ કરવાની વૃત્તિવાળી થઈ. આદિમ ભારત-યુરોપીય ભાષાની ધ્વનિપ્રક્રિયા ( Sound-system ) પ્રલંબિત ઉષ્મ ધ્વનિને ( Continuous spirant) મુકાબલે ક્ષણિક સ્પૃષ્ટ અથવા સ્પર્શ ધ્વનિને (Momentary stops) વધારે પસંદગી આપતી હતી. એ ભાષામાં આ સ્પર્શ ધ્વનિઓનું વિગતવાર વર્ગીકરણ થયેલું હતું. એમાં સ્પર્શ ધ્વનિઓ મહાપ્રાણત્વ પામીને પણ આવતા; તેમજ સ્પર્શ અને મહાપ્રાણ ધ્વનિઓના જુદા જુદા વર્ગીય અનુનાસિકો પણ હતા. ઉદાહરણ તરીકે, તેમાં ક્, ખ્, ગ્, ઘ્, હ્ નું કાકલકસ્થાનીય અથવા અલિજિહ્વાજાત *

* " અનાજનો કોળિયો ઉતારતાં, તે ( કોમલ તાલુ ) પાછળ તથા ઊંચે ખેંચાઇને ગળાનો ભાગ મોટો કરે છે અને સાથે સાથે અનાજને ઊંચે નાકના પાછલા કારમાં—અંતરાસ—જતું અટકાવે છે. તેની આગલી ધારા કઠિન તાલુ જોડે, જ્યારે બન્ને બાજુઓ અસનિકા (Pharynx)ની દીવાલ જોડે મળી ગયેલી છે. ફક્ત તેની નીચલી ધારા છૂટી છે અને તેના પર મધ્યરેખામાં, એક નાની સંદના જેવી માંસપેશી ( કાકલિકની ) રહેલી છે, જે ' કાકલક ' ( Uvula ) અથવા 'ગલશુંડિકા' ( નાની જીભ ) નામે ઓળખાય છે. તે કોમલ તાલુને પોતાનું કામ કરવામાં સહાયભૂત થાય છે."
( પ્રત્યક્ષ શારીર, અનુવાદ, પૃ. ૩૯૩-૯૪ )—અનુવાદક

ભાષાઓ, જર્મન કુળની બીજી પ્રાચીન ભાષાઓ, તથા જૂની આઇરિશ, જૂની ચર્ચ સ્લાવ વગેરે ભાષાઓનું એક અત્યંત ધ્યાન ખેંચતું અંગ સહજપણે થઈ ચૂકી. આ પ્રક્રિયા ઓછાવત્તા પ્રમાણમાં બધી ભારત – યુરોપીય ભાષાઓમાં સચવાયેલી છે (જુઓ અંગ્રેજી Sing – Song, ઇટાલિયન dar – dono, અર્વાચીન આર્ય – ભારતીય मर् – मार् , मिल् – मेल् , વગેરે ).

'અપશ્રુતિ'ની પ્રક્રિયા ભારતીય આર્ય ભાષામાં સચવાયેલી છે, પણ ભારત – યુરોપીય ભાષાની સ્વરપ્રક્રિયા સરળ બની જતાં મૂળના ऍ, ऑ, अ નું પરિવર્તન એક માત્ર अ માં થવાને કારણે (દા. ત. ભા યુ * देदोर्च 'મેં જોયું' * देदोर्च 'તેણે જોયું.' = ગ્રીક देदोर्क, देदोर्कॅ, પરન્તુ એ બન્ને માટે સંસ્કૃત ददर्श) સંસ્કૃત ભાષામાં પ્રાકૃતિક અપશ્રુતિનું અસ્તિત્વ રહ્યું નહિ, અને કેવળ માત્રિક અપશ્રુતિ જ બાકી રહી, દા. ત. अ, – आ; इ – ए, अइ; उ – ओ, अउ; ऋ – अर्, आर्. સંસ્કૃતમાં આ ઘટના જે અવશિષ્ટ સ્વરૂપમાં મળે છે તેનું સંપૂર્ણ નિરૂપણ સંસ્કૃત વૈયાકરણોએ ગુણ, વૃદ્ધિ અને સંપ્રસારણ એમ જુદાં જુદાં અંગોમાં કર્યું છે. (આ આખી યે ઘટના માટે કોઈ સર્વાંગસ્પર્શી સંસ્કૃત પારિભાષિક શબ્દના અભાવે જર્મન શબ્દ Ablaut ના આધારે મેં સંસ્કૃતમાં એક નવો શબ્દ, अपश्रुति, સૂચવ્યો છે.) ભારત – યુરોપીય ભાષામાં ધાતુઓ દ્વારા નામો (દા. ત. * गोउ, नृ) અથવા ક્રિયાપદો (દા. ત. * देइक्, भेर्, अंइ, अंद्) અથવા નામો અને ક્રિયાપદો બન્ને (દા. ત. * पो, विद्) સૂચિત થતાં. રૂપઘટનપ્રક્રિયા (Morphology) માં ભારત–યુરોપીય ભાષાનું નામ ત્રણ વચન તથા આઠ વિભક્તિઓમાં જુદા જુદા પ્રત્યયોની સહાયથી વિભક્ત્યર્થો વ્યક્ત કરતું. આ જુદાં જુદાં રૂપોમાં પણ ગુણવૃદ્ધિ-પ્રક્રિયા નજરે પડતી; અને નામના અંતિમ વર્ણના વૈવિધ્ય અનુસાર આ વિભક્તિપ્રત્યયો પણ જુદા જુદા હતા. (દા. ત. * दंइवास् – षष्ठी दंइवंसां, दंइवांसां અથવા दंइवास्यां; પરન્તુ * सूनुस् – षष्ठी सूनोउस्;

*વંમુર્મનેસ્, પછી વંમુર્મનેસંસ્; *ક્રઅઇસ્ krəis–ક્રઇઓસ્ krəios; *યેક્-ન્-યેક્નોસ્ વગેરે ). સર્વનામો માટે વિશિષ્ટ વિભક્તિપ્રત્યયો હતા, જે નામોથી જુદા હતા. દ્વિવચન વડે વસ્તુઓનાં યુગ્મો–જોડકાંઓ જ વ્યક્ત થતાં, અને નહિ કે એક જ પ્રકારની બે વસ્તુઓ; પરન્તુ દ્વિવચનનો આ વિસ્તારેલો બીજો અર્થ સહજપણે આવી ગયો. લિંગભેદ નામ અને વિશેષણોના પદાન્તો અથવા પ્રત્યયોના વિશિષ્ટ સમૂહ પૂરતો મર્યાદિત નહોતો : ઑર્ (=સં. અઃ) અંતવાળું નામ સ્ત્રીલિંગી હોઈ શકતું ( દા. ત. ગ્રીક પાર્થેનોસ્ 'કુમારિકા,' નુઓસ્=ભાયુ *સ્નુસોસ્=સં. સ્નુષા, સં. દાર, દારા પુંલિંગ બહુવચન=પત્ની, જેનો સંબંધ ગ્રીક દોઉલોસ્ 'ગુલામ' અને સં. દારિકા સાથે છે, વગેરે ), અને –આ અન્તવાળાં નામો પુંલિંગમાં પણ આવતાં [ આ વસ્તુના અવશેષો આજે આપણી પાસે સંસ્કૃત તેમજ લૅટિનમાં છે. પછીના કાળમાં જુદી જુદી પ્રાચીન ભારત-યુરોપીય ભાષાઓમાં વ્યાકરણગત લિંગભેદ સ્વતંત્રપણે વિકાસ પામ્યો. અંકોની બાબતમાં ભારત-યુરોપીય ભાષાએ જૂના કાળમાં દશક પદ્ધતિ (Decimal System) વિકસાવી હતી. આદિમ કાળના તમામ લોકોની જેમ, અહીં પણ ગણનાનો આરંભ આંગળીઓ વડે થયો. 'પેલો એક, તે' એમ દર્શાવતી તર્જની કોઈ નજદીકની વસ્તુ પ્રત્યે નિર્દેશ કરતી હોય, તેમાંથી 'એક' અર્થવાળા મૂળભૂત શબ્દનો જન્મ થયો ( *ઑઇ-નો-સ્, ઑઇ-યો-સ્, ઑઇ-વો-સ્: જેનો સંબંધ સાર્વનામિક મૂળભૂત શબ્દ *ઑઇ=સં. એ-અય્ સાથે છે, જે એ-ન-, એ-ત-, એ-ષ-, અય્-અમ્ વગેરે શબ્દોમાં જણાય છે ). 'બે'–વાચક શબ્દનો ( *દ્વોઉ ) અર્થ 'વૈવિધ્ય' થતો હતો ( સર૦ ગ્રીક દિઅ, લૅટિન દિસ ); 'ત્રણ' ( *ત્રેયેસ્ )=' જે એની પણ પેલી બાજુ જાય છે' (ધાતુ *તેર્, તૄ ). આથી આગળ ભારત-યુરોપીય ભાષાના અંકોનું પૃથક્કરણ કરવાનું શક્ય નથી; જો કે એ દિશામા પ્રયત્નો થયા છે. ભારત-યુરોપીય ભાષાના પહેલા અને બીજા પુરુષનાં સર્વનામો મૂળભૂત ધાતુનું વૈવિધ્ય બતાવે છે ( દા. ત. પહેલો પુરુષ *એગ્-અમ્ અથવા એઘ્-અમ્, મે-, વેઇ-, ને-, બીજો પુરુષ તુ અથવા તુ-અમ્ ∠ તેઇ-, યુ-, વે- ].

ભારત-યુરોપીય ભાષાનાં ક્રિયાપદો સંબંધમાં આપણે જોઈએ છીએ

કે કાલ (Tenses) અથવા કાલબોધ (Time-sense) સ્પષ્ટ તથા નિશ્ચિત થયેલાં જણાતાં નથી; પરન્તુ ધાતુ અને પુરુષવાચક કે ત્યાદિ પ્રત્યયો (Personal terminations)ની વચ્ચે ઉમેરવામાં આવતા ચોક્કસ પ્રત્યયો દ્વારા ક્રિયાનો પ્રકાર સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાનો પ્રયત્ન થતો હતો. સંસ્કૃત, ગ્રીક, લેટિન વગેરેના પછીના ક્રિયાવિષયક ભેદ તથા કાળ આ પ્રત્યયોમાંથી વ્યુત્પન્ન થયેલા છે. સંસ્કૃતમાં વ્યવહારમાં આ પ્રત્યયો અર્થ વગરના બન્યા હતા; જો કે સંસ્કૃત ભાષાના ધાતુઓને દશ ગણોમાં વહેંચતાં પ્રાચીન વૈયાકરણોએ તેમની નોંધ લીધી છે. આ પૈકીના કેટલાક પ્રત્યયો (વિકરણો)ને સંસ્કૃત વૈયાકરણોએ ગણનામાં લીધા નહોતા, અને માત્ર સાત વિકરણોનો તેમણે સ્વીકાર કર્યો હતો (अद् અને हु વર્ગના ધાતુઓ અને કેટલેક અંશે रुध् વર્ગના ધાતુઓ આમાં અપવાદ છે. એ ધાતુઓને વિકરણપ્રત્યયો નથી. વિકરણ નથી–એટલે -अ સ્વર જેને અંતે છે એવો પ્રત્યય ધાતુમાં ઉમેરીને તે દ્વારા નિપજાવવામાં આવતું પરિવર્તન થતું નથી. આ -अ ભારત-યુરોપીય -ॲ,-ऑમાંથી ઊતરી આવેલો છે.), પણ આદિમ ભારત-યુરોપીય ભાષામાં તેમની સંખ્યા ત્રીસ કરતાં પણ વધારે હતી. આ પ્રમાણે સંસ્કૃતના વિકરણ –च्छ– નો પ્રાચીન સંસ્કૃત વ્યાકરણોમાં અલગ સ્વીકાર કરવામાં આવ્યો નથી, પરન્તુ भू વર્ગ (भव्-अ-)ના વિકરણ – अ ની નીચે જ તેનો સમાવેશ કરી દેવામાં આવ્યો છે. આ વસ્તુ દર્શાવતા લગભગ ડઝન જેટલા ધાતુઓ સંસ્કૃતમાં આપણી પાસે છે (દા. ત. ऋच्छति ∠ √ ऋ, गच्छति ∠ √ गम्, इच्छति ∠ √ इष्, पृच्छति ∠ √ पृष्, वाञ्छति ∠ √ वन्, यच्छति ∠ √ यम्, વગેરે) –અને આ –च्छ–નાં સમાન રૂપો બીજી ભારત-યુરોપીય ભાષાઓમાં પણ છે, જે બતાવે છે કે આદિમ ભારત-યુરોપીયમાં વિકરણ *स्कॅ । स्कॉ-(સંસ્કૃત–च्छ–નું સમાન રૂપ) એક નોંધપાત્ર રૂપ હતું, જેનું પોતાનું સ્વતંત્ર પ્રક્રમબળ (Force of Inchoation) હતું. વિકરણ *-सॉ-અથવા-*स्यॉ-વાળાં કેટલાંક પૂર્ણતાદર્શક રૂપો–જેમાંથી પ્રાચીન ભારત-યુરોપીય ભાષાઓમાં ભવિષ્યકાળ અને અદ્યતન ભૂત (aorist)નો જન્મ થયો તે-માં ભવિષ્-

કાળનો અર્થ હજી વિકસ્યો નહોતો. કોઈ પ્રકારનું વજન આપવા માટે ધાતુનો અભ્યાસ (Reduplication) થતો, જે ચોક્કસ ત્યાદિ પ્રત્યયો (પુરુષ અને વચન દર્શાવવા માટે ક્રિયાપદનાં આખ્યાત રૂપો સાથે વિવિધ પ્રકારના ત્યાદિ પ્રત્યયો જોડાતા—અંશતઃ તે સાર્વનામિક અંગો સાથે સંબદ્ધ હતા) સાથે સંબદ્ધ થતાં ગ્રીક અને સંસ્કૃતનો પરોક્ષભૂત Perfect (સંસ્કૃત વૈયાકરણોનો લિટ્) તૈયાર થયો. વળી એ ભાષામાં એક નિપાત સંજ્ઞક *અ (*એ) હતો, જે ભૂતકાળ દર્શાવવા માટે કેટલાંક ક્રિયાપદનાં રૂપોની પૂર્વે મૂકવામાં આવતો. આ સંજ્ઞક *અ નો પ્રયોગ આદિમ ભારત-યુરોપીય ભાષામાં વૈકલ્પિક હતો, પણ કેટલીક પ્રાચીન ભારત-યુરોપીય ભાષાઓમાં તે અનિવાર્ય બન્યો. અનદ્યતન ભૂત (Imperfect), અદ્યતન-ભૂત અને ક્રિયાતિપત્ત્યર્થ ભૂત (Past conditional) માં ક્રિયાપદની પૂર્વે સંસ્કૃતમાં આવતા अ-નું મૂળ આ છે. પ્રત્યયો તથા અભ્યસ્ત રૂપોની મદદથી ભારત-યુરોપીય ભાષા કેટલીક વિશિષ્ટ રૂપપ્રક્રિયાઓ તૈયાર કરતી—જેમ કે પ્રેરક, ઇચ્છાદર્શક (Desiderative) અને આવૃત્તિદર્શક (Frequentative); પણ આદિમ ભાષામાં આ વસ્તુ કેવળ પ્રારંભિક દશામાં જ હતી. આદિમ ભારત-યુરોપીયમાં કર્મણિનો પ્રયોગ થતો નહોતો. એમાં કર્તરિ (Active) અને આત્મનિષ્ઠ (Reflexive) ભેદો—સંસ્કૃતના પરસ્મૈપદ અને આત્મનેપદ—પ્રચલિત હતા; આત્મનિષ્ઠ ભેદમાંથી સંસ્કૃત કર્મણિનું ઘણો મોડો વિકાસ પામ્યો. ભારત-યુરોપીયમાં સંખ્યાબંધ કૃદન્તો હતા, જે મોટે ભાગે ભારતીય આર્ય ભાષાને વારસામાં મળ્યાં હતાં, પણ ધીરે ધીરે ભારતની ભૂમિ ઉપરથી લુપ્ત થઈ ગયાં હતાં. સંખ્યાબંધ ક્રિયાવિશેષણદર્શક શબ્દો તથા નામયોગીઓ પણ એમાં હતાં, જેમના સ્વરો અપશ્રુતિ(Ablaut)ની પ્રક્રિયાની અસર તળે આવ્યા હતા; આ સર્વે જુદી જુદી વિભક્તિઓમાં અન્ય શબ્દોની સાથે આવતા તથા ક્રિયાપદોમાં રૂપભેદ નિપજાવતાઃ સંસ્કૃત ઉપસર્ગનાં એ મૂળભૂત રૂપો હતાં (સંસ્કૃતે એમાંના ઘણા ખોઈ નાખ્યા છે, પણ જે ૨૧ બચ્યા છે તે પણ મોટે ભાગે ખરા ભારત-યુરોપીય છે. દા. प्रा, परो, अवा, नि, अवि, अंतां, अंन प्रति, दंरि વગેરે).

ભારત-યુરોપીય ભાષાની એક વિશેષતા જુદા જુદા શબ્દોના સમાસો તૈયાર કરવાની તેની શક્તિમાં રહેલી હતી. આવા સમાસો ભારત-યુરોપીય-માંથી ગ્રીક, સંસ્કૃત અને બીજી પ્રાચીન ભારત-યુરોપીય ભાષાઓમાં ઊતરી આવ્યા છે. ઉદાહરણ તરીકે ભારત-યુરોપીય મૂળનાં કેટલાંક નામો જુઓ: * वेसुमेनेस् = સં. वसुमनाः અવેસ્તા वोहुमनो, ગ્રીક अंडमेनेस: * गेधोदेवोस = સં. सहदेवः, * सिगितीवहर ઉપરથી પ્રાચીન નોર્સ Sigtyr, क्लेवेसक्लेवेस् = સં. * श्वेतश्रवाः, પ્રાચીન ચર્ચ સ્લાવ Svyatoslavu (સર૦ સં. उच्चैःश्रवाः, भूरिश्रवाः ગ્રીક पॅरिक्लेस् < * पेरिक्लेवेस् = સં. परिश्रवाः વગેરે) * गेनेम्स्या = ગ્રીક (ह-)कतोम्ब, સં. शतग्व, વગેરે નામો અને ઉપાધિઓને લગતા વર્ણનાત્મક સમાસો, જેમને ટકાવી રાખવામાં અને રચવામાં સંસ્કૃત, ગ્રીક, પ્રાચીન જર્મેનિક ભાષાઓ, જૂની સ્લાવ અને જૂની કેલ્ટિક વગેરે નોંધપાત્ર એકવાક્યતા બતાવે છે તે, ભારત-યુરોપીય ભાષાનાં વિશિષ્ટ અંગો પૈકી એક છે.

શબ્દભંડોળની બાબતમાં–યુરલ પર્વતોની દક્ષિણે આવેલા યુરોપ એશિયાના મેદાનમાં પોતાના આદિસ્થાનમાંની ભારત-યુરોપીય ભાષાએ યુરલ અને આલ્તાઇક બોલીઓમાંથી શબ્દો ઉછીના લીધા હોવાનું જણાય છે; એ જ પ્રમાણે ભારત-યુરોપીય ભાષામાંથી એ બોલીઓએ પણ શબ્દો લીધા હોવા જોઈએ. મેસોપોટેમિયામાં વસતા સુસંસ્કૃત લોકો, બિન-સેમિટિક સુમેરિયનો અને સેમિટિક અક્કડિયનોએ પણ આદિમ ભારતીય આર્ય ભાષાઓ ઉપર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અસર કરી હોય અને એ ભાષાઓને કેટલાક શબ્દો આપ્યા હોય એમ જણાય છે. એવા શબ્દોમાંના થોડાક આ રહ્યા: સુમેરિયન गु (गू) = 'બળદ, ગાય.' સુમેરિયન वल्गु; અક્કડિયન पिल्क्कु = 'કુહાડી', અને સુમેરિયન उरुदु = 'ત્રાંબુ' [આ શબ્દો આપણને સંસ્કૃતમાં પણ મળે છે. સર૦ गौ, परशुः = ગ્રીક पॅलॅकुस्, અને लोह 'લોઢું', જેનો શબ્દાર્થ 'રાતી ધાતુ'–'ત્રાંબુ' એવો થાય છે, અને જે જૂના શબ્દ रोह < रोध,= रौध, (આ રૂપ એવું છે જેમાં પરદેશી ખાલ્ડિયન અને સ્વકીય ભારત-યુરોપીય સંમિલિત થયેલ છે) ઉપરથી આવેલ છે.] ભારત-યુરોપીય ભાષા બોલનારાઓ

જે સમૂહ પશ્ચિમ તરફ ગયો તે એશિયા માઈનોર અને પ્રાગ્-યુનાની ગ્રીસની સુધરેલી દુનિયા સાથે સંપર્કમાં આવ્યો; પરિણામે આ પ્રદેશની સેમિટિક અને એશિયાનિક (એટલે કે પ્રાચીન એશિયા માઈનોરની) ભાષાઓમાંથી સંખ્યાબંધ શબ્દો તેણે ઉછીના લીધા, જેમાંના કેટલાક આ રહ્યા-तौरंम = 'આખલો,' * मंलित् = મધ, * वर्द. = 'ગુલાબ', * वोंइनों = 'દારૂ', * ओंलंइव = 'ઓલિવ' વગેરે. આ શબ્દો પૌરસ્ત્ય ભારત-યુરોપીય ભાષાઓમાં અથવા ભારત-ઈરાનીમાં મળતા નથી, એ સૂચક છે.

આર્ય ભાષાની મૌલિક ભારત-યુરોપીય ભૂમિકા આવી હતી. જ્યારે ઉચ્ચારણવિષયક મહાન ફેરફારો થયા ત્યારે આ ભાષામાં પહેલાં તો આંતરિક સ્વરૂપમાં પરિવર્તનો થયાં, અને પછી જ્યારે આર્ય ભાષા બોલનારાઓ તેમના આદિમ નિવાસસ્થાનની એકલતામાંથી બહાર નીકળીને મેસોપોટેમિયાની સુધરેલી દુનિયાની વચ્ચે આવ્યા ત્યારે તે ભાષાના બાહ્ય તેમ જ આંતરિક સ્વરૂપમાં બીજા ફેરફારોની શકયતા ઊભી થઈ. ઉચ્ચારણવિષયક મોટા ફેરફારો નીચે પ્રમાણે હતા-હ્રસ્વ અને દીર્ઘ સ્વરો अ, अं, ओं, आ, ए, ओ નું, એ સ્વરો એકલા અથવા સંધિસ્વરો રૂપે આવતા હોય તોપણ, अ, आ સ્વરૂપે સારલ્ય (Simplification); લઘુપ્રયત્ન સ્વર अ (ə)નું इ થવું; વ્યંજનોની બાબતમાં, કોમલતાલુસ્થાનીય (Velar) અથવા કહેવાતા 'તાલવ્ય' क्, (k) ख् (kh) ग् (g), घ् (gh)નું સ્પર્શ (Stops) અને સ્પર્શ મહાપ્રાણ ધ્વનિઓ (Aspirates) માંથી ઊષ્મ (Spirant) અને ઊષ્મ મહાપ્રાણ (Spirants aspirated) ધ્વનિઓ રૂપે એટલે કે श् श्ह, झ्, झ्ह (ś, śh, ź, źh) રૂપે પરિવર્તન (આ અથવા આને જ મળતા ફેરફારો ભારત-યુરોપીયના બીજા કેટલાક પ્રકારોમાં પણ થયા હતા, જે પ્રકારો પાછળથી, ઉદાહરણ તરીકે, આર્મેનિયન, આલ્બેનિયન તથા બાલ્ટિક અને સ્લાવ ભાષાઓ રૂપે વિકસ્યા હતા), દંત્ય ઊષ્માક્ષર स् નું, જો તે इ અને उ સ્વરો પછી અથવા र् અને क् પછી આવતો હોય તો, ष (š) રૂપે પરિવર્તન. વળી મૂળભૂત क्, ख्, ग्, घ् અને પછી એ જ વ્યંજનોના કાકલકસ્થાનીય ઉચ્ચારણમાંથી क्, ख्, ग्, घ् પેદા થયા;

આ વ્યંજનો મૂળભૂત તાલવ્ય સ્વરો अ અને इ ની પૂર્વે તાલવ્ય બન્યા, એટલે કે તેમાં य જેવું ઉચ્ચારણ ઉમેરાયું–એ વ્યંજનો च़, छ़, ज़, झ़ બન્યા (અથવા આગળ વધીને કહીએ તો એ च़, छ़, ज़, झ़ ના ઉચ્ચાર क्य़, ख्य़, ग्य़, घ्य़ ને કંઈક મળતો થતો હતો કે જેવો च़्, छ़्, ज़्, झ़् નો ઉચ્ચાર કેટલીક ગુજરાતી બોલીઓમાં પણ થાય છે), જે સંસ્કૃત च् (આમાંથી પેદા થયેલો छ्, જે આર્યભાષા સંસ્કૃતને વારસામાં મળેલ છે એમાં જણાતો નથી), ज्, અને ह રૂપે મળે છે. આ પ્રમાણે તદ્દન નવા જ ધ્વનિસમૂહો ઉમેરાવાને કારણે તથા જૂના આ રીતે લુપ્ત થઈ જવાને કારણે ભાષાના ઉચ્ચારણના બાહ્ય સ્વરૂપમાં તથા તેની શ્રવણમાં થતી સાધારણ અસરમાં ભારે પરિવર્તન થયું. મૂળ ભારત–યુરોપીય કોમલ-તાલુસ્થાનીય (Velar) વર્ણો–અથવા કહેવાતા 'તાલવ્યો'–च़्, छ़्, ज़्, झ़् નું તાલવ્ય ઉષ્માક્ષર રૂપે થયેલ પરિવર્તન (ઉદાહરણ તરીકે જુઓ આદિમ ભાષ્ય * च़न्तांम्, 'સો' જેમાંથી સં. शतम्, અવેસ્તા सतंम, જૂની સ્લાવ sŭto અને લિથુઆનિયન šintas આવેલા છે) એટલું નોંધપાત્ર થયું, કે તેને ભારત-યુરોપીય ભાષાનાં બે જૂથ વચ્ચેની વિભાજક રેખા તરીકે સ્વીકારવામાં આવે છે—પાશ્ચાત્ય જૂથ કે જેમાં કોમલતાલુસ્થાનીય વર્ણો કોમલતાલુસ્થાનીય તરીકે જ રહે છે અને ઉષ્માક્ષરો બનતા નથી (ગ્રીક લેટિન, જર્મેનિક, કેલ્ટિક, હિટાઇટ, તોખારિયન) અને પૌરસ્ત્ય જૂથ, કે જેમાં તેમનું આ ઉષ્માક્ષર રૂપોમાં પરિવર્તન થતું જોવામાં આવે છે (આર્ય, સ્લાવ, બાલ્ટિક, આર્મેનિયન): कंन्तम् (લેટિન) અને सतंम् (અવેસ્તા) એ બે શબ્દો, અનુક્રમે ઉપર્યુક્ત વર્ણોનું ઉષ્માક્ષરોમાં પરિવર્તન નહિ કરતાં તથા કરતાં એવાં આ બે ભાષાજૂથોને ઓળખવા માટેની સગવડભરી સંજ્ઞા તરીકે વાપરવામાં આવે છે. આ ફેરફારોને પરિણામે નીચે ઉદાહરણ તરીકે આપેલાં ભારત–યુરોપીય વાક્યોનાં બતાવ્યા પ્રમાણેનાં રૂપાન્તર થયાં.

(૧) * ग्ʰरिकंन्द्रांस्यां पुअतेम् अंक्वांस्त्रां उपेरि स्युअतांम्, राम्धांन्ग् घेद्गं व्लवांन्म् घेघांनं એ વાક્યનું રૂપાન્તર આ પ્રમાણે થયું— "ह़रिप-

चन्द्रस्य पितर्ष् अश्वस्य उपरि स्थितस् गच्छन्तस् पञ्च वृकान् झघान (=સં. हरिश्चन्द्रस्य पिता अश्वस्य उपरि स्थितः, गच्छन् पञ्च वृकान् जघान )

(૨) *सं जेरंन्तस् स्वांम् वंइचांम् मेल्ज़् ति, तृनंम् वंझंति, ,झुतो दंइवांम् यजंतइ એ વાક્યનું રૂપાન્તર આવું કંઈક થયું— *स ज़रन्तस् स्वम् वइशम् मार्झ्‌ति (मार्ष्टि), तृनम् वझ़्हति, झ़्हुता दइवम् यजतइ ( સં. स जरन् स्वम् वेशम् मार्ष्टि, तृणम् वहति हुता (हुतेन) देवम् यजते) .

ભારત—ઈરાની યુગ આશરે ઈ. સ. પૂર્વે ૨૦૦૦ ના અરસામાં શરૂ થયો. ભારત-ઈરાની ભાષાને તેના ઇતિહાસની આ બીજી ભૂમિકામાં ઈ. સ. પૂર્વે ૧૪૦૦ આસપાસમા મેસોપોટેમિયામાં મિટાની અને બીજી પ્રજાઓ વડે પ્રયોજાતી જોઈએ છીએ. આર્યભાષાની કવિતાનું વિકસિત સ્વરૂપ ભાષામાં પહેલવહેલું ક્યારે ગણનાપાત્ર બન્યું તે આપણે જાણતા નથી. બેબિલોનના આર્ય વિજેતા મિટાની લોકો આર્ય દેવો મિત્ર, વરુણ, ઇન્દ્ર અને નાસત્યનો તથા કેસાઇટ લોકો સૂર્યનો ઉલ્લેખ કરે છે તે બતાવે છે કે આ તથા બીજી આર્ય દેવતાઓનાં સૂક્તો મેસોપોટેમિયામાં વસતી આર્ય જાતિઓમાં જાણીતાં હતાં. પણ આ સૂક્તોનો પ્રકાર કેવો હતો? વેદના અને અવેસ્તાના સ્તુતિપ્રધાન સાહિત્યનાં જેવાં જ તે હતાં? ગમે તેમ, પણ એટલું તો સ્પષ્ટ છે કે ગાયત્રી અને બીજા કેટલાક છંદોનો વિકાસ ઈરાનમાં, કદાચ મેસોપોટેમિયામાં થયો હતો. ભારત-યુરોપીય પદ્યરચના વિશે ચોક્કસ માહિતી આપણને નથી, પણ કેટલાક સામાન્ય ટેક ( Tags ) તથા ઉક્તિવિશેષો, જેમની ઉત્પત્તિ દેખીતી રીતે જ કાવ્યરચનામાં થઈ હોય એમ જણાય છે અને જે જુદી જુદી ભારત-યુરોપીય ભાષાઓમાં સામાન્યપણે પ્રચલિત છે તે સૂચવે છે કે કોઈ પ્રકારની પ્રાથમિક પદ્યરચના ભારત-યુરોપીય પ્રજાને અવગત હતી. સદ્ગત પ્રોફેસર અન્તોઇન મિલેતે વૈદિક છંદોની ગ્રીક નાટકોના છંદો સાથે તુલના કરીને આ પદ્યરચનાનું સ્વરૂપ ખોળી કાઢવાનો પ્રયાસ કર્યો હતો. ગ્રીક હેક્સામિટર જે હોમરમાંથી મળતો જૂનામાં જૂનો ગ્રીક છંદ છે તે ભારત-યુરોપીય વારસો નહિ, પણ ગ્રીકોની આગવી જ સિદ્ધિ હોય એમ જણાય છે. સંસ્કૃત (વૈદિક), અવેસ્તા, જૂની નોર્સ, જૂની આઇરિશ અને પ્રાચીન લિથુઆનિયન

કવિતાના પુરાવાના આધારે એમ જણાય છે કે ભારત-યુરોપીય પદ્યરચના પણ કડીબદ્ધ ( Stanzaic ) હતી. અને હોમરના હેક્સામિટર જેવી ધારાવાહી નહોતી. ભારત-યુરોપ પરંપરાનો તાંતણો આગળ લંબાવતી આર્ય પદ્યરચના પણ, વૈદિક પદ્યરચના બતાવે છે તેમ, એવી જ રીતે પ્રાયઃ કડીબદ્ધ હતી

એ કાળે—ઈ. સ. પૂર્વે બીજી સહસ્રાબ્દીમાં આર્યો એશિયાની સર્વોત્તમ સંસ્કૃતિના સંપર્કમાં આવ્યા; અને તેઓ પોતે જ એક અર્ધ-ભ્રમણશીલ પ્રજા હોઈ આ સંસ્કૃતિની તેમના ઉપર જબરી અસર થઈ. ભારતમાં રચાયેલાં પુરાણોમાં અસુરોની ઉચ્ચ ભૌતિક સાધનસંપન્નતાના, મકાનો બાંધવામાં તેમની ઉચ્ચ પ્રકારની કારીગરીના તથા ક્રૂરતાના ઉલ્લેખો મળે છે. 'અસુર'નો અર્થ એમાં સામાન્ય રીતે 'રાક્ષસ' કરવામાં આવે છે, પણ તદ્દન સંભવિત છે કે આ શબ્દમાં આર્યોએ 'અસુર'ની-એસિરિયાના વતનીઓની સ્મૃતિ જાળવી રાખી હોય. 'અસુરો'ની મહાન સ્થાપત્યસિદ્ધિઓ તથા યુદ્ધમાં તેમની ક્રૂરતાના પ્રત્યક્ષ પરિચયમાં આર્યો પૂર્વકાળે આવેલા હતા. એસિરિયા-બેબિલોનિયાની સંસ્કૃતિનાં કેટલાંક તત્ત્વો આર્યોએ સ્વીકારી લીધાં હોય એમ જણાય છે—દાખલા તરીકે, રાજચિહ્ન તરીકે છત્ર. આ ઉપરાંત, ભારુત અને સાંચીના સ્તૂપોની સ્થાપત્ય અને ભૂષાની કેટલીક વિગતો, જે પૂર્વકાળની લાકડાની સ્થાપત્યકળાને પથ્થરમાં ઉતારે છે તેમાં નિઃશંકપણે કેટલાંક પશ્ચિમ એશિયાઈ પ્રયોજન (Motifs) છે. આર્યોએ સ્વીકારેલા એવા કેટલાક એસિરિયા-બેબિલોનિયાના શબ્દો વૈદિક ભાષામાં પણ મળે છે, દા. ત. વૈ. मना('માપ') શબ્દ સેમિટિક मिनह્માંથી છે. બેબિલોનિયાની દંતકથાઓમાં આવતાં કેટલાક સર્પોનાં નામ બદલાયેલા સ્વરૂપમાં કેવી રીતે અથર્વવેદમાં સ્થાન પામેલાં છે, એ સદ્દગત બાલ ગંગાધર ટિળકે બતાવ્યું હતું ( R. G. Bhandarkar Commemoration Volume, Poona, 1917, pp. 33 ff. ). આર્યોનો મુખ્ય સમૂહ ઈરાનમાં થોડો વખત રહ્યો ત્યારબાદ એની ટોળીઓના બે વિભાગ પડી ગયા. આ વિભાગમાં ટોળીઓના ભેદો કેટલે અંશે કારણભૂત હતા અથવા એનું મૂળ કેટલે અંશે ધાર્મિક

હતું તે કહી શકાય તેમ નથી. પરન્તુ દેવ (=દઇવ)-પૂજકો અને असुर (अहुर)* मझ्धाग् (મેધાઃ-મઝ્દાઓ)-પૂજકો એમ બે વિભાગોમાં આર્યો વહેંચાઈ ગયા. ગમે તેમ, પણ દેવપૂજક આર્યો ભારત તરફ આગળ વધ્યા, અને તેમ કરતાં પૂર્વ ઈરાનની દાસ-દસ્યુ પ્રજા સાથે લડીને તેમને, ઠેઠ પંજાબ સુધી, રસ્તો કાઢવો પડ્યો હતો.

આ આર્યેતર પ્રજા સાથેના સંપર્ક તેમજ વિકાસના કુદરતી ક્રમને પરિણામે આર્યોની ભાષામાં બીજા ફેરફારો થયા. એ ભાષા આર્ય અથવા ભારત-ઈરાની સ્વરૂપમાંથી ભારતીય આર્ય સ્વરૂપ પામી, જેની છેલ્લી ભૂમિકાનું પ્રતિનિધિત્વ ઋગ્વેદની ભાષા રજૂ કરે છે. આ પહેલાં જ, કેટલીક વ્યાકરણવિષયક નવીનતાઓને કારણે ભારત-યુરોપીય માતૃભૂત ભાષા તથા આર્ય ભાષા વચ્ચેનો ભેદ સ્પષ્ટતર બન્યો હતો; જેમકે, સ્વરાન્ત નામોના ષષ્ઠી બહુવચન માટે -आनाम् પ્રત્યય તથા આજ્ઞાર્થે ત્રીજા પુરુષમાં -तु (-न्तु,-न्तु) પ્રત્યય (જેની ઉત્પત્તિ અન્યસ્થળે શોધી શકાય તેમ છે). ભારતમાં, તેમજ સંભવતઃ પૂર્વ ઈરાનમાં આર્ય ટોળીઓની ભાષા ઉચ્ચારણ-પ્રક્રિયામાં, વ્યાકરણમાં અને શબ્દભંડોળમાં નવા જ પ્રકારનાં પરિવર્તનો પામી. મૂર્ધન્ય (Cerebral) અથવા પ્રતિવેષ્ટિત (Retroflex) વર્ણોનો વિકાસ થયો, ઉચ્ચારણપ્રક્રિયામાં આ સૌથી વધુ લાક્ષણિક પરિવર્તન હતું. આ વસ્તુ આર્ય ભાષામાં કાં તો સ્વયંભૂપણે બનવા પામી હોય અથવા વધુ સંભવિત છે તેમ, આગંતુક આર્યેતર અસરને પરિણામે ઉદ્ભવી હોય. આ પછી झ्, ज़् અને ज़् ઉચ્ચારો નાશ પામ્યા અથવા પરિવર્તન પામી ગયા. વ્યાકરણનાં રૂપોમાં નવા ફેરફારો થયા. ભારતીય આર્ય ભાષામાં થયેલા આ પ્રકારના ફેરફારોમાં નીચેનો નોંધપાત્ર છે-વિકરણહીન (Athemetic) ક્રિયાપદો (अद्. हन અને हु વર્ગનાં)ના પહેલા પુરુષના પ્રત્યય -मि નો પ્રયોગવિસ્તાર વધારીને વર્તમાન કાળમાં તમામ ક્રિયાપદોને એ પ્રત્યય લગાડવાનું શરૂ થયું-આ લાક્ષણિકતા ઈરાની ભાષાવિસ્તારમાં અવેસ્તાની ઉત્તરકાલીન ભાષામાં તથા ફારસીમાં પણ વિકાસ પામી (જુઓ ભાયુ *ऍद्-मि=वैदिक अद्-मि; ભાયુ* भॆर-ओ=ગ્રીક फर-ओ, લેટિન फर्-ओ,

*वंर्‌-अ ने माटे गोथिक बइर्‌-अ, गाथा अवेस्ता वर्‌-आ, परन्तु वैदिक भर्‌-आ-मि, जूनी फ़ारसी बर्‌-आ-मिय्‌, जूनी चर्च स्लाव बेर्‌-ऑं ∠*भंर्‌-ओ+-म्‌ ) શબ્દઘડતરની દૃષ્ટિએ જોઈએ તો, નવા શબ્દો તૈયાર કરવામાં આવતા હતા તેમજ ઉછીના પણ લેવાતા હતા. આ બધી રીતે આર્ય અથવા ભારત-ઈરાની ભાષા, જે ટોળીઓ એ ભાષાને ભારતમાં લાવી, એટલું જ નહિ પણ પોતાની સાથે કેટલાંક વૈદિક સૂક્તો તથા ધર્મ અને સંસ્કારિતા બાબતની વૈદિક પ્રણાલિકાઓ લાવી તેમની પણ ભાષા—ભારતીય આર્ય ભાષા બની. આ ભારતીય આર્યોએ જાતિ, ધર્મ અને સંસ્કૃતિના તેમજ ભાષાના એ સમન્વયનો પાયો નાખ્યો, જેણે જગતને હિન્દુ પ્રજા તથા હિન્દુ ધર્મ અને હિન્દુ સંસ્કૃતિ આપ્યાં, એટલું જ નહિ પણ પ્રાચીન ભારતની વૈદિક, સંસ્કૃત અને પાલિ વગેરે તેમજ મધ્ય અને અર્વાચીન કાળની હિન્દી, ગુજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી વગેરે ભાષાઓ પણ આપી.

## વ્યાખ્યાન ૨

# ભારતીય આર્યભાષાની આર્યેતર પશ્ચાદ્‌ભૂ તથા એનો પ્રાચીન ઇતિહાસ

ભારત ઉપરના આર્ય આક્રમણની માન્યતા, અને શિક્ષિત હિન્દુઓ તેમજ બીજાઓ દ્વારા એકંદરે તેનો સ્વીકાર-હિન્દમાં આર્યો સંસ્કારપ્રવર્તક પ્રજા તરીકે આવ્યા હોવાનો જૂનો મત-હિન્દુ ધર્મ અને સંસ્કૃતિના ઘડતરમાં આર્યેતર ફાળો-આર્યો પાછળની આર્યેતર ભૂમિકા-આર્યેતર અથવા આર્ય-પ્રાક્ પ્રજાઓ-પ્રાગિતિહાસકાલીન નેગ્રિટો લોકો-ભારતીય આર્ય ભાષામાં નેગ્રિટોના અંશો સચવાયા હોવાની શકયતા-ઑસ્ટ્રિક પ્રજા-મલય દ્વીપકલ્પ અને ટાપુઓમાં આદિમ ઑસ્ટ્રિક ભાષાનો પ્રચાર-ઑસ્ટ્રિકની ઑસ્ટ્રોનેશિયન શાખા, જેમાં ઇન્ડોનેશિયન, મલેનેશિયન (માઇક્રોનેશિયન સહિત) તથા પોલિનેશિયન ભાષાઓનો સમાવેશ થાય છે-ઑસ્ટ્રો-એશિયાઇ ભાષાઓ, જેમાં મોન-ખ્મેર, ખાસી, કોલ બોલીઓ, નિકોબારી વગેરેનો સમાવેશ થાય છે-ઉત્તર ભારતમાં ઑસ્ટ્રો-એશિયાઇ મૂલ-હિમાલયના પ્રદેશોમાં ઑસ્ટ્રિકનો શકય પ્રચાર-તિબેટ-બર્મી કુળની બોલીઓ-બુરુશસ્કી-ઑસ્ટ્રિક ભાષાકુળની ભાષાવિષયક લાક્ષણિકતા-કોલ બોલીઓને યુરલ-કુળની સાથે જોડવા સંબંધી હેવેસીનો તર્ક-વર્તમાન પરિસ્થિતિ-દ્રવિડો-દ્રાવિડી ભાષાઓ-દ્રવિડો સંભવતઃ ભૂમધ્યના પ્રદેશના-દ્રમિલ-દ્રવિડ-દ્રમિલ-તામિલ-Trmmili-Temilai?-આદિમ દ્રાવિડ સંસ્કૃતિ-પ્રાચીન તામિલ સાહિત્ય-મોહેં-જો-દડો-આર્યો પૂર્વેની સિન્ધ અને પંજાબની સંસ્કૃતિ-મોહેં-જો-દડો અને હરપ્પાની લિપિ-પાશ્ચાત્ય લિપિઓ તથા ભારતીય બ્રાહ્મી લિપિ સાથે તેનો સંબંધ-સિન્ધ અને પંજાબની સંસ્કારિતા તથા દ્રાવિડ ભાષા બોલનાર લોકો સાથે તેનો શકય સંબંધ-પ્રાગિતિહાસ કાળમાં પશ્ચિમોત્તર ભારત, ઈરાન અને મેસોપોટેમિયાનો એક સાંસ્કૃતિક વિસ્તાર-દ્રાવિડ

સંસ્કૃતિ અને આર્યોનું વિસ્તરણ-પૂર્વમા આર્યોના વિજયી વિસ્તરણના કારણો-આર્ય, દ્રાવિડ અને ઑસ્ટ્રિક રીતિભેદો-આર્ય અને આર્યેતર વચ્ચે ઘર્ષણ-આર્યેતરોને આર્યોમા સમાવવાનો પ્રારંભ-આર્યોની બોલીઓ-વૈદિક કવિભાષા (Kunstsprache)-ભારતીય આર્ય ભાષામાં ર્ અને લ્-વૈદિક સૂક્તોની રચના અને પ્રચાર-વેદોની સંહિતાઓ-વ્યાસ-આર્ય ભાષાનું લેખન-વૈદિક આર્યો અને પાશ્ચાત્ય જાતિઓ-પૌરાણિક પરંપરા અને તેનો ઉદ્ભવ આર્ય-પ્રાક્ હોવાની શક્યતા-વૈદિક અને ગાથા અવેસ્તાની ભાષાઓનું સાદૃશ્ય-ઋગ્વેદનાં કેટલાંક સૂક્તો પ્રાગ્-વૈદિક આર્યભાષામાં રચાયાં હોવાની શક્યતા-ભાષાનું પરંપરાગત સંક્રમણ-બ્રાહ્મણ યુગમાં બોલીઓ-ઉદીચ્ય, મધ્યદેશીય અને પ્રાચ્ય-પ્રાચ્ય બોલી અને ર્ નું લ્ માં પરિવર્તન-પ્રાચ્ય ભાષામા મૂર્ધન્યીકરણ: ભારતીય આર્યભાષાની પૂર્વકાલીન ઉચ્ચારણટેવનું સાતત્ય-આર્ય ભાષાનો પ્રચાર-બુદ્ધના સમયમાં ઉત્તર ભારતની ભાષાવિષયક સ્થિતિ-આદર્શોનું ઘર્ષણ-બૌદ્ધ અને જૈન શિલાલેખોમાં મધ્ય ભારતીય આર્યભાષાઓ (MIA)નો પ્રયોગ-વૈદિક બ્રાહ્મણો અને સંસ્કૃત-પાણિનિ-છન્દસ્ અને લૌકિક—સાહિત્યની સંસ્કૃતની પ્રતિષ્ઠા.

**આર્યો** જ્યારે ભારતમાં આવ્યા ત્યારે આ દેશ કંઈ વસતિ વગરનો નહોતો—એમાં કેટલીક એવી જાતિઓ અને પ્રજાઓ રહેતી હતી, જે સંસ્કૃતિની ઉચ્ચ ભૂમિકાએ પહોંચી હતી. પ્રાગિતિહાસકાળમાં ભારત ઉપર આર્યોનું આક્રમણ થયું હોવાને લગતો તર્ક જ્યારે પહેલવહેલો રજૂ કરવામાં આવ્યો ત્યારે આપણા દેશના સુશિક્ષિત વર્ગોએ તેનો સહજપણે સ્વીકાર કરી લીધો. સુશિક્ષિત વર્ગો એ હિન્દુ ઉચ્ચ વર્ણના માણસો હતા. આર્યોના આક્રમણને લગતા તર્કથી તેમનો કંઈ માનભંગ થતો નહોતો. કાળી ચામડીવાળા આર્યેતર જંગલીઓથી વસાયેલા અસંસ્કૃત દેશમાં સંસ્કૃતિની મશાલ લઈને મધ્ય એશિયામાંથી આવનાર સંસ્કૃત આર્ય વિજેતાઓના સાચા વંશજ તરીકે, આ તર્કના સ્વીકાર દ્વારા, તેઓ પોતાને ઓળખાવી શકતા. અને 'આર્ય'—એટલે કે ભારત—યુરોપીય ભાષા બોલનારી યુરોપીય પ્રજાઓના દૂરના પિતરાઈ પોતે હોવાનું માની શકતા. અંગ્રેજ ઇતિહાસકારોએ તથા ભારતમાંથી બીજાઓએ આ તર્કનો સ્વીકાર કરવાનું વલણ બનાવ્યું અને ભારતવાસી પ્રત્યે 'આપણા આર્ય ભાંડુ, મૃદુ સ્વભાવવાળા હિન્દુ'—એ રીતે

મુશ્કેલીવટ દાખવી. હિંદુઓના સુશિક્ષિત વર્ગોએ આ તર્કને સહેલાઈથી અનુમતિ આપી તે વસ્તુ, વાજબી ગણાય તેવા કોઈ પણ અભિપ્રાયનો ધાર્મિક જડતાથી પર રહીને સ્વીકાર કરવાની હિન્દુ માનસની તૈયારીને કંઈક અંશે આભારી હતી; કંઈક અંશે તે નીચલા વર્ગોથી અતડા રહેવાની તથા તેમનાથી પોતાને ઊંચા માનવાની વૃત્તિ—જે જ્ઞાતિસંસ્થાના છિન્નભિન્ન કરનાર વલણમાંથી તથા જાતિ અને સંસ્કારિતાની અસાધારણ વિભિન્નતાને કારણે સમાજનાં એકમોને એકરૂપે ઘડવામાં ઊભા થતા પ્રત્યવાયમાંથી ઉત્પન્ન થયેલ હતી તે—નું પરિણામ હતું; કંઈક અંશે એ લાઘવગ્રન્થિનું પણ પરિણામ હતું, જે ગ્રન્થિ અનેક મૂલગત અગત્યની બાબતોમાં યુરોપીય પ્રજાથી પરાજિત થતી હતી, અને તેથી યુરોપીય પ્રજા સાથેનો કોઈ ને કોઈ પણ સંબંધ શોધી કાઢવામાં અને એ રીતે પોતાને વિજેતાઓ અને સંસ્કૃતિપ્રચારકોના વંશજ માનવામાં તેને એક પ્રકારનો છાનો આનંદ આવતો હતો. (રાષ્ટ્રપ્રેમના ઊભરાઓમાં આ લાગણીનું પૃથક્કરણ કરવાનું વલણ પણ નહોતું.) પરન્તુ તાજેતરમાં થયેલી સંખ્યાબંધ શોધો વડે તથા આ પૂર્વે જ અવગત થયેલી હકીકતોના નવા અર્થદર્શન દ્વારા એ જાણવામાં આવ્યુ છે કે આ વસ્તુ કોઈ એક ઉચ્ચતર શ્વેત વર્ણની જાતિએ પ્રાચીન ભારતની અસંસ્કૃત પ્રજાના સંબંધમાં 'હું આવ્યો, મેં જોયું, અને હું જીત્યો' એ રીતે મેળવેલો વિજય નહોતો. અર્વાચીન ભારત–યુરોપીય ભાષા બોલનારા સ્પેનવાસી, પોર્તુગીઝ, ફ્રેન્ચ, ડચ અને અંગ્રેજ લોકોની જેમ પ્રાચીન ભારત–યુરોપીય અથવા આર્યભાષા બોલનારાઓ ભારતમાં અનિવાર્ય વિજેતાઓ તરીકે આવ્યા હતા અથવા તેમણે અહીં આવીને સંસ્કૃતિનો પાયો નાખ્યો હતો એવું પણ નહોતું; હિન્દુ સંસ્કૃતિમાં જે ઉચ્ચ પ્રકારનાં અને ઉમદા તત્ત્વો છે તે આર્યોની નવાજેશ છે, અને જે કંઈ કાળું, નીચ અને દુષ્ટ હતું તે બરાબર નહિ દબાયેલી આર્યેતર મનોવૃત્તિનું જ પરિણામ હતું–એ પણ બરાબર નથી. પ્રાચીન કાળના બ્રાહ્મણો અને ક્ષત્રિયોનાં ચિન્તન અને વ્યવસ્થાશક્તિ જે આર્યમાનસનાં અમુક અંગોનું પ્રતિનિધિત્વ ધરાવે છે તે માન્ય રાખીએ, તોપણ નૂતન સામગ્રી અને નૂતન અર્થદર્શન બતાવે છે કે ભારતીય સંસ્કૃતિના ઘડતરનો યશ એકલા આર્યોને જ ઘટતો

નથી; ભારતની આર્યેતર પ્રજાનો પણ એમાં ફાળો હતો, અને ભૂમિકા પૂરી પાડવામાં તો ખરેખર મોટો ફાળો હતો. ભારતના કેટલાક પ્રદેશોમાં આર્યેતર પ્રજા ભૌતિક સંસ્કૃતિની બાબતમાં આર્ય પ્રજા કરતાં ઘણી આગળ હતી; કેમકે આર્યો ભ્રમણશીલ અસંસ્કૃત લોકો હતા, જ્યારે આર્યેતર પ્રજા શહેરોમાં વસનારી હતી. હવે વધુ ને વધુ સ્પષ્ટ થતુ જાય છે કે ભારતીય સંસ્કૃતિની ગૂંથણીમાં આર્યેતર પ્રજાએ ઘણો મોટો ફાળો આપ્યો હતો, અને ભારતીય ધાર્મિક અને સાંસ્કૃતિક પરંપરાઓ તથા પ્રાચીન દંતકથાઓ અને ઇતિહાસનો મોટો ભાગ એ આર્યેતરના વારસાનો આર્ય ભાષામાં અનુવાદ માત્ર છે, કારણ કે આર્યેતર તત્ત્વોએ આર્યભાષા ઉપર અનેક પ્રકારે અસર કરી હોવા છતાં એ ભાષા જ સૌથી વધુ મહત્વપૂર્ણ બની હતી. સંક્ષેપમાં કહીએ તો, કર્મ અને પુનર્જન્મને લગતા વિચારો, યોગસાધના, શિવ, દેવી તથા વિષ્ણુએ દેવતાઓની ભાવનાની આજુબાજુ કેન્દ્રિત થયેલા ધાર્મિક અને તત્ત્વજ્ઞાનવિષયક વિચારો, 'હોમ'ની વૈદિક વિધિથી જુદા જ પ્રકારની એવી હિન્દુ 'પૂજા'ની વિધિ—આ સર્વ તથા હિન્દુ ધર્મ અને વિચારણામાંની બીજી કેટલીયે વસ્તુઓનું મૂળ આર્યેતર હોય એમ જણાય છે; પુરાણોની અને ભારતાદિની દેવકથાઓ, આખ્યાનો અને અર્ધ-ઐતિહાસિક કથાનકોનો મોટો ભાગ આર્યોની પૂર્વેનો છે. આપણી ભૌતિક સંસ્કારિતાનો તથા આપણા સામાજિક અને બીજા રિવાજોનો મોટો ભાગ—દા. ત. ચોખા જેવા ઘણા મહત્ત્વના ધાન્યનો, કેટલાંક શાકનો તથા આંબલી અને નારિયેળ ઇત્યાદિ જેવાં કેટલાંક ફળોનો ઉછેર, હિન્દુ જીવન અને હિન્દુ વિધિમાં નાગરવેલનાં પાનનો ઉપયોગ, આપણા લૌકિક ધર્મનો મોટો ભાગ, આપણા લૌકિક હુન્નરોનો મોટો ભાગ, નૌયાનને લગતા આપણા હુન્નરો, આપણો વિશિષ્ટ હિન્દુ પોશાક (ધોતી અને સાડી), ભારતના કેટલાક ભાગોમાં આપણી લગ્નવિધિ, જેમાં સિન્દૂર અને હળદરનો ઉપયોગ કરવામાં આવે છે—અને બીજી ઘણીએ વસ્તુઓ—આપણા આર્ય-પ્રાક્ પૂર્વજોનો વારસો હોવાનું માલૂમ પડશે. આપણી ભાષાની બાબતમાં, મેં આગળ કહ્યું છે તેમ, ઉત્તરમાં આપણે મુખ્યત્વે આર્યોની ભાષા સ્વીકારી છે. પરન્તુ આ ભાષામાં ઘણા અગત્યના ફેરફારો થયા છે, અને તે પણ આર્ય-પ્રાક્ ભાષાઓની

રીતિએ, જ્યારે દક્ષિણમાં પ્રાચીન ભાષાઓ ટકી રહી છે. જો કે આર્યોની ભાષા જે પ્રકારે ભારતીય ભાષા બની તે રીતે તથા જુદાજુદા યુગોમાં તેનો વિકાસ થયો તે સ્વરૂપમાં પણ તેણે દક્ષિણની ભાષાઓ ઉપર ઊંડી અસર કરી છે.

ભારતમાં આર્ય ભાષાના ઇતિહાસનું વર્ણન આપણે આરંભીએ ત્યાર પહેલાં આ દેશમાંની આર્યેતર ભૂમિકાનું ટૂંક નિરીક્ષણ ઉપયોગી થઈ પડશે. જો કે મનુષ્યકલ્પ વાનરો (Anthropoid apes)નાં ઘણા પ્રાચીન અવશેષો આ દેશમાંથી મળેલાં છે, તોપણ ભારતની ભૂમિ ઉપર જ કોઈ પ્રકારના મનુષ્યપ્રાણીની પ્રથમ ઉત્પત્તિ થઈ હશે કે કેમ એ વિશે કંઈ નક્કી થઈ શકતું નથી. મેં આગળ જણાવ્યું છે તે પ્રમાણે, જે સૌથી પ્રાચીન પ્રજા (જેના પ્રતિનિધિઓ આજે ભારતમાં છે) અહીં આવી જણાય છે તે નીચી, કાળી અને જાડા વાળવાળી કોઈ નેગ્રિટો જાતિની હતી. આ જાતિ આફ્રિકામાં થઈને જમીનના રસ્તે અરબસ્તાન અને ઇરાનના કિનારાના પ્રદેશો ઉપર થઈને ભારતમાં આવી હોય એ સંભવિત છે. નેગ્રિટો જાતિ પ્રાચીન પાષાણયુગની અથવા કદાચ નવીન પાષાણયુગની સંસ્કારિતા ધરાવતી હશે એમ મનાય છે. ખેતીવાડી કે ઢોરઉછેરનું જ્ઞાન તેને નહોતું. એ પ્રજા સંભવતઃ દક્ષિણ ભારતમાં પ્રસરી, ત્યાંથી આગળ વધીને તેણે દરિયો ઓળંગ્યો (અથવા કદાચ એમ ન હોય કે મલય દ્વીપકલ્પના નાના નાના ટાપુઓ, જે દરિયા ઉપરના પુલો જેવા હતા અને જે અત્યારે અસ્તિત્વ ધરાવતા નથી—તે દ્વારા તે આગળ વધી હોય?) અને આન્દામાન ટાપુઓમાં વસી. આ જાતિ ફિલિપાઇનમાં (એટા લોકો) અને દૂરના ન્યુ ગીનીમાં (તાપિરો લોકો) પણ જોવા મળે છે. આ નેગ્રિટો લોકો ભારતમાંથી આસામ અને બ્રહ્મદેશના રસ્તે મલાયા અને સુમાત્રામાં (સેમાંગ લોકો) તથા મલાયા—સુમાત્રામાંથી આગળના ટાપુઓમાં પ્રસર્યા જણાય છે. નેગ્રિટો લોકો દક્ષિણ બલુચિસ્તાનમાં હોવાનું કહેવાય છે તથા દક્ષિણ ભારતની જંગલી જાતિઓ જેવી કે ઇરુલા, કાદિર, કુરુમ્બ, પનિયન વગેરેમાં જણાતાં કેટલાંક નેગ્રિટો અને નિગ્રો લક્ષણો ઉપરથી દક્ષિણ ભારતમાં પણ એક કાળે એ જાતિના

અસ્તિત્વનું અનુમાન થઈ શકે છે. આસામની નાગ જેવી તિબેટ—બ્રહ્મી જાતિમાં નેગ્રિટોના કેટલાક અવશેષો જોઇ શકાય છે અર્થાત્ નાગ જાતિએ નેગ્રિટોને પોતાનામાં સમાવી લીધા હોવા જોઈએ. ભારતની નજદીકમાં એક સ્વપર્યાપ્ત એકમ તરીકે પોતાની ભાષા પણ જાળવી રાખીને, આ પ્રજા આન્દામાનમાં રહે છે. માત્ર આન્દામાની ભાષાનો અપવાદ બાદ કરીએ તો, આજે ભારતમાં તેમજ મલાયા સુદ્ધાં બૃહદ્ ભારતમાં સર્વે સ્થળે નેગ્રિટો પ્રજા પોતાના વધુ સંસ્કૃત પાડોશીઓ દ્વારા પ્રયોજાતી ભાષાઓ—આર્ય, દ્રાવિડ અને ઑસ્ટ્રિકની ભ્રષ્ટ બોલીઓ બોલે છે. ભારતની મૂળ નેગ્રિટો ભાષા, પછી તે ગમે તે હોય, માલૂમ પડે છે તે પ્રમાણે, આન્દામાની ભાષારૂપે પોતાનું અસ્તિત્વ જાળવી રહી છે અને તે એક ભાષા તરીકે અથવા એક બોલીસમૂહ તરીકે અન્ય ભાષાઓથી તદ્દન અલગ પડી જાય છે. નેગ્રિટો પાસે, તેમની પોતાની પ્રાથમિક દશાને કારણે, ભારતના પછીના કાળની સંસ્કૃતિને આપવા જેવું કંઈજ નહોતું; સંસ્કારિતાની ઉચ્ચતર કક્ષાએ પહોંચેલા જે બળવાન લોકો તેમની પછી આવ્યા તેમની સામે પણ તેઓ ટકી શક્યા નહિ. ગુપ્તકાળમાં ચીતરાયેલાં અજંતાનાં ભીત્તિચિત્રોમાં રજૂ થયેલા કેટલાક જાતિગત નમૂનાઓ ઉપરથી જણાય છે કે ભારતમાં ઘણા મોડા કાળ સુધી નેગ્રિટો તત્ત્વોનું અસ્તિત્વ હતું; પણ અત્યારે તો તે લગભગ લુપ્ત થઈ ગયેલાં જણાય છે. આર્યો કે જેઓ ઘણા મોડા આવ્યા તેઓ, નિદાન તેઓ પંજાબમાં અને ગંગાની આસપાસનાં મેદાનોમાં હતા ત્યારે, નેગ્રિટોને મળ્યા હોય એમ જણાતું નથી—તેમની ભાષામાં નેગ્રિટોને માટે કોઈ નામ નથી. નેગ્રિટોની પરિસ્થિતિ જ એવી હતી કે પાછળથી જે ભાષાઓ ભારતમાં આવી તેમના ઉપર પોતાની કોઈ અસર તેઓ નિપજાવી શકે તેમ નહોતા. આર્યો આવ્યા ત્યાર પહેલાં તો ઓછામાં ઓછા બે ભાષાવિષયક પ્રસ્તરો—ઑસ્ટ્રિક અને દ્રાવિડની નીચે નેગ્રિટો દબાઇ ગઈ હતી; એટલે એમાંનું કંઈ છળી શક્યું હોય એમ લાગતું નથી. પણ એમ બને કે કોઇ વાર નેગ્રિટો ભાષાનો અમુક ખાસ વસ્તુનો નિદર્શક કોઈ શબ્દ, કે વનસ્પતિસૃષ્ટિ અથવા પ્રાણિસૃષ્ટિનો એકાદ શબ્દ ભારતની ભૂમિ ઉપર સંપૂર્ણ વિનાશ-

માંથી બચી ગયો હોય. આવો એક શબ્દ, હું ધારું છું કે, બંગાળી બાદુડ='ચામાચીડિયું' હોય. (આ શબ્દમાં મૂળભૂત અંગ *બાદ્ છે. એનું જૂની બંગાળી પ્રતિરૂપ *બાદ્-अड्-ई થાય; -ઈ એ સ્વાર્થિક પ્રત્યય છે, એનું -ड- અંગ અપભ્રંશમાં અને અર્વાચીન ભારતીય આર્યભાષામાં ખૂબ પ્રચલિત છે: બીજી રીતે અવ્યાકૃત જ રહેતા આ *બાદ્ ને આન્દામાની बोत् ट, बात-ड, बोत्, व.हूअत= Bat ('ચામાચીડિયું') સાથે તથા મલાયા અને હિન્દી ચીનની આગ્નેય કુળની કેટલીક જંગલી ભાષાઓ, જેમાંની કેટલીક ભાષાઓ નેગ્રિટો જાતિઓ પણ બોલે છે તેમાં મળતા पंत्, दंत्, कंत्, बेड्, कद्‌अत्, बत् શબ્દાંગ સાથે સરખાવી શકાય. ઉદાહરણ તરીકે જુઓ નીચેના શબ્દો:-ब-पंत, म-पंत्, दस् पंत, प कंत्, ह-कंत्, क-तंन, क-बेड, गन्-ह्‌अत, कन् < क-अत् (?), कव < *क-बत, उ3ोन).

✓ આ પછી ભારતમાં આવનાર બીજી પ્રજા તે આદ્ય-ઑસ્ટ્રોલૉઇડ (Proto-Australoid) છે. જેને ભૂમધ્ય પ્રદેશવાસી પ્રજાની એક ઘણી જૂની શાખા ગણવાનું માનવામાં આવે છે. '<u>આગ્નેય</u>' તરીકે ઓળખાતું ભાષાકુળ આત્યંતિક રીતે તો, પ્રાયે કરીને, આ આદ્ય-ઑસ્ટ્રોલૉઇડ પ્રજાની ભાષામાંથી નીકળેલ છે. હિન્દમાં વિકાસ પામેલા આદ્ય-ઑસ્ટ્રોલૉઇડ લોકોને 'આગ્નેય' એવું અભિધાન આપી શકાય. નૃવંશશાસ્ત્રીઓના મત પ્રમાણે, આ આદ્ય-ઑસ્ટ્રોલૉઇડ લોકો લાંબા મસ્તકવાળી, શ્યામ ત્વચાવાળી અને ચીબા નાકવાળી પ્રજા હતી. આર્યો તેઓને 'નિષાદ' તરીકે ઓળખતા હતા.

આગ્નેય ભાષાઓ તથા આગ્નેય ધર્મ અને સંસ્કારિતાનાં મૂળભૂત અંગોને તેમની લાક્ષણિકતા ભારતમાં પ્રાપ્ત થઈ હોય એમ જણાય છે. મૂળ ભારતીય આગ્નેય પ્રજાની શાખાઓ પોતાની ભાષાને દક્ષિણમાં અને પૂર્વમાં, મલાયામાં અને ઇન્ડોનેશિયામાં (સુમાત્રા, જાવા, બાલી, બોર્નિયો, સેલિબિસ, ફિલિપાઇન વગેરે), ઇન્ડોનેશિયામાંથી માઇક્રોનેશિયા અને મેલેનેશિયામાં (કેરોલાઇન ટાપુઓ, માર્શલ ટાપુઓ

વગેરે તથા બિસ્માર્ક આર્કિપેલેગો, સાલોમન, સાન્ટાક્રુઝ, ન્યૂ હિબ્રાઇડ્ઝ, ન્યૂ કૅલેડોનિયા, ફીજી વગેરે ટાપુઓ) અને પોલીનેશિયામાં (સામોઆ, ટોંગા, ફ્રેંડ ટાપુઓ, મોસાયટી ટાપુઓ, ટાહિટી, ટૂઆમોટૂ આર્કિપેલેગો, માર્કવેસા, ન્યૂઝીલૅન્ડ, હવાઈ, રમાનુઇ અથવા ઇસ્ટર ટાપુઓ વગેરે) લઈ ગઈ.) ઇન્ડોનેશિયા, માઇક્રોનેશિયા, મલેનેશિયા અને પોલીનેશિયામાં બોલાતી આ બધી ભાષાઓ દ્વારા ઑસ્ટ્રિક ભાષાકુળની ઑસ્ટ્રોનેશિયન શાખા બને છે. ઑસ્ટ્રિક મૂળ જાતિ આ ટાપુઓમાં બીજી જાતિઓ, ખાસ કરીને ઇન્ડોનેશિયામાં મોંગોલૉઇડ જાતિ સાથે તથા પોલીનેશિયામાં એક ઊંચા કદની કૉકેશિયન જાતિ સાથે રક્તમિશ્રણ થતાં કેટલુંક મહત્ત્વનું પરિવર્તન પામી (અથવા કદાચ એમ હોય કે પોલીનેશિયનોએ ઇન્ડોનેશિયામાં થઈને સમુદ્રના માર્ગે પેસિફિકના દૂર દૂરના ટાપુઓ તરફ હંકાર્યું ત્યાર પહેલાં તેઓ એશિયામાં હતા ત્યારે જ તેમનામાં ઑસ્ટ્રિક અને કોઈ અજાણી 'કૉકેશિયન' જાતિનું રક્તમિશ્રણ થઈ ચૂક્યું હોય) હિન્દી ચીનમાંની કેટલીક ઑસ્ટ્રિક ટોળીઓમાંથી મોન, ખ્મેર અથવા કંબોજ (Cambodians), ચામ (Chams) તથા બીજી ઓછી જાણીતી જાતિઓ જેવી કે સ્ટિએન્ગ (Stiengs), બાહ્નર (Bahnars), પાલુંગ (Paloung), વાસ (Was) વગેરે બની. એક સમૂહ નીકોબારમાં ગયો અને ત્યાં નીકોબારી તરીકે ઓળખાય છે. બીજા સમૂહો (દા. ત. ખાસી જાતિના પૂર્વજો તથા બીજાઓ) આસામની ખીણમાં દાખલ થયા. પરંતુ આસામના ખાસીઓ એ મૂળ ઑસ્ટ્રિક ભાષા સ્વીકારનાર મોંગોલૉઇડ લોકો પણ હોઈ શકે. હિન્દમાંની જે ઑસ્ટ્રિક ટોળીઓ આજ સુધી પોતાની ભાષા જાળવી રહી છે—જો કે મોંગોલ, દ્રાવિડ અને સંભવતઃ નેગ્રિટો પ્રજા સાથે તેમનું નિઃશંકપણે મિશ્રણ થયેલું છે જ—તે કોલ અથવા મુંડા લોકો (જેવા કે સંતાલ, મુંડારી, હો, કોરવા, ભુમજી, કુરકુ, સોરા અથવા સવરા, ગડબા વગેરે) છે.

) આદ્ય ઑસ્ટ્રેલૉઇડ પ્રજાની એક ઘણી જૂની પ્રશાખા ઑસ્ટ્રેલિયા ગઈ હતી, જ્યાં તેણે શ્યામ ત્વચાવાળી ઑસ્ટ્રેલિયન રાની પરજ તરીકેની

લાક્ષણિકતા પ્રાપ્ત કરી. એ પ્રજાનો પછીનો એક સમૂહ સિલોન પહોંચ્યો, અને સિલોનમાંની વેડ્ડા જાતિ તેનો જ અવશેષ છે.

ટાપુઓમાં રહેતા ઑસ્ટ્રિક અથવા ઑસ્ટ્રોનેશિયનોથી ભિન્નપણે ખંડસ્થ ઑસ્ટ્રિક લોકોને ઑસ્ટ્રો–એશિયાઈ નામથી ઓળખવામાં આવે છે; અને ઑસ્ટ્રિકની આ ઑસ્ટ્રો–એશિયાઈ શાખામાં મોનખ્મેર ભાષાઓ (મોન, ખ્મેર અને હિન્દી ચીનની બીજી થોડીક ભાષાઓ), આસામની ખાસી ભાષા ભારતની કોલ (અથવા મુંડા) ભાષાઓ અને બોલીઓ, કોચીન–ચીનની ચામ ભાષા, બ્રહ્મદેશની વા અને પાલુંગ ભાષા, નીકોબારી ભાષા તથા મલાયાના આદિવાસી નેગ્રિટોમાં બોલાતી સેમાંગ અથવા સેનોઈ (સકાઈ) બોલીઓનો સમાવેશ થાય છે.

હિન્દમાંની ઑસ્ટ્રિક ભાષા બોલતી ટોળીઓ ઑસ્ટ્રો–એશિયાઈ વિભાગના એક કરતાં વધારે સમૂહ—કોલ, ખાસી અને મોન–ખ્મેર સમૂહો— સાથે સંબદ્ધ હોય એમ જણાય છે. એ લોકો નવ–પાષાણયુગની સંસ્કારિતા ધરાવતા હતા અને કદાચ હિન્દમાં જ તેઓ ત્રાંબા અને લોઢાનો ઉપયોગ શીખ્યા હતા. તેમણે ખેતી કરવાની એક પ્રાથમિક પદ્ધતિ વિકસાવી હતી, જેમાં એક ખોદવાની લાકડીનો (લગુ, લંગ, લગિલ–કોઈ જૂના શબ્દ લક્રનાં જુદાં જુદાં સ્વરૂપો) ઉપયોગ ટેકરીઓના ઢોળાવોનું ખેડાણ કરવા માટે થતો હતો. ટેકરીઓના મથાળે તેમ જ મેદાનોમાં ચોખાની ખેતી પણ ઘણું કરીને તેઓએ દાખલ કરી હતી.

તેમની ભાષામાંનાં નામો સૂચવે છે તે પ્રમાણે, નાળિયેળ (नारिकेल), કેળ (कदल), નાગરવેલ (ताम्बुल), સોપારી (गुवाक) નો તથા ઘણું કરીને હળદર (हरिद्रा), આદુ (शृङ्गवेर) નો અને વેંગણ (वातिङ्गण) તથા તુંબી પ્રકારનાં (अलाबु) જેવાં શાકનો ઉછેર કરવાની રીત પણ તેઓએ દાખલ કરી કે વિકસાવી હતી. તેઓ ઢોર ઉછેરતા હોય એમ લાગતું નથી. તેઓ દૂધનો ઉપયોગ કરતા નહોતા, પણ સંભવતઃ હાથી પાળનારા તથા મરઘાં બતકાં ઉછેરનારા તેઓ પહેલા જ લોક હતા. ઉત્તર ભારતના કેટલાક

પ્રદેશોની વીસની સંખ્યાથી ગણત્રી કરવાની રીતિ [ સર૦ હિન્દી कोडी, બંગાળી કુડી 'વીસ' (ગુ. 'કોડી'); આ શબ્દ ઑસ્ટ્રિક ઉપરથી આવેલો છે. ] ઑસ્ટ્રો–એશિયાઈ પદ્ધતિના અવશેષરૂપ હોય એમ લાગે છે. 'ચાંદ દિવસ' ( तिथि ) વડે કાલગણના કરવાની પાછળના સમયની હિન્દુ પદ્ધતિનું મૂળ પણ ઑસ્ટ્રિક હોય એમ જણાય છે.[1]

ઑસ્ટ્રિક અથવા ઑસ્ટ્રો–એશિયાઈ ટોળીઓ આખા ઉત્તર ભારતમાં ઠેઠ પંજાબ સુધી તેમ જ મધ્યભારતમાં પ્રસરી; દક્ષિણમાં પણ તે દાખલ થઈ. ઉત્તર ભારતની મોટી નદીઓની ખીણોમાં તેમને વસવાટ માટેની સારી જગ્યા પ્રાપ્ત થઈ. ભારતની સુપ્રસિદ્ધ નદી ગંગાનું નામ પણ જેનો માત્ર 'નદી' એટલો જ અર્થ થતો હોય એવા કોઈ ઑસ્ટ્રિક શબ્દનું સંસ્કૃતીકરણ હોય એમ જણાય છે. આ શબ્દ હિન્દી ચીનમાં ( ચીનાઈ—તિબેટી કોઈ અથવા થાઈ ભાષામાં ) खोंग ( Khong ) તરીકે મળે છે, જેમકે मे-खोंग ( Mé-khŏng ) એટલે કે मा गंगा-नदी माता ( સર૦ मे नाम् Mè năm=જળમાતા ); આ શબ્દ મધ્ય અને દક્ષિણ ચીનમાં ( જ્યાં મૂળ

---

૧. ભારતીય આર્યના શબ્દભંડોળ ઉપર ઑસ્ટ્રિકની અસર.

આ માટે જુઓ Are-Aryan and Pre-Dravidian in India, a n series of papers by Sylvain Lévi, Jean Przyluski and Jules Bloch, translated from French by. Probodh Chandra Bagchi, M. A. D.-ès-L. (Paris), Published by the University of Calcutta, 1929. વળી જુઓ S. K. Chatterji, The Study of New Indo-Aryan, "Journal of the Department of letters," Calcutta University, 1937, P. 20.

ભારતીય આર્ય ભાષા ઉપર થયેલી આર્યેતર અસરના અભ્યાસ માટે પોલૅન્ડના વિદ્વાન Constantin Régamey નો નીચેનો લેખ અનિવાર્ય છે : Bibliographie Analytique des trabaux relatifs aux Eléments anaryens dans la civilisation et les Langue de l'Inde, Published in the "Bulletin de l'École francaise de l'Extrême-Orient". Vol. 34, 1935, pp. 429-566.

ઑસ્ટ્રિક લોકો રહેતા હતા ? ) क्आंग (kiang) તરીકે મળે છે. જેમકે यांगत्से-क्आंग, सि-क्आंग; દક્ષિણ ચીનમાં પણ નદીઓનાં આવાં જ નામ છે, જેમકે यु-क्आंग, चु-नि-क्आंग, लुंग-क्आंग, पे-क्आंग, लो-क्आंग, हां-क्आंग વગેરે. क्आंग શબ્દનું જૂનું ચીનાઈ ઉચ્ચારણ ( ઉત્તર ચીનની બોલીમાં चिआंग=નદી ) * कांग (kang) હતું. गंगा શબ્દનો મૂળ અર્થ હજી પણ તેનાં બંગાળી પ્રતિરૂપો गांग, गां मा જળવાઈ રહ્યો છે, જેનો અર્થ 'કોઈ પણ નદી કે જલપ્રવાહ' થાય છે. આજે પણ સિલોનમાં गंगा શબ્દ નદીઓનાં નામ સાથે વપરાય છે. ચીનાઈ ભાષાએ *कांग > क्आंग, चिआंग શબ્દ દક્ષિણ ચીનમાંથી મેળવ્યો, જે પ્રદેશ મૂળે ચીનાઈ-તિબેટી દાઈ અથવા થાઈ ( એટલે કે શાન, સિઆમી અને લાઓ ) તથા ઑસ્ટ્રિક પ્રજા વડે વસાયેલો હતો; જ્યારે 'નદી' માટેનો પ્રાચીન ચીનાઈ ( ઉત્તર ચીનાઈ ) શબ્દ हो છે. થાઈ ભાષાના सोंग શબ્દનો અર્થ 'વેગવાન' 'ઝનૂની' (= સં. सर ) એ રીતે સમજાવવામાં આવેલો છે. મેખાંગ નદીનાં જૂનાં ચીનાઈ નામો પૈકીનું એક सिआंग છે, જે સ્પષ્ટ રીતે થાઈ શબ્દ सोंगનું ઉચ્ચારપરિવર્તન છે. અનામ લોકો એને खोंङ्ग (Khoung) કહે છે. ખ્મેર ભાષામાં નદી માટેનું સામાન્ય નામ तोन्ले-थोम ( Tonle-thom ) છે. જેનો અર્થ કેવળ 'મોટી નદી' થાય છે. એ શબ્દની સંસ્કૃત છાયા स्वर-नदी ઉપરાંત महानदी પણ આપી શકાય. અનામ લોકો એને सोंग लोंन (Song-lon) પણ કહે છે, જેનો અર્થ 'મોટી નદી' થાય છે. કબરના પથ્થરો તરીકે ઊભા ખડક અથવા શિલાઓ ગોઠવવાની રૂઢિ પણ ઑસ્ટ્રિક લોકોમાં હતી. તરુસમાધિ ( Tree-burial )—જેનો ઉલ્લેખ મહાભારત-માં મળે છે—પણ તેમના રીતરિવાજોમાં હતી. મૃત્યુ પછીના જીવન વિશેના તેમના વિચારોએ—જેમકે માણસને અનેક આત્મા હોય છે, એક આત્મા કોઈ છોડમાં પ્રવેશે છે, બીજો કોઈ જાનવરમાં પ્રવેશે છે વગેરે—પાછળના, ઘણું કરીને બ્રાહ્મણ વિચારકોને નવી જ વિચારણાની દિશા આપી અને પુનર્જન્મનો સિદ્ધાન્ત સૂચવ્યો, જે મૂળે આર્યોને અજાણ્યો હતો. ઉત્તર ભારતનાં વિશાળ મેદાનોમાં ઑસ્ટ્રિક બોલનારી પ્રજા હિન્દુ ( અને મુસલમાન )

આમજનતા રૂપે આજે પણ જીવી રહી છે. ભાષાની બાબતમાં આર્ય થઈ જવા છતાં અને બાહ્ય દૃષ્ટિએ પરિવર્તન પામવા છતાં એ લોકો તેમના લોકધર્મો અને ગ્રામધર્મોના રૂપમાં તેમના મૂળ ખ્યાલોનો મોટો ભાગ જાળવી રહ્યા છે. નૃવંશશાસ્ત્રીઓના મત પ્રમાણે, સમસ્ત ભારતમાં ભારતીય સમાજના નીચલા થરમાં આદ્ય ઑસ્ટ્રોલોઇડ સંસ્પર્શ જણાય છે. ઑસ્ટ્રિક લોકો સંસ્કારિતાની જુદી જુદી ભૂમિકાએ હતા, અને તેમાંના જેઓ મધ્યભારતના ઉચ્ચ પ્રદેશોમાં વસતા હતા અથવા આર્યોના દબાણને કારણે ત્યાં નાસી છૂટયા હતા તેઓ આજ સુધી અવિકસિત દશામાં જ રહ્યા છે. તેઓ તેમની પછી આવનાર દ્રાવિડો સાથે તથા આર્યો સાથે ભળ્યા હતા. સામુદાયિક રીતે તેઓએ આર્ય ભાષાનો સ્વીકાર કરતાં, એ સ્વીકારેલી ભાષામાં ધ્વનિઓની બાબતમાં, અને શક્ય હોય ત્યાં રૂપોની બાબતમાં (જો કે એ ફેરફાર ભાગ્યેજ જોવામાં આવે છે), અન્વયની બાબતમાં (જે ઘણીવાર બને છે), રૂઢિપ્રયોગો, વાક્યભંગિ ( Turns of expressions ) અને શબ્દોની બાબતમાં કેટલાંક પરિવર્તનો થાય, એટલું જ નહિ પણ આ પરિવર્તનોમાં યે તેમની મૂળ ભાષાની પ્રતિચ્છાયા પડે એ સ્વાભાવિક હતું. આ પ્રમાણે ઑસ્ટ્રિક બોલીઓએ ભારતમાં આર્યભાષાના પરિવર્તન માટે એક ભૂમિકા પૂરી પાડી આર્યભાષાની ઉચ્ચારણપ્રક્રિયા, અન્વય અને રૂઢિપ્રયોગો ઉપર થયેલી ઑસ્ટ્રિકની સૂક્ષ્મ અને ઊંડી અસરની વાત ન કરીએ, તોપણ ઉપર જણાવેલા ભૌતિક સંસ્કારિતાના મુદ્દાઓની બાબતમાં પણ આર્યભાષા ઉપર ઑસ્ટ્રિકના ઋણનો પુરાવો છે.

ઑસ્ટ્રિક બોલીઓ હિમાલયના પ્રદેશો આસપાસ પ્રસરી, અને માગધી અને મૈથિલી જેવી સપાટ પ્રદેશોની આર્યભાષાઓની જેમ, ધીમલ, લિંબુ, લાહુલી, કનૌરી વગેરે જેવી લગભગ ૨૧ જેટલી તિબેટ-બ્રહ્મી બોલીઓએ—જેમણે કોલ બોલીઓને હાંકી કાઢી હતી—ઑસ્ટ્રિકની કેટલીક લાક્ષણિકતાઓને ભૂમિકા તરીકે સ્વીકારી ( દા. ત. કહેવાતી 'સર્વનામ-સંગ્રથનાત્મક બોલીઓ' Pronominalised dialects, જે કોલની માફક, ક્રિયાપદની સાથે સંબદ્ધ સર્વનામને સંમિલિત કરી દે છે; સંતાલી, મુંડારી તથા બીજી

ભાષાઓમાં એમ જોવામાં આવે છે.). ઑસ્ટ્રિકનો એક પ્રકાર કાશ્મીરની ઉત્તરે, અત્યારના હુંઝા-નાગીર (Hunza-Nagyr) રાજ્યવાળા પ્રદેશોમાં પ્રવેશ્યો હશે, કે જ્યાં આપણને બુરુશસ્કી (Burushaski) ભાષા મળે છે. એ ભાષાને નજદીક અથવા દૂરની બીજી કોઈ ભાષા સાથે કંઈ સંબંધ નથી, છતાં ઑસ્ટ્રિક સાથે તેની એક અથવા બે મુદ્દાઓ બાબતમાં સમાનતા છે; અને એ રીતે તે ઑસ્ટ્રિકની એવી એક શાખા હોઈ શકે, જેણે મુખ્ય કુળથી અલગ સ્થિતિમાં પોતની રીતે જ વિકાસ સાધ્યો હોય. ઑસ્ટ્રિક ભાષા વાયવ્ય સરહદની પેલી બાજુ પશ્ચિમે પણ ગઈ હોય એમ જણાય છે. ઑસ્ટ્રિક ભાષાકુલ એ પૂર્વ-ઉપસર્ગ (Prefix), અનુગ-પ્રત્યય (Suffix) અને મધ્યગ—આભ્યંતર આગમ (Infix) ના વ્યાપાર વડે શબ્દસિદ્ધિ કરનાર ભાષાસમૂહ છે; તેનું બંધારણ તદ્દન અદ્વિતીય છે અને આ બાબતમાં તે ભારત-યુરોપીય ભાષાકુળથી મૂળભૂત રીતે જુદું છે. આજની ઑસ્ટ્રિક ભાષાઓ પૈકી કેટલીક મૂળ ઑસ્ટ્રિક ભાષાથી—જે મૂળ ભાષાની પુનર્ઘટના હજી થઈ નથી—ગણનાપાત્ર પ્રમાણમાં જુદી પડી ગઈ છે. ઑસ્ટ્રિક કુળની ઇન્ડોનેશિયન ભાષાઓ કેટલાક પૂર્વગો, મધ્યગો અને અનુગોનો પ્રયોગ કરવા છતાં, બહુશ્રુત્યાત્મક પ્રત્યયરહિત (Polysyllabic inflexionless) સ્વરૂપઘટન રજૂ કરે છે; મોન, ખ્મેર અને ખાસી જેવી ભાષાઓ એકશ્રુત્યાત્મકતા (Monosyllabism) તરફનું વલણ બતાવે છે (કેમ જાણે તિબેટ-ચીનાઈ કુળની એકશ્રુત્યાત્મક ભાષાઓનો સહવાસ આ વસ્તુસ્થિતિ પેદા કરવામાં મદદગાર થયો ન હોય); અને બીજી બાજુ, ભારતની કોલ ભાષાઓ અનુગ-સંયોજનની એક વ્યવસ્થિત પદ્ધતિ રજૂ કરે છે. છતાં ઑસ્ટ્રિક ભાષાના પૂર્વગો અને મધ્યગો તેને અનુગ-પ્રત્યયાત્મિકા (Suffix-adding) ભારતીય આર્ય અને સંધાનાત્મિકા (Agglutinating) દ્રાવિડ અને તુરુક-આલ્તાઇક ભાષાઓથી ભિન્ન દર્શાવનારાં મૂળભૂત વ્યાવર્તક લક્ષણો બની રહે છે.

કેટલાંક વર્ષ થયાં હંગેરિયન વિદ્વાન હેવેસી વિલ્મોસ (Hevesy Vilmos, William Hevesy, Guillaume de Hevesy,

Wilhelm von Hevesy ) ભારતની કોલ ( અથવા મુંડા ) ભાષાઓની ઉત્પત્તિ પરત્વેના એક નવા જ સિદ્ધાંત ઉપર લખી ચૂક્યા છે.[૨] ભારતથી માંડી ન્યૂ ઝીલેન્ડ, રાપા નુઇ ( ઇસ્ટર ટાપુ ) અને પેસિફિકમાંના હવાઈ સુધી એક ઑસ્ટ્રિક ભાષાકુલના અસ્તિત્વનો તે અસ્વીકાર કરે છે. તેના મત પ્રમાણે કોલ ભાષાઓનો યુરલ ભાષાકુળમાં સમાવેશ થાય છે અને એ રીતે યુરોપની માગ્યાર ( હંગેરિયન ), એસ્થ, ફિન, લેપ, તથા રશિયાની ઓસ્ત્યાક (Ostyak), વોગલ (Vogul), ચેરેમિસ (Cheremis), ઝીરિન (Ziryen), વોત્યક (Votyak), મોર્ડ્વીન (Mordvin) અને સેમોડ (Samoyed) ભાષાઓ સાથે તે ગાઢ રીતે સંબદ્ધ છે. આ અભિપ્રાય જો સાચો હોય તો ભારતની પ્રજાઓ તથા સંસ્કારિતાઓમાં એક નવા તત્ત્વનો ઉમેરો થશે. પણ એક બાજૂ કોલ ભાષાઓ અને બીજી બાજૂ યુરલ કુળની ભાષાઓના સંબંધ વિશે અભિપ્રાય આપી શકાય ત્યાર પહેલાં એ બન્ને કુળો વચ્ચેની ભાષાવિષયક સમાનતાઓનું સંપૂર્ણ સંશોધન એ બન્ને કુળોની સંખ્યાબંધ ભાષાઓ સાથે સારી રીતે પરિચિત હોય એવા કોઈ તાલીમ પામેલા ભાષાશાસ્ત્રીના હસ્તે થવું જોઈએ. હેવેસીએ પોતાના સિદ્ધાંતના ટેકામાં જે નૃકુળવર્ણન અને નૃવંશશાસ્ત્રવિષયક પુરાવાઓ રજૂ કર્યા છે તેનો સ્વીકાર રાંચીવાળા રાયબહાદુર શરતચંદ્ર રાય, કે જેઓ ભારતના કોલ–મુંડા લોકોની બાબતમાં સૌથી વધુ પ્રમાણભૂત ગણાય છે તેમના જેવા નૃવંશશાસ્ત્રીઓએ કર્યો નથી. જો કે ઑસ્ટ્રિક ભાષાકુલનું અસ્તિત્વ જેણે સ્થાપિત કર્યું હતું તે વિદ્વાન ફા. પેટર એફ. શ્મીટ ( Pater F. Schmidt )કોલ ભાષાના બંધારણ ઉપર યુરાલિક ભાષાની અસરની શક્યતાનો

૨. ભારતીય વાચકો માટે હેવેસીના મતનો સારાંશ કલકત્તાના Indian culture ના એપ્રિલ ૧૯૩૭ ( પૃ. ૬૨૧-૬૩૨ )ના અંકમાં ડૉ. બીરેન બોનર્જીએ Traces of Ugrian Occupation in India એ નામના પોતાના લેખમાં આપેલો છે. હેવેસીના આખાયે મતનું વ્યવસ્થિત પરીક્ષણ હજી કોઈ વિદ્વાને હાથ ધર્યું નથી. જે કોલ (મુંડા) અને ઑસ્ટ્રિક ભાષાઓમાં તેમ જ યુરલની ભાષાઓમાં નિષ્ણાત હોય તે જ એ કાર્ય યોગ્ય રીતે કરી શકે. હેવેસીના અભિપ્રાયો ઉપરની વિવેચનાત્મક નોંધ ઉપર નોંધેલા Regameyના નિબંધમાં જોઈ શકાશે

સ્વીકાર કર્યો છે, છતાં કોલને મુરલ–ભાષાકુળમાં ઉમેરી દેવામાં આવે એ પન્તુ હજી વિશ્વસ્તપણે પુરવાર થયેલી ગણી શકાય નહિ, અને પરિણામે કોલને ઑસ્ટ્રો-એશિયાઈ ભાષાકુળમાં સમાવિષ્ટ કરવાનો જે મત હાલમાં પ્રચલિત છે તે જ અવિચલિત રહે છે એમ કહી શકાય.

ઑસ્ટ્રિક લોકો ભારતમાં ક્યારે દાખલ થવા માંડ્યા તે જાણવામાં આવેલ નથી, પણ એ ઘટના ઇસવી સન પૂર્વે કેટલાંક હજાર વર્ષ ઉપર બની હોવી જોઈએ. પશ્ચિમ દિશામાંથી આર્યો ભારતમાં આવ્યા ત્યાર પહેલાં તો ચોક્કસપણે, અને દ્રાવિડ ભાષા બોલનારા લોકો એ જ દિશામાંથી આવ્યા ત્યાર પહેલાં ઘણું કરીને, આ બન્યું હોવું જોઈએ. 'દ્રાવિડ પ્રજા' જે ભૂમધ્ય પ્રદેશવાસી પ્રજાની વિવિધ શાખાઓનું પ્રતિનિધિત્વ ધરાવે છે તે ઑસ્ટ્રિક પ્રજાની પછી આવેલી હોય એમ જણાય છે, અથવા એક પ્રજા પશ્ચિમમાંથી અને એક પૂર્વમાંથી એમ બન્ને એક સાથે આવેલી હોય એમ પણ બને. દ્રાવિડો ઑસ્ટ્રિકની પહેલાં આવ્યા હોય એ પણ શક્ય છે. વર્તમાન દ્રાવિડી ભાષાઓનો પોતાનો જ અલગ - મૂક બની રહે છે. દક્ષિણમાં, મધ્યમાં અને પૂર્વમાં એમ ભારતના હૃદયભાગમાં તામિળ અને મળયાલમ્, કન્નડ, ટોડા, કોડાગુ, તુળુ, તેલુગુ, કુઈ, ગોંડ, કુરુખ અને માલ્ટો એટલી દ્રાવિડ ભાષાઓ બોલાય છે; આ ઉપરાંત, બલુચિસ્તાનમાં ક્વેટાની આજુબાજુ ઈરાની કુળની પશ્તો અને બલુચી તથા ભારતીય આર્ય સિન્ધીની મધ્યમાં અથવા નજ-દીકમા બ્રાહુઈ નામે એક અલગ પડી ગયેલી દ્રાવિડી ભાષા બોલાય છે. દ્રાવિડ ભાષાઓ તેમની સંધાનાત્મિકા ઘટનાની બાબતમાં આલ્તાઇક અને યુરલકુળની ભાષાઓ સાથે મળતી આવે છે, પણ શબ્દો અને રૂપો, ધાતુઓ અને સંભાષણરીતિની (Locution) બાબતમાં દ્રાવિડી ભાષા નજદીકના અથવા દૂરના કોઈપણ ભાષાકુલ સાથે સમાનતા ધરાવતી નથી. છેક છેલ્લા અભિપ્રાયો પ્રમાણે, આદિમ દ્રાવિડી ભાષા બોલનારાઓ પશ્ચિમમાં રહેતા હતા (આ ગૃહીતની તરફેણની દલીલો 'મોડર્ન રિવ્યૂ,' ડિસેમ્બર ૧૯૨૪માં પ્રસિદ્ધ થયેલા Dravidian Origins and the Beginnings of Civilisation in India એ નામના મારા લેખમાં રજૂ કરવાનો

પ્રયાસ મેં કર્યો છે.). તેમનું આદિમ નિવાસસ્થાન પૂર્વ ભૂમધ્ય પ્રદેશોમાં આવેલું હતું, જેમાં એશિયા માઈનોર (લીશિયા) અને ક્રેજિયન ટાપુઓ (ક્રીટ)નો સમાવેશ થાય છે. એમ પણ બને કે આર્ય-પ્રાક્ ગ્રીસની ક્રેજિયન પ્રજાથી તેઓ અભિન્ન હોય દ્રાવિડી પ્રજાનું એક જૂનું નામ * દ્રમિઙ્ અથવા *દ્રમિળ હતું, જે દ્રમિડ, દ્રવિડ અને દમિળ એ ભારતીય આર્ય શબ્દોનું તથા તામિળ શબ્દ તમિ૾ (તમિઙ્)નું મૂળ છે. એશિયા માઈનોરના પ્રાચીન લિશિયનો (જેઓ શિલાલેખોમાં પોતાને Trmmili તરીકે ઓળખાવે છે) અને આર્ય-પ્રાક્ ક્રીટવાસીઓ (ક્રીટમાંથી આવેલા વસાહતીઓ તરીકે લિશિયનો તેમના વંશજો હતા, અને હેરોડોટસ (I, 173)ના લખવા પ્રમાણે, તેઓ ક્રીટમાંથી જે નામ લાવ્યા હતા તે વડે Termilai તરીકે ઓળખાતા હતા) પણ એ જ નામ ધારણ કરતા હોય એમ જણાય છે, કે જેમાંથી કાલાનુક્રમે ભારતમાં દ્રમિળ, દ્રમિડ, દ્રવિડ, દમિળ અને તમિ૾ (=તમિઙ્) એ શબ્દો ઊતરી આવ્યા છે.

૬૬ હમણાં સુધી દ્રાવિડ પ્રજાની પ્રાગિતિહાસકાલીન પરિસ્થિતિ વિશે ચર્ચા કરવાનો કોઈ પ્રસંગ આવ્યો નહોતો. સંસ્કૃત અથવા ભારતીય આર્ય ભાષાના બીજા કોઈ સ્વરૂપ સાથે સંબદ્ધ નહિ એવા શુદ્ધ તામિળ શબ્દોની સહાયથી બિશપ કાલ્ડવેલે પોતાના Comparative grammar of the Dravidian languages એ ગ્રન્થમાં દ્રાવિડોની પરિસ્થિતિના મુખ્યાંશની પુનર્રચના રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે. પ્રથમ મદ્રાસ યુનિવર્સિટીના આશ્રયે વ્યાખ્યાનો તરીકે અપાયેલા અને ૧૯૩૦માં પ્રસિદ્ધ થયેલા પોતાના Pre-Aryan Tamil culture એ નામના મૂલ્યવાન ગ્રન્થમાં સદ્ગત પ્રો. પી. ટી. શ્રીનિવાસ આયંગરે ભાષાશ્રયી પુરાતત્ત્વવિચારની પદ્ધતિ આ રીતે વ્યવસ્થિતપણે આયોજિત કરી છે. દ્રાવિડ સાહિત્યો બધાં પછીના કાળનાં છે અને તેમાંનાં સૌથી જૂના અવશેષો પણ સંસ્કૃત શબ્દો મુખ્યાં ઉત્તર ભારતીય અસર મોટા પ્રમાણમાં રજૂ કરે છે. તામિળ સાહિત્યની પરંપરા અતિ પ્રાચીનકાળ સુધી જાય છે, પણ સંગમકાળનું ઉપલબ્ધ ચેન તમિ૾ અથવા જૂનું તામિળ સાહિત્ય, ભાષાનું સ્વરૂપ જોતાં ઈસવી સનની પહેલી સહસ્રા-

બ્દીની અધવચ કરતાં જૂનું હોઇ શકે નહિ; જો કે અત્યારના ઉપલબ્ધ ગ્રન્થો પૈકીના કેટલાક—पत्तुपट्टु, अंट्टुत्तोकइ, पतिनंण्कीं—प्-कणक्कु (कुरल ગુધ્ધાં) જેવા સંગ્રહોમાં સમાવિષ્ટ થયેલી કૃતિઓ તથા चिलप्पत्तिकारम् અને मणिमेकलइ જેવાં વર્ણનાત્મક કાવ્યો—તેમના મૂળ સ્વરૂપમાં ખ્રિસ્તાબ્દની પ્રારંભિક શતાબ્દીઓ સુધી જઈ શકે. ખ્રિસ્તાબ્દની પ્રારંભિક શતાબ્દીઓ-માંથી ઈસવી સન પૂર્વે બીજી સહસ્રાબ્દીના મધ્યભાગનો—જ્યારે આર્યો ભારતમાંની અને ભારત બહારની દ્રાવિડ દુનિયાના પરિચયમાં આવ્યા હતાં—વિચાર કરવા ં સવું ને વધારે પડતું છે.

સદ્‌ગત રાખાલદાસ બેનરજીએ ૧૯૨૯માં કરેલી મોહેં-જો-દડોની તથા સિન્ધમાંનાં બીજાં પ્રાગૈતિહાસિકકાલીન સ્થળોની શોધ, હરપ્પાનાં અવશેષોનો નવેસરથી અભ્યાસ તથા હરપ્પામાં થયેલું ખોદકામ—એ બધાંને પરિણામે ભારતના સાંસ્કારિક અને ભાષાવિષયક ઇતિહાસના અભ્યાસ માટે નવી જ દિશા ખૂલી ગઈ છે.

મોહેં-જો-દડો તથા સિન્ધનાં અન્ય સ્થળોમાંથી તથા દક્ષિણ પંજાબ-માં આવેલ હરપ્પામાથી જાણવામાં આવેલી નોંધપાત્ર રીતે ઉચ્ચ પ્રકારની સંસ્કૃતિ—જેમા એક કરતાં વધુ માળ સહિતનાં ઈંટેરી ઘરોવાળાં અને જમીન નીચેની નીકોની વ્યવસ્થાવાળાં સુયોજિત શહેરો હતાં, લેખનકલા સારી પેઠે પ્રચલિત હતી, વિવિધ રીતિએ સુશોભિત અને સુચિત્રિત માટીકામ થતું હતુ, લોકોમાં શબોને દાટવા સંબંધી વિશિષ્ટ પદ્ધતિઓ પ્રચલિત હતી, અને સંસ્કારી જીવનની બધી સામગ્રી હાજર હતી, જેમા બાળકોને રમવા માટેની ઢીંગલીઓનો પણ સમાવેશ થતો હતો—વડે વિદ્વજ્જગત ઊંડા આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયું; અને જ્યારે એમ સૂચવવામાં આવ્યું કે એમાંથી જ્ઞાત થયેલી સંસ્કૃતિનો સંબંધ વૈદિક આર્યો સાથે નહિ, પણ આર્યોના આગમન પૂર્વે ભારતમાં વસતી કોઈ આર્યેતર પ્રજા સાથે છે—ત્યારે ઘણાખરા ભારતીય વિદ્વાનોને ભારે અચંબો થયો, કેમકે તેમની માન્યતા પ્રમાણે વૈદિક જગત સંસ્કૃતિની તેમ જ પ્રાચીનતાની પરાકાષ્ઠા રજૂ કરતું હતું અને એના કરતાં વધારે પ્રાચીન બીજું કંઈ ધારી શકાય તેમ નહોતું. આમ છતાં મોહેં

-જો-દડો (સિન્ધ) અને હરપ્પા (દક્ષિણ પંજાબ)ની સંસ્કૃતિનું વિશેષ અન્વેષણ અને અભ્યાસ ચાલુ રહેલાં છે; અને આ સંસ્કૃતિની પહેલી પ્રયોગાત્મક રૂપરેખાઓ પૈકીની એક આ લેખકે રાખાલદાસ બેનરજીની પોતાની પ્રેરણા નીચે ૧૯૨૪માં (કલકત્તાના 'મોડર્ન રિવ્યૂ'નાં પાનાંમાં) લખી ત્યાર પછી ત્યાં વધુ શોધખોળ થયેલી છે, મોહેં-જો-દડો વિશેના સર જ્હૉન માર્શલના ભવ્ય ગ્રન્થો પ્રસિદ્ધ થયા છે, અને થોડાં જ અઠવાડિયાં ઉપર મોહેં-જો-દડોની પદ્ધતિએ જ તૈયાર કરવામાં આવેલો શ્રી. માધવ સ્વરૂપ વત્સનો હરપ્પા વિશેનો મહાન ગ્રંથ બહાર પડ્યો છે. વિદ્વાનોએ આ પ્રશ્ન હાથમાં લીધેલો છે, અને જો કે આપણે મોહેં-જો-દડોની સંસ્કારિતાનો અને ખાસ કરીને તેની લિપિનો કોયડો ઉકેલી શક્યા નથી, છતાં પ્રાપ્ત થયેલા અવશેષો ઉપરથી સિન્ધ-પંજાબની પ્રાગૈતિહાસિકકાલીન સંસ્કારિતા તથા અન્ય સંસ્કારિતાઓ સાથેના તેના સંબંધો વિશે કેટલાક વાજબી નિર્ણયો બાંધવા આપણે શક્તિમાન થયા છીએ. મોહેં-જો-દડો અને હરપ્પાની લિપિ સેંકડો તખ્તીઓ ઉપર મળે છે, જેમાંની ઘણી ઉપર એકાદ લાક્ષણિક આકૃતિનું, મોટે ભાગે આખલો કે બીજાં પ્રાણીઓની આકૃતિઓનું, કેટલીક ઉપર મનુષ્યનું અને જુદી જુદી નહિ ઓળખાયેલી વસ્તુઓનું આલેખન હોય છે. એ બધીયે આકૃતિઓની પાછળ સંભવતઃ કંઈક ધાર્મિક સૂચકતા રહેલી હોવી જોઈએ. આ લિપિ ચિત્રાત્મક (pictorial), સંજ્ઞાત્મક (hieroglyphic) અને શ્રુત્યાત્મક (syllabic) એ પ્રમાણે કેટલીક ભૂમિકાઓ રજૂ કરે છે. આપણને જાણીતી કોઈ ભાષા જેમાં સાથોસાથ હોય એવા સિન્ધ-પંજાબમાંના આવા કોઈ લેખને અભાવે અત્યાર સુધી એ લિપિ ઉકેલવાનું અશક્ય બનેલું છે. અહીં મને કહેવા દો કે સિન્ધ પંજાબની લિપિને એમ ને એમ વાંચવાના કેટલાક વિદ્વાનોના પ્રયત્નોનું ગંભીર લિપિશાસ્ત્ર અથવા ભાષાશાસ્ત્રમાં કંઈ મૂલ્ય નથી—જેમકે વેડેલના નિરંકુશ તરંગો અને મોહેં-જો-દડોની તખ્તીઓમાં ચંત તાંગર- અથવા ઈ. સ. ૫૦૦ આસપાસની જૂની તામિળ (જે ઈ. સ. પૂર્વેની પ્રાચીનતર તામિળથી પણ ઘણી દૂર છે, એમ ભાષાશાસ્ત્રીઓએ સ્વીકાર્યું છે)

વાંચીને આ ક્ષેત્રમાં ફાધર હેરાસે કરેલાં અહંપ્રમાણ આક્રમણો સર્વ પ્રકારના નક્કર ભાષાશાસ્ત્રીય પદ્ધતિથી દૂર છે. પણ એક હકીકત સ્પષ્ટ છે. સિન્ધ-પંજાબની લિપિ ભારત બહારની એલેમાઇટ લિપિ તથા પ્રાચીન ક્રીટ અને સાઇપ્રસની લિપિ સાથે સંબંધ અથવા સામ્ય ધરાવે છે, અને એ સંભવિત જણાય છે કે ભારતની આ અતિપ્રાચીન લિપિ અને પૂર્વ ભૂમધ્યના પ્રદેશોની લિપિ (ગ્રીક વર્ણમાળાના સ્વરૂપે ફિનિશિયન લિપિ આવી અને એને સ્થાનભ્રષ્ટ કરી ત્યાર પહેલાંની પૂર્વ ભૂમધ્યના પ્રદેશોની લિપિ) વચ્ચે સંબંધ હોય. ફિનિશિયન લિપિની ઉત્પત્તિ વિશેનો પ્રચલિત અભિપ્રાય પણ પુનર્વિચારણા માગે છે—એ લિપિ ઇજિપ્તની સંજ્ઞાત્મક લિપિના સરળ રૂપમાંથી વિકાસ પામી હતી કે પૂર્વ ભૂમધ્યના પ્રદેશોની લિપિ (જેનો નમૂનો, ઉદાહરણ તરીકે, ક્રીટમાં મળે છે)નું એક માત્ર પ્રકારાન્તર કે રૂપાન્તર હતું? બીજી એક વસ્તુ પણ સ્પષ્ટ બનતી જાય છે. સિન્ધ-પંજાબ લિપિના શ્રુત્યાત્મક ચિત્રરહિત સ્વરૂપમાં સ્વરોની સંજ્ઞાઓને વ્યંજનોના અક્ષરો સાથે જોડવાનો બ્રાહ્મી વર્ણમાળાનો (અને તદ્દુત્થ ગુપ્ત, દેવનાગરી, બંગાળી, ગ્રન્થલિપિ વગેરેનો પણ) સિદ્ધાન્ત પ્રચલિત હતો એમ લગભગ ચોક્કસ જણાય છે; અને સિન્ધ-પંજાબ લિપિમાંની કેટલીક સંજ્ઞાઓના આકાર ઈ. સ. પૂર્વે ચોથી–ત્રીજી સદીની મૌર્ય બ્રાહ્મી લિપિનાં જૂનાં રૂપોને મળતા જણાય છે; આ મળતાપણું ઘણે સ્થળે છે અને ધ્યાન ખેંચે એવું પણ છે. સિન્ધ પંજાબ લિપિનું મૂળ ગમે તે હોય, પણ હવે વધારે સંભવિત જણાય છે કે તે લિપિ (અને નહિ કે ફિનિશિયન,—પ્રત્યક્ષ રીતે અથવા પ્રાચીન દક્ષિણ અરબી સેબિયન લિપિ મારફત) પછીના કાળના તમામ ભારતીય લિપિપ્રકારોની માતા હોય, અને ભારતની રાષ્ટ્રીય વર્ણમાળા બ્રાહ્મીના મૂળમાં રહેલી હોય: અને આ વસ્તુની વિચારણા મહત્ત્વની છે, કારણ કે તે દ્વારા એમ સ્થાપિત થશે કે ભારતીય આર્યો તેમના આર્યેતર દેશબાંધવો પાસેથી લેખનકલા શીખ્યા હતા, અથવા તો મિશ્ર-આર્ય અથવા આર્યેતર કુળના લોકોએ ભારતમાં પ્રારંભથી જ પ્રચલિત એવી આર્યેતર લેખનપદ્ધતિને આર્યભાષા સાથે સંલગ્ન કરી હતી, કે જે આર્યભાષા ગંગા નદીના પ્રદેશોમાં આર્યોના પ્રસાર થવા સાથે દેશની સંસ્કારવાહક ભાષા બની હતી.

મોહેં-જો-દડો અને હરપ્પાની પ્રજાનું જાતિવિષયક અને ભાષાવિષયક સગાપણું નક્કી થઈ શક્યું નથી—જો કે શારીરિક લક્ષણોની બાબતમાં આજના સિન્ધીઓ સાથે તેમનું કંઈક સામ્ય છે, અને તેમની ભાષા વિશે તો આપણે ચોક્કસપણે કંઈજ જાણતા નથી. તેમના સંબંધો દ્રાવિડો સાથે સૂચવવામા આવે છે અને હાલ તુરત તેનો સ્વીકાર પણ કરવામાં આવે છે. સિન્ધ અને પંજાબમાં અત્યારે આર્ય ભાષા બોલનારા પ્રદેશો છે, પણ જ્યારે આર્યો આવ્યા તે સમયે ત્યા દ્રાવિડી ભાષા બોલાતી હોય. ઈસવી સન પૂર્વેની કેટલીક શતાબ્દીઓ સુધી સિન્ધને નીચ અથવા હલકી જાતિઓથી ('संकर-जातयः') વસાયેલો પ્રદેશ ગણવામાં આવેલો છે. દાખલા તરીકે, એ પ્રદેશમાં જઈ આવેલા ઉત્તર ભારતીય આર્યને માટે પ્રાયશ્ચિત્ત કરવાનું 'બૌધાયન ધર્મસૂત્રો'માં સૂચવેલું છે. સિન્ધની પડોશમાં જ, બલુચિસ્તાનમાં વસતા બ્રાહુઈઓ આજે પણ દ્રાવિડ ભાષા બોલે છે, એ હકીકત વિચારતાં સિન્ધ પૂર્વકાળમાં દ્રાવિડ ભાષા બોલનારો પ્રદેશ હોય એ પ્રકલ્પને ટેકો મળે છે. આ રીતે બ્રાહુઈ લોકો મોહેં-જો-દડોમાં વસતા લોકોના વંશજો હોઈ શકે. મોહેં-જો-દડોના સંબંધ ઉપરથી દ્રાવિડો ભૂમધ્ય પ્રદેશના લોકો હોય એમ સૂચવવામાં આવ્યું છે. મોહેં-જો-દડોની સંસ્કૃતિ ભૂમધ્ય અને પશ્ચિમ એશિયાના પ્રદેશો સાથે નોંધપાત્ર સગાપણું બતાવે છે. સિન્ધ અને પંજાબથી બલુચિસ્તાન (નાલ) અને ઈશાન ઈરાન, તથા પશ્ચિમ ઈરાનમાં ઇલામ તેમજ સુમેરિયન બાબિલિયા સુધીના વિશાળ પ્રદેશો પ્રાગૈતિહાસકાળમાં એક પ્રકારની સંસ્કૃતિ—અથવા કેટલાંક સમાન તત્ત્વોવાળો એક સંસ્કૃતિસમૂહ—રજૂ કરે છે. સિન્ધ, પંજાબ અને પૂર્વ ઈરાનમાં કોઈ दास-दस्यु (= दाह-दाघु) પ્રજા વસતી હોવાની શક્યતા પણ ધ્યાનમાં લેવી જોઈએ.

વાજબી રીતે એમ માની શકાય કે આર્યોએ સૌ પહેલાં તો દ્રાવિડ ભાષાભાષીઓને दास અને दस्यु તરીકે ઓળખવા માંડ્યા હતા. તેમનાં જાતિગત નામો द्रमिड, अन्ध्र, कर्णाट ઇત્યાદિ પછીથી જાણવામાં આવ્યાં હતાં. તેમને માટે દ્રાવિડ (=द्रमिड) એ અભિધાન શિથિલપણે સ્વીકારાયું હતું. આ બધી વસ્તુઓ આપણને એક સાચા એવા ગૃહીત તરફ લઈ જશે કે

આર્યોના આગમન પૂર્વે પંજાબ અને સિન્ધની નગરસંસ્કૃતિઓનું ઘડતર કરનાર દ્રાવિડો હતા; પણ જ્યારે આપણે મોહેં-જો-દડોની લિપિ વાંચી શકીશું અને તેમાંની ભાષા પ્રવર્તમાન દ્રાવિડ ભાષાઓનું મૂળ અથવા એ ભાષાઓનું એક પૂર્વકાલીન સ્વરૂપ હોવાનું પુરવાર થશે ત્યારે જ આ પ્રકલ્પ સાચો છે કે કેમ એનો છેવટનો નિર્ણય થઈ શકશે. આ પ્રકલ્પને આધારે, ફાધર હેરાસ કરે છે તેમ, ઉપર્યુક્ત લેખોમાં સીધેસીધી માત્ર જૂની તામિળ વાંચી લેવાથી નહિ ચાલી શકે.

તો હવે આપણે એ સંભવ સુધી આવી પહોંચી શક્યા કે જ્યારે આર્યો આવ્યા ત્યારે ઉત્તર ભારતનાં મેદાનો દ્રાવિડ અને ઑસ્ટ્રિક લોકોથી વસાયેલાં હતાં. दास-दस्यु તરીકે ઓળખાતા દ્રાવિડો મુખ્યત્વે વાયવ્ય કોણ અને પશ્ચિમમાં વસતા હતા. જ્યારે ઑસ્ટ્રિક લોકો મધ્યપ્રદેશ અને પૂર્વમાં રહેતા હતા: દક્ષિણ ભારતમાં કેવી પરિસ્થિતિ હતી એ આપણે ચોક્કસપણે જાણતા નથી. દ્રાવિડ લોકો નગરરચના કરનારાઓ હતા અને અપેક્ષાએ સુલેહવાળા જીવનના તેઓ વધારે સારા રચયિતાઓ હતા. આર્યોની જેમ —અને ઑસ્ટ્રિક લોકોથી ઊલટું જ—તેઓ ઢોર ઉછેરનારા હતા. કેટલાક પૂજાપ્રકારો અને વિધિઓ, કેટલીક તત્ત્વજ્ઞાનવિષયક અને બીજી માન્યતાઓ અને યોગપ્રક્રિયાઓ જેમાં સમાવિષ્ટ થાય છે એવા ધર્મના કેટલાક ગૂઢ પ્રકારો તેમનામાં ઉદ્ભવ્યા હોય એમ જણાય છે. સોળની સંખ્યાને મૂળભૂત રાખીને ગણતરી કરવાની લાક્ષણિક ભારતીય પદ્ધતિ, સદ્ગત પ્રોફેસર માર્ક કોલિન્સે તદ્દન સાચા જેવું લાગે એ રીતે સૂચવ્યું હતું તે પ્રમાણે, દ્રાવિડોદ્ભવ હોય એમ લાગે છે. સંભવતઃ વર્ણવ્યવસ્થાનાં મૂળ પણ તેમનામાં હતાં. શિવ અને ઉમાની દેવ તરીકે ભાવના, જેમાં શિવ એક મહાન યોગી તરીકે અને પ્રાણિસૃષ્ટિના નાયક (पशुपति) તરીકે દેખાય છે તે, પ્રારંભમાં દ્રાવિડોની હતી, અને એશિયા માઇનોરના Tešup-Hepit અથવા Ma-Atthis પંથ સાથે એ ઘણું કરીને એકરૂપ હતી. (આ સંબંધમાં D. R. Bhanadarkar Volume, Calcutta, 1940, the Indian Research Institute, pp. 301—304 માં છપાયેલો ડૉ. હેમચંદ્ર

રાયચૌધરીનો Prototypes of Śiva in Western Asia એ નામનો લેખ જુઓ ). આર્ય-પ્રાક્ ગ્રીસની મિનોઆ ( Minoan) સંસ્કૃતિમાં પણ દેવતાનું માતૃસ્વરૂપ એ એક લાક્ષણિક વસ્તુ હતી. મોહેં-જો-દડોની પ્રજા, ઉચ્ચ પ્રકારની સંસ્કારિતાની અધિકારી હોવા છતાં, કદાચ લડાયક નહોતી, પણ તેમનાં જબ્બર કિલ્લાઓ અને દમામદાર નગરોએ ( ઓછામાં ઓછું થોડા સમય સુધી ) આર્યોને ડરાવીને દૂર રાખ્યા હશે: એ નોંધવા જેવી બાબત છે કે વાયવ્ય પંજાબની એક માત્ર નાવ્યજલા નદી—સિન્ધુ—દ્વારા તેઓ દક્ષિણ તરફ ગયા નહોતા, પણ દક્ષિણ પંજાબ અને સિન્ધના નગરવાસી લોકોને બાજુ ઉપર રાખીને, પંચનદના પ્રદેશમાં થઈ, ગંગાના મેદાનમાં આગળ વધ્યા હતા. પૂર્વમાં ઘણું કરીને, તેમણે ઓછા સામનાની અપેક્ષા રાખી હતી અને થયું પણ તેમ જ, કારણ ત્યાં વસતી પ્રજા એ ( વધારે સંભવિત રીતે ) કંઈક નરમ અને નબળી તથા ઓછી સંગઠિત ઑસ્ટ્રિક પ્રજા હતી. બિહાર ( રાજગૃહ—રાજગિર ) અને મધ્યભારતના કેટલાક રાક્ષસી દુર્ગો બાદ કરીએ તો, ઑસ્ટ્રિકોએ કોઈ શહેર બાંધ્યાં હોય એમ જણાતું નથી. તેમની સંસ્કારિતા એ મુખ્યત્વે ગ્રામ-સંસ્કારિતા હતી, અને નહિ કે નગર-સંસ્કારિતા. ગમે તેમ, પણ માની શકાય તે પ્રમાણે, ઑસ્ટ્રિકો અને દ્રાવિડો વચ્ચે તેમજ ઑસ્ટ્રિકોમાં અંદરઅંદર પણ એકતા અને સંગઠનનો અભાવ હતો. ભૌતિક સંસ્કૃતિમાં ઊતરતી, પણ લડાયક ગુણો અને વ્યવસ્થામાં, બીજી જાતિઓના અનુભવમાં અને વ્યવહારુ બુદ્ધિમાં ચડિયાતી એવી એક જબરી પ્રજા આવા સમૂહો ઉપર છૂટક છૂટક વિજયો મેળવી શકે એમ હતું. ઓછામાં ઓછું બાહ્ય વિજય મેળવવાની અને ઓછા લડાયક તથા વધુ નરમ 'દેશી'ઓ ઉપર પોતાની છાપ પાડવાની આર્યો માટે આ મહાન તક હતી. પરન્તુ આર્યો મુકાબલે સંખ્યામાં ઓછા હતા અને દેશના વાતાવરણને પરિણામે સુસ્થાપિત થયેલી જીવનરીતિનો સ્વીકાર કરવાનું તેમને માટે આવશ્યક હતું. પરિણામે તેમને આગંતુક આર્ય જીવનરીતિનો અને પોતાની મૂળ લાક્ષણિકતાઓનો ધીરે ધીરે ત્યાગ કરવો પડ્યો; છેવટે તેઓ આર્ય અથવા પરદેશી ન રહ્યા અને શીઘ્ર અથવા

મંદગતિએ પણ તેમનું છેવટે અનિવાર્ય એવું ભારતીકરણ થયું. આર્યો એમના અશ્વયુક્ત રથો, પશુઓનાં ધણો, અને ગ્રામ અથવા ભ્રમણશીલ ટોળીઓ સાથે આવ્યા હતા. કુદરતનાં બળોનાં જે માનવ-ભાવારોપિત સ્વરૂપો હતાં એવા દેવોને તેઓ ભજતા હતા અને જીવનમાં જે સારી વસ્તુઓ તેઓ ભોગવતા હતા—માંસ, દૂધ, અને માખણ તથા સોમરસ—તેનું અર્પણ હોમરૂપે દેવોને કરતા હતા. એશિયા માઈનોર અને એસિરિયા તથા બેબિલોનિયાની પ્રજા પાસેથી કેટલાક ધાર્મિક વિચારો અને કેટલાંક આખ્યાનો (જેમકે પ્રલયનું કથાનક) તેમણે લીધાં હતાં: આર્યોના રાષ્ટ્રિય દેવ ઇન્દ્રે વાદળ-સર્પ સાથે યુદ્ધ કરનાર બેબિલોનિયન દેવ મર્દુકનાં કેટલાંક લક્ષણો સ્વીકાર્યાં હતાં. દ્રાવિડો અશ્વથી પરિચિત હતા (કારણ કે ઘુત્ર, ઘોત્ર એ સંસ્કૃત ઘોટનું મૂળ છે એટલું તો આપણે જાણીએ છીએ. **નભાઆ** ઘોડા=તામિલ કુટિરઇ, કન્નડ કુદુરે, તેલુગુ ગુર્-મુ એ શબ્દ ભારતની પ્રાચીનતમ દ્રાવિડ ભાષામાંથી ઉછીનો લેવાયેલો છે), પણ ભારવહનના સાધન તરીકે તેઓ ઘણું કરીને અશ્વયુક્ત રથ કરતા બળદગાડા ઉપર વધારે આધાર રાખતા હતા. તેઓ ખેતી અને ઢોરઉછેરથી અને માછલાં પકડીને ગુજરાન ચલાવતા હતા. પુષ્પ, ચંદન અથવા બીજાં સુગંધી દ્રવ્યો અર્પણ કરીને (પછીના કાળની હિન્દુ પૂજાને મળતી કોઈ વિધિ વડે) તેઓ પોતાના દેવોને ભજતા હતા, અને એ દેવો વિશ્વવ્યાપી કોઈ પરમ તત્ત્વના આવિર્ભાવરૂપ હોવાનું માનતા હતા. પ્રારંભકાળથી જ આર્યોમાં (અને ભારત-યુરોપીયોમાં) સમાજરચના પિતૃઅધિકારી (patriarchal) હતી, પણ એથી ઊલટું જ, દ્રાવિડોમાં તે માતૃઅધિકારી (Matriarchal) હોવાનું જણાય છે.

ઑસ્ટ્રિક લોકો તેમની નાનકડી વસાહતોમાં પ્રાક્કાલીન સ્વરૂપની ખેતી કરીને સાદી જિંદગી ગાળતા હતા. તેમના દેવો સત્ અથવા અસત્-વાળાં વૈયક્તિક તત્ત્વો હતાં, જેમનાં પ્રતીકો અણઘડ આકૃતિઓ અથવા શિલાઓનાં રૂપમાં ઊભાં કરવામાં આવતાં. એ પ્રતીકો ઉપર તેઓ બલિદાન કરેલાં પશુઓનું લોહી છાંટતા અથવા તેને બદલે સિન્દૂર કે એવો જ બીજો રાતો રંગ ચોપડતા. પ્રાક્કાલીન સમાજમાં અને આબાદ ભૂમિમાં રહેતા

આ લોકોએ ( ભારતીય માનસની પછીની લાક્ષણિકતા ઉપરથી વિચાર કરતાં ) અમુક પ્રમાણમાં સહિષ્ણુતા વિકસાવી હતી અને ' જીવો તથા જીવવા દો 'ની વિચારણાનો સ્વીકાર કર્યો હતો.

દ્રાવિડ ભાષા બોલનાર દાસ્ય–દસ્યુ અને ઑસ્ટ્રિક બોલનાર નિષાદ પ્રજા ઉપરાંત હિમાલયના પ્રદેશોની તથા ઘણું કરીને પૂર્વ ભારતના પ્રદેશમાંની મોંગોલોઈડ અથવા ચિનાઈ–તિબેટી ભાષા બોલનાર ટોળીઓ (જેઓ વૈદિક સમયથી માંડી किरात તરીકે આર્યોને પરિચિત છે) સાથે આર્યો સંઘર્ષમાં આવ્યા હતા. આ किरात અર્થાત્ ભારતવાસી મોંગોલોઈડ લોકો ઈ સ. પૂર્વે ૧૦૦૦ ના અરસામાં ભારતમાં આવ્યા હોય એમ જણાય છે. ઈશાન અને પૂર્વ ભારતમાં હિન્દુ ઇતિહાસ અને સંસ્કારિતાના વિકાસમાં તેમણે પ્રમુખ ભાગ લીધો હતો. એ લોકોનો નિવાસ ઉપર્યુક્ત પ્રદેશોમાં મર્યાદિત હોવાને કારણે તેમની અસર ભારતવ્યાપી બની શકી નહોતી.

પૂર્વ ઈરાનના દાસ અને દસ્યુ લોકો સાથે યુદ્ધ કરતાં કરતાં આર્યો અફઘાનિસ્તાનના ઉચ્ચ પ્રદેશોમાંથી ભારત અને અફઘાનિસ્તાન વચ્ચેની ઘાટીઓ દ્વારા પંજાબનાં મેદાનોમાં ઊતર્યા ત્યારે તેઓ આ વાતાવરણની વચ્ચે આવી પડ્યા. દેશના મૂળ વતનીઓ સાથેનો એમનો આરંભિક સંપર્ક વિરોધી સ્વરૂપનો હોવો જોઈએ : એમાં संग्राम ('ટોળીઓ'નાં 'સંમેલન') તથા दस्युहत्या ( ' દસ્યુઓ ' સાથેનાં ' યુદ્ધો ' ) થયાં હતાં, જેમાં તેમણે પોતાના રાષ્ટ્રદેવો ઇન્દ્ર, અગ્નિ, મરુત્ વગેરેની સહાયનું આવાહન કર્યું હતું. ઘણું કરીને પંજાબમાં સૌથી કપરો સામનો થયો હતો, અને આર્યોની સૌથી મોટી વસાહત પણ પંજાબમાં હતી: ગમે તેમ, પણ પંજાબ એ ભારતીય આર્યોના પ્રમુખ વસતિસ્થાનરૂપ હતો. उदीच्य અથવા ' ઉત્તર પ્રદેશ ' એ શબ્દદ્વારા શુદ્ધતમ આર્યભાષા અને શુદ્ધતમ આર્યશૈલીનો ગર્વ વ્યક્ત કરવામાં આવે છે ( પાલિ તથા અન્ય પ્રાચીન ભારતીય સાહિત્યના ઉદીચ્ય એટલે કે ઉદીચ્ય બ્રાહ્મણો પોતાના કુળ માટે સર્વદા ગર્વ ધરાવે છે, જેનો બીજાઓ વિના પ્રશ્ને સ્વીકાર કરે છે). ઈસવી સન પૂર્વે ત્રીજી સદીમાં

તથા પછીના સમયમાં પંજાબના પ્રદેશમાં સચવાઈ રહેલા આર્યભાષાના પ્રમાણમાં શુદ્ધ સ્વરૂપનો સંપૂર્ણ પુરાવો અશોકના શિલાલેખો આપે છે. આર્ય વસાહતીઓનો મોટો ભાગ विशः તરીકે ઓળખાતો હતો; પછી, તેઓમાંનો લડાયક ઉદાત્ત વર્ગ राजन्य અથવા क्षत्रिय તરીકે અને 'વિબુધ પુરુષો ब्राह्मण તરીકે ઓળખાવા લાગ્યા. પરાજિત આર્યેતર दास લોકોને કાં તો ગુલામ બનાવવામાં આવ્યા અથવા જીવનનાં હલકા પ્રકારનાં કામો કરવા માટે તેમને शूद्र તરીકે અલગ પાડી દેવામાં આવ્યા. સંભવતઃ ભાષાના ફેરફારના પ્રારંભ સાથે (અથવા આર્યભાષાના સ્વીકાર સાથે) આર્યેતર પ્રજામાંના રૂપક અને ઉદાત્ત વર્ગોને આર્યવર્તુળમાં લઈ લેવામાં આવ્યા અને તેમના પુરોહિતોને પણ—તેઓએ મહાન આર્ય દેવતાઓનો તથા હોમ વિધિનો સ્વીકાર કરતાં—બ્રાહ્મણની પદવી આપવામાં આવી.

આર્યો ટોળીઓરૂપે આવ્યા હતા અને તેમની ભાષામાં ટોળીએ ટોળીએ બોલીભેદો હતા, જે પ્રારંભમાં તો સાવ નજીવા હોય એમ દેખાય છે. તેમનામાં એક કવિભાષાનો વિકાસ થયેલ હતો, જે પ્રાર્થનાઓમાં અને સૂક્તોમાં પ્રયોજાતી હતી. તેમની પાસે આ પ્રકારનું જ સાહિત્ય હતું અને તે આપણને ઋગ્ (અને અથર્વ) વેદમાં મળે છે. પંજાબમાં આર્યોની પ્રથમ વસાહત થયા પછી સંભવતઃ પંજાબથી માંડી ઇરાન સુધીના પ્રદેશમાં ભાષાવિષયક સાતત્ય પ્રવર્તતું હતું. સરહદી બોલીઓ (એટલે કે ભારતીય આર્યભાષાની પાશ્ચાત્ય બોલીઓનું કેટલીક બાબતમાં ઇરાની સાથે સામ્ય હતું પ્રોફેસર મીલેને (Meillet) બતાવ્યું હતું કે ઋગ્વેદની સાહિત્યભાષાની ભૂમિકા આર્યભાષા બોલનારા પ્રદેશોની પશ્ચિમી બોલીની બનેલી છે. વૈદિક ભાષાની આ મૂળભૂત બોલીમાં ઇરાની (જૂની ફારસી અને અવેસ્તા)ની જેમ માત્ર એકલો र् ધ્વનિ હતો—ભારત-યુરોપીય र् અને ल् બન્ને તેમાં માત્ર र् રૂપે જ આવે છે. સ્વરમધ્યગત અથવા શબ્દાન્તર્ગત घ् ध् भ् ના સ્પર્શત્વનો લોપ કરીને શુદ્ધ મહાપ્રાણ ह् બનાવવાનું વલણ તેમાં હતું (દા. ત. ભારત-ઇરાની અથવા આર્ય *यज़ामधै નું આ બોલીમાં यजामहे થયું. જ્યારે આથી ઊલટું અવેસ્તાની ભાષામાં यज़ामइदे થયું.).

પ્રાચીન ભારતીય આર્યભાષાની બોલીવિષયક વિવિધતામાં ર્ અને લ્‌ની બાબત એ એક અગત્યનો મુદ્દો હતો. એક એવી બોલી હતી–પશ્ચિમની–જેમાં લ્ નહોતો, પણ ર્ હતો. એક બીજી બોલી હતી, જેનું પ્રતિનિધિત્વ સાહિત્યની સંસ્કૃત અને પાલિ રજૂ કરે છે એમ જણાય છે; એમાં ર્ અને લ્ બન્ને હતા. ભારતીય આર્યભાષાની ત્રીજી એક બોલી હતી, જેમાં ર્ નહોતો અને માત્ર લ્ હતો: આ બોલી ઠેઠ પૂર્વની હતી. આર્યવિસ્તાર અને આર્યભાષાવિકાસની બીજી ભૂમિકા શરૂ થઈ ત્યાર પહેલાં આજના સંયુક્ત પ્રાન્તના પૂર્વ ભાગમાં તથા બિહાર સુધી એ બોલી ધકેલાઈ ગઈ હતી, અને અશોકની પૌરસ્ત્ય પ્રાકૃત (જે જૈનોની અર્ધમાગધી પ્રાકૃતનું જૂનું સ્વરૂપ હોય એમ માનવામાં આવે છે) અને પછીના કાળની માગધી પ્રાકૃત બની, જેમાં ર્ નથી, પણ માત્ર લ્ છે. આ પ્રમાણે ભારત–યુરોપીય * क्र्इ-लं- આર્ય ભાષામાં *श्री-ल થયો અને આ શબ્દ ભારતીય આર્ય ભાષામાં નીચે પ્રમાણે ત્રણ સ્વરૂપમાં મળે છે-श्री-र (સર૦ અવેસ્તા स्री-र), श्री-ल અને *श्ली-ल.

ઉપર જણાવ્યા તેવા બોલીવિષયક ભેદો પ્રાગ્-ભારતીય સમયથી જ શરૂ થઈ ગયા હશે. આર્યો જ્યારે ભારતમાં આવ્યા ત્યારે પોતાની સાથે સંખ્યાબંધ સૂક્તો તથા બીજી કવિતા લાવ્યા હતા. આ પરંપરા ભારતમાં ચાલુ રહી, અને એમ ધારીએ કે જ્યારે આર્યેતરો આર્યવર્તુળમાં ભળ્યા ત્યારે તેમના કવિઓએ પણ આ તૈયાર સાહિત્યભાષામાં સૂક્તો રચવાનો પ્રયોગ કર્યો હશે. આ પ્રમાણે આ મુખપરંપરાગત સાહિત્યનો જથ્થો વધતો ગયો અને ધીરેધીરે આ સાહિત્યના સંગોપનનું કાર્ય એક સુવ્યવસ્થિત પુરોહિતવર્ગના હાથમાં આવ્યું. આ લોકો ગામડાંઓમાં અથવા અરણ્યોના પ્રાન્તભાગે ગ્રામ-વસાહતોમાં નાની અથવા મોટી અધ્યયનશાળાઓ ચલાવતા, જ્યાં પુરોહિતવર્ગમાં પ્રવેશવાની આકાંક્ષાવાળા યુવાન આર્યો સૂક્તોને વ્યવસ્થિતપણે મુખપાઠ કરતા અને વિધિનો અભ્યાસ કરતા. આશ્રમની આ શિક્ષણપરંપરાને ઘડવામાં સંસ્કારી દ્રાવિડોએ પણ ફાળો આપ્યો હોય એ અસંભવિત નથી, કેમકે એ લોકોને પણ પોતાની સંસ્કારિતા અને ધાર્મિક

વિદ્યાનું સંગોપન કરવાનું હતું. પરન્તુ જ્યારે લેખનસ્વરૂપે સાહિત્યની નોંધ રાખવામાં આવતી નહોતી ત્યારે ભાષામાં અજાણપણે પરિવર્તનો થાય એ અનિવાર્ય હતું. આ પ્રમાણે, ભારત બહારના આર્યોદ્વારા ભારત-ઈરાની કાળમાં, કહો કે ઈ. સ. પૂર્વે ૧૫૦૦ અથવા ૧૮૦૦ માં, જે કેટલાંક સૂક્તો રચાયાં હશે તેમની ભાષામાં, એક પેઢીથી બીજી પેઢીએ ઊતરતાં ભાષા બદલાય તેમ, પરિવર્તન થાય, જેની કોઈને ખબર પણ ન પડે; છેવટે જ્યારે એ સૂક્તો લખવામાં આવે ત્યારે તેમની ભાષા તેના મૌલિક સ્વરૂપથી તદ્દન જુદી જ બની ગઈ હોય. લેખનકાળ પહેલાં તુરત જ રચાયેલું એક સૂક્ત અને એ કાળથી સેંકડો વર્ષ પહેલાં રચાયેલું એક સૂક્ત—એ બન્ને આ પ્રમાણે લગભગ એકસરખું ભાષાસ્વરૂપ રજૂ કરે—અલબત્ત, એ જૂના કાળના સૂક્તનાં ભાષાસ્વરૂપોમાં અનિવાર્યપણે ધીમો અને અજ્ઞાત ફેરફાર થયા કરવા છતાં પેઢી દર પેઢી એ સામાન્ય રીતે ન સમજી શકાય એવું કદી ન બન્યું હોય તો.

એક પ્રશ્ન ખાસ કરીને મહત્ત્વનો બની રહે છે—વેદની સંહિતાઓ ક્યારે સંકલિત થઈ હતી? આ સંહિતાઓની સંકલના લેખનકળાની સહાય સિવાય થઈ શકે તેમ નહોતી: આર્યભાષાને લેખનારૂઢ કરવાની ક્રિયા અને ચાર વૈદિક સંહિતાઓરૂપે પ્રથમ વાર લેખનારૂઢ થયેલાં સૂક્તોના સમૂહની સંકલના લગભગ સાથોસાથ થઈ હોવી જોઈએ. વેદોના સુવિશ્રુત કથાખ્યાન સંકલનાકાર વ્યાસ ('ગોઠવનાર') હતા. મહાભારત અને પુરાણની પરંપરા પ્રમાણે, તેઓ કૌરવ અને પાંડવ વીરોના વડીલ સમકાલીન હતા. મહાભારતનું યુદ્ધ એ કેટલે અંશે એક ઐતિહાસિક બનાવ હતો એ જાણી

History of Ancient India from the Accession of Parikshit to the Extinction of the Gupta Dynasty", 4th ed, Calcutta University, 1938 એ ગ્રન્થમાં) એ બે વિદ્વાનોએ સ્વતંત્ર શોધખોળને પરિણામે અભિપ્રાય આપેલો છે કે ઈ. સ. પૂર્વે ૧૦મી શતાબ્દી એવો સમય હતો કે જ્યારે મહાભારતનાં પાત્રો પૈકી ઐતિહાસિક લાગે છે એવાં કેટલાંક પાત્રો (દા. ત. પરીક્ષિત) વિદ્યમાન હતાં—તે અભિપ્રાયનો હું સ્વીકાર કરું છું. ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના અને ભારતમાં આર્યભાષાના વિકાસના આપણા ખ્યાલ સાથે આ સમય-નિર્ણય—લગભગ ઈ. સ. પૂર્વે ૯૫૦—નો મેળ મળી જાય છે. આ પ્રમાણે ઘણું કરીને ઈ. સ. પૂર્વે ૧૦મી શતાબ્દીમાં આર્યેતરોની (? દ્રાવિડોની) પ્રાચીન સિન્ધ-પંજાબની લિપિ આર્યભાષા માટે સ્વીકારવામાં આવી હતી; અને આ લિપિનો ઈ. સ. પૂર્વે ૪થી-૩જી સદીના મૌર્ય બ્રાહ્મીના સ્વરૂપે વિકાસ થતાં (સર્વે નવી વર્ણમાળાઓની પ્રારંભિક ભૂમિકાઓમાં બને છે તે પ્રમાણે) ૭ અથવા સાત શતાબ્દીઓ લાગી હોવી જોઈએ; અને આ પછી પણ બ્રાહ્મી લિપિ એ સંપૂર્ણ લેખનપદ્ધતિ નહોતી—બલ્કે કેટલીક બાબતોમાં તે ખરેખર અપૂર્ણ હતી. સંસ્કૃત સાથે સંબદ્ધ બ્રાહ્મીની સંપૂર્ણ લેખન-પદ્ધતિનો વિકાસ થતાં ૮૦૦ થી ૧૦૦૦ વર્ષ લાગ્યાં હશે. પ્રાચીન લિપિઓનું —ખાસ કરીને જ્યારે એવી લિપિનો કોઈ નવી ભાષા માટે સ્વીકાર કરવામાં આવે ત્યારે—અપૂર્ણ અને કેટલીક વાર તો માત્ર સ્મૃતિસહાયક લક્ષણ ધ્યાનમાં લેતાં [ઉદાહરણ તરીકે જુઓ—સેમિટિક અક્કડિયન માટે સુમેરિયન કીલાકાર (Cuneiform) લિપિનો અને હિટાઈટ માટે સુમેરો-બેબિલો-એસિરિયન લિપિનો પ્રયોગ, અથવા પછીના કાળમાં મધ્ય એશિયાની સિ-હિઆ (Si-hia) ભાષા માટે ચીનાઈ વર્ણમાળાનો, સોગ્ડિયન (Sogdian) માટે એક પ્રકારની સંસ્કારેલી સિરિયાઈનો અને ખ્રિસ્ત આજુબાજુની શતાબ્દીઓની સંસ્કૃત સાથે નજદીકનો સંબંધ ધરાવનારી વાયવ્ય પ્રાકૃત માટે ખરોષ્ઠી રૂપે એક પ્રકારની સંસ્કારેલી ફિનિશ્ડ લિપિનો પ્રયોગ] ઈ. સ. પૂર્વે ૧૦મી સદીની પ્રાથમિક ભારતીય આર્ય લિપિ—એક

પ્રકારની આદિમ બ્રાહ્મી—એ કાળે પ્રચલિત અથવા બોલાતી વૈદિક ભાષાના ધ્વનિઓ વ્યક્ત કરવા માટેની એક કઢંગી પદ્ધતિ હતી, એમ માનીએ તો તે વાજબી ગણાશે. સારી, ખોટી અથવા ગમે તેવી પણ કોઈ પ્રકારની લેખનપદ્ધતિ સિવાય વૈદિક સંહિતાઓનું સંકલન થઈ શકે એમ લાગતું નથી.

ઈ. સ. પૂર્વે બીજી સહસ્રાબ્દીના ઉત્તરાર્ધમાં (ખાસ કરીને તેની અંતિમ શતાબ્દીઓમાં) નજદીકના પૂર્વમાં પ્રજાઓની હેરફેર સારા પ્રમાણમાં થઈ રહી હતી, અને कन्तम् યૂથ (હિટાઈટ, આદિમ ગ્રીક) તથા शतम् યૂથ (આર્યો)ની ભારત–યુરોપીય ભાષા બોલતી ટોળીઓ જાતિઓના સ્થળાન્તર અને સંઘર્ષના આ પ્રવાહમાં વહેતી હતી. પ્રાચીન ઇજિપ્તના લેખો ઉપરથી જણાય છે તે પ્રમાણે, ઈ. સ. પૂર્વે ૧૨૨૯ ના અરસામાં, રામ્સેસ બીજાના પુત્ર ફેરાહો મર્ન–પ્તેહ (Mern–Ptah)ના રાજ્યકાળના પાંચમા વર્ષમાં, ઇજિપ્ત ઉપર લિબિયાવાસીઓએ આક્રમણ કર્યું હતું, અને તેમના સહાયક તરીકે अकय्वश्, रुकु, तुरश, शकर्ष्, शर्दन वગેરે કેટલીક ટોળીઓ ઇજિપ્તમાં આવી હતી. આ બધાને ઇજિપ્તના રાજ્યકર્તાએ સાવ પરાસ્ત કરી હતી. આ ટોળીઓનો "ઉત્તર પ્રદેશવાસી" અને "દરિયાઈ મુલકમાંથી આવેલા" તરીકે ઉલ્લેખ કરવામાં આવેલો છે તે કાળે એશિયા માઈનોર, તથા ગ્રીક ટાપુઓ અને ખંડસ્થ ભૂમિમાં વસતી ભારત–યુરોપીય અને ભિન–ભારત–યુરોપીય કેટલીક જાતિઓ સાથે ઉપર્યુક્ત ટોળીઓનું એકત્વ હવે પુરવાર કરવામાં આવ્યું છે. अकय्वश તે પ્રાચીન ગ્રીક છે જેમને હોમર Akhaioi અથવા Achans તરીકે ઓળખે છે; रुकु તે ભિન–ભારત-યુરોપીય લિશિયનો (Lukoi) છે; तुरश અને शरदन તે એશિયા માઈનોરના તિર્સેનિયન (Tyrsenians) અને સાર્ડિનિયનો છે (તિર્સેનિયનો અથવા ટસ્કનો મૂળ એશિયા માઈનોરના હતા; ત્યાંથી તેમણે સાર્ડિનિયાના ટાપુમાં સ્થળાન્તર કર્યું હતું અને ત્યાં જ સ્થિરપણે રહ્યા હતા); शकर्ष નું એકત્વ સિસેલ્સ લોકો સાથે પુરવાર થયું છે, જેમના ઉપરથી 'સિસિલી' નામ પડ્યું છે—પણ આ બાબતમાં મતભેદ છે; પરન્તુ સ્પષ્ટ રીતે તે એશિયા માઈનોરમાં વસતી ટોળી હતી. ઈ. સ. પૂર્વે

૧૧૯૨માં રામ્સેસ ત્રીજાએ ઉત્તરીય આક્રમણકારોના બીજા એક સંગઠિત સમૂહને હરાવ્યો હતો. આ આક્રમણકારોમાં पुरसति, वशुर, तकुर અને दनउन એ ટોળીઓનાં નામ મળે છે. આ પૈકી पुरसतिનું ઐક્ય Philistines સાથે પુરવાર કરવામાં આવ્યું છે, જેઓ મૂળે ક્રીટના વતનીઓ હતા; दनउन તે હોમરના Danaoi એટલે કે પ્રાચીન ગ્રીકો છે; બીજી બે ટોળીઓને સન્તોષકારક રીતે ઓળખી શકાઈ નથી. હવે, તૃત્સુ જાતિના સુદાસનું આર્ય અને આર્યેતર શત્રુજાતિઓના એક સંગઠિત સમૂહ સાથેનું ભારતની ભૂમિ ઉપરનું વિજયી યુદ્ધ વર્ણવતા ઋગ્વેદ ૭–૧૮ માંના વસિષ્ઠના પ્રસિદ્ધ સૂક્તમાં નીચેની ટોળીઓનાં નામ મળે છે: तुर्वश, मत्स्य, भृगु, द्रुह्यु, पक्थ, भलान, अलिन, शिव वषाणिन्, वैकर्ण, अनु, अज, शिग्रु, અને यक्षु. આ ટોળીઓ વિષે આપણને નક્કી ખ્યાલ છે ભારતીય વિદ્યાના જ્ઞાતા તરીકે સુપ્રસિદ્ધ મારા મિત્ર શ્રી. હારીતકૃષ્ણ દેવે સૂચવ્યું છે કે यक्षु અને शिग्रु ટોળીઓને ઇજિપ્તના ઉપર્યુક્ત લેખની अकय्वश અને शार्कश ટોળીઓ જ ગણવી જોઈએ; तुर्वश એ એક સંયુક્ત ટોળીનું નામ છે, અને તે तुर અથવા तुर्व અને वश ટોળીઓના—જેમના ઉલ્લેખ વૈદિક ગ્રન્થોમાં અન્યત્ર મળે છે—સંઘાતને પરિણામે પડેલું હોવું જોઈએ; ઋગ્વેદ ૮–૧૮માં मत्स्य જાતિનો ઉલ્લેખ तुर्वशની સાથે કરેલો છે, અને એ જ પ્રમાણે કૌશીતકી ઉપનિષદ–૪ માં मत्स्य જાતિનો સંબંધ वश સાથે હોવાનું જણાય છે—तुर અથવા तुर्व જાતિ અને वश જાતિ આપણને ઇજિપ્તના લેખમાંનાં तुरुष અને वशुर એ નામોની યાદ આપે છે (જુઓ Studia Indo-Iranica એ ગ્રન્થમાં શ્રી. હારીતકૃષ્ણ દેવનો લેખ "Vedic India & Minoan Man, pp.177-84). ઉપર સૂચવેલી અભિન્નતા સાચી હોય તો, ઈ.સ. પૂર્વે ૧૩મા અને ૧૨મા સૈકામાં પ્રસિદ્ધિમાં આવેલી એશિયા માઈનોરમાં વસતી કેટલીક જાતિઓ આર્યોના મુખ્ય સમૂહની સાથે ભારતમાં આવી હોય એમ જણાય છે; ભારત-યુરોપીય અક્રયિનો જેઓ પછીના કાળના ગ્રીકોના મૂળ પૂર્વજો (Prototypes) હતા; शार्कश અને तुर्ष જેઓ પ્રારંભમાં સંભવતઃ આર્યેતર અને ભિન્ન-ભારત-યુરોપીય હતા, પણ પછી ભાષાની બાબતમાં

આર્ય બન્યા હશે; અને વર્ણ-વશ જાતિ, જે કદાચ પહેલેથી જ આર્ય હતી—એ સર્વે એમાં હતાં. શ્રી. દેવ પુરુસતિની એકરૂપતા યજુર્વેદમાં જણાવેલા પુલસ્ત્ય સાથે બતાવે છે. આ પુલસ્ત્ય જાતિના લોકો પોતાના વાળ છૂટા રાખતા; જ્યારે આથી ઊલટું જ કપર્દી જાતિના લોકો (વસિષ્ઠ જે ટોળીના હતા તે આર્યોની તૃત્સુ ટોળી આ કપર્દીઓ પૈકીની હતી) પોતાના વાળ લટોમાં ગૂંથતા હતા. શ્રી. દેવ એમ પણ સૂચવે છે કે, યહુદીઓના જૂના કરારના Captors અને ઇજિપ્તના લેખોના Keftin (= ક્રીટવાસીઓ ?), જેમની રજૂઆત કલામાં પણ વાળની લાંબી લટો રાખનારા તરીકે કરવામાં આવે છે તેઓ અને આ કપર્દીઓ અભિન્ન છે. ગમે તેમ, પણ આપણે એમ માનીશું તો વધારે પડતું નહિ ગણાય કે ભારતમાં વસાહત કરવા છતાં આર્યોએ પશ્ચિમની બીજી ટોળીઓ—પછી તે તેમના પોતાના ભારત-યુરોપીય ભાંડુઓ હોય કે દ્રાવિડો હોય—માટે દ્વાર ખુલ્લાં રાખ્યાં હતાં અને એ ટોળીઓ તેમની પોતાની જેમ આર્ય અથવા ભારતીય બનતાં તેમની સાથે મિત્ર કે શત્રુ તરીકેના સંબંધો તેમણે ચાલુ રાખ્યા હતા. ભારતમાંની આ પરદેશી અથવા અર્ધ-પરદેશી ટોળીઓ સાથેનું સુદાસનું યુદ્ધ વર્ણવતું વસિષ્ઠકૃત સૂક્ત, ઉપર સૂચવેલી અભિન્નતાઓ જોતાં, ઈ સ. પૂર્વેની ૧૨મી શતાબ્દી કરતાં પ્રાચીનતર રચના હોઈ શકે નહિ. વૈદિક સંહિતાઓનો સંકલનકાળ આ સમય પછીનો જ હોવો જોઈએ; અને ઈ સ. પૂર્વે ૧ મી શતાબ્દીનો સમય એને માટે સંગત છે.

આપણામાંના જેઓ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ અથવા તે કરતાં પણ જૂનો સમય ભારતના વૈદિક કાળ માટે માને છે અને જેઓ પૌરાણિક કાલગણના અથવા પૌરાણિક રાજવંશોની સૂચિઓ ઉપર વિશ્વાસ મૂકે છે તેઓ ભારત ઉપરના આર્યઆક્રમણ અથવા આગમનની આ અર્વાચીન તારીખો સામે અને પૌરાણિક પરંપરા સાથેની તેમની અસંગતિ સામે સ્વાભાવિક રીતે જ વાંધો ઉઠાવશે. પૌરાણિક પરંપરાઓનો સારો એવો ભાગ ઘણો પ્રાચીન છે; પરન્તુ પૌરાણિક પરંપરાનો સંબંધ આર્ય-પ્રાક્ કાળ સાથે—આર્યેતર દ્રાવિડ (અને ઑસ્ટ્રિક) રાજાઓ અને રાજવંશો સાથે હોવાની

કેવળ શક્યતા જ નહિ પણ આત્યંતિક સંભવિતતા જ્યારે આપણે ધ્યાનમાં લઈએ ત્યારે એ વસ્તુ આર્ય આક્રમણ માટે પછીનો કાળ અંગીકાર કરવા સાથે જરા પણ અસંગત નહિ લાગે. કથાનકો અને વાર્તાઓના રૂપમાં રહેલી આ પરંપરાઓનું પછીના સમયમાં આર્યીકરણ થયું હતું; એટલે કે જે જે લોકોમાં આ પરંપરાઓ વિકસી હતી તેમનું પોતાનું આર્યીકરણ થયા બાદ એ પરંપરાઓનું આર્ય ભાષાઓ–પ્રાકૃત અને સંસ્કૃતમાં રૂપાન્તર કરવામાં આવ્યું હતું; અને એક ભાષાદ્વારા એકત્વ પામેલી બે જાતિઓનાં કથાનકો અને પરંપરાઓનો આ વ્યાપારદ્વારા અનિવાર્ય એવો સંયોગ થયો હતો, જેને અલગ કરવાનું આજે લગભગ અશક્ય છે. જ્યાં બે વિભિન્ન પ્રજાઓ એક થઈ ગઈ છે ત્યાં માનવઇતિહાસમાં આ વસ્તુ વારંવાર બનેલી છે. મહાન પુરાવિદ સર આર્થર ઇવાન્સ, જેમણે ક્રીટની પ્રાગ્-ભારત-યુરોપીય મિનોઅન સંસ્કૃતિનું ખોદકામ કર્યું હતું તેમણે એવો અભિપ્રાય આપ્યો હતો કે દેવતાઓ અને વીરોને લગતી કેટલીયે ગ્રીક પુરાણકથાઓ અને કથાનકો (દા. ત. ઇલિયડના કથાનક સાથે સંબદ્ધ વ્યક્તિઓ) ખરેખર પ્રાગ્-ભારત-યુરોપીય કાળમાં ઉદ્‌ભવેલ છે: પ્રાગ્-ભારત-યુરોપીય ઇજિયનો અને ભારત-યુરોપીય યવનો—'હેલેન્સ'—એક પ્રજારૂપે, ઇતિહાસકાળના ગ્રીકો તરીકે, એકત્વ પામ્યા ત્યાર બાદ એ બધી વસ્તુઓ ગ્રીક જીવનના વણાટમાં સ્વીકારવામાં આવેલી છે; અને જ્યારે ઇડિપસ (Oidipous) તથા પર્સેફોનેની કથાઓ અને શિકારી દેવી આર્ટેમિસની શિલ્પાકૃતિ રજૂ કરતી મિનોઅન કૃતિઓ ગ્રીસની ખંડસ્થ ભૂમિ ઉપરથી શોધી કાઢવામાં આવી ત્યારે આ અભિપ્રાયની વાસ્તવિકતા પુરવાર થઈ. જાવાની પ્રજાએ ઇસવી સનની પહેલી સહસ્રાબ્દીના પૂર્વાર્ધમાં હિન્દુ તથા બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો હતો, પરન્તુ જે હિન્દુ ધર્મ તથા ભારતના હિન્દુ દેવો અને વીર પુરુષોનાં કથાનકો તેમણે સ્વીકાર્યાં તેમાં કેટલાંક ઇન્ડોનેશિયાઈ દૈવ્ય તત્ત્વોએ પ્રવેશ કર્યો (દા. ત. સેમાર—હમેશાં અર્જુનની સાથે રહેતા ત્રણ અનુચરો); અને પછીના કાળમાં જ્યારે તેઓ મુસ્લિમ થયા ત્યારે ઇસ્લામી દંતકથાઓ બ્રાહ્મણ પુરાણોની ભૂમિકા ઉપર ઊભી કરવામાં આવી; દા. ત. શિવ

રહ્યા ખરા, પણ આદમના એક વંશજ તરીકે! પ્રાચીન ઇજિપ્તની ઉસિર-ઇસ્ત ( Usir-Ist ) ને લગતી પુરાણકથાનું ઇજિપ્તના ગ્રીક શાસકોની સગવડ માટે ઑસિરિસ-આઇસિસ ( Osiris-Isis ) ની પુરાણકથારૂપે હેલેનીકરણ કરવામાં આવ્યું હતું; અને ત્યાર પછી એ કથા રોમન જગતમાં પ્રસરી હતી. જનતા સંબંધી કંઈક ઉપદ્રવો મચી રહ્યા હોય ત્યારે પણ દેશની કથાઓ અને પરંપરાઓ ભાગ્યે જ અવસાન પામે છે—નવા જ લેબાસમાં તે ટકી રહે છે; જે નવી ભાષાનો સ્વીકાર કરવામાં આવ્યો હોય તેની ઉચ્ચારણપ્રક્રિયાને અનુસરતા ફેરફારો નામોમાં કરવામાં આવે છે; અને કેટલીક વાર દેવો તેમ જ વીર પુરુષો, બન્નેનાં નામોનું ભાષાન્તર કરવામાં આવે છે. જ્યાં જ્યાં વિભિન્ન જાતિઓનું એકત્વ થાય છે ત્યાં ત્યાં આ વસ્તુ અનિવાર્ય છે. ઈ. સ. પૂર્વે ૧૫૦૦ પહેલાંનો સમય સૂચવતી પ્રાચીન ભારતીય પરંપરાના અસ્લુમૂલત્વની ઈ. સ. પૂર્વે ૨૦૦૦-૧૦૦૦ ના સમયમાં મેસોપોટેમિયા, ઈરાન અને ભારતમાં આર્ય પ્રજાના સંચલન સાથે સુસંગતિ સાધવા માટે આર્યેતર ઉદ્ભવને લગતો આ મત અંગીકાર કરવો આવશ્યક છે; આથી સૂર્યવંશ અને ચંદ્રવંશને લગતી કથાઓનો મોટો ભાગ મૂળે આર્યેતર ઉદ્ભવની, પણ પછી આર્યભાવ પામેલી, પુરાણકથાઓ અને દંતકથાઓ છે એમ કહી શકાય. કેટલીક વાર એક સંસ્કૃત અને પ્રાકૃત રૂપ વચ્ચેની ખુલાસા વિનાની વિલક્ષણતાએ પણ આપણને કંઈક વિચાર કરતા કરી મૂકવા જોઈએ. ઉદાહરણ તરીકે, પૌરાણિક પરંપરા અનુસાર સૂર્યવંશના સુપ્રસિદ્ધ રાજા इक्ष्वाकु નું પાલિ રૂપ ओक्काक કેમ થઈ શકે?

એક બાજૂ અવેસ્તાના જૂના ભાગની ઝરથુસ્ત્રકૃત ( આશરે ઈ. સ. પૂર્વે ૭ મી શતાબ્દી ?) ગણાતી ગાથાઓ અને એકિમેનિયન રાજાઓના ( ઈ. સ. પૂર્વે ૬ઠ્ઠી શતાબ્દીથી માંડી ) જૂના ફારસી શિલાલેખોની તથા બીજી બાજૂ વેદની ભાષા વચ્ચે એટલું બધું સામ્ય છે કે કાલાનુક્રમની બાબતમાં તેમને એકબીજાથી બહુ દૂર લઈ જઈ શકાય એમ નથી. અલબત, સર્વ ભાષાઓ કંઈ પરિવર્તનની એકસરખી ગતિ બતાવતી નથી; કેટલીક ભાષાઓ સ્થિતિરક્ષક હોઈ પરિવર્તનોને અનુકૂળ હોતી નથી, જ્યારે કેટલીક

ભાષાઓ પ્રગામી કોઈ નવીનતાનો સ્વેચ્છાએ સ્વીકાર કરી લે છે, અને જલદીથી પરિવર્તન પામે છે. ગાથા અને વેદની ભાષાઓ જોડિયા બહેનો જેવી જણાય છે; અને વૈદિક ભાષા ઈ. સ. પૂર્વે ૨૦૦૦ પહેલાં જઈ શકે એમ નથી, કેમકે મેસોપોટેમિયા અને એશિયા માઈનોરમાંથી મળેલાં લખાણોના પુરાવા ઉપરથી—જો કે એ પુરાવો અલ્પ છે—આપણે નિર્ણય કરી શકીએ તેમ છીએ કે આર્યભાષા (પ્રાગ્-વૈદિક અને પ્રાગ્-ગાથા માતૃભૂત ભાષા) ત્યાંસુધી ઈરાની અને ભારતીય આર્યભાષાઓરૂપે વિભક્ત બનેલી નહોતી.

પરન્તુ વેદની સંહિતાઓ ઈ. સ. પૂર્વે ૧૦મી શતાબ્દીમાં લેખાધિરૂઢ થયેલી હોય તો બસો, ચારસો અથવા આઠસો વર્ષ પહેલાં પણ ભારતમાં અથવા ભારત બહાર રચાયેલાં સૂક્તોનો તેમાં સમાવેશ કરવામાં કશો પ્રત્યવાય આવે તેમ નહોતું. ઋગ્વેદસંહિતાના પ્રથમ સૂક્તના કર્તા ઋષિ મધુચ્છન્દસના અથવા સુવિખ્યાત ગાયત્રી મંત્રના કર્તા વિશ્વામિત્રના સમય વિશે આપણે કંઈ જાણતા નથી; સંહિતાઓના લેખનકાળે સૂક્તો જે સ્વરૂપમાં પ્રચલિત હતાં તે સ્વરૂપમાં જ તેમના નામે ચડાવેલાં આપણે જોઈએ છીએ: પણ જો સંહિતાકાળ પૂર્વે ચાર અથવા પાંચ શતાબ્દી અગાઉ તે રચાયેલાં હોય તો અત્યારે જે સ્વરૂપે આપણને પાઠ મળે છે તેનાથી તેમનું સ્વરૂપ ઘણું ભિન્ન હોવું જોઈએ. આ પ્રમાણે,

अग्निम् ईळे (ईडे) पुरोहितम्
यज्ञस्य देवम् ऋत्विजम्
होतारम् रत्न-धातमम्

એ ઋચાનું, ઉપર સૂચવ્યું છે તે પ્રમાણે, ઋગ્વેદના સંહિતાકાળથી કેટલીક શતાબ્દીઓ પૂર્વેનું રૂપ કંઈક આવું હશે—

अग्निम् इझदइ पुरझ्-धितम्
यझ्नस्य दइवम् ऋत्विजम्
झ्हउतारम् रत्न-धातमम्

અને ગાયત્રીમન્ત્ર—

तत् सवितुर् वरेण्यम्
भर्गो देवस्य धीमहि
धियो यो नः प्र चोदयात्

આનું કંઈક સ્વરૂપ રજૂ કરશે—

तत् सवितुस् उवरइनिअम्
भर्गस् दइवस्य धीमधि
धियस् यस् नस् प्र चउदयात्

વેદોને પ્રથમ વાર લેખાધિરૂઢ કરવામાં આવ્યા ત્યારથી માંડી આ ત્રણ હજાર વર્ષ સુધી એ ગ્રન્થોનું અત્યંત કાળજીભર્યું સંગોપન કરવામાં આવ્યું છે. અત્યારે ઉપલબ્ધ વૈદિક હાથપ્રતો આજથી પૂરી હજાર વર્ષ પણ જૂની નથી, પણ ભારતમાંની વૈદિક પરંપરાએ આજથી ત્રણ હજાર કે વધુ વર્ષ પૂર્વે પ્રચલિત હતો તે જ ગ્રન્થપાઠ અવિચ્છિન્નપણે જાળવી રાખ્યો છે. આર્યો પોતાની ભાષા, અને સંભવતઃ સૂક્તોના સાહિત્યનો એક ભાગ પોતાના ભારત-યુરોપીય પૂર્વજોના વારસા તરીકે લાવ્યા હતા; અને આર્ય આક્રમણકારો અથવા સ્થળાન્તર કરનારાઓએ ઝાઝા જાણપૂર્વકના પ્રયત્ન સિવાય તે વારસો ઠીક ઠીક જાળવી રાખ્યો હશે એમ જણાય છે. પરન્તુ પ્રારંભમાં જે વસ્તુ પોતાનાં મૂળભૂત લક્ષણો જાળવી રાખતી ભાષાના વંશ-પરંપરાગત સ્વાભાવિક સંક્રમણરૂપ હતી તે વસ્તુ ભારતમાં તો—બોલાતી ભાષા વૈદિક આદર્શ રૂપથી પરિવર્તિત થતાં અને પરદેશીઓએ આર્યભાષાનો સ્વીકાર કરવા માંડતાં—વિદ્યાવિષયક સિદ્ધિની ભૂમિકા ઉપર પહોંચી ગઈ. પરિણામે વિદ્વાનોનો પ્રયત્ન વચ્ચે આવ્યો, અને મૂળ ગ્રન્થપાઠનું શુદ્ધ સ્વરૂપે સંગોપન કરવાના આશયથી, જે ચોક્કસ સિદ્ધાન્તોએ પરંપરાગત સાતત્યનું સ્થાન લીધું તે અનુસાર, એ ગ્રન્થોની શુદ્ધાક્ષરવિન્યાસપદ્ધતિ (Orthography)માં પણ કેટલુંક વિવર્તન કરવામાં આવ્યું. (ઘણા પછીના કાળમાં નક્કી થયેલી) વૈદિક શુદ્ધાક્ષરવિન્યાસપદ્ધતિ અને પ્રાચીનતર

કાળની વૈદિક શુદ્ધોચ્ચારપદ્ધતિ ( Orthoepy ) વચ્ચેની વિભિન્નતા જે વિદ્વાનોએ, ઉદાહરણ તરીકે વૈદિક છન્દોરચનાનો, અભ્યાસ કર્યો છે તેમણે, નોંધેલી છે: આવા એક સ્વાધ્યાય માટે જુઓ ઝે. વટ્ટ્રંણ ઘોષકૃત Linguistic Introduction to Sanskrit એ ઉત્તમ ગ્રન્થનાં પૃ. ૪૮–૬૯.

વૈદિક કવિભાષા (જે વૈદિક સૂક્તોનું સંહિતાઓરૂપે સંકલન થતાં કાળજીપૂર્વકના અભ્યાસને યોગ્ય એવી એક ગ્રન્થભાષા બની તે)થી અલગ રીતે ભારતીય આર્યભાષાની લોકપ્રચલિત બોલીઓએ ભારતમાં પોતાના વિકાસક્રમનો પ્રારંભ કર્યો. આર્યભાષાઓ પૂર્વ તરફ આગળ વધી. ઉત્તર બિહારની ઉપર નેપાળ તરાઇમાં બુદ્ધનો જન્મ થયો અને તેમણે અત્યારના બિહારમાં અને સંયુક્ત પ્રાન્તના પૂર્વ પ્રદેશોમાં ધર્મોપદેશ આપ્યો ત્યાર સુધીમાં એ ભાષા વિદેહ અથવા ઉત્તર બિહાર અને મગધ અથવા દક્ષિણ બિહાર સુધી પ્રસરી ચૂકી હતી. દરમ્યાન, એ ભાષામાં, ખાસ કરીને પૂર્વમાં, ભારે પરિવર્તનો થતાં હતાં. ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ૬૦૦ સુધીનો સમય એ પ્રાચીનમાં પ્રાચીન બ્રાહ્મણગ્રન્થોનો કાળ છે. તે અરસાના સાહિત્યમાંથી આપણને ભારતવર્ષની ભાષાવિષયક પરિસ્થિતિ સંબંધી પ્રાસંગિક ઉલ્લેખો મળે છે. એમ જણાય છે કે આર્યભાષાના બોલવાના પ્રકારો ત્રણ સમૂહોમાં વહેંચાઈ ગયેલા હતા : (૧) उदीच्य અથવા ઉત્તરીય (અથવા વાયવ્ય), (૨) मध्यदेशीय અથવા ગંગા–યમુનાના પ્રદેશની, અને (૩) प्राच्य અથવા પૌરસ્ત્ય. અફઘાન સરહદથી બંગાળ સુધીનાં, ઉત્તર ભારતનાં આર્યભાષા બોલતાં મહાન રાજ્યોનો આ સમય હતો. उदीच्य પ્રદેશની, એટલે કે અત્યારના વાયવ્ય સરહદ અને પંજાબ પ્રાન્તની ભાષાને ઉચ્ચ પ્રકારની ગણવામાં આવતી હતી. એ ભાષાએ સ્થિતિસંરક્ષક પ્રકૃતિ જાળવી રાખેલી હોઈ, આદ્ય ભારતીય આર્યભાષા ( Old Indo-Aryan )ના ધોરણથી સૌથી નજદીકનું સ્વરૂપ તેણે જાળવી રાખ્યું હતું. એક બ્રાહ્મણગ્રન્થ–'કૌશીતકી બ્રાહ્મણ' જણાવે છે કે, 'उदीच्य પ્રદેશમાં ભાષાનું ઉચ્ચારણ જ્ઞાનપૂર્વક કરવામાં આવે છે; વાણી શીખવાને માટે માણસો उदीच्य લોકો

પાસે જાય છે; જે ત્યાંથી આવ્યો હોય તેને સાંભળવાને લોકો ઇચ્છા રાખે છે (तस्माद् उदीच्यां प्रज्ञाततरा वाग् उद्यते । उदञ्च उ एव यन्ति वाचं शिक्षितुम् । यो वा तत आगच्छति तस्य वा शुश्रूषन्त इति । શાંખાયન અથવા કૌશીતકી બ્રાહ્મણ, ૬–૬). પ્રાચ્ય પ્રદેશની ભાષા તે અત્યારના અવધ, પૂર્વ સંયુક્ત પ્રાન્ત અને સંભવતઃ બિહારમાં પ્રચલિત હતી. 'વ્રાત્યો' તરીકે ઓળખાતી આર્યોની ભ્રમણશીલ ટોળીઓ જેઓ વૈદિક યજ્ઞ-પ્રધાન ધર્મની અને બ્રાહ્મણોની સામાજિક અને ધાર્મિક રચનાની અધીનતા સ્વીકારતી નહોતી તેમનામાં પણ આ જ બોલી પ્રચલિત હતી. પ્રાચ્યો અથવા પૂર્વ પ્રદેશમાં રહેનારાઓને आसुर्य એટલે કે જંગલી અને કલહશીલ તરીકે વર્ણવવામાં આવ્યા છે, અને તેમને માટે વૈદિક આર્યોને કોઈ પ્રકારનો પ્રેમભાવ નહોતો. પ્રાચ્યો માટે એક બ્રાહ્મણગ્રન્થમાં કહ્યું છે કે, "તેઓ અદુરુક્ત વાક્યને પણ દુરુક્ત કહે છે; અને પોતે (વૈદિક ધર્મમાં) અદીક્ષિત હોવા છતાં દીક્ષિતોની વાણી બોલે છે" (अ-दुर्-उक्त-वाक्य दुर्-उक्तमाहुः । अ-दीक्षिता दीक्षितवाच वदन्ति । તાણ્ડ્ય અથવા પંચવિંશ બ્રાહ્મણ, ૭–૪). આનો અર્થ રાજ્બી રીતે એવો કરી શકાય કે મધ્ય અથવા વાયવીય પ્રદેશના આર્યો, જેઓ વૈદિક ધર્મ અને સંસ્કારિતાને ઘડતા હતા તેમનાથી ઊલટું જ—આર્યભાષાના સંયુક્ત વ્યંજનો અને બીજી ઉચ્ચારણવિષયક લાક્ષણિકતાઓનો ઉચ્ચાર કરવાને પ્રાચ્યો અસમર્થ હતા; અથવા બીજા શબ્દોમાં એમ પણ કહી શકાય કે, તેઓએ પ્રાકૃત ઉચ્ચારણો વિકસાવ્યાં હતાં, જેમાં સંયુક્ત વ્યંજનોનો પૂર્વાપર સવર્ણ (Assimilation) થઈ જતો હતો. મધ્યપ્રદેશની ભાષા માટે સ્પષ્ટપણે કંઈ કહેવામાં આવ્યું નથી, પણ દેખીતું છે કે એક બાજૂ ઉદીચ્ય અથવા વાયવીય પ્રદેશની અતિ સંરક્ષણશીલ ભાષા અને બીજી બાજૂ પ્રાચ્ય અથવા પૂર્વ પ્રદેશનાં શિથિલ ઉચ્ચારણોની વચ્ચેનો માર્ગ તેણે લીધો હોવો જોઇએ. ઋષિ અને વૈયાકરણ એવા પતંજલિએ પોતાના 'મહાભાષ્ય' (ઈ. સ. પૂર્વે રજી શતાબ્દી)માં એક બ્રાહ્મણ કથા કહી છે. તેમાં જણાવેલું છે કે અસુરો (ઘણું કરીને પૂર્વ પ્રદેશના) સંસ્કૃત શબ્દ अरयः નો अल्यो, अलवो એવો

ખોટો ઉચ્ચાર કરે છે. र् નો ઉચ્ચાર ल् કરવાની પૂર્વ પ્રદેશના લોકોની ટેવની પાશ્ચાત્યોએ લીધેલી નોંધનો આ પુરાવો છે.

ભારતીય આર્યભાષાની બીજી ભૂમિકામાં—પ્રાકૃત અથવા મધ્ય ભારતીય આર્ય (Middle Indo-Aryan) ભૂમિકામાં—આપણે જોઈએ છીએ કે પ્રાચ્ય પ્રદેશની બોલી સંયુક્ત વ્યંજનોના પૂર્વાપર સવર્ણ દ્વારા, અને બધાં જ ઉદાહરણોમાં र् નું ल માં પરિવર્તન કરીને જ નહિ, પણ र् અથવા ऋ ની પછી આવતા દંત્યવર્ણના મૂર્ધન્યીકરણ દ્વારા પણ પાશ્ચાત્ય ભાષાથી જુદી પડી હતી: આ પ્રમાણે ભારતીય આર્યભાષાના कृत, अर्थ, अर्ध એ શબ્દો પ્રાચ્ય ભાષામાં कट, अट्ठ, अड्ढ થયા, જ્યારે મધ્ય પ્રદેશની ભાષામાં તે મૂર્ધન્યીકરણ સિવાય कत (અથવા कित), अत्थ, अद्ध થયા અને ઉદીચ્યમાં લાંબા સમય સુધી कृत, अर्थ, अर्ध સ્વરૂપે જ રહ્યા; છેવટે જ્યારે ઉદીચ્ય ભાષાએ र् ની બાબતમાં પૂર્વાપર સવર્ણની પ્રક્રિયાનો સ્વીકાર કર્યો ત્યારે પણ એમાં દંત્યવર્ણોનું મૂર્ધન્યીકરણ તો ન જ થયું. મેં મારા Origin and Development of Bengali Language (પૃ. ૪૮૩) એ ગ્રન્થમાં જણાવ્યું છે તે પ્રમાણે, આ મૂર્ધન્યીકરણની પ્રક્રિયા र् નો ल् કરવાની પ્રાચ્ય ભાષાની પ્રકૃતિ સાથે સંબદ્ધ હતી. ભારત-ઈરાનીમાંથી ભારતીય આર્યભાષાનો વિકાસ થતાં ભારત-યુરોપીય અને ભારત-ઈરાની र्+त् ભારતીય આર્યમાં र्त् તરીકે જ રહ્યા, પણ ભારત-યુરોપીય ल्+त् ભારતીય આર્યમાં ट તરીકે આવ્યા: આ પ્રમાણે ભારત-યુરોપીય *मृतो-, *मॅर्तेर-, માંથી ભારત-ઈરાની *मृत-, मर्तार- અને તેમાંથી ભારતીય આર્ય मृत-, मर्ता એ શબ્દો આવ્યા; પણ ભારત-યુરોપીય *झ़्ल्दतो-को-म्, *कुलधेरास्માંથી (ભારત-ઈરાની *झ़्ल्तकम्, *कुल्धारस् દ્વારા) ભારતીય આર્ય (સં.) हाटकम्, कुठारः એ શબ્દો આવ્યા. હવે, ભારતીય આર્યભાષાના र्નો, બધાં જ ઉદાહરણોમાં, પ્રાચ્ય બોલીમાં ल् થયો; આથી राजा અને क्षीर જેવા શબ્દો અનુક્રમે लाजा અને खील થતાં, ભારતીય આર્ય (વૈદિક સંસ્કૃત) मृत-, मर्तानुं પણ *म्लृत-, *मल्ता એવું પરિવર્તન થયું; અને ल्त् નો ट् કરવાના જૂના ઉચ્ચારણવિષયક ઉત્સર્ગનું

સાતત્ય સચવાઈ રહેતાં આ શબ્દોનું, ભારતીય આર્યભાષાના પ્રાચ્ય પ્રકારમાં, मट અને मड्ड એવું સ્વરૂપ થયું [આ પ્રમાણે પ્રાચ્ય પ્રાકૃતમાંના મૂર્ધન્યીકરણનું લક્ષણ અર્વાચીન નોર્વેજિયન અને સ્વીડિશમાં દેખાતા મૂર્ધન્યીકરણથી જુદું છે, કારણ કે એમાં તો સ્કેન્ડીનેવિયન र्त्, र्द માંથી લાગલું જ પ્રતિવેષ્ટિત (Retroflex) અથવા મૂર્ધન્ય ઉચ્ચારણ-અનુક્રમે ट् અને ड् વિકસેલ છે]. આ પ્રમાણે मट क्षुड જેવા શબ્દો પહેલાં *मद्ल, *क्षुद्ल, અને પછીથી પર-સવર્ણદ્વારા मल्ल, क्षुल्ल>खुल्ल થયા. ઉત્તર ભારત એ એક સપાટ પ્રદેશ હોઈ તેમાં—સામાન્યતઃ પશ્ચિમથી પૂર્વ અને કેટલીક વાર પૂર્વથી પશ્ચિમ તરફ—જનતાનું સંચલન કોઈ પ્રકારના રોકાણ વગર થઈ શકતું હોવાથી એક બોલીની વિશિષ્ટતાવાળાં રૂપો બીજી બોલીમાં જઈ શકતાં. આથી ઘણા પ્રાચીન કાળથી જ કોઈ પ્રકારના નિયમન સિવાય બોલીવિષયક સંમિશ્રણનો આરંભ થયો. કોઈ પણ આર્ય ભાષાના ઇતિહાસનો અભ્યાસ કરતાં આ વસ્તુ ખાસ ધ્યાનપાત્ર બને છે. જ્યારે વૈદિક સૂક્તો લેખાધિરૂઢ થતાં હતાં ત્યારે ल् અને ड् (ड़)વાળાં પ્રાચ્યરૂપોનો સૂક્તોની ભાષામાં પ્રવેશ થઈ ગયો:—દા. ત. विकट ∠ विकृत्त, कीकट ∠ किकृत्त, निकट ∠ निकृत्त, दण्ड ∠ *दन्द्र (સર૦ ગ્રીક Dendron), अण्ड ∠ *अन्द्र (સર૦ જૂની ચર્ચ સ્લાવ Iedro : આ શબ્દનું મૂળ કદાચ દ્રાવિડ પણ હોય, સર૦ તામિલ अण='નર'), √पठ् ∠ प्रथ्, √घट् ∠ प्रथ्, काट ∠ कर्त 'ખાડો', आढ्य ∠ √ ऋध्, क्षुल ∠ *क्षुद्ल ∠ क्षुद्र, વગેરે.

સંયુક્ત વ્યંજનોના પૂર્વાપર-સવર્ણ અને બીજા ફેરફારો સહિત ભારતીય આર્ય ભાષાની બીજી ભૂમિકા આ પ્રમાણે પૂર્વ પ્રદેશમાં સંપૂર્ણપણે સ્થાપિત થઈ ચૂકી હતી. દરમ્યાન ભાષા એનાં બોલીવિષયક સ્વરૂપોમાં ઝડપથી વિસ્તાર પામતી હતી. પરાજિત કરેલા આર્યેતરોની વચ્ચે આર્યોએ પોતાની વસાહતો સ્થાપતાં, પ્રથમ તો અગત્યનાં સ્થળોએ આર્યભાષાના માત્ર દ્વીપો ઉત્પન્ન થયા: પરન્તુ હવિનું અસન કરતા અગ્નિની માફક, આર્યભાષા પંજાબમાંથી નૈસર્ગ આગળ વધતી હતી, અને જેમ જેમ વધુ ને વધુ પ્રમાણમાં આર્યેતરો તેના વર્તુળમાં આવતા ગયા તેમ તેમ વધુ ને વધુ વેગ પ્રાપ્ત કરતી

ગઈ. ધીમે ધીમે આર્યેતર ભાષાઓ ગંગાનાં ઉત્તર તરફનાં મેદાનમાં આર્ય ભાષા વડે ઘેરાઈ જઈને કેટલાંક સ્થળોએ સંકુચિત બનીને રહી. ઉદાહરણ તરીકે, અત્યારે આપણે છોટાનાગપુરના કેટલાક ભાગોમાં તથા આસામમાં જોઈએ છીએ તે એવું જ છે. પાલિ જાતકકથાઓમાં આપણે ચંડાલોનાં ગામો વિશે વાંચીએ છીએ, જેમાં આ અતિ પ્રાચીન જાતિ(સંભવતઃ ઑસ્ટ્રિક)ના લોકો વસતા હતા ત્યાં ત્યાં તેઓ પોતાની ભાષા બોલતા હતા, છતાં ગર્વિષ્ઠ બ્રાહ્મણોની ભાષા પણ તેઓ શીખતા હતા.

બુદ્ધના સમયમાં, આર્ય ભાષાની બાબતમાં ભારતની ભાષાવિષયક પરિસ્થિતિ લગભગ આવી હતી—

૧. ઉદીચ્ય, મધ્યદેશ અને પ્રાચ્ય પ્રદેશમાં બોલાતી ત્રણ આર્ય બોલીઓ. હજી સુધી ઉદીચ્ય પ્રદેશની ભાષા વૈદિકની સૌથી વધુ નજદીક હતી, જ્યારે પ્રાચ્ય પ્રદેશની ભાષા તેનાથી સૌથી વધુ દૂર ગઈ હતી. આ સર્વેમાં આર્યેતર અસરો વ્યક્ત થયે જતી હતી.

૨. પ્રાચીનતમ ભારતીય આર્યભાષાના સાહિત્યકીય સ્વરૂપનું પ્રતિનિધિત્વ ધરાવનાર છાન્દસ અથવા વૈદિક કવિતાની આર્ય અથવા જૂના સ્વરૂપની બોલી, જેનો અભ્યાસ બ્રાહ્મણોના આશ્રમોમાં થતો હતો.

૩. (૨) નું કંઈક નૂતન સ્વરૂપ, અથવા મધ્યદેશ અથવા પ્રાચ્ય બોલીઓનાં તત્ત્વ સંહિત ઉદીચ્ય દેશભાષાનું એક આર્ય સ્વરૂપ.

આ ઉપરાંત, ઓતાડ પ્રદેશોમાં તથા ઘણું કરીને ગ્રામપ્રદેશોમાં નીચલા વર્ગોમાં દ્રાવિડ અને ઑસ્ટ્રિક બોલીઓ બોલાતી હતી, જે આર્ય ભાષાને માર્ગ કરી આપતી હતી.

છાન્દસના 'શિષ્ટમાન્ય ધોરણથી અને બ્રાહ્મણગ્રન્થોમાં મળતા છાન્દસના નૂતન સ્વરૂપથી પણ પ્રાચ્ય ભાષા એટલી દૂર નીકળી ગઈ હતી કે ઉદીચ્ય પ્રદેશમાંથી આવતો માણસ પ્રાચ્ય ભાષા સમજવામાં મુશ્કેલી અનુભવતો હતો. આથી બુદ્ધના બે બ્રાહ્મણ શિષ્યોએ સૂચવ્યું હતું કે પૂર્વની અતિભ્રષ્ટ

દેશભાષામાંથી બુદ્ધના ઉપદેશોનો વિદ્વાનોની ભાષામાં—પ્રાચીન ભાષામાં—છાન્દસમાં અનુવાદ કરવો જોઈએ. પણ બુદ્ધે એમ કરવાની ના પાડી, અને મનુષ્યની તમામ ભાષાઓને તેમણે પોતાનું આ મહાન શાસન આપ્યું કે મનુષ્યોએ મારો ઉપદેશ "દરેકે પોતપોતાની ભાષામાં" (सकाय निरुत्तिया) સમજવો જોઈએ. આ વસ્તુએ બોલાતી ભાષાઓમાં સાહિત્યરચના કરવાની પ્રવૃત્તિને ભારે વેગ આપ્યો; આત્માના સ્વાતંત્ર્ય માટે તો આ ક્રાન્તિકારી સંચલન હતું, પણ તેનું સંપૂર્ણ અર્થદર્શન એ વખતે થઈ શક્યું નહોતું તેમજ તેનો એ કાળે લાભ પણ લેવાયો નહોતો. બૌદ્ધો અને જૈનોની પ્રેરણાથી જુદી જુદી પ્રાદેશિક બોલીઓમાં સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું; અને એ સંચલનની પાછળ કદાચ છાન્દસ અથવા બ્રાહ્મણ સંસ્કૃતની સામે પ્રાદેશિક ભાષાઓને મૂકવાની પણ એક વૃત્તિ રહેલી હતી, કેમકે છાન્દસ એ બ્રાહ્મણ શાસ્ત્રનિષ્ઠાની ભાષા હતી; એ શાસ્ત્રનિષ્ઠા વૈદિક યજ્ઞતંત્ર ઉપર આરૂઢ થયેલી હતી, અને એ યજ્ઞતંત્ર સામાન્ય વ્યક્તિઓને રસ લેવામાં અતિમુશ્કેલ પડે એટલું બધું જટિલ થઈ ગયેલું હતું, અને તેથી તેનું અગાઉનું પ્રાચીન મહત્ત્વ ક્રમે ક્રમે લુપ્ત થતું હતું. ભાષાઓના આ સંઘર્ષની આસપાસ આદર્શોનું સંઘર્ષણ ખડું થયું. બ્રાહ્મણો ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન વિકસાવતા હતા, જે એનું નામ સૂચવે છે તે પ્રમાણે ચુનંદા માણસો માટે હતું; અને એ બ્રાહ્મણોએ બહુજનસમાજની અવગણના કરીને ઉચ્ચ વર્ગો સમક્ષ અને પોતાના માણસોમાંના પણ સંસ્કારી શ્રોતાજનો સમક્ષ (બુદ્ધિવાદી વ્યક્તિના માનસિક બંધારણને જે ઘણી વાર જડ બનાવી દે છે એવી ગર્વિષ્ઠ અલગતાના ભાવથી) પોતાની વિચારણા રજૂ કરવાનું પસંદ કર્યું કે જે માટે વિદ્વત્તાભરી ભાષાનો પ્રયોગ કરવાનું તેમણે વાજબી ધાર્યું. પરન્તુ બ્રાહ્મણ સંપ્રદાયો પણ પરિવર્તનનાં બળ સામે ટકી શક્યા નહિ; બુદ્ધ પૂર્વેની શતાબ્દીઓમાં બ્રાહ્મણો જે ભાષા વાપરતા હતા તેને ઝડપથી બદલાતી ભાષાઓનો પાસ લાગ્યો; અને આ પાસ લાગતો અટકાવી શકાયો નહિ આટલા મોટા પ્રમાણમાં ભ્રષ્ટ થયેલી પ્રાચ્ય પ્રદેશની ભાષાઓ માટે બ્રાહ્મણોને કોઈ પ્રકારનો સ્નેહ કે રસ નહોતો; પૂર્વમાં જઈને પણ તે પશ્ચિમ પ્રદેશમાં નજર નાખતો.

કે જે પશ્ચિમ પ્રદેશ વૈદિક સંસ્કારિતાનું પ્રથમ નિવાસસ્થાન હતો, જે પ્રદેશના ઉચ્ચ વર્ગો આર્યજગતમાં પ્રધાનસ્થાને હતા, અને જ્યાં આર્ય ભાષાનું ઉત્તમોત્તમ સ્વરૂપ કાને પડતું હતું. બ્રાહ્મણના તેમજ એની માનીતી ભાષાના સદ્‌ભાગ્યે, વાયવીય પ્રદેશમાં એક મહાન વૈયાકરણ પેદા થયાઃ આ વાયવીય પ્રદેશની બોલીઓ ઉચ્ચારણપ્રક્રિયા અને વ્યાકરણનાં રૂપોની બાબતમાં છાન્દસ તેમજ બ્રાહ્મણગ્રન્થોની ભાષાથી એટલી નજદીક હતી કે એને તેથી લગભગ અભિન્ન—છાન્દસ અને બ્રાહ્મણગ્રન્થોની ભાષાનું લૌકિક સ્વરૂપ ગણી શકાય. આ લૌકિક ભાષા ઉપર પ્રાદેશિક લોકભાષાઓના શબ્દસંગ્રહ અને રૂઢિપ્રયોગોની પણ અસર થઈ હતી. પાણિનિનો જન્મ શાલાતુરમાં (અટક શહેર પાસેના હાલના લાહોર ગામમાં) થયો હતો અને તેણે વિદ્યાપ્રાપ્તિ તક્ષશિલામાં કરી હતી. આ બન્ને સ્થળો ઉદીચ્ય પ્રદેશમાં આવેલાં છે. ધાર્યું કરીને પાણિનિ ઇસવી સન પૂર્વે પાંચમી શતાબ્દીમાં વિદ્યમાન હતા, કારણ કે ઈરાનીઓથી તથા જેઓ ઈરાનીઓની સેવામાં હતા તે યવનો અથવા ગ્રીકોથી તે પરિચિત છે (ડૉ. એસ. સી. રાયચૌધરીનો પાણિનિનો સમયનિર્ણય હું સ્વીકારું છું). પોતાના વ્યાકરણમાં તેમણે સાહિત્યની સંસ્કૃતને છેલ્લી વાર સદાકાળને માટે નિયમબદ્ધ કરી. વૈદિક કવિભાષાથી, બ્રાહ્મણગ્રન્થોનીની ભાષાદ્વારા ગણતાં, સંસ્કૃત ભાષાનું આ ત્રીજું સંસ્કરણ હતું. આ ભાષા ઉદીચ્ય પ્રદેશની બોલાતી ભાષા હતી, અને મધ્ય પ્રદેશ, પૂર્વ અને દક્ષિણના પણ આખાયે બ્રાહ્મણજગતે તેનો ઉત્સાહપૂર્વક સ્વીકાર કર્યો. આ પ્રમાણે એક મહાન ભાષા—ત્રણ સહસ્રાબ્દીઓ સુધી ભારતમાંની આર્ય ભાષાઓમાં સૌથી મોટી અને સૌથી મહત્ત્વની ભાષા—સુસ્થાપિત થઈ, જે ભાષા સંસ્કારી ચિન્તન અને પુરુષાર્થનું એક સૌથી મહત્ત્વનું વાહન, અને હજી આજે પણ વિદ્યમાન. એની જગતભરની મૌલિક સંસ્કારિતાઓ પૈકી એકનું આવિષ્કરણ બનવાને સર્જાઈ હતી. જન્મતાં વેંત તેણે એક વિજેત્રી ભાષા તરીકેની કારકિર્દી શરૂ કરી અને ભારતમાં તેમજ બૃહદ્‌ ભારતમાં દિગ્વિજયનો પ્રારંભ કર્યો; અને તેમ કરતાં દૂર દૂરના પ્રદેશોમાં પણ ખરેખાત્ દેવભાષા તરીકેની પોતાની સર્વસ્પર્શી અસરોને વિસ્તારી.

## વ્યાખ્યાન ૩

# ભારત અને બૃહદ્ ભારતમાં સંસ્કૃત; અને મધ્ય ભારતીય આર્યનો વિકાસ

સાહિત્યની સંસ્કૃત: આ ભા આ (O I A) ઉચ્ચારણપ્રક્રિયા અને રૂપઘટનપ્રક્રિયાનો કારાગાર તથા મ ભા આ (M I A) અન્વય (Syntax) અને શબ્દસંગ્રહનું પરાવર્તન (Reflex)-એનું વધતું જતું મહત્ત્વ—ગાથા અથવા બૌદ્ધ સંસ્કૃત—સમસ્ત ભારતવર્ષમા સાંસ્કારિક બળ તરીકે (સંસ્કૃત રૂપે) આર્ય ભાષાનો પ્રચાર—ભારત બહારના પ્રદેશોમાં હિન્દુઓનો (બ્રાહ્મણો અને બૌદ્ધોનો) વિસ્તાર—મધ્ય એશિયા (ખોતાન)-સિલોન-સંસ્કૃત ભાષા અને બૃહદ્ ભારતના દેશો-બ્રહ્મદેશ-થાઇલેન્ડ (સિયામ) અને હિન્દી ચીન-મલાયા-ઇન્ડોનેશિયા—જાવા અને બાલીમાં સંસ્કૃત ભાષા તથા ઇન્ડોનેશિયાઇ ભાષાઓમાં સંસ્કૃત તત્ત્વો—સંસ્કૃત અને જૂની ખોતાની, તોખારિયન અને સોગ્ડિયન (મધ્ય એશિયાની લુપ્ત ભાષાઓ)-સંસ્કૃત અને બીજી ભારતીય ભાષાઓ, તથા ફારસી—પશ્ચિમમાં સસ્કૃત અને ભારતીય આર્યની પ્રત્યક્ષ અસર ઝાઝી નથી—સંસ્કૃત અને તિબેટની ભાષા—પ્રાચીન ભારત અને પ્રાચીન ચીન—ચીનાઇ ભાષા ઉપર સસ્કૃતની અસર—કોરિયા અને જાપાનમાં સંસ્કૃત—અર્વાચીન કાળમાં પાશ્ચાત્ય વિશ્વવિદ્યાલયોમાં સંસ્કૃતનો અભ્યાસ—અર્વાચીન ભારતમાં સંસ્કૃતનું સ્થાન—મ ભા આ પછીથી સંસ્કૃત અને પ્રાદેશિક લોકભાષાઓનુ સ્વાતંત્ર્ય.

પૂર્વમાં મ ભા આ નો પ્રારંભ—ઉદીચ્ય પ્રદેશની પ્રાકૃત—વાયવ્ય ન ભા આ (N I A) અને આગ્નેય ન ભા આ, લહંદી અથવા પશ્ચિમ પંજાબી અને ચીતાગોંગની બંગાળી—મ ભા આ માં સંયુક્ત વર્ણોનો પૂર્વાપર-સવર્ણ અને દંત્યોનું મૂર્ધન્યીકરણ સદ્જાત્ય હોય અથવા આર્યેતર અસરના પરિણામરૂપ હોય—ધાતુબોધ (Root-Sense) નો લોપ, અને અર્વાક્કાલ

આ ભા આ અને મ ભા આ મા વિવૃત શ્રુતિ ઉચ્ચારવાનું વલણ—બ્રાહ્મી (અને દેવનાગરી અને અન્ય ભારતીય) લેખનપદ્ધતિ, અને અર્વાક્તન આ ભા આ અને મ ભા આમાં વિવૃત ઉચ્ચારણની ટેવ—અર્વાક્તન આ ભા આ માં નિપીડિત કે અસ્ફુટિત સ્પર્શધ્વનિ ( Unexploded Stops )—અભિનિધાન અને સંધારણ—આ બધાને પરિણામે મ ભા આ માં પૂર્વાપર સવર્ણ કેવી રીતે પેદા થયો—સ્વરોના આ ભા આ કાળના મૂલ્યમાં ફેરફાર—ઉચ્ચારણ—લયોપજીવી બનવાનું વલણ ધરાવતી મ ભા આ ની સ્વરમાત્રા ( Vowel-length )—આ ભા આ અને મ ભા આમાં બલાત્મક અને ગીતાત્મક કે સાંગીતિક સ્વર—મ ભા આ માં સ્પર્શ અને મહાપ્રાણ ધ્વનિઓનું વિવૃત અથવા ઉષ્મધ્વનિયુક્ત ઉચ્ચારણ—મ ભા આ ના ઇતિહાસના કાલવિભાગો—ઉષ્મધ્વનિયુક્ત સ્પર્શ વ્યંજનો ( Spirantised 'stop )નો લોપ—શૌરસેની, માગધી અને મહારાષ્ટ્રી—મહારાષ્ટ્રી એ શૌરસેનીનું નવીન સ્વરૂપ છે?—મ ભા આ માં રૂપઘટનપ્રક્રિયાવિષયક હ્રાસ-બહારની વિઘટનકારી અસર?—વૈદિક અને સંસ્કૃત ભાષાએ નહિ નોંધેલાં, પણ મ ભા આ માં ટકી રહેલાં આ ભા આ પ્રત્યયાન્ત (inflected) રૂપો—ન ભા આ માં અનુગો—મ ભા આ માં તેમનો પ્રારંભ—મ ભા આ અને ન ભા આ માં અંકો અને બોલીવિષયક જાતિસંકર—ત્રયોદશાદિ ગુજરાતી અંકો—મ ભા આ માં ધાતુઓની રૂપઘટનપ્રક્રિયા—ભુતકાળનાં પ્રત્યયાન્ત રૂપો માટે-त (-इत) અન્તવાળું ભૂતકૃદન્ત—સ્વાર્થિક ( Pleonastic ) પ્રત્યયો—મ ભા આ ની પ્રાદેશિક બોલીઓ—સાહિત્યકીય પ્રાકૃતોની કૃત્રિમતા—મ ભા આ નો શબ્દભંડોળ—મ ભા આ માં અર્ધતત્સમો—દેશી તત્ત્વ—રવાનુકારી શબ્દો—પ્રતિધ્વનિ શબ્દો (Echo-words)-આ ભા આ માં દેશી તત્ત્વ—ન ભા આ માં મ ભા આ મૂળના અવ્યાકૃત શબ્દો—મ ભા આ માં પરદેશી શબ્દો—ભારતીય આર્ય (આ ભા આ, મ ભા આ અને ન ભા આ) માં ભાષા-સંકર ( Polyglottism ).

આર્ય ભાષા બે પ્રકારે આગળ વધતી હતી. બોલાતી ભાષાઓ પોતાની સીમા આગળ વધારતી હતી, અને તે સાથે ધર્મ તેમજ ઉચ્ચ ધાર્મિક જીવનની ભાષા તરીકે સંસ્કારી ભાષા—સંસ્કૃત—પણ પોતાનું સ્થાન મેળવ્યે જતી હતી. બૌદ્ધોએ અને જૈનોએ બોલાતી ભાષાઓને ઘણી અગત્ય આપ્યા છતાં સંસ્કૃતનું મહત્ત્વ ઓછું થઈ શક્યું નહિ. બોલાતી ભાષાઓ આદ્ય ભારતીય આર્યના ધોરણથી જેમ વધુ ને વધુ દૂર જવા

લાગી, તેમ તેમ અતંત્રતાની મધ્યમાં વ્યવસ્થા વ્યક્ત કરનાર સંસ્કૃત ભાષાનું મૂલ્ય વધુ ને વધુ સમજાવા માંડ્યું. શબ્દોનાં રૂપો અને વ્યાકરણની બાબતમાં બાહ્ય પ્રાચીનતા જાળવીને અને અન્વય તથા શબ્દપ્રયોગની આંતરિક બાબતમાં મધ્ય ભારતીય આર્ય સાથે મળતી થઈને સંસ્કૃતે પોતાની સ્થિતિ મજબૂત કરી. આ પ્રમાણે તેણે મધ્યમ માર્ગ લીધો. દેશના હૃદયભાગમાં આર્ય ભાષા વિસ્તરવા મંડતાં, આપણે જોયું તે પ્રમાણે, ઉચ્ચારણ-ક્રિયાની બાબતમ તે ઝડપથી પરિવર્તન પામવા મંડીઃ રૂપાખ્યાન પદ્ધતિની સમૃદ્ધિને પણ તે સંકુચિત કરવા માંડી. ઘણી બાબતોમાં તેણે આર્યેતર ભાષાઓના સત્ત્વનો સ્વીકાર કર્યો. શબ્દોની બાબતમાં જોઈએ તો જૂના વૈદિક વાચકો-શબ્દો (Vocables)। અનેક સ્થળે ત્યાગ કરવામાં આવ્યો, અને તેને સ્થાને બોલાતી ભાષાઓમાં નવા વાચકો આવ્યા. સંસ્કૃતે પણ આ દાખલાનું અનુસરણ કર્યું—જો કે પ્રસંગની આવશ્યકતા પ્રમાણે, જૂના શબ્દોનો પ્રયોગ પણ તેમાં થઈ શકતો. આ પ્રમાણે, अश्व 'ઘોડો,' अश्मन् 'પથ્થર' श्वन् 'કૂતરો,' वृष 'આખલો' अवि 'ઘેટું,' अनड्वन् અથવા उक्षन् 'બળદ,' वाह, रथ 'ગાડી, રથ, राहस्, राधस् 'સમૃદ્ધિ,' सहस् 'બળ.' दम, वेश 'ઘર,' द्रु 'વૃક્ષ,' उदन् 'પાણી,' असृक् 'લોહી.' √अद् 'ખાવું.' √गृभ् 'ગ્રહણ કરવું.' √हन् 'મારવું,' √वक्ष् 'ઊગવું,' √यज् 'યજન કરવું.' √विज् वेज् 'કંપવું.' √पृ-ण- 'પૂરવું,' √पत् 'ઊડવું,' √सू 'જન્મ આપવો' વગેરે શબ્દોને સ્થાને બોલાતી ભાષામાં અનુક્રમે घोट-क, प्रस्तर (જેનો અર્થ મૂળે, યજુર્વેદ ૧૮-૧૩ પ્રમાણે, 'પહાણ=પથરાયેલું ઘાસ' એવો થતો હતો), कुक्कुर અથવા कुर्कुर (રવાનુકારી), षण्ड (गोण), मेष (भेड-क), બલીવર્દ, शकट (*गड्डिका), घन, बल, वाटिका (गृह), वृक्ष (गच्छ, पिण्ड), जल (पानीय), रक्त (रुधिर, लोहित, √खाद् (√जम्), प्र+√सार्, √मारय, √वृध्, √पूजय-, √कम्प्, √पूरय-, √उड्डीय-, √जनय—એ શબ્દો આવ્યા. નવ્ય ભારતીય ભાષાઓમાં આ શબ્દો ચાલુ રહ્યા છે, અને નહિ કે વૈદિક અને આદ્ય ભારતીય આર્યમાં હતા એવા જૂના શબ્દો. પાણિનિએ

સર્વ કાળને માટે સંસ્કૃતનું વ્યાકરણ નક્કી કર્યું, પણ પાણિનિના સમયના ધોરણ સાથે સંસ્કૃત ભાષા હમેશ માટે બંધાયેલી રહી શકી નહિ: સંસ્કૃતનો સર્વદા વિકાસ થતો રહ્યો છે, અને શબ્દભંડોળ, અન્વય અને બીજી સદા-પરિવર્તનશીલ લાક્ષણિકતાઓ ઉપરથી એકાદ સામાન્ય સંસ્કૃત ગ્રન્થના સમય વિશે અભિપ્રાય બાંધવાનું સહેલું છે. પાણિનિના સમયમાં લૌકિક અથવા 'લોકપ્રચલિત' ભાષા તરીકે સંસ્કૃતનું સ્થાન ભારતીય આર્ય ભાષાઓમાં અત્યારની હિન્દી અથવા હિન્દુસ્તાની જેવું હતું. પ્રાચ્ય દેશવાસીઓ કે જેમનામાં પ્રાકૃતોનો ઉદ્‌ભવ થયો હોવાનું જણાય છે તેઓ સુધ્ધાં બહુજનસમાજ સર્વ સ્થળે તે સમજતો હતો. પ્રાચીન ભારતીય નાટક (જેના જૂનામાં જૂના અવશેષો આપણને ઇસવી સનની પહેલી શતાબ્દીના મળેલા છે)ની પરંપરા અનુસાર ઉચ્ચ વર્ગો અને બ્રાહ્મણો સંસ્કૃત ભાષા બોલે છે, જ્યારે નીચલા વર્ગો અને સ્ત્રીઓ પ્રાકૃત બોલે છે; અને આ બાબતમાં એ તો સ્પષ્ટ છે કે જ્યારે પ્રાકૃતો ઉદ્‌ભવ પામતી હતી તે સમયની વાસ્તવિક પરિસ્થિતિને સાહિત્યસમયની (Literary Convention) ભૂમિકા તરીકે લેવામાં આવી છે જન્મજાત આર્યો, મિશ્ર આર્યો તથા આર્યેતરોમાં તેમજ આર્ય બનેલા આર્યેતરોમાં પ્રચલિત ઐતિહાસિક શ્રુતપરંપરાઓ, વીરકાવ્યો અને ગીતો આર્ય ભાષાનાં પ્રાદેશિક સ્વરૂપોમાં ગવાતાં હતાં. પછી મહાભારત અને પુરાણોનું ગર્ભશરીર બાંધવા માટે તેમનું સંસ્કૃતમાં રૂપાન્તર કરવામાં આવ્યું. આ પૈકી ખાસ કરીને મહાભારતમાં ઘણાં બોલચાલનાં રૂપો ટકી રહેલાં છે. બૌદ્ધો અને જૈનો બંધાતી જતી સંસ્કૃત સામે આરંભમાં ઘણું કરીને ઉદાસીનતાથી જોતા હતા, કારણ કે છાન્દસ એટલે કે વૈદિક ભાષા માટે તેમને બ્રાહ્મણોના જેટલો માનભાવ નહોતો. પણ ધીરે ધીરે સંસ્કૃતે આ સાંપ્રદાયિકોને પણ પોતાના અનુયાયી બનાવ્યા. બૌદ્ધોએ (સંભવતઃ ઇસવી સન પૂર્વેની શતાબ્દીઓમાં) 'ગાથા' અથવા 'મિશ્ર સંસ્કૃત' નામની વ્યવહારુ ભાષા વિકસાવી, જેમાં પ્રાકૃત શબ્દોનું અત્યંત કૃત્રિમ સંસ્કૃતીકરણ

નજરે પડે છેઃ આ ભા આ ના સત્ત્વ તેમજ પ્રાચીનતાને મ ભા આએ આપેલી આ એક અંજલિ હતી.

ઉત્તર ભારતના મોટા ભાગમાં આર્યેતર તત્ત્વોના—જીવન, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઐતિહાસિક પરંપરા, પુરાણકથા અને દંતકથાની બાબતમાં—આર્યીકરણદ્વારા જે ભારતીય સંસ્કારિતા સંપૂર્ણ બની તેનું અને સુગ્રથિત હિન્દુ સંસ્કારિતાના દેહમાં થયેલા એ સર્વના એકીકરણનું સંસ્કૃત ભાષા આ પ્રમાણે પ્રતીક બની. આ સમન્વય ઇસુ પૂર્વેની પહેલી સહસ્રાબ્દી દરમ્યાન ચાલુ રહ્યો હતો, અને એ સહસ્રાબ્દીના ઉત્તરાર્ધ દરમ્યાન તે લગભગ પૂરો થયો હતો. (ઐતિહાસિક રીતે આ દૃષ્ટિબિન્દુથી જોતાં, 'વૈદિક'થી ભિન્ન એવી 'હિન્દુ' સંસ્કારિતા ગ્રીક સંસ્કારિતા કરતાં વયમાં નાની છે, કે જે ગ્રીક સંસ્કારિતાએ ઈ સ. પૂર્વે ૩૦૦ આસપાસ સંપૂર્ણ બનીને પોતાનાં સર્વોત્તમ ફળો આપ્યાં હતાં—બલ્કે એ 'હિન્દુ સંસ્કૃતિ' યુરોપીય અને નજદીકના પૂર્વના ઇતિહાસના હેલેનિસ્ટિક, ગ્રીકો-રોમન, સાસાનિયન અને બિઝેન્ટાઇન કાળની સમકાલીન હતી). જ્યારે પૂર્ણતાની આ પ્રક્રિયા ઉત્તર ભારતમાં ચાલુ હતી ત્યારે જેણે આર્ય ભાષાને પોતાના વાહન તરીકે સ્વીકાર્યું હતું એવી આ સમન્વિત સંસ્કારિતા ભારતમાં એક મહાન બળ—અદમ્ય બળરૂપ બની. આર્યેતર ભાષા બોલનાર જુદી જુદી જાતિઓ તથા આર્ય ભાષાભાષીઓ વચ્ચે આર્ય ભાષા મજબૂત અને શક્તિશાળી ઐક્યબંધનરૂપ બની; આર્યોના આગમન પૂર્વે દેશમાં એક સામાન્ય ભાષારૂપ ઐક્યબંધનના અભાવની પરિસ્થિતિએ આર્ય ભાષાને (પછી તે લોકપ્રચલિત બોલીઓ હોય કે સંસ્કૃત) તેની પહેલી અને સૌથી મહાન તક આપી. સંસ્કારિતાનો જે સમન્વય તેની પાછળ રહેલો હતો તેને કારણે સર્વ સમૂહોના લોકો તેને પોતાની ભાષા તરીકે સ્વીકારી શક્યા. આ પ્રમાણે ઈ સ. પૂર્વે આશરે ૬૦૦ સુધીમાં આર્ય ભાષા એના વિવિધ પ્રકારો અથવા બોલીઓમાં પશ્ચિમે ગાંધારથી પૂર્વે વિદેહ અને મગધ સુધી તથા ઉત્તરે હિમાલયની તળેટીથી મધ્ય ભારતનાં જંગલો સુધી અને પશ્ચિમ સમુદ્રની લગોલગ આવેલા ગુજરાત સુધી દક્ષિણે સુસ્થાપિત થઈ

ચૂકયા બાદ, બંગાળ, દખ્ખણ અને દક્ષિણ દિશામાં દૂર સુધી પ્રસરવા માંડી. આર્ય ભાષાભાષીઓની વસાહતોએ દ્રાવિડોના સુસ્થાપિત અને સુસંગઠિત સમૂહો—જેવા કે આંધ્રો, કર્ણાટો અને 'દ્રાવડો'—જેમની પોતાની દેશભાષા એટલી સુપ્રતિષ્ઠિત બની ચૂકેલી હતી કે દૈનિક જીવનમાં આર્યભાષા તેનું સ્થાન લઈ શકે તેમ નહોતી, તેમનામાં આર્યભાષા પ્રસારી; આંધ્ર અને કર્ણાટ ભાષાઓ, ખૂબ સંસ્કારી હોવા છતાં કેટલેક સ્થળે આર્ય ભાષાની આગળ પાછી હઠી ગઈ; જ્યારે દ્રાવિડ (અથવા એ શબ્દના સંકુચિત અર્થમાં તામિલ) ભાષા એ આંધ્ર અને કર્ણાટ રૂપી બે અવરોધક દીવાલોની પાછળ દૂર રહેલી હતી, અને આથી આર્ય ભાષાના આક્રમણ સમક્ષ નમતું મૂકવાનો પ્રશ્ન તેને માટે ઊભો થયો નહિ. પણ આર્ય ભાષાએ પોતાનાં સંસ્કૃત અને પ્રાકૃત એ બન્ને સ્વરૂપોમાં ઠેઠ ઇસુ પૂર્વની શતાબ્દીઓથી સંસ્કારી દ્રાવિડ ભાષાઓ ઉપર અસર કરવા માંડી હતી. તામિલ દેશમાં રહેલા પ્રાકૃત શબ્દોની સંખ્યા જૂની તામિલ ભાષામાં ધ્યાન ખેંચે એવી છે; તેલુગુ અને કન્નડમાં પણ પ્રાકૃત શબ્દો નોંધપાત્ર છે; અને વિદ્વત્તાભર્યાં સંસ્કૃત શબ્દો—લેખનમાં પરિવર્તન નહિ પામેલા તત્સમોથી તેલુગુ, કન્નડ અને મલાયાલમ ભાષાઓ ધીરે ધીરે તરબોળ થઈ ગઈ; અને જોડણીનું અનિવાર્ય સારલ્ય અથવા તામિલીકરણ થવા છતાં તામિલ ભાષા પણ તેમાંથી છટકી શકી નહિ. ઉત્તર ભારતના હિન્દુજીવનમાં સંસ્કૃતનું જે સ્થાન હતું તે જ સ્થાન તેણે દક્ષિણમાં પણ પ્રાપ્ત કર્યું. બૃહદ્ ભારતીય હિન્દુપત જેના ઉપર ઊભી રહેલી છે એવો સામાન્ય રંગમંચ તે બની.

જ્યારે આ સુગ્રથિત આર્ય-આર્યેતર અથવા હિન્દુ સંસ્કારિતા ઇસુ પૂર્વની સદીઓમાં ભારતની ભૂમિ ઉપર વિકસતી હતી, ત્યારે ભારતની બહાર ઉત્તર અને પશ્ચિમમાં સ્થળમાર્ગે તથા પૂર્વ અને અગ્નિકોણમાં જળ તેમજ સ્થળમાર્ગે હિન્દુઓનો વિસ્તાર થઈ રહેલો હતો. આ વૃત્તાન્ત આજે તો લુપ્ત થઈ ગયો છે; જે પ્રેરણાએ પ્રાચીન હિન્દુઓ—બ્રાહ્મણધર્મીઓ અને બૌદ્ધો—ને દુર્લંઘ્ય પર્વતો, રણો અને જંગલો ઓળંગવાને

તથા સમુદ્રની ભયાનકતાઓનો સામનો કરવાને ઉત્તેજ્યા તે માત્ર ભૌતિક નહોતી, આધ્યાત્મિક પણ હતી; માત્ર વ્યાપારી લાભ માટે નહોતી, પણ ઋષિઓ અને બુદ્ધોએ શિખવેલી તત્ત્વવિદ્યા તથા સક્રિય કરુણાનો વારસો સમસ્ત માનવતાને આપવા માટે પણ હતી. કેટલાક દાખલાઓમાં રાજકારણ અને મુત્સદ્દીગીરીનાં કારણો પણ કદાચ હશે. પણ આપણે જોઈએ છીએ કે ઈ. સ. પૂર્વે ૩જી શતાબ્દીમાં પંજાબ અને વાયવીય પ્રદેશમાંથી વસાહતીઓ ખોતાનના પ્રદેશમાં પોતાની પ્રાકૃત ભાષા સાથે ગયા હતા—અને આ વાયવીય પ્રાકૃત (શાહબાજગઢી અને માનસેરાના અશોકના શિલાલેખો બતાવે છે તે પ્રમાણે) પ્રાચ્ય અથવા નૈર્ઋત્ય પ્રાકૃતો (જે સારનાથ અને ગિરનારમાંથી મળે છે) જેટલું ભારે પરિવર્તન, આદ્ય ભારતીય આર્ય ભાષાના ધોરણની તુલનાએ, પામી નહોતી. મધ્ય એશિયા (દક્ષિણ સિંકયાંગ અથવા ચીનાઈ તુર્કસ્તાન)માં આ પ્રાકૃતનો પોતાનો ઇતિહાસ છે, અને નિયા (Niya) તથા બીજાં સ્થળોએથી ખ્રિસ્ત પછીના સમયનાં જથ્થાબંધ લખાણો મળેલાં છે, જે બતાવે છે કે ઉચ્ચારણ-પ્રક્રિયા, રૂપઘટનપ્રક્રિયા, અન્વય અને શબ્દભંડોળની બાબતમાં સંખ્યાબંધ નવીનતાઓ—જે સર્વે સ્થાનિક આર્ય (ઇરાની) અને આર્યેતર ઉચ્ચારણ સ્વભાવ (Speech-habits) બતાવે છે—હોવા છતાં ભાષાએ ભારતીય આર્ય અને સંસ્કૃત લાક્ષણિકતા મોટે ભાગે જાળવી રાખી છે. સિલોનની પ્રાચીનતમ પરંપરા અનુસાર, સિંહપુરના રાજકુમાર વિજયના સાહસિક પ્રવાસને પરિણામે, ઈ. સ. પૂર્વે ૬ઠ્ઠી શતાબ્દીના મધ્યભાગમાં ગુજરાત (સૌરાષ્ટ્ર)માંથી બીજી એક પ્રાકૃત ભાષા સિલોનમાં આવી હતી. (ભારતની મુખ્ય ભૂમિ ઉપરથી પહેલા આર્ય વસાહતી તરીકે સિલોનમાં આવનાર રાજકુમાર વિજય—જે પૌરાણિક નહિ, પણ ઐતિહાસિક વ્યક્તિ છે—બંગાળનો હતો એમ કેટલાક માને છે, પણ ખાસ કરીને કેટલાંક ભાષાવિષયક પ્રમાણોને આધારે મારી ખાત્રી થઈ છે કે ભારતમાંથી મૂળ આર્યભાષાભાષી વસાહતીઓનો એ પ્રતિનિધિ વિજય ભારતના પૂર્વ નહિ, પણ પશ્ચિમ કિનારાનો હતો. આ સંબંધમાં મારા Origin and

Development of the Bengali Language એ ગ્રન્થનાં પૃ. ૧૫, ૭૨-૭૩, ૧૭૬ જુઓ)

ભારતીય બ્રાહ્મણ ધર્મી વસાહતીઓ ખુશ્કી માર્ગે બ્રહ્મદેશ ગયાઃ ભારતમાંની ક્ષત્રિય જાતિઓની દક્ષિણ તથા ઉત્તર બ્રહ્મદેશમાંની જૂનામાં જૂની વસાહત સંબંધમાં કેટલીક બ્રહ્મી શ્રુતપરંપરા (જે અર્વાચીન મધ્યકાળની ભક્તિ અને વિદ્વત્તાયુક્ત બૌદ્ધ બનાવટ હોય એમ જણાય છે) જે પ્રાચીનતાનો દાવો કરે છે તે માન્ય થાય તેમ નથી, પણ બ્રહ્મદેશમાં પાલિ અને બીજા આર્ય શિલાલેખો ઇસવી સનની ૫ મી-૬ઠ્ઠી શતાબ્દીથી મળે છે, અને ઇસવી સન પૂર્વેના સમયમાં મગધ અને દક્ષિણ બ્રહ્મદેશ વચ્ચે તરી માર્ગે સંપર્ક હોવાનો સાહિત્યિક પુરાવો છે, તે જોતાં એમ માનવામાં વાંધો નથી કે દક્ષિણ અને મધ્ય બ્રહ્મદેશના વતની 'ર્‌માં' (Rmañ) અથવા 'મોન કે તલૈંગ' (Mon or Talaing) લોકો જેઓ ભાષા અને જાતિની દૃષ્ટિએ ભારતમાંના ઓસ્ટ્રિક લોકોના સંબંધી છે તેમણે ખુશ્કી માર્ગે (ચિતાગોંગ અને આરાકાનના રસ્તે) તેમજ તરી માર્ગે ઇસવી સન પૂર્વેના કાળથી ભારતીય સંસ્કારિતા તથા ભારતીય ભાષા મેળવ્યાં હતાં; અને ધર્મ (બ્રાહ્મણ ધર્મ તથા બૌદ્ધ ધર્મ) અને સામાન્ય સંસ્કૃતિની બાબતમાં ખ્રિસ્તની પ્રથમ સહસ્રાબ્દીમાં એ 'ર્‌માં' (અથવા 'મોન') તથા 'પ્યુ' (Pyu) લોકોના (ઉત્તર બ્રહ્મદેશમાં રહેતા 'પ્યુ' લોકો એક જૂની પ્રજા છે, પણ તેમનાં જાતિકુળ જાણવામાં નથી. બ્રહ્મી લોકોએ તેમને પોતાનામાં સમાવી લીધા છે) વેગીલા આર્યીકરણનો કાળ હતો. પ્રાકૃત પ્રાદેશિક ભાષાઓની (તથા જૂની તેલુગુ અને જૂની તામિલ જેવી દ્રાવિડ ભાષાઓ, જે સંસ્કૃતનો અધિકાર અને સંરક્ષણ સ્વીકારીને પ્રાકૃત ભાષાઓની કક્ષાએ આવીને ઊભી રહી હતી તેમની) વાત ન કરીએ તોપણ આર્યલિપિ અને સંસ્કૃતના તથા પછીના કાળમાં પાલિના પ્રવેશ દ્વારા આ આર્યીકરણ આગળ ધપાવવામાં આવ્યું હતું. આ પછીથી ઉત્તરમાંથી બ્રહ્મદેશમાં આવેલી ચીન-તિબેટી ભાષાસમૂહની બ્રહ્મી ટોળીઓ ચીન દ્વારા ભારતીય અને ભારતીય આર્ય અસર નીચે આવી હતી (આ

ટોળીઓ બ્રહ્મદેશમાં આવી તે પૂર્વે તેમને ચીન પાસેથી મહાયાન બૌદ્ધધર્મ તથા બૌદ્ધધર્મને લગતા કેટલાક આર્ય શબ્દો મળ્યા હતા); અને એક વાર ઉત્તર બ્રહ્મદેશમાં સ્થિરપણે વસ્યા બાદ તેમણે ૧૧ મી શતાબ્દીથી—કે જે કાળે તેમના મહાન રાજાઓ અને વિજેતાઓ 'અનોરથ' (Anorathā –Anoyahta) અને 'ક્યન્–ચચ્–સાહ્ (Kyan-cac-Sāh : Kyanzittha) વિદ્યમાન હતા—મોન લોકો સાથેના જીવન મરણનો સંગ્રામ શરૂ કર્યો. ૧૧ મીથી ૧૮ મી શતાબ્દી સુધીના બ્રહ્મદેશના ઇતિહાસમાં આ જ મુખ્ય વિષય છે. એમાં છેવટે મોન લોકોને બ્રહ્મદેશમાંથી લગભગ હાંકી કાઢવામાં આવ્યા હતા. મોન લોકો સાથેના આ યુદ્ધપૂર્ણ તેમજ શાન્તિમય સંપર્ક દરમ્યાન, બૌદ્ધ ધર્મ અને પાલિ (અને કેટલેક અંશે સંસ્કૃત) દ્વારા બ્રહ્મદેશવાસીઓનું પ્રાસંગિક ભારતીકરણ થયું હતું, અને તે એટલે સુધી કે બૌદ્ધ બ્રહ્મદેશને સંસ્કારિતાની દૃષ્ટિએ ભારત સાથે જ સંબદ્ધ કરી શકાય એમ છે; બ્રહ્મદેશની ધાર્મિક ભાષા તરીકે પાલિ આજે એક ચક્રે રાજ્ય કરે છે, અને તેણે બર્મી ભાષાને સેંકડો શબ્દો આપ્યા છે તેમજ એના સાહિત્યને પ્રેરણા આપી છે; પાલિ સાહિત્યનો વિસ્તાર અને મહત્ત્વ વધારવામાં બર્મી વિદ્વાનોએ પણ ભાગ લીધો છે. દક્ષિણ સિયામ (द्वारावती), કંબોડિયા (कम्बुज) અને અનામ (चम्पा)માં ઈસવી સન પૂર્વેના કાળથી ભારતીય સંપર્ક તેમજ સંસ્કૃત ભાષાએ પ્રવેશ કરેલો છે, અને હિન્દી ચીનના આ પ્રદેશમાં લોકજીવનમાં સંસ્કૃતે એ સ્થાન મેળવ્યું હતું કે જે તેણે ભારતમાં પણ પ્રાપ્ત કર્યું હતું: ઈસવી સનની ૨જી–૩જી શતાબ્દીના કાળથી મળતા ઢગલાબંધ સંસ્કૃત શિલાલેખો સંસ્કૃતના મહત્ત્વનો પુરાવો આપે છે, અને હજી આજે પણ કંબુજની ખ્મેર ભાષા તથા ચામ લોકોની ઘસાતી જતી ભાષા (જે ચામ લોકો એક અલગ પ્રજા તરીકે નામશેષ થતા જણાય છે) સંસ્કૃત (અને પાલિ) શબ્દોથી ભરેલી છે: થાઈ (સિયામી) લોકો (ઓછામાં ઓછું ભાષાવિષયક દૃષ્ટિબિંદુથી) બર્મી લોકો સાથે સંબદ્ધ છે; તેઓ પણ ઉત્તરમાંથી આવ્યા હતા અને જે ઑસ્ટ્રિક લોકોને—દ્વારાવતીના મોન અને કંબોડિયાના ખ્મેર લો

જીત્યા હતા તેમની સંસ્કારિતા તેમણે સ્વીકારી હતી. તામિલ અને તેલુગુમાં, અરે મરાઠી, ગુજરાતી, હિન્દી, બંગાળી અને ઓરિયામાં સંસ્કૃત જે ભાગ ભજવે છે લગભગ તેવો જ ભાગ હજી તે સિયામીમાં પણ ભજવે છે. હજી આજે પણ સિયામી ભાષા સંસ્કૃતમાંથી શબ્દો ઉછીના લે છે, અથવા વિદ્યમાન સંસ્કૃત વાચકો, ધાતુઓ અને પ્રત્યયોની સહાયથી સંખ્યાબંધ પારિભાષિક અને વૈજ્ઞાનિક શબ્દો તથા ઘણી ખરી ઔપચારિક અથવા રાજ્યદ્વારી પદવીઓ અને સંજ્ઞાઓ ઘડી કાઢે છે (ઉદાહરણ તરીકે, આજની સિયામી ભાષામાં 'ટેલિફોન'નો વાચક दूरशब्द છે, જેનો ઉચ્ચાર thorosap જેવો કંઈક થાય છે; 'વિમાન'નો વાચક શબ્દ आकाशयान છે, જેનો ઉચ્ચાર Agat-chan થાય છે; સિયામના મુખ્ય સિક્કા 'તિકલ' (Tical) અથવા 'બહ્ત' (Baht)નો સોમો ભાગ शतांश કહેવાય છે, જેનો ઉચ્ચાર Sitan થાય છે; 'રેલ્વે ટ્રાફિક સુપ્રિન્ટેન્ડેન્ટ'નો અનુવાદ रथचारणप्रत्यक्ष એવો કરવામાં આવ્યો છે; 'નહેર ખાતાનો અમલદાર' वारिसीमाध्यक्ष કહેવાય છે; ઇત્યાદિ ઇત્યાદિ). સિયામના ઉદાત્ત વર્ગના માણસોનાં નામો હજી પણ મોટે ભાગે સંસ્કૃતોત્થ જ હોય છે.

*હિન્દી ચીનથી મલાયા અને ઇન્ડોનેશિયા તરફ વળતાં, ત્યાં પણ સંસ્કૃતનો વિજય એટલો જ નોંધપાત્ર છે. હિન્દી ચીન, બ્રહ્મદેશ, સિયામ, કંબોડિયા, લાઓસ અને કોચીન ચીનની જેમ સુમાત્રા, જાવા અને બાલીમાં—ખાસ કરીને જાવામાં—પણ કૂટીબંધ સ્થળનામો અને નગરોનાં

* સિયામી અને ઇન્ડોનેશિયાઈ ભાષાઓમાં સંસ્કૃત શબ્દો:

અહીં આપેલ શબ્દો અને નામો ૧૯૨૭ માં રવીન્દ્રનાથ ટાગોર સાથે મલાયા, જાવા, બાલી અને સિયામની મેં કરેલી મુસાફરી દરમ્યાન અંજત તપાસથી મેળવ્યા હતા. એ જ રીતે સિયામી ભાષામાં સંસ્કૃત શબ્દો માટે કલકત્તાના હિન્દી માસિક 'વિશાલ ભારત'ના જૂન ૧૯૪૧ ના અંકમાં 'એક સ્યામી વિદ્યાર્થી'એ લખેલો અને તેમાંથી 'નાગરી પ્રચારિણી પત્રિકા,' ગ્રન્થ ૪૬, અંક ૨, શ્રાવણ ૧૯૯૮ ના અંકમાં પૃ. ૧૬૭-૧૭૮ ઉપર ઉદ્ધૃત લેખ જુઓ.

નામો સંસ્કૃત છે (ઉદાહરણ તરીકે, सूरकृत=Soera-Karta ? अयोध्याकृत=Djogyakarta ब्रह्म=Bromo, सुराभय=Soerabaya ✓ वनसमा=Wonosobo सुमेरु=Smeroe ઇત્યાદિ); જાવામાં, જાવાઈ તથા સુદાની બન્ને ભાષાઓમાં, વ્યક્તિનામો-વ્યક્તિઓના ધર્મ ઇસ્લામી હોવા છતાં હજી પણ અલંકારપ્રચુર સંસ્કૃતભાષામાં ચાલુ રહેલાં છે. (ઉદાહરણ તરીકે: Wirapoestaka=वीर-पुस्तक; Soeradipoera=सुराधिपुर; Harja Hadiwidjaga=आर्य-आदिविजय; Soerjopranata=सूर्य-प्रणत; sastro-wirja, Sastra- tama, poedja-arja Wira-Wangsa; poerwa-Soewidjnja=पूर्व-सुविज्ञ; Wirja-Soesastra, sasra-Prawira=सहस्र प्रवीर; Sasra-Soetiksna=सहस्र सुतीक्ष्ण; Dirdja-Soebrata=धैर्य-सुव्रत; Ardja-Soebita, Rangga- Warsita, Wirdijadiraja, Jasawidagda, Sasra-koesoema, Marta-ardjana, Adi -Soesastra, Reksa-Koesoema, Boedi-darma=बुद्धिधर्म; Adi Soesastra, Dwidja atmadja, prawira-Soedirdja; Soerjadikoesoema, Reksa-Soesila, Sasra-harsana; Karta asmara-कृत-स्मर; Sasra-Soeganda, Djaja Poespita, Tjitra- Sentana, Arija Soetirta; Karta Wibawa=कृतविभव; Hardjo Soepraonjnjo=आर्य-सुप्राज्ञ; ઇત્ય દિ ઇત્યાદિ).
પ્રાચીન મલાયા, સુમાત્રા, જાવા, બાલી અને બોર્નિયોમાંથી આપણને સંસ્કૃત શિલાલેખો મળ્યા છે-બોર્નિયો અને જાવાના જૂનામાં જૂના શિલાલેખો ઇસવી સનની ચોથી-પાંચમી શતાબ્દીથી પ્રાપ્ત થાય છે-જે બતાવે છે કે

૧. મલાય તથા અન્ય ઇન્ડોનેશિયાઈ ભાષાઓને રોમન લિપિમાં ઉતારવાની ડચ જોડણી-પદ્ધતિમાં નીચેની વસ્તુઓ ધ્યાનમાં રાખવાની છે: oe=u, ū; j, tj, dj, sj=અનુક્રમે અંગ્રેજી y, ch, j, sh; nj=ñ; h સામાન્ય રીતે શાન્ત હોય છે; અને મૂર્ધન્ય વર્ણોને અલગ દર્શાવવામાં આવતા નથી.

સ્થાનિક હિન્દુ રાજાઓ અને બ્રાહ્મણો, ભારતની જેમ, સંસ્કૃત ભાષાનો પ્રયોગ કરતા હતા. ઈ. સ. ૧૫૨૦ માં પશ્ચિમ જાવાના મુસ્લિમ રાજાઓના આક્રમણને પરિણામે પૂર્વ જાવાના છેલ્લા હિન્દુ રાજ્ય Madjapahit અથવા–એનું સંસ્કૃત નામ આપીએ તો, વિલ્વ–તિક્તનું પતન થયું ત્યાંસુધી, એટલે સોળમી શતાબ્દી સુધી આ પરંપરા ચાલુ રહી હતી. સુમાત્રા અને જાવા તો બૌદ્ધ વિદ્યાનાં એવાં મહાન કેન્દ્રો બન્યાં હતાં કે માતૃભૂમિ–ભારત–માંથી પણ વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસાર્થે આવતા. તાન્ત્રિક અને બીજા સંસ્કૃત ગ્રન્થોનો કંબોડિયામાં અભ્યાસ થતો હતો, એમ જણવામાં આવ્યું છે. નેપાળમાંથી મળેલી હાથપ્રતો સાથે આ ગ્રન્થો પૈકી કેટલાકની એકતા મારા માનનીય સહકાર્યકર ડૉ. પ્રમોધચન્દ્ર બાગચીએ તાજેતરમાં સિદ્ધ કરી છે. (જુઓ Studies in the Tantras, Part I, PP. 1–20 ) સ્થાનિક મલાય અથવા ઇન્ડોનેશિયાઈ તત્ત્વોથી મિશ્રિત થયેલો હિન્દુધર્મ આજે પણ બાલીટાપુના એક લાખ વતનીઓ પૈકી ૯૯ ટકાનો ધર્મ છે; અને સ્થાનિક બોલીઓથી મિશ્રિત તથા ઘણીવાર અશુદ્ધ સંસ્કૃત મન્ત્રો અને ગ્રન્થો—જેનું સંસ્કૃત મૂળે તો સામાન્યતઃ સારું હોય છે—નો વિનિયોગ બાલીના બ્રાહ્મણો કરે છે; જો કે તેઓ સંસ્કૃતનો સ્વતંત્ર રીતે અભ્યાસ કરતા નથી. આ મન્ત્રો અને ગ્રન્થો પૈકી કેટલાકનો સંગ્રહ ડૉ. સીલ્વૅં લેવીએ કરેલો છે, અને તે વડોદરાથી ગાયકવાડ પ્રાચ્ય ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયો છે જાવાઈ અને બાલી ભાષાઓનું મંડાણ મોટે ભાગે સંસ્કૃત ઉપર છે, અને આ બન્ને ભાષાઓ–ખાસ કરીને તેમના જૂના સ્વરૂપમાં સંસ્કૃત શબ્દોથી ભરપૂર ભરેલી છે. જાવાઈ અને બાલી ભાષાઓએ વસન્તતિલક અને શાર્દૂલવિક્રીડિત જેવાં સંસ્કૃત વૃત્તો પોતાનાં કરી લીધાં છે; Ardjoena wiwaha 'અર્જુનવિવાહ' અથવા Krisnayana 'કૃષ્ણાયન' જેવા જૂના જાવાઈ ગ્રન્થમાંની કડીઓ સંસ્કૃત શબ્દોની સળંગ માળાઓ અને વચ્ચે વચ્ચે પ્રયોજાયેલા એકાદ ઇન્ડોનેશિયાઈ ( જાવાઈ) ક્રિયાપદ કે પ્રત્યય કે નામને કારણે સંસ્કૃત–કન્નડ કે સંસ્કૃત–મલયાલમ ( मणिप्रवालम् ) માં રચાયેલી કડીઓ જેવી જ બરાબર લાગે છે. હજી પણ જાવા અને બાલીમાં સાંસ્કારિક

શબ્દો, ઔપચારિક સંજ્ઞાઓ અને પદવીઓના શબ્દો સંસ્કૃતમાંથી લેવામાં આવે છે; જાવાઈ લેખક શ્રી. નોતો સૌએરોટ્રો (Noto Soeroto) એ હોલૅન્ડમાંથી એક ડચ-મલાય સામયિક બહાર પાડવાનું શરૂ કર્યું તેનું નામ Oedaya (=उदय) રાખ્યું; જોગ્યકર્ત (Djogyakarta=सं. अयोध्याकृत) માં જાવાઈ સંસ્કારિતાના અભ્યાસ માટે જાવાના બુદ્ધિજીવીઓએ એક મંડળ સ્થાપ્યું તેનું નામ તેમણે Boedi-oetomo (=बुद्धि उत्तम) રાખ્યું: સ્ત્રીઓની કલબને Wonito-Wiromo (=वनिता-विराम) કહેવામાં આવે છે. મુઝેગ નામથી ઓળખાતા હિન્દુ સંસ્કારિતાના શાસ્ત્ર-નિપુણ પ્રચારકોને, ચૌદમી શતાબ્દીના Madjapahit સામ્રાજ્યના જાવાઈ રાજાઓએ પોતાના સામ્રાજ્યના અંગભૂત ઇન્ડોનેશિયાઈ ટાપુઓમાંનાં મહત્ત્વનાં સ્થળોએ, પ્રજામાં હિન્દુ-જાવાઈ સંસ્કારિતા અને ધર્મનો પ્રચાર કરવા માટે મોકલ્યા હતા. આ ટાપુઓમાં સંસ્કૃતની વિદ્યમાનતાનું પરિણામ એ આવ્યું છે કે એશિયાની ખંડસ્થ ભૂમિ ઉપર મલાયાથી માંડી પૂર્વમાં ઠેઠ મોલ્લુકાસ અને ટિમોર તથા ઉત્તરે ફિલિપાઇન્સ સુધી ઘણીખરી ઇન્ડોનેશિયાઈ ભાષાઓએ સંસ્કૃત સંસ્કાર-શબ્દોનું એક ભંડોળ પ્રાપ્ત કર્યું. પૂર્વમાં દૂર સુધી પણ સંસ્કૃત વાચકો પ્રસર્યા—દૂર દૂરની મેલેનેશિયાઈ અને પોલિનેશિયાઈ ભાષાઓ, જે ઓસ્ટ્રોનેશિયાઈ ભાષાકુળની છે તેમાં પણ અમુક અંશે સંસ્કૃત તત્ત્વ રહેલું હોવાનું સૂચવવામાં આવ્યું છે.

મધ્ય એશિયામાં ઈરાની કુળની જૂની ખોતાની અને ભારત યુરોપીય (कंन्तम् यूथनी) તોખારી (અથવા જૂની કુચિયન અને જૂની કરશહ્રિયન) એ (હાલમાં) લુપ્ત થઈ ગયેલી ભાષાઓને ભારતીય વર્ણમાળા દ્વારા ઇસુની પ્રારંભિક શતાબ્દીઓમાં લેખાધિરૂઢ કરવામાં આવી હતી. આ ભાષાઓમાં સંસ્કૃતમાંથી અનુવાદો કરવામાં આવ્યા હતા, અને સંસ્કૃતમાંથી સંખ્યાબંધ સંસ્કારશબ્દો તેમાં લેવાયા હતા. આ જ પ્રમાણે, જો કે કંઈક ઓછા પ્રમાણમાં, સંસ્કૃતે ઈરાની કુળની બીજી એક ભાષા સોગ્ડિયન, જે મધ્ય એશિયાનાં વિસ્તૃત મેદાનોમાં પથરાયેલી હતી તેના ઉપર અસર

નિપજાવેલી છે. આ ભાષાનું મૂળ સ્થાન પામિરના ઉચ્ચ પ્રદેશમાં તથા રશિયન તુર્કસ્તાનનાં આજનાં સોવિયેટ રાજ્યોમાં હતું.

આ ભારત–યુરોપીય ભાષાઓ સહેલાઈથી સંસ્કૃતની સમાનધર્મા થઈ શકે તેમ હતી; અને જૂની ખોતાની તથા તોખરી ભાષાઓએ ભારતીય અને સંસ્કૃત અસરોને ચિનાઈ અને ઉત્તર મધ્ય ચીનની તુર્કી ભાષાઓ સુધી લઈ જવામાં કંઈક અંશે માધ્યમનું કામ બજાવ્યું હતું. બૌદ્ધધર્મનો ઈરાનમાં થયેલો પ્રચાર તથા ભારત સાથેનો સંપર્ક—એ વસ્તુઓને કારણે ફારસી (માધ્યમિક અને અર્વાચીન ફારસી) માં કેટલાક ભારતીય આર્ય શબ્દો આવ્યા છે, જેમાં નીચેના ગણાવી શકાય : 'બુત્'=મૂર્તિ, મૂળે બુદ્ધની મૂર્તિ; 'શકર્'=ખાંડ (शक्करा, शर्करा); 'કંદ્'=સાકર (∠खण्ड); 'શમન્'=બૌદ્ધ સાધુ (∠श्रमण); 'કિર્પાસ્'=કપડું (कार्पास); 'નારગીલ'=નારિયેળ (नारिकेल); 'ચંદન્'=ચંદન; 'નીલ્'=ભૂરું; 'બબ્ર્'=(∠व्याघ्र); 'લક્'=લાખ (∠लक्ता, लाक्षा); 'બરહ્મન્'= બ્રાહ્મણ (પાછળથી આવેલો શબ્દ); 'શત્રંગ્' અથવા 'શત્રંજ' (∠चतुरङ्ग)=શેતરંજ; 'શગાલ્'=શિયાળ (∠शृगाल); 'રાય'=રાજા (∠राज, राजा); વગેરે. ભારતીય આર્ય શબ્દો તથા બીજા ભારતીય શબ્દો ફારસીની પશ્ચિમે આવેલી ભાષાઓમાં, અરબીમાં, તથા ફારસી અને અરબી મારફત પરોક્ષ રીતે યુરોપના પ્રદેશોમાં દાખલ થયા. અલબત્ત પ્રાચીન ગ્રીકો અને પ્રાચીન ભારતીયો વચ્ચેના સીધા સંપર્કને પરિણામે સંખ્યાબંધ ભારતીય શબ્દો (મુખ્યત્વે વેપારને લગતા) ગ્રીક ભાષામાં સ્વીકારવામાં આવ્યા હતા; તે જ પ્રમાણે સંખ્યાબંધ ગ્રીક શબ્દો ભારતમાં આવ્યા હતા, જેમાંના કેટલાક સંસ્કૃતમાં પ્રવેશ પામ્યા હતા. (જુઓ ૧૮૭૨ ના Indian Antiquary માં છપાયેલો ગ્રીકમાં ભારતીય શબ્દો અને સંસ્કૃતમાં ગ્રીક શબ્દો વિશેનો એ. વેબરનો લેખ). પણ જે રીતે પૂર્વમાં અને ઉત્તરમાં સંસ્કૃતનો સાંસ્કારિક વિસ્તાર થતો આપણે જોઈએ છીએ તે રીતનો વિસ્તાર પશ્ચિમમાં થયો હોવાનું કહી શકાય તેમ નથી.

સાતમી શતાબ્દી પછી તિબેટમાં બૌદ્ધધર્મનો પ્રવેશ થતાં તિબેટી ભાષા સંસ્કૃતની અસર નીચે આવી, પણ ચિનાઈની જેમ તિબેટી પણ એક સ્વપર્યાપ્ત ભાષા હતી — સંસ્કૃત શબ્દમાં રહેલો વિચાર ગમે તેટલો જટિલ અને સંકુલ હોય અથવા વિષય ગમે તેવો આગન્તુક કે પાંડિત્યપૂર્ણ હોય, છતાં પણ પોતાનાં દેશ્ય તત્ત્વો વડે સંસ્કૃત શબ્દોના પર્યાયો ઘડી કાઢવાની પ્રકૃતિ એ ભાષાએ વિકસાવી. વ્યક્તિઓનાં તેમજ બીજાં વિશેષ નામોનો અનુવાદ પણ તિબેટી ભાષામાં કરવામાં આવ્યો. આ પ્રમાણે બુદ્ધ = Sans-rgyas (હાલમાં એનો ઉચ્ચાર Sen-je થાય છે), प्रज्ञापारमिता = s'es-rab-pha-rol-tu, वज्रसत्त्व = Rdo-rje-sems-dpa'i, अमिताभ = Hod-dpag-med (એનો ઉચ્ચાર ö-pa-me થાય છે), तारा = Sgrol-Ma (એનો ઉચ્ચાર dolma થાય છે), अवलोकितेश्वर અથવા लोकेश्वर = Spyan-ras-gzigs (હાલમાં એનો ઉચ્ચાર Cen-rä-si થાય છે), ઇત્યાદિ ઇત્યાદિ

આર્ય ભારત સાથે ચીન ઘણું કરીને ઈસવી સન પૂર્વેની શતાબ્દીઓમાં સંપર્કમાં આવ્યું હતું, પણ તે ક્યારે અને કેવી રીતે એ આપણે જાણતા નથી. લાઓ ત્સેના તાઓ-તેહ-કીંગ (Tao-Teh-king, ઈ. સ. પૂર્વે ૫૫૦ આસપાસ) ના તથા ઉપનિષદના તત્ત્વજ્ઞાનમાં ધ્યાન ખેંચે એવાં સામ્યો છે. પણ લાઓ ત્સેનુ તાઓ (Dhao) અને ઉપનિષદનું 'ઋત' (અથવા બ્રહ્મ) એ બન્ને એક પ્રકારનાં તત્ત્વો ચીનમાં તેમજ ભારતમાં સ્વતંત્ર પર્યેષણાને પરિણામે ઉદ્ભૂત થયાં હોય એ સંભવિત છે. કેટલાક વિદ્વાનો ઈ. સ. પૂર્વે પહેલી સહસ્રાબ્દીના મધ્ય ભાગમાં ચીન અને ભારત વચ્ચેના સંપર્કની સંભવિતતામાં માને છે; આ સંપર્ક મધ્ય એશિયાના લોકો દ્વારા થયો હોય: ચીનો સેનાપતિ અને મુસાફર ચાંગ કિએન (Chang K'ien) ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીમાં મધ્ય એશિયામાં આવ્યો હતો, અને ત્યાં રેશમ અને વાંસમાંથી બનાવેલી વાંસળીઓ જેવી ચિનાઈ બનાવટની વસ્તુઓ ભારતદ્વારા મધ્ય એશિયામાં આવતી જોઈ આશ્ચર્ય પામ્યો હતો. આ ચિનાઈ વસ્તુઓ

હાલના યુનાન અને આસામના માર્ગે ભારતમાં આવતી હતી. વાંસળીઓનો ઉલ્લેખ ખાસ રસપ્રદ છે, કારણ કે સંસ્કૃતે ઉછીના લીધેલા ચિનાઈ શબ્દો આપણે માત્ર ચાર જાણીએ છીએ: चीन નામ; આ શબ્દ ઈ. સ. પૂર્વે ૨૫૫–૨૦૨ માં ચીનમાં રાજ્ય કરનાર 'ત્સીન' (Ts'in) વંશના નામ ઉપરથી આવેલ છે; એ વંશની હકૂમત નીચે ચીન પહેલી જ વાર શક્તિશાળી અને ઐક્યશીલ સામ્રાજ્ય બન્યું હતું; कीचक (એક પ્રકારનો વાંસ); આ શબ્દ જૂના ચીનાઈ *Ki-Cök ('કી' જાતનો વાંસ) ઉપરથી આવેલ છે (જુઓ હેનોઈ ખાતેની French School of Far East ના વાર્ષિક ગ્રન્થ Études Asiatiques—૧૯૨૫ માં શીલ્વેં લેવીનો લેખ); અને ત્રીજો મેં અન્યત્ર (Sir E. Denison Ross Commemoration Volume, pp. 71–74) સૂચવ્યો હતો તે શબ્દ सुगार, જે મહાભારતમાં તથા બૌદ્ધ સંસ્કૃતમાં મળે છે, અને જેનો અર્થ 'એક પ્રકારનો કીમતી પથ્થર અથવા એવી કોઈ વસ્તુ' થાય છે; અને ડૉ. પ્રબોધચન્દ્ર બાગચીએ બતાવ્યું છે કે 'કાગળ' માટેનો ચિનાઈ શબ્દ त्सी (Tsie) ૭મી–૮મી શતાબ્દીમાં शय રૂપે સંસ્કૃતમાં સ્વીકારવામાં આવ્યો હતો; પરન્તુ ઉપલબ્ધ સંસ્કૃત સાહિત્યમાં આ शय શબ્દ હજી સુધી મળ્યો નથી. ચીન અને ભારત વચ્ચે નિયમિત અને પ્રત્યક્ષ સંપર્ક ઈસવી સનની પહેલી શતાબ્દીથી શરૂ થાય છે, જ્યારે ભારતીય શ્રમણો કાશ્યપ માતંગ અને ફા–લાન (? ધર્મરત્ન) ઈ. સ. ૬૦ આસપાસમાં ચીનના તે કાળના રાજ્યકર્તાની વિનંતિથી બૌદ્ધધર્મનો ઉપદેશ કરવાને ચીન ગયા હતા. આ પછી મહાયાન ધર્મગ્રન્થોનો ચિનાઈ ભાષામાં અનુવાદ થવા મંડ્યો; પ્રચુરતામાં ઠીક ઠીક વિસ્તૃત તથા અંતર્ગત વસ્તુ અને ગુણવત્તામાં પણ મૂલ્યવાન એવું ચિનાઈ બૌદ્ધ સાહિત્ય ભારતીય તેમજ ચીના વિદ્વાનો તથા ધાર્મિક પુરુષોના સંયુક્ત પ્રયત્નોને પરિણામે અસ્તિત્વમાં આવ્યું. આમ કરતાં સંસ્કૃત નામો અને શબ્દોનો ચિનાઈ પર્યાયોમાં અનુવાદ કરવાની પોતાની મૂળ પદ્ધતિ ચીને ચાલુ રાખી, કારણ ભાવપ્રતીકાત્મક (Ideogrammatic) અથવા સંજ્ઞાત્મક

(Hieroglyphic) લેખનપદ્ધતિવાળા ચીના લોકો માટે સંકુલ, તેમજ તેમના કાનને તો જંગલી લાગતા પરદેશી ધ્વનિઓ વ્યક્ત કરવાનું મુશ્કેલ હતું. પરન્તુ લગભગ પંદરસો વર્ષ ઉપર જે ઉચ્ચારો પ્રચલિત હતા તે અનુસાર ચિનાઈ ભાષામાં થોડાક સંસ્કૃત શબ્દો દાખલ થયા હતા; પરન્તુ ચિનાઈનું આ જૂનું ઉચ્ચારણ જુદી જુદી બોલીઓમાં ખૂબ બદલાઇ ગયું છે, અને પરિણામે એવા શબ્દોનાં બાહ્ય સ્વરૂપો ઓળખી પણ ન શકાય એટલાં બદલાઈ ગયાં છે: આ પ્રમાણે बुद्ध એ નામ કંઈક પરિવર્તન પામેલા એકશ્રુત્યાત્મક ઉચ્ચારણવાળા * बुद् અથવા * बुध् ઉપરથી * Bhywəd અથવા Bhywət એવા કંઈક ઉચ્ચારણરૂપે જૂની ચિનાઈમાં દાખલ થયું હતું, તે આજે જુદી જુદી બોલીઓમાં phwat, Fwat, Fat, Fo અને Fu એવાં રૂપો પામી ગયું છે; अमित (અથવા अमिताभ) बुद्धનું ઉચ્ચારણ અત્યારે O-mi-to-Fu એવું થાય છે; काश्यप = જૂની ચિનાઈ * Ka-z'yap શબ્દ જુદી જુદી બોલીઓમાં Ka-yep; Ka-yeh, Kia-yeh અને Chia-yeh સ્વરૂપે મળે છે (એ શબ્દ જાપાનીઓએ જૂની જાપાનીમાં Ka-siapu રૂપે લીધો હતો, જે હવે પલટાઈને Ka-Shyō બન્યો છે); ब्रह्मा 7 * Brahm શબ્દ અત્યારે Fan રૂપે મળે છે; ब्राह्मण 7 * Ba-ra-man નું Po-lo-men મળે છે; ઇત્યાદિ ઇત્યાદિ. તિબેટની માફક ચિનાઈ ભાષામાં પણ (તિબેટવાસીઓએ આ પદ્ધતિ કદાચ ચીન પાસેથી મેળવી હશે) સંસ્કૃત વિશેષનામોના અનુવાદો કરવાની પદ્ધતિ સામાન્યપણે પ્રચારમાં છે. આ પ્રમાણે तथागत (બુદ્ધના એક વિશેષણ) નો અનુવાદ Ju-lai (= તે બાજૂએ ગયેલા) એ પ્રમાણે સમાસમાં કરવામાં આવ્યો છે; अश्वघोष = Ma-heng, 'ઘોડાના જેવા અવાજવાળો;' धर्मसिंह = Fa-shih 'ધર્મનો સિંહ'; ઇત્યાદિ ઇત્યાદિ ગમે તેમ, પણ કહેવું જોઈએ કે સંસ્કૃત શબ્દો અત્યંત વિચ્છિન્ન સ્વરૂપમાં ચિનાઈ ભાષામાં સ્થાન પામ્યા છે, અને આ શબ્દોની પાછળ રહેલું વિચારતન્ત્ર, જેનો નમૂનો બૌદ્ધ તત્ત્વજ્ઞાન રજૂ કરે છે, ચિનાઈ જીવનમાં સર્વકાલીન સ્થાન પામ્યું છે ચીન – ભારત સંસ્કૃતિ...

મહાન યુગ દરમ્યાન ચીનાઓએ સંસ્કૃતનો અભ્યાસ કરવાનો શ્રમ લીધો હતો; અને સાતમી અને આઠમી શતાબ્દીઓમાં રચાયેલા સંસ્કૃત – ચિનાઈ શબ્દકોશો ઉપલબ્ધ થયા છે, જે ૧૮મી શતાબ્દીમાં જાપાનમાં પત્રાકારે પ્રસિદ્ધ થયા છે (મારા મિત્ર અને સહકાર્યકર ડૉ. પ્રમોધચન્દ્ર બાગચીએ આવા સંખ્યાબંધ શબ્દકોશોનો અભ્યાસ કર્યો છે, અને તે પૈકી એની વિવેચનાત્મક આવૃત્તિઓ કેટલાક સમય ઉપર બહાર પાડી છે). **ચીનમાં સંસ્કૃત ભાષા:** પૂર્વમાં જેમણે બે મૌલિક સંસ્કૃતિઓ વિકસાવી છે એવી એશિયાની બે મહાન પ્રજાઓ વચ્ચેના નિકટના સાંસ્કારિક સંપર્કનું આ મહાન પ્રતીક છે; — જો કે ચીનની પ્રતિભા તથા દેશ કાલાનુરૂપ બનવાની શક્તિની પ્રશંસારૂપે અને ભૌતિક બાબતોમાં ભારતની સ્વભાવગત અલગતાની ટીકા તરીકે એ કહેવું જોઈએ કે આ સંપર્ક અને બંધુભાવને પરિણામે ભારત કરતાં વધારે લાભ મેળવવાને ચીન શક્તિમાન થયું છે. ભારતીય વિચારણા, ભારતીય ભાવનાવાદ અને ભારતીય ધાર્મિક કલાને ચીને આત્મસાત્ કરી લીધાં; પણ ચિનાઈ માનવહિતવાદ (Humanism)ની મહત્તા, સર્જનાત્મક મૌલિકતામાં ક્રિયાશીલ રહેલી ચિનાઈ કલા અને ચિનાઈ જિજ્ઞાસાવૃત્તિ ભારતીય સ્વભાવમાં પરિવર્તન આણી શક્યાં નહિ — જો કે એમ કહી શકાય કે ચિનાઈ નિસર્ગપ્રેમની અસર ગુપ્તકાળના સંસ્કૃત સાહિત્ય ઉપર કદાચ હોય, કારણ કે – ઉદાહરણરૂપે – ગુપ્ત સિક્કાઓમાં ચિનાઈ કલાએ ભારતીય કલાના પાલવને નિઃશંકપણે સ્પર્શ કરેલો છે. સંસ્કૃતના અભ્યાસે ઉચ્ચારણપ્રક્રિયાના શાસ્ત્ર સાથે ચીનાઓનો પરિચય કરાવ્યો. તેમની ભાષાની લેખનપદ્ધતિને કારણે ચીના ભાષાશાસ્ત્રીઓની આ બાબતમાં નબળાઈ જ રહેતી. સંસ્કૃતનો દાખલો લઈને તેમણે પોતાની ભાષાનો ધ્વનિ પરત્વે અભ્યાસ કરવાનો પ્રયત્ન કર્યો.

કોરિયા અને જાપાને ગુપ્તકાળ પછીની જૂની ભારતીય વર્ણમાળા સહિત સંસ્કૃત ભાષા ચીન મારફત મેળવી. પૂર્વકાળમાં જાપાની અને કોરિયાઈ વિદ્યાર્થીઓ ચીનમાં રહીને સંસ્કૃત ભાષા ભણતા. ગુપ્તકાળ

પછીની ઉપર્યુક્ત વર્ણમાળા હજી પણ જાપાનમાં બૌદ્ધધર્મના કેટલાક તાન્ત્રિક સંપ્રદાયોમાં પ્રચલિત છે. જાપાની ભાષાની બહુશ્રુત્યાત્મક લાક્ષણિકતાને કારણે સંસ્કૃત શબ્દોની અભિવ્યક્તિ માટે તે વધારે સારું વાહન બની શકી, અને આશ્ચર્ય પામવા જેવું છે કે કેટલાક સામાન્ય બૌદ્ધ શબ્દો જાપાની ભાષાને આપીને સંસ્કૃત એ ભાષા ઉપર ચિનાઈ અથવા કોરિયાઈ ભાષા કરતાં વધારે અસર નિપજાવી શકી છે. સામાન્ય રીતે જાપાનીઓ સંસ્કૃત નામો, સંજ્ઞાઓ અને શબ્દોના ચિનાઈ અનુવાદો—ચિનાઈ ઉચ્ચારણને જાપાની ઉચ્ચારણમાં ફેરવીને—પ્રયોજે છે (દા. ત. નીચેના શબ્દો: धर्म = અર્વાચીન ચિનાઈમાં Ta – mo, પણ જાપાનીમાં Daruma; Fo અથવા Fat = 'બુદ્ધ' એ શબ્દ જાપાની ઉચ્ચારણ પ્રમાણે Butsu ∠ Butu એ પ્રમાણે લખાય છે; Fan = 'બ્રહ્મ' જાપાનીમાં Bon બની જાય છે અને Po – lo – men = 'બ્રાહ્મણ' નો Ba – ra – mon થાય છે), પણ સંસ્કૃત શબ્દો એમ ને એમ (જાપાની શ્રુત્યાત્મક વર્ણમાળામાં તેમજ ચિનાઈ લિપિમાં લખાયેલા) પણ મળે છે: દા. ત. Sara 'થાળી' (∠ शराव), Tsudzumi (જૂનું રૂપ Tudumi) 'નાનું પડઘમ' (= दुन्दुभि), Hasti (જૂનું રૂપ Pati 'પાત્ર' (= पात्र), Binayaka (= विनायक), Bishamon (= वैश्रवण), Bashi (= वसिष्ठ), Ema (અથવા yema) = यम, Kompira = कुम्भीर, Birushana = वैरोचन, Ruri 'એક પ્રકારનું રત્ન' ∠ वेलुरिय, वैडूर्य), Sutara 'બૌદ્ધ ધર્મગ્રન્થ' (= सूत्र), Bodai = बोधि, Hannya (લેખનમાં Pannya) 'ડહાપણ' (= प्रज्ञा), Naraka (नरक), Garan 'મન્દિર, મઠ' (= सघाराम), Biku અને Bikuni (= भिक्षु, भिक्षुणी), Shamon (श्रमण), Sō 'પુરોહિત' (∠ संघ) Sammai (= समाधि), Rakan (= अर्हत्), Haramita (= पारमिता) yuka (= योग), Beda અથવા Bida (= वेद), Ma n)dara 'વિવિધ રંગો' (= मण्डल), Hundarike 'એક પ્રકારનું કમળ' (पुण्डरीक), ઇત્યાદિ ઇત્યાદિ. ભારતમાં લખાયેલી કેટલીક

તાડપત્રીય હાથપ્રતો જાપાનમાં જળવાઈ રહેલી છે. આ હાથપ્રતો સાતમી શતાબ્દીથી લખાયેલી મળે છે. (આ હાથપ્રતોનો ૧૮મી શતાબ્દીમાં અભ્યાસ કરવામાં આવ્યો હતો, અને ચિનાઈ અક્ષરાન્તર સાથે જાપાનમાંથી તે પ્રસિદ્ધ થયેલ છે. પ્રો. મેક્સમૂલરે બુન્યુ નંજિયો (Bunyu Nanjio)ની સહાયથી આ હાથપ્રતોની પ્રતિકૃતિ અક્ષરાન્તર તથા ટિપ્પણ સાથે ૧૮૮૪માં ઑક્સફર્ડમાંથી પ્રસિદ્ધ કરેલ છે). બૌદ્ધધર્મના વારસા તરીકે જાપાની ભાષામાં આવી રહેલાં સંસ્કૃત અને બીજાં ભારતીય તત્ત્વો વિશે લગભગ દશ વર્ષ પહેલાં ટોકિયોના Young Eastની કતારોમાં એક અભ્યાસ લેખ ડૉ. તકાકુસુએ રજૂ કર્યો હતો. પ્રાચીન અને મધ્યકાલીન યુગમાં પારસ્પરિક સંપર્ક નહિ હોવા છતાં દૂરના જાપાનમાં ભારતીય ભાવનાએ જે કાર્ય કર્યું છે તેના ઉપર આ અભ્યાસલેખ રસપ્રદ પ્રકાશ પાડે છે.

સંસ્કૃતને ભાષાજગતમાં તેનું યોગ્ય સ્થાન યુરોપમાં સંસ્કૃતનો અભ્યાસ થવા સાથે મળ્યું છે. પહેલાં તો, સંસ્કૃતને એના ભારત-યુરોપીય અનુબંધ તથા ભારત-યુરોપીય ભાષાશાસ્ત્રના અભ્યાસમાં એની મૂલ્યવત્તાને કારણે યુરોપની મોટા ભાગની યુનિવર્સિટીઓમાં માન્યતા આપવામાં આવી છે. ઉચ્ચ કોટિના શિષ્ટમાન્ય ભાષાશાસ્ત્ર માટે સંસ્કૃત એ અભ્યાસનો લગભગ ફરજિયાત વિષય બન્યો છે. પ્રાચીનતમ ભારત-યુરોપીય સાહિત્ય-વિષયક લખાણો તરીકે વેદોને (તાજેતરમાં સાંપડેલાં હિત્તાઇટ તથા બીજાં લખાણો તેમજ હોમરની કવિતા સાથે) યોગ્ય સન્માન મળ્યું છે. ભારત માટે વેદોનું વિશિષ્ટ મહત્ત્વ છે, અને તેનો સર્વ સ્થળે સ્વીકાર થાય છે. નૉર્ડિક ગર્વિષ્ઠતામાં મસ્ત નાઝીઓ પણ એ નૉર્ડિક અદ્વિતીયતાના પ્રતીક તરીકે સંસ્કૃત શબ્દ સ્વસ્તિક પ્રયોજે છે — **આ ભા આ** ના સમયથી આ શબ્દ આપણો જ છે એમ **મ ભા આ** सत्थिअ- દ્વારા રાજસ્થાની અને ગુજરાતીમાં આવેલાં, હજી પણ પ્રચલિત એવાં એનાં साथिया અને साथियो એ **ન ભા આ** રૂપો પુરવાર કરશે—અને પોતાને आर्य (Arier, arisch) માનવામાં ગર્વ

અનુભવે છે તથા યહૂદીઓને અનાર્ય (Nichtarisch) તરીકે ધિક્કારે છે. પણ ભારતમાં, ભારતીય બુદ્ધિજીવીઓમાં, આ મહાન વારસા માટે ઉદાસીનતા સેવવાનું જાણે કે એક કાવતરું રચાયું હોય તેવું હમણાં લાગે છે. સાચે જ એક દ્રષ્ટા તેના પોતાના દેશમાં ભાગ્યેજ માન પામે છે. હજી આજે પણ અર્વાચીન ભારતીય ભાષાઓમાં જીવનરસનો પ્રચાર કરનારી સંસ્કૃત એ મૃતભાષા નથી. ઓછામાં ઓછું, સંસ્કૃતનું આ અંગ તો કદી પણ દૃષ્ટિ બહાર ન જવું જોઈએ. સંસ્કૃતની બીજી એક—તથા મારા મત પ્રમાણે એટલા જ મહત્ત્વની—સૂચકતા છે. આર્ય અને આર્યપ્રાક્ (દ્રાવિડ અને ઑસ્ટ્રિક) સંસારનાં ઉત્તમોત્તમ તત્ત્વોના સમન્વયદ્વારા જે ભારતીય માનસનો ઉદ્‌ભવ થયો તેનું—ભારતીય સંસ્કારિતાનું એ ભાષા પ્રતીક છે; આ માનસ છેલ્લાં ત્રણ હજાર વર્ષ થયાં સત્યશોધનના, નિરપેક્ષ સ્વાતંત્ર્યના તથા સર્વે પ્રકારના આધ્યાત્મિક અને બીજા અનુભવો પરત્વેની સહિષ્ણુતાના, સર્વ પ્રકારની જીવસૃષ્ટિ માટે સમભાવના, પરમ સત્ય સાથે સંબદ્ધ સર્વ બાબતોમાં નિર્બંધતાના વાતાવરણમાં જીવી રહ્યું છે અને પોતાનું અસ્તિત્વ સાચવી રહ્યું છે.

અશાસ્ત્રીય બન્યા સિવાય જેમને સંસ્કૃતનાં લઘુવયસ્ક રૂપો તરીકે ગણાવી શકાય તે જૂની પ્રાકૃતો અને અર્વાચીન ભાષાઓએ આ બાબતમાં સસ્કૃતનું અનુસરણ કર્યું છે. એક જ સાંકળના અંકોડાઓ જેવા બોલીભેદો હોવા છતાં, સંસ્કૃત જેવું મધ્યવર્તી લોલક છે તેવી ભારતીય ભાષાને પ્રાચીન કાળમાં મોટા ભાગના પરદેશીઓએ એક જ ભાષા તરીકે ગણી છે. ઉપર્યુક્ત ચિનાઈ શબ્દકોશોમાં સંખ્યાબંધ પ્રાદેશિક પ્રાકૃત શબ્દો સંસ્કૃત તરીકે આપવામાં આવેલા છે. સંસ્કૃત સાથે સંબદ્ધ એવા આ ભારતીય શબ્દો હતા—બલ્કે સંસ્કૃત શબ્દોના જ પશ્ચાત્‌કાલીન વિકાસરૂપ હતા—અને તેથી સંસ્કૃત શબ્દોની પરંપરામાં તેમનું નૈસર્ગિક સ્થાન હતું. ભારતીય પ્રજાની પણ આ જ ભાવના હતી. પ્રાકૃત અને સંસ્કૃત કદી પણ પરસ્પરથી વિચ્છિન્ન થઈ શક્યાં નહોતાં: એ બંને પૈકી એકનું અન્યનિરપેક્ષ અસ્તિત્વ હોય એમ માની જ શકાતું નહોતું; એટલી તે પરસ્પર સાપેક્ષ હતી. મ ભા આ ૧૫—

આ તરફ ભારતીય આર્ય ભાષાના વિકાસનો વિચાર કરતાં આ હકીકત ધ્યાનમાં રાખવાની જરૂર છે. મારા માનવા મુજબ, આજના ભારતવાસીઓએ પણ તે ખ્યાલમાં રાખવી જોઈએ.

ભારતમાં જે બે (બલ્કે ત્રણ) સંસ્કૃતિઓનો – આર્ય અને આર્યેતર (દ્રાવિડ અને ઑસ્ટ્રિક) નો સમન્વય થયો તેનું મહત્ત્વ દર્શાવવા ખાતર ભારતમાં અને ભારત બહાર સંસ્કૃતના દિગ્વિજયનું ઉપર ચર્ચેલું વિષયાન્તર જરૂરી હતું. ભાષા પણ આ સમન્વયના પુરાવાઓ રજૂ કરે છે. આર્ય ભાષા, ભારતમાં તેના આગમન પછીની લગભગ સાત અથવા આઠ શતાબ્દીઓમાં આર્યેતર જનસમૂહદ્વારા સ્વીકાર પામતાં, નવાં લક્ષણો લેવા મંડી. આગળ જણાવ્યું છે તે પ્રમાણે, વ્યંજનોના પૂર્વાપર-સવર્ણ અને દંત્યવર્ણોના મૂર્ધન્યીકરણ જેવાં ધ્વનિપરિવર્તનોની દિશામાં નવી પ્રવૃત્તિ પહેલવહેલાં પૂર્વમાં શરૂ થઈ: આ પેઢીનું બીજું ધ્વનિપરિવર્તન, આગળ સૂચવ્યું છે તે પ્રમાણે, લ+દન્ત્ય વર્ણ = મૂર્ધન્ય વર્ણ એ પ્રાગ્ – વૈદિક ઉચ્ચારણ-પ્રક્રિયાવિષયક નિયમની સંતતિ છે. આ લક્ષણો — પૂર્વાપર-સવર્ણ અને ર્ નું લ્ માં પરિવર્તન –– ઈ. સ. પૂર્વે દશમી શતાબ્દી જેટલાં અથવા તેથી પણ જૂનાં લક્ષણો છે. ઈ સ. પૂર્વે ૬૦૦ આસપાસ, બુદ્ધથી કેટલાક સમય પહેલાં, પૂર્વ ભારતમાં મધ્ય ભારતીય આર્ય 'ભાષાભૂમિકા સંપૂર્ણપણે સ્થાપિત થઈ ચૂકી હતી, જ્યારે વાયવ્ય ભારત – 'ઉદીચ્ય' – અને ઘણું કરીને મધ્ય પ્રદેશે પણ વૈદિક (અથવા પ્રાચીન ભારતીય આર્ય)નું ઠીક ઠીક સ્વરૂપ ઉચ્ચારણ-પ્રક્રિયાની બાબતમાં નિ:શંકપણે જાળવી રાખ્યું હતું. પણ રૂપઘટનપ્રક્રિયાની બાબતમાં તે ભાષાના બીજા પ્રકારોની સરખાઈમાં હતી; અને વાયવીય પ્રદેશમાં પ્રચલિત **મ ભા આ** બોલીના મધ્ય એશિયામાંથી મળેલા નમૂનાઓ બતાવે છે તે પ્રમાણે, તેણે અન્વય અને રૂપઘટનપ્રક્રિયાવિષયક કેટલીક નવીનતાઓ બીજી બોલીઓની પહેલાં વિકસાવી હતી – જેમકે ભૂતકાળનું કર્તરિરૂપ દર્શાવવા માટે તાન્ત કર્મણિ ભૂતકૃદન્તની પછી કે અસ્તિવાચક ક્રિયાપદ ( Substantive verb ) મૂકીને તૈયાર કરેલા કાળવિષયક સંયુક્ત રૂપનો પ્રયોગ (દા. ત. कृत अस्ति–' કર્યું છે.'). ઉચ્ચારણપ્રક્રિયાને

બાજુએ રાખીએ તો મ ભા આ ભૂમિકા ભારતીય આર્ય-ભાષાનાં સર્વે બોલાતાં સ્વરૂપોને સ્પર્શ કરતી હતી. ઉચ્ચારણપ્રક્રિયાને લગતી ચોક્કસ બાબતોમાં આ સંરક્ષણશીલતા પશ્ચિમની બોલીઓ -- જેવી કે દૂરતમ વાયવ્ય ભારત – અફઘાન સરહદની દર્દ બોલીઓ ( જેમનો વિકાસ મુખ્ય ભારતીય આર્યથી તદ્દન સ્વતંત્ર અને અસ્પષ્ટ રીતે થયેલો છે ) અને પંજાબની બોલીઓ -- ની લાક્ષણિકતા હોય એમ જણાય છે. વાયવ્યની ઉચ્ચારણવિષયક સંરક્ષણશીલતાને મુકાબલે પૂર્વમાં ઉચ્ચારણવિષયક ભ્રષ્ટતા ( અથવા ઉચ્ચારણ-વિષયક વિકાસ ) ખૂબ ઝડપી માલૂમ પડે છે. આજે પણ પૌરસ્ત્ય બોલીઓની બાબતમાં આ સાચું છે. ઉદાહરણ તરીકે, વાયવ્ય પ્રદેશની લહંદી તથા પંજાબી ભાષા મ ભા આના સંયુક્ત વ્યંજનો જાળવી રાખીને અને એ વ્યંજનો ( એટલે કે એક દીર્ઘ વ્યંજન* )ની પૂર્વે આવતા હ્રસ્વ સ્વરનું દીર્ઘ સ્વર ( જો ત્યાં અનુનાસિક હોય તો અનુનાસિકત્વયુક્ત ) વત્તા એક વ્યંજન એ રીતે થતું પરિવર્તન અટકાવી રાખીને મધ્ય ભારતીય આર્યની ઉચ્ચારણ-પ્રક્રિયાને વફાદાર રહે છે; જ્યારે ઠેઠ પૂર્વમાં બોલાતી ચીતાગોંગ – બંગાળી મધ્ય ભારતીય આર્યમાંના સંયુક્ત સ્પર્શ વ્યંજનોમાંથી વ્યુત્પન્ન થયેલા સ્વરમધ્યગત સ્પર્શ વ્યંજનોનો પણ લોપ કરવાની અને મ ભા આ ના – म्म – માંથી વ્યુત્પન્ન થયેલા સ્વરમધ્યગત – म – નું પણ અનુનાસિકત્વ સાધવાની પ્રક્રિયા વડે પશ્ચિમ બંગાળથી એક ભૂમિકા આગળ હોય એમ જણાય છે ( જુઓ પટણામાં મળેલી છઠ્ઠી અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદના નિબંધસંગ્રહમાં મારો નિબંધ The Quaternary Stage of Indo-Aryan ).

મધ્ય ભારતીય આર્યમાં વ્યંજનોનો પૂર્વાપર-સવર્ણ એ દ્રાવિડ અથવા ઑસ્ટ્રિક અસરનું પરિણામ હોવું જોઈએ એવું કંઈ નથી – તે કેવળ નૈસર્ગિક વિકાસ પણ હોય. આ બાબતમાં કંઈ ચોક્કસપણે કહી શકાય નહિ, કારણ કે આર્યોદ્વારા બે અથવા ત્રણ હજાર વર્ષ પૂર્વે નામશેષ થયેલી

* અહીં ડૉ. ચેટરજી ( i. e. a long Consonant ) એવા શબ્દો 'દ્વિત્વસ્પર્શ' ( double stop )ના અર્થમાં વાપરે છે (જુઓ પૃ. ૧૧૧)—અનુવાદક

ભાષાઓના સ્વભાવ વિશે આપણે કંઈ જાણતા નથી. પણ આ પ્રકારનું એકસામટું પરિવર્તન જેનો અન્યત્ર અવરોધ કરવામાં આવ્યો છે તે નોંધપાત્ર છે. મૂર્ધન્ય વર્ણોનો વિકાસ એ આ બાબતમાં એક અગત્યનો મુદ્દો છે: ऌ + त (ट्), ऌ + द् (ड्), ऌ + न, ऌ + मू એ સંયોગોએ આદ્ય ભારતીય આર્યમાં અનુક્રમે ट (ट्), ड (ड्), ण्, ष् આપ્યા; જેવી રીતે અર્વાચીન નોર્વેજિયન અને સ્વીડિશમાં र्तनुं ट માં તથા र्द નું ड માં, આનું સમાન્તર, પરિવર્તન થયું છે તેવી રીતે આર્ય ભાષામાં પણ આ વસ્તુ સહજપણે બની હોય: પરન્તુ આપણે દ્રાવિડ અને ઑસ્ટ્રિકમાં (ઓછામાં ઓછું કોલ બોલીઓમાં) મૂર્ધન્ય વર્ણોના અસ્તિત્વનો વિચાર કરવાનો છે: મૂર્ધન્ય વર્ણો એ દ્રાવિડ ભાષાના લાક્ષણિક ધ્વનિઓ રજૂ કરે છે અને જેમ જેમ આર્ય ભાષા વિકાસ પામતી જાય છે તેમ તેમ દન્ત્ય વર્ણોને ભોગે મૂર્ધન્ય વર્ણોની સંખ્યા વધતી જણાય છે. અહીં આગન્તુક, સંભવતઃ દ્રાવિડ, અસરનો સ્વીકાર કરી શકાય.

મ ભા આમાં વ્યંજનોના પૂર્વાપર-સવર્ણની પ્રક્રિયા એવી બે વસ્તુઓના પાયા ઉપર સ્થિર થયેલી છે, જેણે આર્ય શબ્દોના સ્વરૂપ ઉપર અસર કરી છે – આ પૈકી એકને હું 'ધાતુ – બોધ (Root – sense) નો લોપ કહું છું. બીજી વસ્તુ તે પહોળી (Open) શ્રુતિ ઉચ્ચારવાનું વલણ. એક ભાષાના જન્મજાત અથવા દેશી ભાષકને બોલાતા શબ્દના પ્રત્યેક તત્ત્વની નીચે રહેલાં ગૂઢ બળો સામાન્ય રીતે જ્ઞાત હોય છે. જર્મનમાં જેને Tonfarbe અથવા સ્વરરાગ ('Tone-colouring') કહેવામાં આવે છે તેમાં પણ આત્યંતિક ધ્વનિતાર્થ રહેલો હોય છે. શતાબ્દીઓના ઘસારાને પરિણામે શબ્દો, કહો કે, અવસાન પામે ત્યાર પહેલાં તેમના પ્રત્યેક ઘટક તત્ત્વનો પોતાનો અર્થ અને પોતાનું મૂલ્ય હોય છે. વિચારણા અને ઉચ્ચારણમાં જડપ્રકૃતિ ન હોય તો, જ્યારે ધાતુઓ અને પ્રત્યયો બન્નેના પ્રયોગદ્વારા પ્રબન્ધરચના (Composition) કરવાની હોય ત્યારે, સામાન્ય રીતે ભાષાનો પ્રયોજક એ જાણ્યા સિવાય રહે નહિ કે કયું તત્ત્વ

ધાતુ છે અને કયું તત્ત્વ પ્રત્યય છે. આ પ્રમાણે, એક જન્મજાત આર્ય ભાષાભાષક પાસેથી 'એટલું' જાણવાની અપેક્ષા રહે કે ઘર્મ શબ્દમાં ઘર્ તત્ત્વ એ ધાતુ છે અને – म પ્રત્યય છે, અને તે મુજબ આ શબ્દનું એનું માનસિક વિશ્લેષણ ઘર્/મ એ પ્રમાણે થશે. એ જ પ્રમાણે બીજા શબ્દોની બાબતમાં પણ – सूर् – य, मह् – य, दिव् – य, सभ् – य, कृ – त, कृप् – त, भग् – न, पक् – व, ઇત્યાદિ. ઘોષ અથવા અઘોષ વ્યંજનોના પ્રસાર (Attraction) દ્વારા ચોક્કસ ઉચ્ચારણપ્રક્રિયાવિષયક પરિવર્તનો અનિવાર્ય બને છે; જેમકે *लभ – त ને સ્થાને लब्ध, *दुघ् – त ને સ્થાને दुग्ध, ઇત્યાદિ; પણ અહીં આ પરિવર્તનો ઝાઝાં મહત્ત્વનાં નથી, કારણ કે અહીં ધાતુ અને પ્રત્યયના સંબંધ અથવા વિશ્લેષણનું આચ્છાદન થયેલું નથી. પણ જ્યારે વિચારણાની એકંદર જડતા હોય છે, અથવા જ્યારે એક ભાષાના શબ્દો પૈતૃક વારસા કરતાં વધુ અંશે બીજા કોઈ સાંસર્ગિક જૂથમાંથી, જ્ઞાત અથવા અજ્ઞાત, આગમરૂપ હોય છે, ત્યારે આ ધાતુબોધ ઝાંખો પડે છે, અથવા તેનો લોપ પણ થઈ જાય છે; સામાન્ય રીતે વિશ્લેષણનો આગ્રહ રાખવામાં આવતો નથી; પ્રયત્નપૂર્વકની વિચારણાને પરિણામે જ વિશ્લેષણ શક્ય બને છે. આવા દાખલાઓમાં, શબ્દને આખો ને આખો, જાણે કે એક પિંડરૂપે, લેવામાં આવે છે, અને કોઈ પ્રકારનું વિશ્લેષણ, કરવામાં આવે તો, તે શબ્દનાં અંગભૂત તત્ત્વોના કાર્ય ઉપરથી નહિ, પણ તેમાંના ધ્વનિઓ ઉપરથી થાય છે. આ પ્રમાણે ઘર્મ ને, એક સળંગ શબ્દ તરીકે, તેના ધાતુ અને પ્રત્યય પ્રત્યે દૃષ્ટિ નાખ્યા સિવાય, લેવામાં આવતાં તેનું ઘ – र्म એવું વિશ્લેષણ થઈ શકે. બોલનાર માણસ શ્રુતિઓના સાંકડા ઉચ્ચારણને બદલે પહોળું ઉચ્ચારણ કરતો હોય અથવા એ ઉચ્ચારણ પ્રત્યેનું વલણ વિકસાવતો હોય તેને માટે આ વસ્તુ વધારે સરળ બને છે. આ પહોળા ઉચ્ચારણની સાથે સ્વરોને લંબાવવાનું – પ્લુત ઉચ્ચારણ કરવાનું વલણ પણ જોડાયેલું છે. જૂની અંગ્રેજીમાંથી મધ્ય અંગ્રેજીનો વિકાસ થતાં આને મળતી વસ્તુ જોવા મળે છે: જૂની અંગ્રેજીમાં જે et – an (= સંસ્કૃત अद् – अन) હતું તે મધ્ય અંગ્રેજીમાં e – ten બન્યું. આ પહોળા ઉચ્ચારણને

પરિણામે e સ્વરનું ઉચ્ચારણ પહોળું થયું અને શબ્દનું સ્વરૂપ ē – ten, પછી ē – tə (= ē tə ), અને છેવટે it (લખાણમાં eat ) થયું, જેમાંનો લાંબો i ધ્વનિ નવ્ય અથવા અર્વાચીન અંગ્રેજીમાં મધ્ય અંગ્રેજીના દીર્ઘ ē ઉપરથી આવેલો છે, જે આ રીતે જૂની અંગ્રેજીના હ્રસ્વ e ઉપરથી વ્યુત્પન્ન થયેલો છે.

એક ભાષા માટે સ્વીકારવામાં આવેલી લેખનપદ્ધતિ – જો એ પદ્ધતિ કેવળ તે વિશિષ્ટ ભાષાને માટે જ ઘડવામાં આવી હોય કે તેની સાથે યોગ્ય રીતે બંધબેસતી કરવામાં આવી હોય તો – તેના ઉચ્ચારણની પારાશીશી બની રહે છે. જેમાં આર્ય ભાષા પહેલવહેલી લખવામાં આવી હતી તે મૂળ બ્રાહ્મી લિપિ કેવી હતી તે આપણે જાણતા નથી તે કદાચ દાક્ષિણાત્ય બ્રાહ્મી જેવી પણ હોય, જેમાં પ્રત્યેક વ્યંજનમાં ગૂઢ – અ રહેલો હોતો નથી. પણ એવી અપેક્ષા રાખી શકાય કે સામાન્ય ઉત્તરીય બ્રાહ્મીની જેમ એ લિપિ શ્રુત્યાત્મક ( syllabic ) હતી, જેમાં વ્યંજનોને, વચ્ચે આવતા સ્વરો સિવાય, સંબદ્ધ કરવામાં આવતા – 'સંયુક્ત વ્યંજનો ' રૂપે જોડવામાં આવતા. આ સિદ્ધાંત અર્વાચીન દેવનાગરીમાં તથા તેની ભગિની તથા પિતરાઈ લિપિઓમાં સચવાઈ રહ્યો છે. અશોકની બ્રાહ્મીમાં સંયુક્ત વ્યંજનો દર્શાવેલા નથી અને અશોકના શિલાલેખોની ભાષા મધ્ય ભારતીય આર્ય છે, પણ એ કાળની લિપિમાં ઝાઝા સંયુક્ત વ્યંજનો નહોતા, કેમકે એ માટેના જોડાક્ષરો અશોકના લેખોમાં નથી. દેવનાગરી અને બીજી ભારતીય વર્ણમાળાઓની घ – र्म, म - त्य, दि–व्य, क्र - न्त, भ-न्न, प - क्व વગેરે શબ્દોની જોડણી નિઃશંકપણે બ્રાહ્મી પરંપરા ઉપર સ્થિર થયેલી છે. આદ્ય ભારતીય આર્યનું પરિવર્તન જ્યારે મધ્ય ભારતીય આર્યમાં થવા માંડયું હતું તે વખતે આ પરંપરા વિકસી હતી એમ ધારી શકાય કે પ્રાચીનતમ આ ભા આ માં लिप् - त અથવા भक् - त જેવો શબ્દ સંયુક્ત સ્પર્શવ્યંજનયૂથ प् - त, क् - त વચ્ચે પડેલા 'સ્પર્શવ્યંજનના સંપૂર્ણ શ્વાસસ્ફુટન ( Explosion ) સાથે ઉચ્ચારાતો હતો ('જે પ્રકારનો ઉચ્ચાર, સ્વરોના લોપને પરિણામે પેદા થતા

ન ભા આ સંયોગો તથા ઉછીના લેવાયેલા સંસ્કૃત શબ્દોમાંના આ ભા આ સંયોગો—એ બન્નેયનો અર્વાચીન ભારતીય રીતિએ થાય છે.)—ખાસ કરીને જ્યારે બોલનાર વ્યક્તિને એ વસ્તુનું જ્ઞાન હોય કે लिप् અને मक् ધાતુગત તત્ત્વ રજૂ કરે છે. પણ **આ ભા આ** અને **મ ભા આ** ના સંગમકાળે એક નવો ઉચ્ચારણ-સ્વભાવ ઉત્પન્ન થયો, જેની નોંધ બ્રાહ્મણોદ્વારા પ્રયોજાતી સંસ્કારી ભાષામાંના ભારતીય આર્ય ઉચ્ચારણના ખંતીલા અવલોકનકારોએ — ઉદાહરણ તરીકે, અર્વાક્તન **આ ભા આ** કાળનો ઉચ્ચારણ-સ્વભાવ રજૂ કરતાં પ્રાતિશાખ્યોના રચયિતાઓએ—લીધી છે. આ ઉચ્ચારણ-સ્વભાવ अभिनिधान અથવા सन्धारण નામથી ઓળખાય છે, જે દર્શાવે છે કે અન્ત્ય સ્પર્શ વ્યંજન અથવા બીજા સ્પર્શ વ્યંજનની પૂર્વે આવતો સ્પર્શ વ્યંજન અપૂર્ણ અથવા અવરુદ્ધ સ્વરૂપમાં ઉચ્ચારાતો હતો. ( सन्नतर, पीडित ) ( જુઓ ' ઋક્ – પ્રાતિશાખ્ય ' અને ' અથર્વવેદ પ્રાતિશાખ્ય '). આનો અર્થ એ જ થઈ શકે કે સંબંધ ધરાવતો સ્પર્શ વ્યંજન સંપૂર્ણ રીતે ઉચ્ચારાતો નહોતો — સ્પર્શનું તત્ત્વ ચાલુ રહેતું, પણ વ્યંજનને સંપૂર્ણ બનાવવા માટે આવશ્યક શ્વાસસ્ફુટન સાથેનું વિસર્જન થતું નહોતું. એટલે કે मक्त અને लिप्त જેવા શબ્દો સંપૂર્ણ સ્ફુટિત क् અને प् સાથે નહિ — मक्/त, लिप्/त તરીકે નહિ, બલકે म–क्त, लि-प्त તરીકે — ઉચ્ચારાતા હતા, અને એકમાત્ર શ્વાસસ્ફુટન બીજા વ્યંજનને અંતે આવતું હતું. આને પરિણામે ઉચ્ચારણમાં બીજો એક મહત્ત્વનો ફેરફાર થયો: म–क्त, लि-प्त અને એવા શબ્દોમાં એક જ શ્વાસસ્ફુટનને કારણે જિહ્વાશૈથિલ્ય પેદા થયું, જેથી પ્રથમ વ્યંજનના ઉચ્ચારણસ્થાનને સ્પર્શ કર્યા સિવાય બીજા વ્યંજનના ઉચ્ચારણસ્થાનને અડકીને અને ત્યાં જ વધારે સમય સુધી સ્થિર રહીને ' દીર્ઘ ' સ્પર્શ વ્યંજનને ( અથવા કહેવાતા ' દ્વિત્વસ્પર્શ ' સ્પર્શ વ્યંજનને 'double stops') જન્મ આપ્યો. अभिनिधान અને પહોળા ઉચ્ચારણના પાયા ઉપર જે નવી શ્રુતિવ્યવસ્થા બંધાઈ તેના અનિવાર્ય પરિણામરૂપ પૂર્વાપર સવર્ણ પ્રક્રિયા હતી દા. ત. धर्–म 7 ध–र्म 7 ध-म्म; शुक्–र 7 शु-क्र 7 सु-क्क, अक्-षि 7 अ–क्षि 7 अ–क्खि, अ–च्छि, *स्पृश्–त 7 स्पृश्–ट 7 *स्पु (र्)–ट 7 *हृधु–हृद 7 फु-ड्ड;सह्-य 7 स-ह्य 7 *स-ह्ज 7 सज्झ; ઇત્યાદિ. બ્લૉક ),

પ્રમાણે અન્ત્ય સ્પર્શ વ્યંજનો સંતાલી ભાષાના त', प', क', च' ની જેમ, અસ્ફુટિત ( unexploded ) રહેતા, અને શ્વાસસ્ફુટનના આ અભાવને પરિણામે એ વ્યંજનોના શ્રાવ્યતા – ગુણ ઉપર અસર થઈ, અને મ ભા આ માં તેવા અન્ત્ય વ્યંજનોનો લોપ થયો ( विद्युत् 7 विद्युत्' 7 विज्जु; मनाक् 7 *मिनाक्' 7 मिना ).

ઘણું કરીને પહોળા વ્યંજનો માટેની પસંદગીને પરિણામે સ્વરમાત્રાનું નવું નિરૂપણ થયું. ભારત – યુરોપીયમાં સ્વરમાત્રા વ્યુત્પત્તિશાસ્ત્ર સાથે ગાઢ રીતે સંબદ્ધ હતી એમ કહી શકાય. પરન્તુ अ, अ, ओ, ओ, अ, न् ( અંગ્રેજી sudden માં છે તેવો ), म् ( અંગ્રેજી Bottom માં છે તેવો ) ના લોપ સાથે ભારત – યુરોપીય અપશ્રુતિનું સ્વરૂપ અસ્પષ્ટ બન્યું; અને ધીરે ધીરે ભારતમાંની આર્ય ભાષાની સ્વરમાત્રા ઘણે-ઠીક ઠીક ઉચ્ચારણલયની ઉપજેલી બની. આદ્ય ભારતીય આર્યની વ્યુત્પત્તિશાસ્ત્રસંમત સ્વરમાત્રાનું ચુસ્તપણે અનુસરણ કરનારી સંસ્કૃત ભાષામાં આ પ્રકાર ભાગ્યેજ જોવા મળે છે, છતાં કેટલાક દાખલાઓ છે જ ( દા. ત. प्रदेश અથવા प्रादेश, प्रतिकार અથવા प्रतीकार ). પરન્તુ જેમ જેમ આપણે આદ્ય ભારતીય આર્ય ભૂમિકાથી મધ્ય ભારતીય આર્ય ભૂમિકા તરફ આગળ વધીએ છીએ તેમ તેમ આ સિદ્ધાન્ત વધુ ને વધુ અમલમાં આવતો જોઈએ છીએ. મૂળભૂત હ્રસ્વ સ્વરોને સ્થાને દીર્ઘ સ્વરો તથા દીર્ઘ સ્વરોને સ્થાને હ્રસ્વ સ્વરો–એ વસ્તુ બતાવે છે કે સ્વરના અથવા શ્રુતિના માત્રામૂલ્યના નિયમનની એક નવી પ્રક્રિયા મંભા આમાં આવી હતી. આનાં પુષ્કળ ઉદાહરણો આપણી પાસે પાલિ, ઉત્કીર્ણ પ્રાકૃતો તથા અર્વાકાલીન પ્રાકૃતોમાં છે: દા. ત. પાલિ तुरियं; सतीमती, अप्पमत्त ને સ્થાને अप्पामत्त, कुमिग; दीघं अद्धान ( अद्धानं ને બદલે ), सोचति, दुसं ( दुक्खं ને સ્થાને ), दक्खिसं ( दक्खिस्सं ને સ્થાને ), पावचन, पटिकुल (=प्रवचन, पटिकूल) ( જુઓ Geiger, Pali Litteratur und Sprache, § 32, 33 ); પ્રાકૃત – पाअड ( ∠ प्रकट ), रिट्ठामय ( ∠ अरिष्टमय ), पासिद्धि ( ∠ प्रसिद्धि ), णाही – कमल ( ∠ नाभिकमल ),

गिरीवर, धिईमओ ( ∠ धृतिमतः ) जगइ ( ∠ जगति ), भणिमो ( भणाम : ); ઇત્યાદિ ( જુઓ Pischel, grammatik der Prakritsprachen, §§ 70, 73, 99, 108, 109, etc. ). નવ્ય ભારતીય ભાષાઓમાં પણ આ વસ્તુ જોઈ શકાય છે : જુઓ હિન્દી पानी, પણ पनिहार ( પાણી લાવનાર ), नरायन ( = नारायण ), जनावर ( ∠ ફારસી जानवर ); જૂની મૈથિલી राजा, પણ रजाअस ( = राजादेश ); બંગાળી दिन ( એ શબ્દ એકલો ઉચ્ચારવામાં આવતાં દીન બોલાય છે ), પણ दिन - काल ' સમય '; हात = ' હાથ ', પણ हात – पाखा ( પહેલી શ્રુતિમાંનો આ હ્રસ્વ છે ) ' હાથપંખો ', વગેરે.

બલાત્મક સ્વરનો પ્રશ્ન આ સાથે ગાઢ રીતે સંબદ્ધ છે. ઓછામાં ઓછું, ભા ત-યુરોપીયની છેલ્લી ભૂમિકામાં સ્વર પ્રધાનપણે સાંગીતિક હતો, જેમાં શબ્દોના ઘટનાકાળની લાક્ષણિક સંવિવક્ષા ( emphasis ) એકંદરે ટકી રહી હતી. આરોહ અથવા સૂર દર્શાવનાર આ સ્વર વૈદિક અને પ્રાચીન ગ્રીકમાં સારી રીતે સચવાઈ રહેલો હતો અને પરિણામે શબ્દોના સ્વરૂપમાં ફેરફારી થઈ શકે તેવું નહોતું. મ ભા આ માં, ઘણું કરીને ઈ. સ. પૂર્વે પહેલી સહસ્રાબ્દીના મધ્ય ભાગના અરસામાં ઘણીખરી ભારતીય આર્ય બોલીઓએ અનિયત સાંગીતિક સ્વરનો ( જે કેટલીક વાર ધાતુ ઉપર આવતો અને કેટલીક વાર પ્રત્યય ઉપર ) ત્યાગ કર્યો; અને એક નવા પ્રકારના સ્વરનો — બલાત્મક અથવા શ્વાસાઘાતગત (Respiratory) સ્વરનો સ્વીકાર કર્યો, જેનું સ્થાન નિયત હોઈ સામાન્ય રીતે શબ્દના અંત તરફની દીર્ઘ શ્રુતિ ઉપર હતું. આ બાબતમાં ભારતીય આર્ય ભાષા બે સમૂહોમાં વિભક્ત થઈ હોય એમ જણાય છે : એક સમૂહ નૈઋત્યનો – જેનું પ્રતિનિધિત્વ આજે મરાઠી ધરાવે છે – જેણે વૈદિક સાંગીતિક સ્વર કેટલાક સમય સુધી જાળવી રાખ્યો હતો અને પછી તેને સ્થાને બલાત્મક સ્વર પ્રાપ્ત કરી લીધો હતો તથા એમ કરવા છતાં શબ્દમાં સ્વરનું સ્થાન એનું એ જ સાચવ્યું હતું; બીજું યૂથ તે બાકીના પ્રદેશોની ભારતીય આર્ય ભાષાઓનું છે, જેમાં વૈદિક સાંગીતિક સ્વર અને તેનાં અનિયત સ્થાનોનો મુક્તપણે ત્યાગ કરવામાં આવ્યો હતો અને નિયત બલાત્મક સ્વર એને બદલે આવ્યો હતો. મ ભા આ માં

બોલીવિષયક મિશ્રણ એટલું બધું છે (અને સાહિત્યિક પ્રાકૃતો પૈકી ઘણીખરીનું કૃત્રિમ સ્વરૂપ પણ ધ્યાનમાં લેવું જોઈએ) કે આ બાબતમાં મ ભા આ ની વિવિધ પ્રાદેશિક બોલીઓને વ્યવહાર કેવો હતો એ સંબંધી અભિપ્રાય બાંધવાનું લગભગ અશક્ય છે. ભાવાત્મક પરિણામો મેળવવાની કંઈક ખાત્રી સાથે જે થઈ શકે તે બધુ સ્વાભાવિક રીતે જ ન ભા આ ભાષાઓની બાબતમાં કરવું પડશે. પ્રાચીન ભારતમાં લેખકો, વૈયાકરણો અને નકલ કરનારાઓએ પ્રાકૃત સંબંધમાં જે બેજવાબદાર અને કેટલીક વાર તો તુચ્છકારભર્યો વ્યવહાર કર્યો છે તે આ તથા બીજી બાબતોમાં સપ્રમાણ નિર્ણયો બાંધવામાં ગંભીર વિઘ્નરૂપ થઈ પડે છે. મધ્ય ભારતીય આર્યમાં બલાત્મક અને સાંગીતિક સ્વર સંબંધમાં કંઈક રસપ્રદ અને નિર્ણયાત્મક વસ્તુ ખોળી શકાય તેમ છે કે કેમ અને બોલીભેદોની કોઈ રેખા દોરી શકાય તેમ છે કે કેમ તે બાબતમાં મારા એક વારના શિષ્ય તથા હાલના સહકાર્યકર ડૉ. મનમોહન ઘોષ પ્રયત્ન કરી રહેલ છે

મધ્ય ભારતીય આર્યની ઉચ્ચારણપ્રક્રિયા સંબંધમાં બીજો એક મુદ્દો પણ ચર્ચી લઈએ. મારા Origin and Development of the Bengali Language એ ગ્રન્થનાં પૃ. ૨૫૨ – ૨૫૬ ઉપર એની ચર્ચા મેં કરી છે. આ મુદ્દો તે મ ભા આ માં એક ચોક્કસ ભૂમિકાએ સ્વરમધ્યગત અસંયુક્ત સ્પર્શ વ્યંજનો અને મહાપ્રાણોના – આ સ્પર્શ વ્યંજનો ઘોષ બન્યા તે પછી, અને તેમનો લોપ થયો તે પૂર્વેના – ઉષ્મ (spirant) ઉચ્ચારણને લગતો છે. આદ્ય ભારતીય આર્યના શોક અને રોગ, અતિ અને નદી એ શબ્દો પછીની પ્રાકૃતોમાં સાઅ અને રોઅ, અઇ અને નઇ બન્યા તે પૂર્વે એ શબ્દો સોગ અને રોગ, અદિ અને નદી એ ભૂમિકાઓમાંથી પસાર થયા હતા; પછી પહોળા અને શિથિલ અક્ષરવ્યાપારવાળું, એટલે કે ઉષ્મ અને ઘ વાળું, ઉચ્ચારણ સોઘ, રોઘ, અને અઘી, નઘી વાળું આવ્યું; પછી આ પહોળા વ્યંજનો સાવ પહોળા – કોઈ પ્રકારના પિધાન (Closure) વગરના અ-વ્યંજનો બની ગયા, અર્થાત્ ભાષામાંથી લોપ પામ્યા. ઉષ્મ-ઉચ્ચારણની ભૂમિકા એ મ ભા આ ની જૂની ભૂમિકામાંથી તેની બીજી ભૂમિકાને અલગ પાડનાર સીમાસ્તંભ છે – ફરી વાર જોજો ભારતીય આર્ય

ભાષાનો મહોરો ફેરવી નાખ્યો એવા પરિવર્તનનું એ સૂચન કરે છે. આ લાક્ષણિક ભૂમિકાના પાયા ઉપર મધ્ય ભારતીય આર્યને સંખ્યાબંધ ક્રમિક ભૂમિકાઓમાં વિભક્ત કરવાનું યોગ્ય ધારવામાં આવ્યું છે – જૂની અથવા આદ્ય **મ ભા આ** (પ્રાચીન પ્રાકૃતોની ભૂમિકા), સંક્રાન્તિકાળની **મ ભા આ**, દ્વૈતીયિક **મ ભા આ** (ખરેખરી, સાહિત્યિક પ્રાકૃત) અને તાર્તીયિક અથવા અર્વાક્તન **મ ભા આ** (અપભ્રંશ). ખ્રિસ્તની પૂર્વે અને પછી એક – બે શતાબ્દી સુધી, લગભગ ઈ. સ. પૂર્વે ૨૦૦ થી ઈ. સ. ૨૦૦ સુધી, આ ઉષ્મ ઉચ્ચારણ આખાયે આર્ય ભાષાવિસ્તારમાં પ્રચલિત હોય એમ જણાય છે શિલાલેખોની લેખનપદ્ધતિ તથા પ્રાકૃત હાથપ્રતોમાં દ્વિશ્રુતિમધ્યગત સ્પર્શ વ્યંજનો સંબંધમાં અવ્યવસ્થા આ ઉષ્મધ્વનિયુક્ત ઉચ્ચારણ સૂચવે છે: જૂની ખોતાની જેવી અ – ભારતીય ભાષા જેમાં આવા ઉષ્મધ્વનિઓ છે તેને માટે ભારતીય વર્ણમાળાના થયેલા પ્રયોગમાંથી પણ કેટલોક પુરાવો મળે છે. આ નવા ધ્વનિઓ માટે નવી સંજ્ઞાઓ શોધી કાઢવાની ચિન્તા ભારતવાસીઓએ કરી નહિ.

ભારતમાં લેખનપદ્ધતિ હંમેશાં સંરક્ષણશીલ રહેલી છે પ્રાદેશિક ભાષામાં અથવા પ્રાદેશિક ભાષાના સાહિત્યિક સ્વરૂપમાં લખતી વખતે તત્તત્પ્રચલિત ભાષામાં નહિ, પણ ઉચ્ચારણપ્રક્રિયા અને વ્યાકરણની બાબતમાં ઓછીવત્તી પ્રાચીન રીતિએ લખવાને લોકો સામાન્ય રીતે ટેવાયેલા છે. આ પરિસ્થિતિ એકમાત્ર ભારત પૂરતી જ મર્યાદિત નહોતી– જગતના બીજા ભાગોમાંની ઘણી ભાષાઓની બાબતમાં પણ એ વસ્તુ સાચી છે. આ રીતે સ્પેનિશમાં તેઓ લખે છે abogado (વકીલ), પણ ઉચ્ચાર તો Avoyado અને કેટલીક વાર Avoao કરે છે. વૈયાકરણોએ વર્ણવેલી સાહિત્યની પ્રાકૃતો પૈકી શૌરસેની અને માગધીમાં સ્વતંત્ર રીતે આવતા તેમજ દ્વિશ્રુતિમધ્યગત क्, त्, त्, थ् ને સ્થાને ग्, घ् (અથવા ह), द्, ध् આવે છે. શૌરસેની અને માગધી જોડણીની પરંપરા સંક્રાન્તિકાળની **મ ભા આ** સુધી જતી જણાય છે, કે જ્યારે ઉષ્મ ઉચ્ચારણ પ્રચારમાં હતું. આ સંબંધમાં એ નોંધવું જોઈએ કે

ઋગ્વેદની ભાષાઘટનામાં અંગભૂત એવી એકાદ આ ભા આ બોલીમાં ઉષ્મ ઉચ્ચારણ – ટેવની લાક્ષણિકતા હતી; આ ટેવને પરિણામે વૈદિકમાં અને સંસ્કૃતમાં સંખ્યાબંધ ઉદાહરણોમાં –ધ્–, –ભ્–, –ઘ્–ને સ્થાને હ્ આવે છે. મહારાષ્ટ્રીમાં બધા જ દ્વિશ્રુતિમધ્યગત અસંયુક્ત સ્પર્શ વ્યંજનો લુપ્ત થાય છે; અને તે કારણે, મહારાષ્ટ્રી જો કે પ્રાકૃત વ્યાકરણોમાં શૌરસેની અને માગધીની સાથોસાથ વર્ણવાયેલી છે છતાં, આ બે પ્રાકૃતોના મુકાબલે વિકાસક્રમની પછીની ભૂમિકા રજૂ કરે છે. અલબત, એક પ્રદેશની ભાષા બીજા પ્રદેશની ભાષા કરતાં વધારે વિકાસ પામેલી હોઈ શકે, અને તેથી કરીને એક જ કાળે મહારાષ્ટ્ર દેશની ભાષા શૂરસેન અને મગધની ભાષા કરતાં વધુ અપભ્રષ્ટ થયેલી હોઈ શકે. પરન્તુ આ પ્રશ્નનાં આ તથા બીજાં અંગોનો અભ્યાસ કરીને ડૉ. મનમોહન ઘોષ એવા શકય નિર્ણય ઉપર આવ્યા છે કે મહારાષ્ટ્રી એ 'મહારાષ્ટ્ર' પ્રદેશની, શૌરસેની અને માગધીની સમકાલીન ભાષા નહોતી, પણ શૌરસેનીનું– દ્વિશ્રુતિમધ્યગત અસંયુક્ત સ્પર્શ વ્યંજનોનો લોપ તથા દ્વિશ્રુતિમધ્યગત અસંયુક્ત મહાપ્રાણ વર્ણોનું હ્‌માં પરિવર્તન થયા પછીનું – માત્ર પછીનું સ્વરૂપ હતી. ડૉ. ઘોષના મત મુજબ, મહારાષ્ટ્રી એ મૂળે દક્ષિણ પ્રદેશમાં લઈ જવામાં આવેલું શૌરસેનીનું પાછળનું સ્વરૂપ હતી, જેણે સ્થાનિક પ્રાકૃતના શબ્દો અને રૂપો પકડી લીધાં હતાં. એ ભાષાનો ત્યાંના સાહિત્યમાં પ્રયોગ થતો હતો. દક્ષિણ એટલે કે મહારાષ્ટ્રમાંથી એ ભાષાને પાછી પદ્યના ઉત્તમ વાહન તરીકે ઉત્તર ભારતમાં સ્વીકારવામાં આવી. ઉત્તર ભારતવાસીઓ પોતાની જૂની સાહિત્યભાષા શૌરસેનીને વળગી રહ્યા હતા, જ્યારે એનું લઘુવયસ્ક સ્વરૂપ (મહારાષ્ટ્રી) – જેને દાક્ષિણાત્ય પ્રદેશમાં જૂની સાહિત્ય-પરંપરાનો અવરોધ અનુભવવો પડ્યો નહોતો — સહેલાઈથી સાહિત્યમાં પ્રયુક્ત થઈ શક્યું અને પોતાના ગૂઢ ગુણોને સિદ્ધ કરી શક્યું, કે જે ગુણોનો સર્વેએ સ્વીકાર કર્યો અને સાહિત્યિક પ્રાકૃતોના યૂથમાં આ બોલીએ માનભર્યું સ્થાન મેળવ્યું. ઉત્તરીય ભાષા હિન્દુસ્તાની (હિન્દુસ્થાની) તેના 'દખ્ખણી' સ્વરૂપમાં પહેલી વાર દક્ષિણમાં – જ્યાં તેને ઉત્તર ભારતમાંથી લઈ

જવામાં આવી હતી – સાહિત્યમાં પ્રયોજવામાં આવી હતી, એ પ્રસંગનું સાદૃશ્ય સ્વાભાવિક રીતે જ અહીં યાદ આવે છે ( જુઓ મનમોહન ઘોષ, Journal of the Department Letters, Calcutta University, Vol. XXIII, 1933, pp. 1–24 ). આ દૃષ્ટિબિન્દુથી જોતાં મહારાષ્ટ્રી પ્રાકૃત એ શૌરસેની પ્રાકૃત ( જે દ્વિશ્રુતિમધ્યગત ઘોષ સ્પર્શ વ્યંજનો ચાલુ રાખે છે ) અને શૌરસેની અપભ્રંશ વચ્ચેની ભૂમિકા રજૂ કરે છે.

રૂપઘટનપ્રક્રિયાની બાબતમાં પણ **મ ભા આ** વિશીર્ણતાનો ઇતિહાસ શરૂ કરે છે. આ વસ્તુ, ખાસ કરીને ક્રિયાપદોની બાબતમાં, એટલી ઝડપી અને તલસ્પર્શી બની કે આપણને બહારનાં વિઘટનકારી બળો તેમાં કારણભૂત હોય એમ માનવાનું મન થાય છે. નામોનાં રૂપાખ્યાનોમાં દ્વિવચન – જૂનું પણ અસ્થિર રૂપ – અવસાન પામ્યું. વિભક્તિઓની સંખ્યા ઘટી ગઈ, અને એક જ વિભક્તિનું રૂપ એક કરતાં વધુ વિભક્તિઓનું કામ આપવા માંડ્યું. સર્વનામોનાં વિશિષ્ટ રૂપાખ્યાનોનો વિસ્તાર નામો સુધી વધારવામાં આવ્યો. વિભક્તિનાં રૂપોની બાબતમાં, વૈદિક અથવા સાહિત્યની સંસ્કૃતે નહિ નોંધેલાં, પણ **આ ભા આ** ની વિવિધ બોલીઓમાં ઘણું કરીને પ્રચલિત હશે એવાં સંખ્યાબંધ રૂપો **મ ભા આ**માં સચવાયેલાં નજરે પડે છે. આ સર્વ બતાવે છે કે **આ ભા આ**નાં વિભક્તિરૂપોની બધી જ વિવિધતા વૈદિક અને સંસ્કૃતે જાળવી રાખી નથી. अस् અથવા अह् અન્તવાળું એક પંચીનું રૂપ હતું [ જે પ્રથમાથી અભિન્ન હતું, અને सूरे ( ∠ सूरस् ) दुहिता ' સૂર્યની પુત્રી ' એ વૈદિક પ્રયોગમાં જળવાઇ રહેલું હોય એમ જણાય છે ] : ઘણું કરીને આમાંથી સાદા પ્રયોગ रामस्य ને બદલે रामस्स केरक ( = रामस्य कार्यकम् ) ઉપરાંત राम–केरक એ પ્રયોગ આપણને અન્ત્ય – स् (– ह्) ના લોપદ્વારા મળે છે. **મ ભા આ**માં – ह् પ્રત્યયવાળી પષ્ઠી એ એક કોયડો છે : અનુગાન્ત અથવા પ્રત્યયાન્ત * – घ, જેનો અર્થ મૂળે સપ્તમીનો છે, જે પાલિ इध = સં. इह માં મળે છે અને જે સપ્તમીના પ્રત્યય – हि ∠ * धि સાથે સંબદ્ધ છે ( જેવી રીતે **મ ભા આ**

कहि ' ક્યાં ' ∠ આ ભા આ कवि ∠ ભારત – યુરોપીય कावि, જેમાંથી ગ્રીક શબ્દ Pothi આવેલો છે ) તેમાંથી એ પ્રત્યય વ્યુત્પન્ન થયેલ હશે? જેવી રીતે મ ભા આમાં પરિક્ષય થયો હતો તેવી રીતે નવીનતાઓના પ્રયોગદ્વારા લાભ પણ થયો હતો. આ સ્થળે કદાચ આપણે દ્રાવિડ અને ઑસ્ટ્રિક અસરોનું અપ્રત્યક્ષ કાર્ય જોઈ શકીએ. ' અંગ ' (અથવા નવ્ય ભારતીય આર્યની બાબતમાં ' તિર્યક્ રૂપ ' – જેને ' Oblique ' form – કહેવામાં આવે છે ) જે વડે બનેલું છે એવા પછીના કે બીજા કોઈ રૂપમાં ઉમેરવામાં આવતા ધાતુસાધિત અથવા નામસાધિત અનુગો, લુપ્ત થઈ ગયેલા અથવા પ્રચલિત મૌલિક વિભક્તિપ્રત્યયોને બદલે અથવા તેમના દૃઢીકરણ અર્થે સંક્રાન્તિકાળની મ ભા આ ભૂમિકાના કાળથી આવ્યાં. અનુગો ઉમેરવાની આ રીતિને કારણે આર્ય ભાષા દ્રાવિડ અને ઑસ્ટ્રિક ( કોલ )ની નજદીક આવી, અને અર્વાચીન મ ભા આ માં એમની સંખ્યા વધતી ગઈ, અને તે એટલે સુધી કે આવા અનુગો—મોટે ભાગે નામો, અને થોડાંક ક્રિયાપદિક રૂપો—ની મોટી સંખ્યાનો પ્રયોગ આર્યભાષાભાષી પ્રદેશમાં થતો હતો. ન ભા આ ભૂમિકામાં ( ગુજરાતી થી અને થકી ના પ્રકારના ) ધાતુસાધિત અનુગોનો વધુ ઉમેરો થયો, અને દ્રાવિડ સાથેનું આ એક વિશેષ સામ્ય બન્યું.

મ ભા આ ( અને ન ભા આ માં પણ ) અંકો આપણને આર્ય ભાષાવિસ્તારમાં થયેલા બોલીમિશ્રણનો સારો ખ્યાલ આપે છે. દાખલા તરીકે, હિન્દી અંકો લઈએ: एक એ ઉદીચીનો લેવાયેલો સંસ્કૃત શબ્દ एं, જેનું પ્રાકૃત રૂપ अक्क છે; પ્રાકૃતમાંથી ખરેખરો વ્યુત્પન્ન તદ્ભવ શબ્દ ओ થશે, જે આપણને આસામીમાં મળે છે ( एक 7 एअ 7 ए – ); द्वौ 7 दो એ શુદ્ધ મધ્ય દેશનું રૂપ છે, પણ तीन શબ્દનું મૂળ પૂર્વપ્રદેશમાં હોય એમ જણાય છે ( त्रीणि 7 *तिर्णि 7 तिण्णि ); छ એ સંસ્કૃત षट्‌ની આગળ એક કાપકારૂપ થઈ પડે છે; बारह, बावीस, बतीस વગેરે નૈર્ઋત્ય પ્રાકૃત ( જે ગુજરાતીનું મૂળ હતી તે )ની અસર બતાવે છે, જેમાં द्व – નું પરિવર્તન ब्‌ – માં થતું; ग्यारह, बारह ( ∠ ऍकादश, द्वादश ) વગેરે શબ્દો – द् – 7 ड् –

અને પછી 7 –र्–(–द्– 7 –इ्– એ પ્રાચ્ય પ્રાકૃતની લાક્ષણિકતા છે – સર૦ અશોકના કેટલાક પૌર્વાત્ય શિલાલેખોમાં दुवाडस), તથા – स 7 –ह– (પંજાબમાં માલૂમ પડે છે તેમ આ વાયવીય પ્રાકૃતની લાક્ષણિકતા છે) એ પ્રમાણે હિન્દી માટે દ્વિવિધ અનિયમિતતાઓ રજૂ કરે છે; અને હિન્દી ग्यारह‌ની બાબતમાં – ग् – એ પાછળની પ્રાકૃત ઉપર સંસ્કૃતની અસરનું પરિણામ છે. નીચેનાં રૂપો નોંધવા જેવાં છે: पञ्च ઉપરથી पांच, पन् (જે ‌पनरह 7 पन्द्रह માં દેખાય છે), (સ્વરભારનો લોપ થતાં) पच् (જેમકે पचीस, पचास), पँय् અથવા पैं (જેમકે पैंतीस ∠ पण्ण – तीस), – वन (∠ – वण्ण ∠ – पण्ण) અને વળી પાછું पन (पचपन ∠पञ्चपञ्चाशत्) વગેરે આવે છે. सत्तर‌માં પ્રાકૃત સંયુક્ત – त्त – અને આદ્ય ભારતીય આર્ય – त – 7 – र – (सप्तति 7 सत्तरि) સચવાઈ રહેલ છે તે હિન્દી માટે સ્વાભાવિક નથી; અને इकहत्तर (∠एक – सप्तति, પ્રા. अंक – हत्तरि)માં – स – ને સ્થાને – ह – એ જ પ્રમાણે હિન્દી માટે સામાન્ય નથી (– स –, – स्स – 7 – ह – વાળા શબ્દોએ કેટલાંક ઉદાહરણોમાં હિન્દી ઉપર આક્રમણ કર્યું છે, અને કેટલાંક ક્રિયાપદનાં રૂપો પણ એ જ પરિવર્તન રજૂ કરે છે). અંકોના વાચક શબ્દો એ એક સ્થળેથી બીજે સ્થળે સહેલાઈથી સંક્રમણ પામી શકે એવી વાગ્-વસ્તુ છે, અને એ સંબંધી રૂપોના આ પ્રકારના મિશ્રણ માટે જુદા જુદા પ્રકારે આંતરિક વેપાર કારણભૂત હોય એમ જણાય છે. આ સંબંધમાં બીજો એક પ્રશ્ન પૂછી શકાય: ગુજરાતીમાં त्रयोदश, चतुर्दश, अष्टादश વગેરે શબ્દોની – दश એ બે શ્રુતિઓમાં, અંત્ય શ્રુતિ ઉપરાંત ઉપાન્ત્ય શ્રુતિના સ્વરનો લોપ (દા. ત. ગુજરાતી तेर चौद, अढार વગેરેમાં બે શ્રુતિઓનો હ્રાસ થાય છે. જ્યારે હિન્દી तेरह, चौदह, अठारह‌માં ખરું જોતાં માત્ર અંત્ય શ્રુતિનો હ્રાસ થાય છે) શાથી થાય છે? એ વસ્તુ બીજી **ન ભા આ**માં જોવા મળતી નથી. આનો ખુલાસો મેં એ રીતે સૂચવ્યો છે કે **મ ભા આ**માં આ અંકોના स નો (તેમજ **આ ભા આ** – स्य માંથી આવેલા ષષ્ઠી પ્રત્યય – स्स નો) અંત્ય – અને ઉપાન્ત્ય ભારતીય આર્ય ભાષાવિસ્તારમાં ઘણો વહેલો – સંક્રાન્તિકાળની **મ ભા આ**

માં લુપ્ત થયો હતો (જુઓ એ વિસ્તારમાંથી મળેલા સિક્કાઓ ઉપરના ગ્રીક લિપિમાંના લેખનું અક્ષરાન્તરઃ रन्निओ नहपनस् क्षहरतन् = रणो नहपानस्स क्षहरातस्स), જેથી કૉને अष्टादश > * अट्ठारस् > * अड्डार વગેરેમાંથી ન ભા આ અર્વાચીન ગુજરાતી अढार વગેરે સ્વાભાવિક ક્રમે જ વ્યુત્પન્ન થયા.

મ ભા આ માં ક્રિયાપદોની રૂપઘટનપ્રક્રિયા સંબંધી લાંબી ચર્ચા કરવાની જરૂર નથી. આ ભા આ ના ઝીણવટભર્યા અર્થ (Moods) અને કાળ પૈકી ઘણાખરાનો ધીરે ધીરે લોપ થઈ ગયો હતો, અને છેવટે દ્વૈતીયિક મ ભા આ માં વર્તમાન કર્તરિ, વર્તમાન કર્મણિ તેમજ એક ભવિષ્યકાળ (નિશ્ચયાર્થમાં), આજ્ઞાર્થ, અને ઇચ્છાબોધક (optative) વર્તમાનકાળ એટલા કાળભેદો તથા ભૂતકાળનાં રૂપો પૈકી કેટલાક અવશેષો રહ્યા હતા. – त –, – इत – (અથવા – न –) અંતવાળાં કર્મણિ કૃદન્તો દ્વારા ભૂતકાળ સામાન્ય રીતે વ્યક્ત થતો. આ કૃદન્ત, ક્રિયાપદ જો અકર્મક હોય તો કર્તા સાથે અને સકર્મક હોય તો કર્મ સાથે સંબદ્ધ થતું. આ સ્વરૂપમાં સકર્મક ક્રિયાપદનો ભૂતકાળ કર્મણિમાં જ આવતો. આથી ભૂતકાળની ઘટનામાં ક્રિયાપદે વિશેષણનું સ્વરૂપ લીધું. અનદ્યતન ભૂત (Imperfect), અદ્યતન ભૂત (aorist), પરોક્ષ (Perfect) એમ ભૂતકાળનાં જુદાં જુદાં આખ્યાત રૂપો, દા. ત. √गम् ધાતુનાં – अगच्छन्, अगमन्, जगाम – એ આદ્ય ભારતીય આર્યની લાક્ષણિકતા હતી : એમાં ક્રિયાપદનું સ્વરૂપ ક્રિયાપદ તરીકે જ જળવાઈ રહેલું હતું. પણ એને બદલે, મ ભા આમાં ભૂતકાળ સામાન્ય રીતે કર્મણિ ભૂત કૃદન્ત गत – વડે વ્યક્ત કરવામાં આવતો, અને આ કર્મણિ કૃદન્ત અર્વાચીન ભારતીય આર્યમાં પણ ચાલુ રહેલું છે. પછી સંસ્કૃતે પણ બોલાતી પ્રાદેશિક ભાષાઓની અસર ઝીલી, અને ભૂતકાળ વ્યક્ત કરવા માટે કર્મણિ કૃદન્તના પ્રયોગ માટેની પસંદગી કેળવી. વધારામાં સંસ્કૃતે એક – બે નવાં ક્રિયારૂપો વિકસાવ્યાં – જેમકે आम યુક્ત પરોક્ષભૂત (Periphrastic perfect) (कारयाम् – आस,

कारयाञ्चकार, कारयांबभूव ), પરિભાષણમય ભવિષ્ય – પહેલો ભવિષ્યકાળ (Periphrastic future) (दातास्मि), અને ક્રિયાતિપત્ત્યર્થ (Augment preterite future) ( अकरिष्यम् ); પણ આ બધા કાળભેદો જેટલી ઝડપથી ઉત્પન્ન થયા તેટલી જ ઝડપથી અવસાન પામ્યા. – अन्त – વાળાં વર્તમાન કૃદન્ત અને – तव्य – વાળાં વિધ્યર્થ કૃદન્તનો પ્રયોગ બહોળા પ્રમાણમાં થતો હતો, અને નવ્ય ભારતીય આર્યમાં જે નવા વિવિધ કાળભેદો વિકસ્યા તેની ભૂમિકા રૂપ એ કૃદન્તો બન્યાં. **ન ભા આ** માં કેટલાક ભાષાવિસ્તારોમાં થયેલા સંયુક્ત કર્મણિરૂપ (Periphrastic passive) ના વિકાસ સાથે – अनीय – વાળા કૃદન્તને સંભવતઃ કંઈક સંબંધ હતો: ઉદાહરણ તરીકે, एतत् करणीयम्, **મ ભા આ** अअ करणिज्ज-(अ) म् = બંગાળી (બોલીભેદે) એ करन – जाय. પછીના કાળની પ્રાકૃતોમાં, અમુક રીતે વિસ્તાર પામેલાં – य અને – त्वा વાળાં સંબંધક કૃદન્તો વધુ ને વધુ અગત્યનો ભાગ ભજવવા લાગ્યાં. મૂળ ક્રિયાપદ રચનાઓના પ્રયોગને સંકુચિત બનાવવામાં આ કૃદન્તોએ મદદ કરી; બંગાળી તથા બીજી ભાષાઓમાં આ વલણ ખાસ ધ્યાન ખેંચે એવું બન્યું છે. સદ્‌ગત મિ. જે. ડી. એન્ડર્સન ખાસ કરીને બંગાળીમાં આ સંબંધાર્થ કૃદન્તની સહાયથી થતી વાક્યઘટનામાં તિબેટ – બર્મીની પૂર્વકાલીન અસરનું પરિણામ જુએ છે ( જુઓ Origin and Development of the Bengali Language, II, P. 1011 ). **મ ભા આ** ભૂમિકા **ન ભા આ** ભૂમિકા તરફ આગળ વધી તેમ તેમ એક વસ્તુની મહત્તા કે સૂક્ષ્મતા, તેની પ્રિયતા કે અપ્રિયતા દર્શાવનારા સ્વાર્થિક પ્રત્યયો ( Pleonastic suffixes ) જેવા કે – अल्ल, – इल्ल, – अल्ल, – ड़ વગેરે ધ્યાન ખેંચતા બન્યા.

સાહિત્યની સંસ્કૃત ઉપર **મ ભા આ** ની ઊંડી અસર થઈ. **મ ભા આ** શબ્દોની એક મોટી સંખ્યા સંસ્કૃતે અપનાવી લીધી ( દા. ત. वट ∠ वृत, नापित ∠ √ स्ना, लान्छन ∠ लक्षण, पुनल ∠ पुत्र, भट्टारक

∠ भर्ता, भट ∠ मृत, मनोरथ ∠ मनोऽर्थ, ઇત્યાદિ ). એટલું જ નહિ પણ પ્રાકૃત ધાતુઓનો તેમજ આર્ય, આર્યેતર અને અગ્નોક્રસ મૂલનાં ક્રિયા-પ્રાતિપદિકો (Verbal-bases)નો એક આખો સમૂહ – તે સંસ્કૃત જેવો દેખાય એવો ફેરફાર તેમાં કરીને – જેમનો તેમ સંસ્કૃતમાં લઈ લેવામાં આવ્યો. અન્વય અને રૂઢિપ્રયોગોની બાબતમાં, સપાટીની નીચે, મ ભા આ-ની સાથે જે સામ્ય થયું હતું તે તો જુદું જ. આ પ્રમાણે સ્વરૂપમાં નહિ, છતાં સત્વની બાબતમાં મ ભા આ અને સંસ્કૃત ઘણી વાર એકરૂપતા પામતાં હતાં. સંસ્કૃત એ પ્રાકૃતનું માત્ર સ્વરૂપાન્તર, એનું જૂનું અથવા સમૃદ્ધતર રૂપ ( પાઠ ) છે એમ માનનારા પ્રાચીન વિદ્વાનો આ વસ્તુ બરાબર સમજ્યા હતા.

પ્રાથમિક મ ભા આ, સંક્રાન્તિકાળની મ ભા આ, દ્વૈતીયિક અથવા મધ્ય મ ભા આ અને અર્વાક્તન મ ભા આ અથવા અપભ્રંશ – એ જુદી જુદી ભૂમિકાઓમાં મ ભા આ ની ઉચ્ચારણપ્રક્રિયા અને રૂપઘટન-પ્રક્રિયાની રૂપરેખા ઓછાવત્તા પ્રમાણમાં સુસ્થાપિત થયેલી છે. આ વિષયમાં વધુ ચર્ચાની જરૂર નથી. પ્રાચીન, મધ્ય અને અર્વાક્તન મ ભા આ ની વિવિધ બોલીઓની પ્રાદેશિક સંબદ્ધતાનો સવાલ-પ્રાચીન ભારતીય વૈયાકરણોએ જે પ્રાકૃત બોલીઓને પ્રાદેશિક નામો આપ્યાં છે તે બોલીઓ જે તે પ્રદેશની સ્વકીય બોલીઓનું સાચેસાચ પ્રતિનિધિત્વ કેટલે અંશે ધરાવે છે એ પ્રશ્ન – ઘણો અગત્યનો છે, પણ તેનો ઉકેલ ઘણો મુશ્કેલ છે. કેટલીક બોલીઓ માટેની આપણી પાસેની સામગ્રી એટલી ઓછી અને મિશ્ર સ્વરૂપની છે કે તેમની બાબતમાં આ પ્રશ્નનો ઉકેલ લગભગ અશક્ય લાગે છે. આ પ્રમાણે, દિવસે દિવસે એ સ્પષ્ટ થતું જાય છે કે પાલિને મગધની ભાષા સાથે કંઈ સંબંધ નથી – જો કે તેનું એક વૈકલ્પિક નામ માગધી ભાષા છે – પણ શૌરસેની સાથે સંબંધ ધરાવતી એવી તે મધ્ય પ્રદેશની એક ભાષા છે. અશોકના શિલાલેખોની બોલીઓ પણ કેટલાક પ્રશ્નો રજૂ કરે છે. અશોકના કોઈ શિલાલેખમાં મધ્ય પ્રદેશની બોલીનું પ્રતિનિધિત્વ રજૂ થયું નથી. અશોકના દરબારની ભાષા, પ્રાચ્ય પ્રાકૃત, એ સ્પષ્ટ રીતે રાજ્ય-

વ્યવહારની ભાષા હતી અને તેણે બીજી બોલીઓ ઉપર અસર કરી છે. ઘણું કરીને એ કાળે મધ્ય દેશના લોકોને પ્રાચ્ય બોલી સમજવામાં કંઈ મુશ્કેલી નડતી નહોતી. આ પછી નાટકોની પ્રાકૃતો – શૌરસેની, માગધી, મહારાષ્ટ્રી, આવન્તી અને પૈશાચી વગેરે આવે છે. મહારાષ્ટ્રીના પ્રશ્ન વિશે અગાઉ પૃ. ૧૧૬–૧૭ ઉપર લખ્યું છે. આ સિવાયની બીજી બોલીઓ 'અનુકાર બોલીઓ' ('Imitation dialects') તરીકે વર્ણવી શકાય એવી છે. પ્રાદેશિક બોલીઓ તરીકે શૌરસેની, માગધી, મહારાષ્ટ્રી અથવા પૈશાચી કેવી હશે એ સંબંધમાં વૈયાકરણનો (અને તેને અનુસરીને પાછળના પ્રાકૃત લેખકનો) ખ્યાલ તે રજૂ કરે છે. વ્યાકરણોમાં તે બોલીઓ વિશે જે જૂજ ચર્ચા કરવામાં આવી છે તે ઉપરથી એક વિશિષ્ટ બોલીની લાક્ષણિકતા સંબંધી વૈયાકરણનો અભિપ્રાય શો છે એ વિશે થોડાક મુદ્દા એકઠા કરી શકાય તેમ છે. આજનાં હિન્દી નાટકોમાં પ્રયોજાતી "રંગભૂમિની બંગાળી", અથવા એકાદ શિષ્ટ બંગાળી નાટકમાં પ્રયોજાતી "રંગભૂમિની હિન્દી", "રંગભૂમિની ઓરિયા" અથવા "રંગભૂમિની પૂર્વ બંગાળી" સાથે એ બોલીઓની તુલના થઈ શકે. પણ પ્રાચીન બોલીઓના મુકાબલે આ અર્વાચીન બોલીઓની રજુઆત વધારે વાસ્તવિક સ્થિતિ રજૂ કરતી હોય એમ જણાય છે. એમ લાગે છે કે **મ ભા આ** કાળમાં ભાષાવિભાગ (Isogloss)નું રેખાંકન માત્ર અર્વાચીન પ્રાન્તીય ભાષાઓ અને બોલીઓની સહાયથી જ થઈ શકે; જો કે તેમ કરતાં પ્રાકૃતો પોતે આ બાબતમાં જે કંઈ પ્રકાશ ફેંકતી હોય તે પણ આપણે ધ્યાનમાં રાખવો જોઈએ.

મધ્ય ભારતીય આર્યનો શબ્દભંડોળ પણ કેટલાક રસિક પ્રશ્નો રજૂ કરે છે. **મ ભા આ** માં પાલિકાળથી માંડીને દાખલ થયેલા અર્ધ–તત્સમ તત્ત્વ તરફ પૂરતું ધ્યાન અપાયું હોય એમ લાગતું નથી. પ્રાચીનતર पदुम ∠ पद्ममांथी पउय अथवा पउम શબ્દનો કે પ્રાચીનતર रदण, रतन ∠ रत्न માંથી **મ ભા આ** रअण, रयण જેવા શબ્દનો ઇતિહાસ સંસ્કૃતમાંથી ઉછીના લેવાયેલા તત્ત્વ તરીકે – અને નહિ કે **આ ભા આ** માંથી **મ ભા આ** ને મળેલા વારસા

તરીકે વિચારાવો જોઈએ. **મ ભા આ** માટે તદ્ભવ અને અર્ધ-તત્સમનો ભેદ પણ બરાબર સમજી લેવો જોઈએ. સંસ્કૃતમાંથી ઉછીના લેવાયેલા આ ઇષત્-પરિવર્તિત શબ્દોને પૂર્વાપર-સવર્ણ નહિ, બકે સ્વરભક્તિ અથવા વિપ્રકર્ષ અલગ પાડી આપે છે. **મ ભા આ** ની બધી જ ભૂમિકાઓમાં એ શબ્દો આવે છે. આપણે **મ ભા આ** માં ઉછીનાં લેવાયેલાં જૂનાં અને નવાં અર્ધ-તત્સમ તત્ત્વો વચ્ચે પણ ભેદ પાડવાનો છે. **ન ભા આ** ની કેટલીક વિલક્ષણતાઓ **મ ભા આ** માં આ અર્ધ-તત્સમોના ઊગમ દ્વારા સહેલાઈથી સમજાવી શકાય એમ છે: આવા **મ ભા આ** અર્ધ-તત્સમો ઘણા દાખલાઓમાં **ન ભા આ** માં સચવાઈ રહેલા છે: દા. ત. आदर्शिका 7 *आदरसिका 7 आअरसिआ 7 **ન ભા આ** आरसी; सर्षप – 7 *सरिगप-, सरिसव-, 7 હિન્દી सरसों; ઇત્યાદિ.

**મ ભા આ** માં દેશી તત્ત્વ એ બીજો રસપ્રદ અને ઘણી વાર ગૂંચવનારો સવાલ છે. 'દેશી' શબ્દોમાંના ઘણાક તો **મ ભા આ** માં પૂર્વકાળના વારસા તરીકે ઊતરી આવેલા આર્ય શબ્દો જ છે; માત્ર કોઈ જૂના વૈયાકરણની એકાળજી એને તદ્ભવ તરીકે નક્કી કરવામાં નિષ્ફળ નીવડી એટલું જ. 'દેશીનામમાલા' જેવા ગ્રન્થમાં આવા શબ્દો કંઈ ઓછા નથી એમાંના કેટલાક શબ્દો રવાનુકારી રૂપો છે – અને જેમ ઇતિહાસમાં ભારતીય આર્ય ભાષા આગળ વધતી જાય છે તેમ રવાનુકારી શબ્દોની સંખ્યામાં થતો વધારો ખાસ નોંધપાત્ર છે. દ્રાવિડ તેમજ ઑસ્ટ્રિક બન્નેમાં રવાનુકારી શબ્દો એ એક લાક્ષણિક તત્ત્વ છે, અને આ બાબતમાં આપણે આર્યેતર ભૂમિકાની જીવંત અસર સ્વીકારીએ તો તે વાજબી ગણાશે. "પ્રતિધ્વનિ-શબ્દો" (Echo-words) (દા. ત. ગુજરાતી घोडो – घोडो, મરાઠી घोडा – गीडा, હિન્દી घोडा – उडा, બંગાળી घोडा – टोडा; ઇત્યાદિ) એ પણ નવ્ય ભારતીય આર્યમાં દ્રાવિડનો બીજો એક ફાળો છે, અને એ તત્ત્વ **મ ભા આ** માં સ્પષ્ટ થતું આવતું હતું એમ ખુશીથી સ્વીકારી શકાય.

પાછળના સમયની ભારતીય આર્યમાં ઘણાક શબ્દો દ્રાવિડ અને

ઑસ્ટ્રિક મૂળના હોવાનું બતાવવામાં આવ્યું છે. શબર, નિષાદ, પુલિન્દ, કોલ, ભિલ્લ, અને બીજી જંગલી જાતિઓની ભાષાઓના શબ્દો કદી પણ દેવભાષાએ ઉછીના લીધા હોય એવી શક્યતાનો વિચાર સરખો પણ સંસ્કૃત વૈયાકરણોએ કર્યો નથી; એથી સિદ્ધાન્તની દૃષ્ટિએ સંસ્કૃત અને વૈદિકમાં 'દેશી' અથવા 'વિદેશી' શબ્દો નથી. પરન્તુ કાલ્ડવેલ અને ગુન્ડર્ટના સમયથી માંડી આજ સુધી — કે જ્યારે પ્રિલુસ્કી ( Przyluski ) અને બીજાઓએ ભારતીય આર્ય ઉપર ઑસ્ટ્રિક અસરને લગતી શોધખોળની એક દિશા ઉઘાડી છે — સંશોધનનું કામ આગળ ધપી રહ્યું છે, અને સંસ્કૃત સમેત ભારતીય આર્ય ભાષા ઉપર ઉચ્ચારણશાસ્ત્ર અને અન્વયને લગતી દ્રાવિડ અને ઑસ્ટ્રિકની ઊંડી અને ગૂઢ અસર હોવા ઉપરાંત તેમાં ઑસ્ટ્રિક અને દ્રાવિડ શબ્દોનું તત્ત્વ સારા પ્રમાણમાં હોવાનું નક્કી થયું છે.

**મ ભા આ** માં બીજું એક લાક્ષણિક તત્ત્વ છે, જેનો સંબંધ બીજી કોઈ ભાષા સાથે જોડવાનો પ્રશ્ન એક કોયડા રૂપ જ રહેલ છે. નવ્ય ભારતીય આર્ય ભાષાઓ અને બોલીઓમાં એવા સેંકડો શબ્દો છે, જેમની વ્યુત્પત્તિ ભારતીય આર્ય મૂળમાંથી સિદ્ધ થઈ શકતી નથી. જો કે આવા શબ્દોનાં પ્રાકૃત મૂળ રૂપોનું પુનઃકલ્પન સહેલાઈથી થઈ શકે એમ છે. મોટે ભાગે સંયુક્ત વ્યંજનો, અથવા સંબંધ ધરાવતા સ્પર્શ અને મહાપ્રાણ વ્યંજનો સહિત અનુનાસિકોવાળા એ શબ્દોનો દેખાવ સામાન્ય રીતે અસલ પ્રાકૃત શબ્દો જેવો હોય છે, અને એ શબ્દોદ્વારા વ્યક્ત થતા અર્થો ઓછાવત્તા પ્રમાણમાં મૂળભૂત અને પ્રાથમિક હોય છે. થોડાંક ઉદાહરણો લઈએ: अड्डा 'પડદો,' अण्णाडी – 'મૂર્ખ,' अड्डक – 'બંધ,' खिल्ल – 'ખીલો,' कोर – 'કોરું,' खोट्ट – 'કથંક,' खोस्म–'કાતરાં,' गोट्ट – 'પગ,' गोट्ट–'ખોળો,' 'ગોદ,' मुंग – 'પ્રવાલ,' √ ढुंढ् 'ઢુંઢવું,' फिक्क –'હલકું' √ लोट्ट 'લોટવું,' √ छुट्ट 'છુપાવું,' ઇત્યાદિ. આ એક ટટળાવનારો ( tantalising ) શબ્દસમૂહ છે. પ્રો. આર. એલ. ટર્નરે **ન ભા આ** ની વ્યુત્પત્તિના અભ્યાસમાં સૌથી મહત્ત્વનાં અર્પણો પૈકી એક ગણાય એવા પોતાના 'નેપાળી શબ્દકોશ' ( Ralph Lilly Turner: A Comparative and

Etymological Dictionary of the Nepali Language: London, kegan Paul, Trench, Trubner & Co, Ltd.; 1931 ) માં " ભિન-ભારત-યુરોપીય, અચોક્કસ અથવા અજ્ઞાત મૂળના શબ્દોનાં" આવાં લગભગ ૪૫૦ ભારત-યુરોપીય પુનઃકલ્પનો આપ્યાં છે. 'દેશીનામમાલા'ના કેટલાક શબ્દોની જેમ આ યાદીમાંના ઓછામાં ઓછા કેટલાક શબ્દો તો ચોક્કસપણે આર્ય છે. ઉદાહરણ તરીકે, પ્રો. ટર્નરની સૂચિમાંનો अगुच्छ – ( અંગુછો ) શબ્દ अज्ञ અને √ ग्रोन्छ् 'ઘસવું'માંથી આવ્યો હોય એમ જણાય છે; उम्मह्न 'ઊછળવું' ∠ उद् + मृद्; उद्दक 'ઉલટી' ∠ उद् + वृक 'જઠર'; गल्ली શબ્દ હિન્દી गली થી અભિન્ન છે, જે પ્રાચીનતર गल्ल – इल्ल ∠ गत + इल्ल ઉપરથી આવેલો છે; गट 'કિલ્લો' એ શબ્દની વ્યુત્પત્તિ હું ભારત-યુરોપીય * घृधां – ( = **આ ભા આ** *गृध–) આપું છું, જે નીચેના શબ્દોનું પણ મૂળ છે – ( સંસ્કૃત ) गृह, गेह અને **મ ભા આ** તથા **ન ભા આ** घर = સ્લાવ Gradu, જર્મૅનિક Gard –, લૅટિન Hortus; छेंट –, छंइ – 'કાણું' ∠ छिद्र; 'ठठ्ठ' 'ચોકઠું' અને કેટલીક વાર 'થાળી' એ શબ્દ મધ્યકાલીન ફારસી 'તખ્ત' ઉપરથી ( આ સંબંધમાં જુઓ New Indian Antiquary, II, 12, March 1940, p. 746 માં મારો લેખ ); धोत –'કપડું' એ શબ્દ धोत्र ∠ √ धाव् 'ધોવું' ઉપરથી હોઈ શકે; ઇત્યાદિ. **ન ભા આ** શબ્દોના એક મહત્ત્વના જૂથનાં આ **મ ભા આં** મૂળ રૂપોના પુનઃકલ્પન અર્થે, અલબત પ્રયત્ન કરવો જોઈએ. પણ તેમ કરતાં પહેલાં **ન ભા આ** નાં શક્ય તેટલાં સ્વરૂપોમાંથી આ શબ્દો પહેલાં તો વધારે વિગતથી એકત્ર કરવા જોઈએ; એ શબ્દોની અર્થસંક્રાન્તિવિષયક અને ઉચ્ચારણપ્રક્રિયાવિષયક લાક્ષણિકતાઓ ત્યાર પછી સુસ્થાપિત થઈ શકે; એમનાં મૂળની શોધ ત્યારે જ વધારે સારી રીતે હાથ ધરી શકાય.

કેટલાક દાખલાઓમાં **મ ભા આ** નાં અભારતીય પરદેશી તત્ત્વો સંસ્કૃતમાં અપનાવી લેવામાં આવ્યાં છે; અને બીજાં કેટલાંક ઉદાહરણોમાં આ તત્ત્વો કોઈ પ્રાકૃત ( કે સંસ્કૃત ) ગ્રન્થ અથવા શિલાલેખમાં નોંધાયા

સિવાય **ન ભા આ** સુધી આવી ગયાં છે. શિલાલેખોમાંથી પણ આપણને ઉછીના લેવાયેલા કેટલાક પરદેશી શબ્દો મળે છેઃ જેમકે दिपि 'શિલાલેખ,' निपिस्त 'લખાયેલું' (અશોકની વાયવીય પ્રાકૃતમાં), असवारी 'ઘોડેસવાર' (સાંચીના લેખમાં), क्षत्रप અથવા छत्रव 'ઇરાની હાકેમ' 'શાસક' (કુશાન અને બીજા શિલાલેખોમાં), ઇત્યાદિ; આ બધા શબ્દો જૂની ફારસીમાંથી છે; सेक्य – कार 'નકશીકામ કરનાર' = બંગાળી सेका 'સોની' (સાતમી શતાબ્દીના એક શિલાલેખમાં) એ શબ્દ પણ ફારસીમાંથી છે. આવા ઉછીના લેવાયેલા શબ્દોનું **મ ભા આ** સમાનરૂપ મળતું નથી ત્યારે તેમને ઓળખી કાઢવા મુશ્કેલ પડે છે. નીચેનાં ઉદાહરણો આપવા જેવાં છેઃ **ન ભા આ** ठाठ **મ ભા આ** ठट्ठ ઉપરથી છે, જે (હમણાં જ ઉપર નોંધ્યું તે પ્રમાણે) तत ઉપરથી લેવાયેલ છે; ठाकर (ठकुर) શબ્દ જૂની તુર્કી Tegin ઉપરથી (સદ્ગત પ્રો. સીલ્વે લેવીએ સૂચવ્યું હતું તેમ) આવેલ છે; पठाण, पठान, पाठान એ શબ્દો પ.तान અથવા पख्तान = **મ ભા આ** पट्ठान ઉપરથી આવેલ છે; ઇત્યાદિ.

જેને અનુવાદમય સમાસ (Translation–Compounds) નામ આપી શકાય એવા પ્રયોગો દ્વારા ઉદાહૃત ભાષા–સંકરની ઘટના એવો મુદ્દો છે, જે **મ ભા આ** અને સંસ્કૃત બન્નેમાં ઊંડી તપાસ માગી લે છે. 'ભારતીય આર્યમાં ભાષાસંકર' એ પ્રશ્ન અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યાપરિષદના વડોદરાના અધિવેશનમાં રજૂ કરેલા મારા નિબંધમાં મેં ચર્ચ્યો હતો. વિભિન્ન ભાષાનાં બે તત્ત્વો – જે એક જ અથવા સમાન વસ્તુ વ્યક્ત કરે છે—વડે ઘટના પામેલા આવા 'અનુવાદમય સમાસો'નાં ઉદાહરણો ભારતીય આર્યમાં ઠીક ઠીક પ્રમાણમાં મળી આવે છે. (દા. ત. હિન્દી साग – सब्जी 'શાક,' ભારતીય અને ફારસી; झंडा – निशान ભારતીય અને ફારસી; वकील – बॅरिस्टर ફારસી – અરબી 'વકીલ' અને અંગ્રેજી 'બૅરિસ્ટર' ઉપરથી; मेल – तमाशा ભારતીય અને ફારસી; બંગાળી चा (८ चाक) – खड़ी, 'લખવાનો ચાક,' અંગ્રેજી Chalk જેના ઉચ્ચાર સો વર્ષ પહેલાં 'च़ाक' થતો હતો અને બંગાળી खड़ी એ બે તત્ત્વો વડે આ શબ્દ

બનેલો છે; बाक्स – पेडा ∠ અંગ્રેજી Box (બાક્સ) અને બંગાળી पेडा ∠ पेटक ઉપરથી; ઇત્યાદિ. મ ભા આ અને આ ભા આ (સંસ્કૃત) માંથી મને માત્ર દશ ઉદાહરણો મળ્યાં હતાં દા. ત. कार्षा – पण ' એક સિક્કો અથવા નાણાંવિષયક મૂલ્ય, ' એ શબ્દ જૂની ફારસી કર્ષ અને (ઑસ્ટ્રિકમાંથી આવેલ) સંસ્કૃત पण = 'ગણતરીમાં વપરાતી એક સંખ્યા,' 'ચાર' ઉપરથી; शालिहोत्र 'અશ્વ' એ શબ્દ ઑસ્ટ્રિક * शालि ∠ *शात, * साद, (જે સંસ્કૃત सादिन् 'ઘોડેસવાર'માં મળે છે: સરખ शालि – वाहन = सात–वाहन, અને કોલ सद् – आम्) તથા होत्र ∠ * घोत्र, * घुत्र, (સંસ્કૃત घोट નું તેમજ દ્રાવિડ શબ્દો જેવા કે તામિલ Kutirai ∠ * Gutirai, કન્નડ Kudure ∠ * Guturai, તેલુગુ Gurra-mu ∠ * Gutra-ઇત્યાદિનું જૂનું રૂપ) ઉપરથી આવેલ છે. એ પછી બીજાં થોડાંક ઉદાહરણો મને મળ્યાં છે. આ પ્રકારના અનુવાદમય સમાસો બતાવે છે કે પ્રાચીન ભારતમાં, અર્વાચીન ભારતની જેમ, વિવિધ ભાષાઓ સાથોસાથ બોલાતી હતી (અથવા તેમનો અભ્યાસ થતો હતો કે બીજી રીતે પ્રયોગ થતો હતો), અને તેથી આવી સામાસિક રચનાઓ બનવા પામી છે.

આ પ્રમાણે મ ભા આ ના—સાદા,રવાનુકારી અને સામાસિક–વાચકોનો અભ્યાસ ભારતીય આર્ય ભાષાના મ ભા આ પૂર્વેના તેમજ તે પછીના યુગોના ઇતિહાસ માટે અગત્યનો છે.

## વ્યાખ્યાન ૪

# નવ્ય ભારતીય આર્ય ભાષાઓના ધ્વનિઓ, પ્રત્યયો, અને શબ્દસંડોળનો વિકાસ

નવ્ય ભારતીય આર્ય ભાષાઓનો યુગ ઈ. સ. ૧૦૦૦ના અરસામાં શરૂ થયો — ઉત્તર ભારતનો તુર્કી – ઈરાની વિજય અને ન ભા આ ભાષાઓનો ઉદ્ગમ—અપભ્રંશની સાહિત્યિક પરંપરા, તેનો પ્રારંભ અને અસર – પિંગલ – અવહટ્ટ – સંસ્કૃતને મુકાબલે અપભ્રંશ અને ન ભા આ નું ગૌણ સ્થાન – ઈસ્લામી બનેલા તુર્કી અને ઈરાનીઓ દ્વારા થયેલા ઉત્તર ભારતના વિજયનું સ્વરૂપ – હિન્દુ ધર્મ અને સંસ્કારિતાના દૃઢીકરણ માટે ન ભા આ ભાષાઓનો ઉપયોગ – બંગાળી, મૈથિલી, ઉડિયા, અવધી, 'હિન્દી', રાજસ્થાની – ગુજરાતી અને મરાઠીમાં વિકાસ પામતાં ન ભા આ ભાષાઓનાં સાહિત્ય – ન ભા આ માં ગદ્ય—બ્રાહ્મણ-ગ્રન્થો વગેરેની આ ભા આ ગદ્યલેખનની પરંપરાનો લોપ – સંસ્કૃતમાં ગદ્યની નવીન શૈલી—ગદ્યની બાબતમાં ન ભા આની નબળાઈ – મ ભા આ નું ન ભા આમાં પરિવર્તન–ઉચ્ચારણ-પ્રક્રિયાવિષયક ફેરફારો – નવી ઉચ્ચારણટેવોનો સિન્ધીએ કરેલો પ્રતિકાર — ન ભા આ માં લિપિ અથવા લેખનપદ્ધતિમાં નવી ઉચ્ચારણ-ટેવોનું નિદર્શન નથી — ન ભા આ માં કંઠનાલીય ઉષ્મધ્વનિ (Glottal spirant) [ह्] ને સ્થાને કંઠનાલીય સ્પર્શધ્વનિ (Glottal stop) [ ' ] — ન ભા આ માં મહાપ્રાણ ધ્વનિઓને સ્થાને આશ્વસિત (Recursives : અથવા Implosives) એટલે કે જેમનું ઉચ્ચારણ કરતાં કંઠનાલીય પિધાન થાય એવા સ્પર્શધ્વનિઓ – આ બાબતમાં મધ્યવર્તી ભાષાઓ, 'હિન્દી' (પ્રાચ્ય અને પાશ્ચાત્ય) અને બીજી બોલીઓનું આસપાસની બોલીઓથી જુદા પડવું—પૂર્વબંગાળીમાં આશ્વસિત ધ્વનિઓ – પંજાબીમાં [ ह् ] અને મહાપ્રાણ ધ્વનિઓ – પંજાબીમાં મહાપ્રાણત્વના પ્રતિરૂપે સ્વર (Tone) – ગુજરાતી ઉચ્ચારણમાં કંઠનાલીય પિધાન – આશ્વસિત ધ્વનિઓ તથા 'બાહ્ય' અને 'આભ્યન્તર' આર્યનો પ્રશ્ન – 'બાહ્ય' અને 'આભ્યન્તર'

આર્યનો સિદ્ધાન્ત – **ન ભા આ** બોલનારા જુદા જુદા પ્રદેશોનાં ઉચ્ચારણમાં કંઠનાલીય વિધાન અને આશ્વસિત વર્ણો વગેરે પરસ્પરથી સ્વતંત્રપણે ઉદ્ભવ્યાં હતાં – પૂર્વ બંગાળી અને રાજસ્થાની — ગુજરાતીમાં આ ઉદ્ભવ ઘણું કરીને અપભ્રંશકાળ જેટલા જૂના સમયે થયો હતો – **ન ભા આ** મા સ્વરભાર (stress) અને સ્વર-દૈર્ઘ્ય (Vowel-length) – બંગાળીમાં સ્વરભાર અને માત્રા (Quantity) – સંભવિત આર્યેતર (દ્રાવિડ અને તિબેટ – ચિનાઈ) અસર — દક્ષિણ હિમાલય, પૂર્વ અને ઉત્તર બંગાળ અને આસામમાં તિબેટ – બ્રહ્મદેશવાસીઓ — **ન ભા આ** ભાષાઓમાં પારસ્પરિક અસરો – હિન્દી ઉપર પંજાબીની અસર – ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે ઉપર હિન્દીની અસર – આજકાલની સાહિત્યિક હિન્દી ઉપર સાહિત્યિક બંગાળીની અસર – બંગાળીદ્વારા હિન્દીમાં પરદેશી શબ્દો – **ન ભા આ** માં ધ્વનિવિષયક પરિવર્તનો તથા પ્રત્યયોને લગતા ફેરફારો—**ન ભા આ** ની રૂપઘટનપ્રક્રિયા – **આ ભા આ** અને **મ ભા આ** ના અવશેષો – નવા અનુગોદ્વારા વિસ્તાર પામેલી નામોની રૂપઘટનપ્રક્રિયા – **મ ભા આ** માં અનુગોનો પ્રારંભ – આ વિષયમાં આર્યેતર અસર – **ન ભા આ** ના નામસાધિત અને ધાતુસાધિત અનુગો – પ્રાચીના અવિકારી (Strong) રૂપ વડે પ્રથમા બહુવચનની અભિવ્યક્તિ – અંગ – તિર્યક્રૂપ (Oblique) નાં બહુવચનનો પ્રથમામાં વિનિયોગ – **ન ભા આ** માં સંધાન (Agglutination) દ્વારા પ્રયોજાતું બહુવચન – **ન ભા આ** માં સર્વનામોનાં સંમાનદર્શક રૂપો – સંમાનદર્શક બીજા (અને ત્રીજા) પુરુષ સર્વનામ માટે આત્મવાચક (Reflexive) સર્વનામ (आप –)નો પ્રયોગ – **ન ભા** .આમાં ક્રિયાપદોનાં રૂપાખ્યાનો – **આ ભા આ** કાલભેદોનો લોપ – **ન ભા આ** માં ક્રાન્ત રૂપમાંથી ઉદ્ભવેલા કાળભેદો – **ન ભા આ** માં ભૂતકાળમાં કર્તરિ કર્મણિ અને ભાવે રચનાઓ – **ન ભા આ**નાં આણા સ્વરૂપોમાં આ રચનાઓનો રૂપવિવર્ત – **ન ભા આ** માં સાદા અને મિશ્ર (Compound) કાળ – **ન ભા આ** ની ઉચ્ચારણપ્રક્રિયા અને રૂપઘટનપ્રક્રિયાના સ્વરૂપ વિશે સામાન્ય વિવેચન – દર્દ બોલીઓ – તેમનું વર્ગીકરણ ભારતીય આર્યથી અલગ રીતે થવું જોઈએ – યુરોપની જિપ્સી બોલીઓ – સિંહાલી – **ન ભા આ** ના શબ્દભંડોળ ઉપર સંસ્કૃતની અસર – તેની વિશિષ્ટ અદ્વિતીયતા અને મૂલ્ય – ફારસી અને અંગ્રેજી, તથા **ન ભા આ** ઉપર એ બન્નેની અસર – **ન ભા આ**નું ભાવી.

*ઈ. સ. ૧૦૦૦ના અરસામાં આર્ય ભાષાએ તેના ઇતિહાસના એક

+અર્વાચીન ભારતીય ભાષાઓના અભ્યાસ માટે સર જ્યોર્જ ગ્રિયર્સનનો Linguistic Survey of India એ શકવર્તી ગ્રન્થ અનિવાર્ય છે. જુદી જુદી ભાષાઓના અભ્યાસ માટે સંપૂર્ણ ગ્રન્થસૂચિઓ આ મહાન ગ્રન્થમાંથી મળી રહેશે. છતાં અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓના ઐતિહાસિક અને તુલનાત્મક અભ્યાસને અનુલક્ષીને નીચેના ગ્રન્થો ખાસ ઉલ્લેખ માગી લે છે:

નવા યુગ અથવા તબક્કામાં પ્રવેશ કર્યો. આ યુગ તે અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓનો કાળ. ભારતીય ઇતિહાસમાં મહત્ત્વના બનાવો બનતા

John Beames: A Comparative Grammar of the Modern Aryan Languages of India; 3 Vols., London, 1872, 1875, 1879.

Ramkrishna Gopal Bhandarkar: Wilson Philological Lectures, delivered before the University of Bombay in 1877, and published in the "Journal of the Bombay Branch of the Royal Asiatic Society, Vols. XVI and XVII: reprint in book form, Bombay, 1914.

A. Rudolf Hoernle: A Comparative Grammar of the Gaudian Languages with special reference to the Eastern Hindi: London, 1880.

George Abraham Grierson: On the Phonology of the Modern Indo-Aryan Vernaculars: "Zeitschrift der Deutschen Morgenlandische Gesellschaft," Vol. XLIX, pp. 392-421 and Vol. L, pp. 1-42.

George Abraham Grierson: On the Radical and Participial Tenses of the Modern Indo-Aryan Vernaculars; "Journal of the Asiatic Society of Bengal," Vol LXIV, 1895, pp. 352-375.

E. Trumpp: Grammar of the Sindhi Language, London-Leipzig, 1872.

John T. Platts: A Grammar of the Hindustani or Urdu Language, London, 1874.

C. J. Lyall: Sketch of the Hindustani Language, Edinburgh, 1880.

S. H.Kellog: A Grammar of the Hindi Language, 2nd edition, London, 1893.

L. P. Tessitori: Notes on the Grammar of old Western Rajasthani, in the "Indian Antiquary," Bombay, 1914-16.

Jules Bloch: La Formation de la langue Marathe, P

હતા, અને શકવર્તી આગન્તુક અસરો છતાં ભારતીય સંસ્કારિતાનો સમન્વય નિર્વિઘ્ને થયાં કરતો હતો. ભારતીય જીવન અને ભારતીય વિચારણાનો

---

R. L. Turner : The Indo-Germanic Accent in Marathi, "Journal of the Royal Asiatic Society of great Britain and Ireland," 1916.

R. L. Turner : Gujarati Phonology, ibid, 1921.

R. L. Turner · Sindhi Recursives, "Bulletin of the School of Oriental Studies." London, Vol. III, pp. 301–315.

John Sampson · The Dialect of the Gipsies of Wales : Oxford University Press, 1920.

Suniti Kumar Chatterji: The Origin and Development of the Bengali Language, 2 Vols. Calcutta University press, 1926

Banarasi Das Jain : A Phonology of Panjabi (with a Ludhiani phonetic Reader), University of Punjab, Lahore, 1934.

Baburam Saksena : The Evolution of Awadhi, Allahabad, 1938.

Wilhelm Geiger : A Grammar of the Sinhalese Language : Ceylon Branch of the Royal Asiatic Society, Colombo, 1938 (પ્રો. ગાઇગરનો અગાઉનો જર્મન ગ્રન્થ ઇ. સ. ૧૯૦૦માં સ્ટ્રાસબુર્ગમાંથી પ્રસિદ્ધ થયો હતો.)

Bani Kanta Kakati : Assamese, its Formation and Development, Gauhati, 1941.

આ ઉપરાંત ગ્રિયર્સનના Maithili Grammar (2nd edition, Calcutta, 1910), ઉદયનારાયણ તિવારીના Dialect of Bhojpuri ("Journal of the Bihar and Orissa Research Society," Patna, Vols. XX, XXI) અને ધીરેન્દ્ર વર્માના La Langue Braj (Paris, 1935) નો ઉલ્લેખ કરવો જોઈએ.

George Abraham Grierson : A Manual of the Kashmiri Language, 2 Vols., Oxford, 1911; The Pisaca Languages of

વિકાસ થયે જનો હતો, અને ભારત પોતાના વિચારોની, ભાવનાઓની અને કારીગરીની વિસ્મયજનક ઉદારતા દ્વારા ચિન્તન કરવાને, ઉચ્ચ ભાવનાઓ ભાવવાને અને માનવતા સારુ સનાતન મહત્ત્વ ધરાવતાં મૂલ્યો સર્જવાને શક્તિમાન થયું હતું. ઈ. સ. ૧૦૦૦ સુધીની ભારતીય સંસ્કારિતાની સિદ્ધિઓમાં સખ્યાબંધ મહાપુરુષોનાં નામોની એક હારમાળાનો, અમર ચિન્તનકણિકાઓના સમુદાયનો, વૈજ્ઞાનિક વિચારણાપિંડનો અને કલામય સર્જનોના સમૂહનો સમાવેશ થાય છે. અને આ બધી વસ્તુઓ માનવજાતની સર્વોચ્ચ સિદ્ધિઓ પૈકીની છે એ રીતે પણ હવે તેમનો સ્વીકાર થતો જાય છે. આર્ય ભાષાએ અને કેટલેક અંશે દ્રાવિડ ભાષાએ પણ ભારતમાં સંસ્કૃતિની આગેકૂચની સાથે જ કૂચ કરી હતી. આર્ય ભાષાએ વૈદિક સંસ્કૃત, પાલિ અને પ્રાકૃતો તરીકે, અને દ્રાવિડ ભાષાએ તામિલ અને કન્નડ તરીકે (જેના જૂનામાં જૂના નમૂનાઓ ઈ. સ. ૧૦૦૦ના કાળની પણ પૂર્વે જાય છે) શુદ્ધ સાહિત્યમાં, તત્ત્વજ્ઞાનમાં અને તે કાળે વિકાસ પામ્યાં હતાં તેવાં ભૌતિક વિજ્ઞાન અને તત્ત્વચિન્તનના વિષયમાં ઉચ્ચોચ્ચ મૂલ્યવાન ગ્રન્થો આપ્યા છે. તુર્કો અને મુસ્લિમ ધર્મ પાળતા બીજા પરદેશીઓ દ્વારા ઉત્તર ભારતનો, તથા ઉત્તર ભારતના મુસ્લિમો દ્વારા દક્ષિણનો વિજય થતાં–મોટે ભાગે આ કારણથી જ—જ્યારે ઈ. સ. ૧૦૦૦ ના અરસામાં એક નવો જ

---

North–Western India, London, 1906 (દર્દ ભાષાઓ સબંધમાં ઓસ્લોના Georg Morgenstierne નો તાજેતરનો ગ્રન્થ પણ નોંધવો જોઈએ).

વ્યુત્પત્તિશાસ્ત્રને સંબંધ છે ત્યાંસુધી ટર્નરની Nepali Dictionary એ સૌથી અદ્યતન ગ્રન્થ છે. જે. ટી. પ્લેટ્સની Hindustani Dictionary (Urdu, Classical Hindi and English), London, 1884, એ ગ્રન્થ જૂની રીતિનો હોવા છતાં પણ ઉપયોગી છે. એસ. એમ. કત્રેની Comparative Glossary of Konkani બંધ થઈ ગયેલ સામયિક "Calcutta Oriental Journal," Vol.II, no.1 (1934) માં છપાવી શરૂ થયેલી, તે હજી સુધી પણ પૂરી પ્રસિદ્ધ થઈ નથી. Linguistic Survey of India સાથે સંબદ્ધ ટર્નરની Comparative Dictionary of N I A ની આતુરતાપૂર્વક રાહ જોવાય છે.

યુગ ઊગ્યો ત્યારે ભારતીય માનસને અને ભારતીય સંસ્કારિતાના એક નવા જ યુગને વ્યક્ત કરવાનું કાર્ય ભારતીય ભાષાઓએ નવેસરથી ઉપાડી લીધું. પ્રાકૃતોનો યુગ આથમી ગયો હતો. અને પ્રાદેશિક અપભ્રંશો દ્વારા પ્રાકૃત ભાષાઓ અર્વાચીન ભારતીય ભાષાઓમાં પરિવર્તન પામી ચૂકી હતી. સંસ્કૃત ખરેખર મરણ પામી નહોતી—પ્રાચીન સાહિત્યના બહોળા સમૂહના સ્વરૂપમાં તેનો અભ્યાસ થતો હતો, અને દરેક પ્રકારના ગંભીર ગ્રન્થો અને પવિત્ર સાહિત્યના લેખનમાં તેનો પ્રયોગ થતો હતો સંસ્કૃત દ્વારા રજૂ થયેલા આદ્ય ભારતીય આર્ય ભાષાના સ્થાપિત ધોરણથી બોલાતી ભાષાઓ દૂર ને દૂર જવા માંડી તેથી કરીને બન્ને વચ્ચેનો સ્વરૂપગત અથવા બાહ્ય ભેદ અગાઉ કદી નહોતો વધ્યો તેટલો વધ્યો. સંસ્કૃત એ ભૂતકાળના ગૌરવનુ વાહન હતી, પરન્તુ દેશી ભાષાઓને ચાલુ જમાનાનાં માણસોની જરૂરિયાતો પૂરી પાડવાની હતી, અને દેશની અંદર જ દેશની સંસ્કારિતા માટે લડત ચલાવવાની હતી. અલબત, એમ કરવામાં તેમને સંસ્કૃતનું પીઠબળ હતું જ. ભારત ઉપર જો તુર્કી—મુસ્લિમ વિજય થયો ન હોત તો અર્વાચીન ભારતીય ભાષાઓનો જન્મ થયો હોત ખરો, પરન્તુ ગંભીર સાહિત્યરચના માટે તેમનો સ્વીકાર થવામાં ઘણો વિલંબ થયો હોત; કારણ કે ભારતમાં ભાષાના ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે લોકોની રસવૃત્તિ નવી વસ્તુઓ પાછળ નહિ, પરન્તુ કંઈક પાકટ અથવા પુરાણી વસ્તુઓ પાછળ દોડતી હતી. અલબત, કેટલાક પ્રદેશોમાં અર્વાચીન ભારતીય ભાષાઓનો—એ ભાષાઓના જન્મકાળથી જ લેખકોના વિચારોના પ્રચારના વધારે અસરકારક સાધન તરીકે, આમવર્ગ સુધી પહોંચવાના આશયથી,—સાહિત્યમાં સ્વીકાર કરવામાં આવ્યો હતો: ઉદાહરણ તરીકે, સ્થાનિક માગધી અપભ્રંશે સ્પષ્ટ બંગાળી સ્વરૂપ લીધું ત્યારથી, એટલે કે ૧૦ મી શતાબ્દીથી આપણને જૂનાં બંગાળી ગીતોનું સાહિત્ય મળે છે. પરન્તુ સામાન્ય રીતે તો, ઉત્તર ભારતના મોટા ભાગમાં, અપભ્રંશ સાહિત્યપરંપરા કે જેનો ઉગમ ઘણો વહેલો—દ્વૈતીયિક પ્રાકૃતો પછી તુરત જ, ખ્રિસ્તની પહેલી સહસ્રાબ્દીની અધવચમાં થયો હતો તે તુર્કી—ઇરાની વિજયના સમયમાં

સામર્થ્યશાલી બનતી હતી. ( કાલિદાસના ' વિક્રમોર્વશીય 'માં કેટલાંક અપભ્રંશ પદ્યો છે—આ પદ્યો જો પ્રક્ષિપ્ત ન હોય અથવા કાલિદાસના સમયમાં એટલે કે ઈ. સ. ૪૦૦ના અરસામાં પ્રચલિત દ્વૈતીયિક પ્રાકૃતનું પાછળનું રૂપાન્તર ન હોય તો શિષ્ટ સાહિત્યમાં અપભ્રંશનો પ્રયોગ કાલિદાસના સમય જેટલો જૂનો છે એમ કહી શકાય. વાયવ્ય પ્રાકૃત જેનો સમય ઈ. સ. ની ત્રીજી શતાબ્દી જેટલો જૂનો છે તેમાં અપભ્રંશની કેટલીક લાક્ષણિકતાઓ—જેમકે અન્ત્ય – ઓ નું – ઉ થવું — દેખાય છે; પરન્તુ વાયવ્ય બોલીઓની બાબતમાં ખરોષ્ઠીની લેખનપદ્ધતિ જોતાં આ વસ્તુ નિશ્ચિતપણે કહેવી અશક્ય છે અથવા ઘણી મુશ્કેલ છે. ) અર્વાચીન ભારતીય ભાષાઓએ જ્યારે પોતાનું વ્યક્તિત્વ પ્રાપ્ત કરી લીધું અને સાહિત્યરચનાનો પ્રારંભ કરી દીધો ત્યાર-પછી પણ અપભ્રંશની સાહિત્યપરંપરા કાં તો શુદ્ધ અપભ્રંશના સ્વરૂપમાં અથવા અપભ્રંશ લેખનપદ્ધતિ, શબ્દભંડોળ તથા રૂઢિપ્રયોગો તેમજ અપભ્રંશની છાપ અને લાક્ષણિકતાના ઘેરા રંગોથી રંગાયેલી પ્રાદેશિક ભાષાઓના રૂપમાં ચાલુ રહી હતી. આવી અર્ધ–અપભ્રંશ અર્ધ- ન ભા આ સાહિત્યભાષાનો નમૂનો આપણને 'પૃથ્વીરાજરાસો' તથા એવા બીજા ગ્રન્થોમાં અને રાજસ્થાનની પિંગલ ભાષારૂપે મળે છે. ન ભા આ થી રંગાયેલું અથવા ઓતપ્રોત બનેલું અપભ્રંશનું એક પાછળનું સ્વરૂપ જે ઈ સ. ૧૪૦૦ના અરસામાં પૂર્વ ભારતમાં પ્રચલિત હતું તે 'અવહટ્ટ' (અપભ્રષ્ટ) નામથી ઓળખાય છે. પંદરમા સૈકાના અંતભાગમાં રચાયેલું ' પ્રાકૃત પિંગલ ' એ અપભ્રંશ ( અને કેટલેક અંશે પ્રાકૃત ) પરંપરાને ઠેઠ નવ્ય ભારતીય આર્ય ભાષાઓ સુધી ચાલુ રાખનો એક અગત્યનો નમૂનો છે. જો ભારતીય જીવન એના જૂના ચીલાઓમાં જ ચાલતું રહ્યું હોત અને બહારના પ્રચંડ આક્રમણનો સામનો તેમને કરવો પડ્યો ન હોત તો મેં અગાઉ સૂચવ્યું છે તે પ્રમાણે નવ્ય ભારતીય આર્ય ભાષાઓના સાહિત્યનો જન્મ અને વિકાસ એક અથવા બે શતાબ્દીઓ જેટલો મોડો થયો હોત. ઈ. સ. ૧૦૨૫ના અરસામાં ભારતનું વર્ણન કરનાર અલ – બીરૂનીએ નોંધ્યું છે કે એ સમયમાં ( ઉત્તર હિન્દની ) ભારતીય એટલે કે

ભારતીય આર્ય ભાષા બે રીતે વિભક્ત હતી—એક તો અપભ્રંશ જેવી દેશી ભાષા કે જે માત્ર સાધારણ જનસમાજમાં પ્રચલિત હતી, અને બીજી શિષ્ટ ભાષા કે જે શિષ્ટ અને શિક્ષિત વર્ગોમાં પ્રચલિત હતી, જે ખૂબ એકાંતી હતી તથા વ્યાકરણની પ્રત્યયપ્રક્રિયાના, વ્યુત્પત્તિના નિયમો જાળવતી હતી અને વ્યાકરણ અને અલંકારશાસ્ત્રની સૂક્ષ્મતાઓને અનુસરતી હતી. આમ છતાં પણ ભારતીય ભાષાને અન્ય—બીજની એક જ ગણે છે. મુસંસ્કૃત વર્ગોએ—બ્રાહ્મણોએ સંસ્કૃત ભાષાને જ જીવતદાન ચાલુ રાખ્યું હશે, અને તેમના આશ્રયદાતા ક્ષત્રિયો અને બીજા રાજાઓએ આ કાર્યમાં તેમને આશ્રય આપ્યો હશે—પરન્તુ તેઓ (ક્ષત્રિયો) અને તેમની પ્રજાઓ તો આનંદવિનોદને માટે અપભ્રંશ, મિશ્રઅપભ્રંશ અને પ્રદેશિક ભાષાઓ તરફ વળ્યાં હશે,—યુદ્ધનાં વીરકાવ્યો, પ્રેમનાં ઊર્મિકાવ્યો અને ધાર્મિક અને ભક્તિનાં કાવ્યો બ્રાહ્મણોનાં સામાન્ય સાહિત્યિક વલણ અને પ્રવૃત્તિઓમાંથી બાકાત રહ્યાં હશે.

પરન્તુ પરમત–અસહિષ્ણુ અને આક્રમણશીલ ઇસ્લામ, જે પોતે જ 'એક માત્ર સાચો ધર્મ' હોવાનું માનતો હતો અને પોતાની સમક્ષ 'કાફિર'—મિથ્યાદૃષ્ટિ નાસ્તિકોએ નમી પડવું જોઈએ એમ સમજ્યો હતો તે ઇસ્લામના તત્ત્વવાળા તુર્કી વિજયની સાથે ભારતમાં એક અભૂતપૂર્વ વસ્તુ આવી. તુર્કી વિજયની પહેલાં (આમાંથી સિન્ધ ઉપરનો આરબોનો વિજય બાદ કરવાનો છે, કારણ કે એ પ્રાન્ત તેમણે ઈ. સ. ૭૧૨ માં જીત્યો ત્યારબાદ થોડા જ સમયમાં તેમને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા) બધા જ પરદેશીઓને પોતામાં સમાવી લેવાને ભારતવર્ષ શક્તિમાન બન્યો હતો, એટલું જ નહિ પણ એ પૈકીના કેટલાકને તો તેણે ક્ષત્રિય અને બ્રાહ્મણ તરીકેની ઊંચી પદવી આપી હતી. એનું મુખ્ય કારણ એ હતું કે આ પરદેશીઓ, કે જેમાંના કેટલાક તો ખૂબ સંસ્કૃત હતા (અને એમાંયે પ્રાચીન ઇરાનીઓ અને ગ્રીકો તો ભારતવાસીઓ કરતાં પણ ઉચ્ચ પ્રકારની ભૌતિક સંસ્કૃતિ ધરાવતા હતા અને બૌદ્ધિક સંસ્કારિતામાં પણ તેમની બરાબરી કરતા હતા) તેઓનું

બૌદ્ધિક જીવન પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ આરબોના ઇસ્લામે ઉત્પન્ન કરેલા અને દૃઢ બનાવેલા દૃષ્ટિબિન્દુ કરતાં તદ્દન જુદા પ્રકારનું હતું – બલ્કે એ દૃષ્ટિબિંદુ સંસ્કારી તેમજ સમભાવપૂર્ણ તથા ભારતીય વિચારસરણિને તદ્દન અનુરૂપ હતું પરન્તુ તુર્ક વિજેતા તો એવી સજ્જડ માન્યતા સાથે અહીં આવ્યો કે મહમ્મદ પયગંબરે ઉપદેશેલા ધર્મના અનુયાયી તરીકે પોતે ઇશ્વરનો માનીતો હતો અને 'મૂર્તિપૂજકો' સામે ખુદાના લડવૈયા તરીકે પોતે લડતો હતો – એ 'મૂર્તિપૂજકો'ને પોતે જેને સાચો ધર્મ માનતો હતો તેના અનુયાયી બનાવવાની જેટલી એની ફરજ હતી તેટલી જ ફરજ જેને પોતે ખુદાનો હુકમ સમજતો હતો તેની સામે તેઓ થાય તો તેમને લૂટી લેવાની અને કત્લ કરવાની હતી. ભારતવાસીઓને બળાત્કારે પણ પોતાની વિચારસરણિને અનુરૂપ બનાવવાનું તુર્કી વિજેતાઓનું વલણ તુર્કી વિજયની પ્રારંભિક વિપ્લવકારી શતાબ્દીઓમાં ભારતીય સંસ્કૃતિ માટે ખરેખરી દહેશતરૂપ બન્યું હતું; અને ભારતીય વિચારપ્રવાહોના નાયકો – જ્યાં તેઓ 'મ્લેચ્છ' અથવા પરદેશી જંગલી આક્રમણની આ નવા પ્રકારની આકસ્મિકતા અને બળથી સ્તબ્ધ થઈ ગયા નહોતા તે સ્થળોએ, આ નવા જ હુમલા સામે આધ્યાત્મિક અને સાંસ્કારિક ધોરણે ભારતીય સંસ્કૃતિને બચાવવા માટે સંગઠન કરવા મંડ્યા. પોતાના પૂર્વજોના ઉચ્ચ સાંસ્કારિક અને આધ્યાત્મિક વિચારોનો આમવર્ગમાં પ્રચાર કરવા માટે તેમણે પ્રાદેશિક લોકભાષાઓનો આશ્રય લીધો, અને આ રીતે ધર્મ તેમજ જીવનની ગાળણમાં તુર્ક રીતિમાં ભળી જવાના ભય સામે તેમણે રક્ષણ મેળવ્યું. પ્રારંભિક આક્રમણના આંચકામાંથી ઉત્તર ભારતના હિન્દુઓએ સ્વસ્થતા મેળવી કે તુરત જ પ્રવાસી ઉપદેશકો બહાર નીકળી પડ્યા અને હિન્દુઓના જૂના એકેશ્વરવાદનો – આ એક ઇશ્વરને રામ અને કૃષ્ણ અને શિવનું નામ આપીને – ઉપદેશ કરવા લાગ્યા; અને બ્રાહ્મણોએ પણ મહાભારત – રામાયણ અને પુરાણો વાંચવાની, અનુવાદ કરવાની અને સમજાવવાની જૂની પરંપરાને નવા જુસ્સાથી ચાલુ રાખી. પ્રવાસી ઉપદેશકોનાં ભક્તિકાવ્યો અને રામાયણ – મહાભારત તથા પુરાણોનાં રૂપાન્તરો એ જુદી જુદી અર્વાચીન આર્યભાષાઓમાં સાહિત્યના પ્રારંભિક પાયારૂપ બન્યાં ( જે

કે સાહિત્યનાં બીજાં કેટલાંક સ્થાનિક સ્વરૂપો પણ પ્રચલિત હતાં, જેમકે બંગાળામાં બૌદ્ધ ગીતો અને વિધિવિધાનોનું સાહિત્ય તથા લાઉસેન ગોપીચન્દ્ર અથવા ગોવિન્દચન્દ્ર જેવા સ્થાનિક વીરપુરુષોને લગતાં વર્ણનકાવ્યો, અને નાગદેવી મનસાના પંથ જેવા સ્થાનિક સંપ્રદાયો – અને ગુજરાતમાં જૈન કથાનકો અને ઉપદેશનું સાહિત્ય ), જ્યારે એ જ અરસામાં તેરમી શતાબ્દીમાં ઉત્તર ભારતના મોટા ભાગમાં તુર્ક વિજયની સંસ્થાપના અને 'મુસ્લિમ' સત્તાની સ્થાપના થઈ રહી હતી.

પ્રાદેશિક નવ્ય ભારતીય આર્યભાષાઓના સાહિત્ય માટેની આવશ્યકતા તેમજ તે માટેના વિષયો બન્ને તૈયાર હતાં; અને પરિણામે ભારતીય સાહિત્યના સાતત્યને આપણે હિન્દુ પુરાણોના ભાષાવતાર તથા હિન્દુ ધાર્મિક વિષયોના કવિત્વમય નિરૂપણ તરફ વળતું જોઈએ છીએ. હિન્દુ દેવો અથવા અવતારોની સ્તુતિરૂપે લખાયેલાં નાનકડાં ઊર્મિકાવ્યો એ બારમી શતાબ્દીની અપભ્રંશ અને ઊઠરતી દેશી ભાષાઓનું એક સુસ્થાપિત અંગ હતું; ઉદાહરણ તરીકે જુઓ – ઈ. સ. ૧૧૨૯ માં મહારાષ્ટ્રના ચૌલુક્ય રાજા સોમેશ્વર ૩-જા ભૂલોકમલ્લના આશ્રય નીચે રચાયેલા મહાકાય સંસ્કૃત સર્વસંગ્રહ 'અભિલષિતાર્થ-ચિન્તામણિ' અથવા 'માનસોલ્લાસ'ના 'ગીતવિનોદ' વિભાગમાંનાં દેશી ભાષામાં લખાયેલાં કેટલાંક કાવ્યો અને પદ્યખંડો, તથા 'પ્રાકૃત પિંગલ'માં ઉદ્ધૃત થયેલાં કેટલાંક પદ્યો; વળી જયદેવના 'ગીતગોવિન્દ'નાં ૨૪ પદો, જે મૂળ અપભ્રંશમાં અથવા નવી વિકસેલી બંગાળની ન ભા આ ભાષામાં રચાયાં હોય તેમ જણાય છે તે જુઓ. આ બધી ભાષાઓ માટે ધબકતું જીવન શરૂ થઈ ગયું હતું અને ૧૬૦૦ના અરસામાં ન ભા આ ભાષાઓમાં પ્રમુખ મહત્ત્વના સંખ્યાબંધ ગ્રન્થો આપણી સમક્ષ આવે છે : મરાઠીમાં 'જ્ઞાનેશ્વરી' અને 'એકનાથી રામાયણ', બંગાળામાં ચંડીદાસનું 'શ્રીકૃષ્ણ – કીર્તન', વિજયગુપ્ત અને વિપ્રદાસનાં 'પદ્મપુરાણ', ગુણરાજ ખાનનો 'શ્રીકૃષ્ણવિજય', કૃત્તિવાસનું 'રામાયણ', મુકુન્દરામનું 'ચંડીકાવ્ય' અને કૃષ્ણદાસ કવિરાજનું 'ચૈતન્યચરિતામૃત'; આસામીમાં શંકરદેવ અને

તેના સમકાલીનોના ગ્રન્થો; મૈથિલીમાં વિદ્યાપતિનાં ઊર્મિકાવ્યો; ઊડિયામાં જગન્નાથદાસનું 'ભાગવત પુરાણ'; અવધીમાં તુલસીદાસનું 'રામચરિતમાનસ' અને બીજા ગ્રન્થો; 'હિન્દી'માં કબીરનાં કાવ્યો; પંજાબીમાં સૌથી જૂની 'સાખીઓ'; મિશ્ર અપભ્રંશ અને જૂની પાશ્ચાત્ય હિન્દીમાં 'પૃથ્વીરાજ રાસો'; રાજસ્થાનીમાં મીરાંબાઈનાં કાવ્યો; અને ગુજરાતીમાં નરસિંહ મહેતાનાં કાવ્યો અને પદ્મનાભનો 'કાન્હડદે પ્રબંધ' (૧૪૫૬) ઇત્યાદિનો એમાં સમાવેશ થાય છે. એ પ્રમાણે આ ભાષાઓનું જીવન નિશ્ચિત થઈ ચૂક્યું હતું. ન ભા આ ભાષાઓએ ભારતની પ્રજા ઉપર ઇસ્લામ ધર્મ ઠોકી બેસાડવા ઇચ્છતા મુસ્લિમ – તુર્કી આક્રમણનો આ રીતે મુકાબલો કર્યો હતો. ૧૬ મી – ૧૭ મી શતાબ્દીમાં ઉત્તર ભારતીય મુસ્લિમોએ ભારતીય આર્યભાષાનો એક નવીન શોધની જેમ ઉત્સાહપૂર્વક સ્વીકાર કર્યો, અને સંયોગોના બળને પરિણામે હિન્દી અથવા હિન્દુસ્તાનીના મુસ્લિમ પ્રકાર લેખે ઉર્દૂનો એક સંગમ ભાષા (Compromise Language) તરીકે જન્મ થયો. આ પહેલાં જ, અવધી ભાષામાં લખાયેલા કાવ્યગ્રન્થ 'પદ્માવત' (આશરે ઈ સ. ૧૫૪૫)ના કર્તા મલિક મુહમ્મદ જાયસી અને દક્ષિણમાં આવેલા બિજાપુરના શાહ બુરહાનુદ્દીન જાનમ (ઈ. સ. ૧૫૮૨) જેવા મુસ્લિમ લેખકોએ ફારસી નહિ જાણતી ભારતીય જનતાને ઇસ્લામનો (સામાન્ય રીતે સૂફીવાદી ઇસ્લામનો) સંદેશ આપવા માટે હિન્દુઓની માફક જ પ્રચલિત દેશી ભાષાનો પ્રયોગ કરેલો છે, અને મહાન કબીર પણ એક માત્ર નામ સિવાય બીજી બધી જ બાબતમાં એક હિન્દુ કવિ હતા – ઉત્તર ભારતના મધ્યકાળના ગોરખનાથ, રામાનંદ વગેરે જેવા મહાન ધાર્મિક લેખકોની સીધી પરંપરાના સૌથી મહાન સન્તો અથવા ભક્તો પૈકી તે એક હતા.

અર્વાચીન ભારતીય આર્ય ભાષાએ સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ પાસેથી જે પરંપરાનો વારસો મેળવ્યો હતો તે પરંપરા પદ્યસાહિત્યની હતી. સંસ્કૃતના પદ્યાત્મક સાહિત્ય સાથે સરખાવતાં ભારતમાં ગદ્યલેખન એ પ્રમાણમાં પછાત રહેલું જણાશે. બ્રાહ્મણગ્રન્થો, મહાભારતનો ગદ્યભાગ, કૌટિલ્યનું

પરન્તુ બીજી બધી બાબતોમાં આ પંજાબી બોલીઓ, અને સિન્ધી ( જેનો વિકાસ પોતાની આગવી રીતે થયો છે ) બીજી નવ્ય ભારતીય આર્ય ભાષાઓ જેવી કે હિન્દી ( હિન્દુસ્તાની ), વ્રજ ભાષા, અવધી, રાજસ્થાની–ગુજરાતી, મરાઠી, ઊડિયા, મૈથિલી, બંગાળી – આસામી, પરવતિયા વગેરેની સમાનકક્ષ બની.

નવ્ય ભારતીય આર્ય ભાષાઓની ધ્વનિપ્રક્રિયા કેટલાક રસિક

*નવ્ય ભારતીય આર્ય ભાષાઓની ધ્વનિપ્રક્રિયા માટે જુદી જુદી ભાષાઓ અને બોલીઓના નીચે પ્રમાણેના અભ્યાસગ્રન્થોનો ઉલ્લેખ કરી શકાય:

T. Grahame Bailey: A Panjabi Phonetic Reader, University of London press, 1914.

Suniti Kumar Chatterji: Bengali Phonetics, "Modern Review," Calcutta, January 1918.

H. S. Perera and Daniel Jones: A Colloquial Sinhalese Reader, Manchester University press, 1919.

Suniti Kumar Chatterji: A Brief Sketch of Bengali Phoneties, International Phonetic Association, London, 1921.

Suniti Kumar Chatterji: A Bengali Phonetic Reader, University of London press, 1928.

Banarsi Das Jain: A Ludhiani Phonetic Reader, University of the Panjab, Lahore, 1934.

Baburam Saksena: Evolution of Awadhi ( અવધી ધ્વનિપ્રક્રિયા અને ધ્વનિવિષયક મૂળ પાઠો માટે ), Allahabad, 1938.

S. G. Mohiuddin Kadri: Hindustani Phonetics ( Hindustani of Hyderabad–Deccan ), Paris, 1930.

Gopal Haldar: A Brief Phonetic Sketch of the Noakhali Dialect of South–Eastern Bengali. Calcutta University Journal of the Department of Letters, Vol. XIX, 1929, pp. 1–40.

અને ગૂંચવણભર્યા પ્રશ્નો રજૂ કરે છે. પહેલી નજરે તો એમ લાગે કે ધ્વનિપ્રક્રિયામાં કોઈ નવું તત્ત્વ આવ્યું નથી – કોઈ નવો ધ્વનિ ઉમેરાયો નથી. ભારતીય આર્ય ભાષાઓ માટે એક જ જૂની ભારતીય વર્ણમાળા વપરાય છે – પછી તે વર્ણમાળા દેવનાગરી રૂપે, અથવા બંગાળી, ઊડિયા, આસામી અને મૈથિલીરૂપે અથવા મોડી, લાંડા, શારદા અથવા કૈથી લિપિના રૂપમાં હોય—અને કોઈ નવા શક્ય ધ્વનિ માટે કોઈ નવો વર્ણ એમાં ઉમેરાયો નથી; એથી આ વિષયમાં કોઈ સૂચન આપણને લખેલા અથવા છાપેલા પાનામાંથી મળતું નથી. પણ ચોક્કસ જૂના ધ્વનિઓ કેટલીક ભાષાઓમાં તથા કેટલાક પ્રદેશની બોલીઓમાં વિશિષ્ટ પરિવર્તનો પામ્યા છે એ સહેલાઈથી સમજી શકાય એવું છે. ઉદાહરણ તરીકે આ ભા આ અને મ ભા આ च, ज મરાઠીમાં (અમુક જ પ્રસંગોએ), ગંજામ બાજૂની ઊડિયા ભાષામાં, સુરતી ગુજરાતીમાં,[1] રાજસ્થાનની કેટલીક બોલીઓમાં, પરબતિયા અથવા ગોરખાલી ભાષામાં અને પૂર્વ બંગાળમાં દંત-તાલવ્ય

---

Gopal Haldar: A Skeleton Grammar of the Noakhali Dialect of Bengali. Ibid, Vol, XXIII, 1933, pp. 1–38.

Sumitra Mangesh Katre: Konkani Phonetics, Ibid., Vol. XXVII, Calcutta, 1935, pp. 1–19.

Siddheshwar Varma: The Phonetics of Lahnda, "Journal of the Royal Asiatic Society of Bengal," 1936, Letters, Vol. II, pp. 47–118.

Subhadra Jha: Maithil Phonetics, "Indian Linguistics," Calcutta University, Vol. VIII, part I, 1940–41, pp. 39-70.

Krishnapada Goswami: Linguistic Notes on Chittagong Bengali, Ibid, Vol. VIII, Part 2 & 3, pp. 111–162.

૧. च, ज નું આ દંત—તાલવ્ય ઉચ્ચારણ ચરોતર, ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડના કેટલાક ભાગોમાં પ્રચલિત છે, પણ સુરત બાજૂ તો નથી જ. અનુવાદક

न, ज रूपे परिवर્તન પામ્યા છે. ફારસી ભાષા સાથેના સંપર્ક તથા હિન્દીના મુસ્લિમ રૂપાન્તર ઉર્દૂમાં ફારસી (તેમજ અરબી) તત્ત્વોના અસ્તિત્વને પરિણામે તેમાં फ़, ज़, ख़, ग़ घ, ज़ જેવા પરદેશી ધ્વનિઓ—અરે (ઓછામાં ઓછું 'આલિમો' એટલે કે ફારસી-અરબીના વિદ્વાનોની ભાષામાં) 'હમઝા' અને 'અયન' પણ એવા ધ્વનિઓવાળા શબ્દો ભાષામાં મોટા પ્રમાણમાં દાખલ થવાને પરિણામે આવ્યા છે. કેટલાક દાખલાઓમાં સ્વરમાં પણ કંઈક પરિવર્તન થયું હોવાનું જણાય છે, જેમ કે – સંસ્કૃત (આ ભા આ) अ, બંગાળી, આસામી, ઊડિયામાં વર્તુલ (rounded) નિમ્નમધ્ય (low-mid) પશ્ચાદવસ્થિત સ્વરધ્વનિ (Back-vowel) બન્યો (અંગ્રેજી law માં a નો ઉચ્ચાર થાય છે તેવો), પણ મરાઠીમાં અવર્તુલ (Unrounded) ઉચ્ચ-મધ્ય (high-mid) પશ્ચાદવસ્થિત સ્વરધ્વનિ (અંગ્રેજી Son માં o નો ઉચ્ચાર થાય છે તેવો) થયો. રાજસ્થાની અને પશ્ચિમ હિન્દીમાં તદ્ભવ અને ઉછીના લીધેલા શબ્દોમાં ऐ અને औ અનુક્રમે સાધારણ સંમુખાવસ્થિત સ્વરધ્વનિ (Front vowel), અને પશ્ચાદવસ્થિત નિમ્નમધ્ય સ્વરધ્વનિએ (વિવૃત ऒ – ऑ) થયા. કેટલીક ભાષાઓમાં અનુનાસિકત્વયુક્ત સ્વરો દેખાવા લાગ્યા. પછી એક મહત્ત્વની લાક્ષણિકતા, જે હ્રાસપ્રક્રિયા (Principle of decay)ના સાતત્યનું પરિણામ છે તે એ કે ઘણીક નવ્ય ભારતીય ભાષાઓમાં શબ્દાન્તર્ગત અને અન્ત્ય સ્વરોનો લોપ થયો.

* પરન્તુ ન ભા આ ભાષાઓનો ખાસ કરીને તેમની ધ્વનિપ્રક્રિયા

* ख्, घ् च्, झ्, ठ्, ढ्, थ्, ध्, फ्, भ्, એ મહાપ્રાણ સ્પર્શ વ્યંજનો ઉપ્મન્ અથવા પ્રાણ (ઉચ્છ્વાસ) સાથે સંમિલિત સ્પર્શત્વનાં બનેલા હોવાનું પ્રાચીન ભારતીય ઉચ્ચારણશાસ્ત્રીઓ માનતા હતા. આથી જ એ વ્યંજનો મહાપ્રાણ (જેમાં શ્વાસનો ઘણો વ્યય થાય છે) તરીકે ઓળખાયા. એ જ પ્રમાણે ગ્રીક ભાષાના મહાપ્રાણ સ્પર્શ વ્યંજનો 'કસાય્', 'થીટા', 'ફાય્'નું રોમનોએ 'સ્પર્શ + મહાપ્રાણ (હ્)' એ રીતે પૃથક્કરણ કર્યું હતું, અને આ ધ્વનિઓ માટેના ગ્રીક વર્ણો રોમન લિપિમાં આ પ્રમાણે લખાતા હતાઃ

અને ઉચ્ચારણપ્રક્રિયાવિષયક લાક્ષણિકતાઓના તાજેતરમાં થયેલા અભ્યાસને પરિણામે આપણા જ્ઞાનમાં અસાધારણ ઉમેરો થયો છે. મહાપ્રાણ સ્પર્શ

---

'ખ્સાય્'=ch (i. e. kh) 'થીટા'=th, અને 'ફાય્'=ph. પછીના સમયમાં ભારતમાં હિન્દી માટે ફારસી–અરબી લિપિનો સ્વીકાર કરતી વખતે પણ મહાપ્રાણ વર્ણોનું સૂચન સ્પર્શ વર્ણ+ 'હ'કાર એ રીતે કરવામાં આવ્યું હતું.

[illegible]

યુરોપિયનોએ (પોર્ટુગીઝો, અંગ્રેજો) પણ એમ જ કર્યું હતું. વળી જુઓ મલાય શબ્દ चहम (=સં.भाषा) માં સંસ્કૃતના મૂનું वह રૂપે પૃથક્કરણ.

શ્રીયુત અમલેશચન્દ્ર સેને મહાપ્રાણ અને અલ્પપ્રાણ બંગાળી સ્પર્શ વ્યંજનોનાં ઉચ્ચારણોની સંપૂર્ણ તપાસ કરી છે અને તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, મહાપ્રાણ અને અલ્પપ્રાણ આશ્વસિતોના ઉચ્ચારણતંત્રમાં કેટલાક મૂળભૂત તફાવતો છે. આ તફાવતો ઘટતા જતા હોય તેમ જણાય છે, પણ ઉચ્ચારણની વિવિધ પરિસ્થિતિઓમાં તે ટકી રહે છે. આ વસ્તુ લેખકે પોતાના એ નિવેદનના સબળ પ્રમાણ તરીકે રજૂ કરી છે કે મહાપ્રાણ આશ્વસિતો એ અલગ મૂળભૂત ધ્વનિઓ (Phonemes) છે, અને તેમને એક જ ધ્વનિ તરીકે ગણી શકાય એમ છે.' ધ્વનિ–ઉત્પાદનની પ્રક્રિયા તથા તેની નાદાત્મક (Acoustic) અસર એ બન્ને બાબતમાં સાદા આશ્વસિતો અને તેમનાં મહાપ્રાણ સ્વરૂપો તરીકે જે ઓળખાય છે તે બન્નેને તેઓ અલગ ધ્વનિઓ ગણે છે. (Proceedings of the Second International Conference of Phonetic Sciences, London, 1925, published from Cambridge, 1936, pp. 184-193). પરન્તુ જે ભેદ વાસ્તવમાં છે અને જેનો કદી પણ ઇનકાર કરવામાં આવ્યો નથી તે તો મહાપ્રાણ ધ્વનિઓ પરત્વે ગાલના વધારાના દબાણમાં અને 'છાતીના સ્નાયુઓના ઉચ્ચતર શ્વાસાત્મક ધડકાઓમાં' રહેલ છે, પરન્તુ મહાપ્રાણોના વ્યુત્પાદનમાં સ્વરોત્પાદક અવયવોના આન્તરિક ધડકા અથવા સંચલન ગમે તે પ્રકારનાં હોય, પણ સામાન્ય વ્યવહારુ દૃષ્ટિએ તો મહાપ્રાણ સ્પર્શધ્વનિઓને મહાપ્રાણત્વ સાથેના સ્પર્શધ્વનિઓ તરીકે માનવાનું (એ વસ્તુનો શ્રી સેને પણ અસ્વીકાર કર્યો નથી) આપણે ચાલુ રાખી શકીએ.

ડો. પરમાનંદ બાહલે આશ્વસિતોનો પ્રશ્ન Punjab Criental Research, Vol. I, No. 1, January, 1941 (Edited by Des Raj Khushtar, Mercantile Press, Lahore) ના બે લેખોમાં ચર્ચ્યો છે—A C.'

વ્યંજનો (Aspirated stops) અને મહાપ્રાણ (ह्)ના વિષયમાં આ વસ્તુ ખાસ લાગુ પડે છે. આ પ્રક્રિયાનો પહેલા પ્રથમ અભ્યાસ પંજાબીની બાબતમાં ડૉ. ગ્રેહામ બેલીએ કર્યો હતો, અને ત્યારબાદ પૂર્વ બંગાળી અને બીજી કેટલીક બોલીઓની બાબતમાં મેં એનું વિશેષ અન્વેષણ કર્યું હતું. એમ જણાય છે કે (ह्)ને સ્થાને ન ભા આ ના ઘણાક પ્રકારોમાં એક

---

Dr. S. K. Chatterji's article, Recursives in New Indo-Aryan, pp. 19–23, Injective Consonants in Western Punjabi Languages, pp. 32–47. ડૉ. બાહલ માને છે કે ઘોષ મહાપ્રાણ વર્ણો માટેનાં આપણાં પૂર્વ બંગાળી પ્રતિરૂપો ગુજરાતી અને સિંધીના એ પ્રકારના ધ્વનિઓથી ભિન્ન છે; પૂર્વ બંગાળી સંબંધમાં મેં પ્રયોજેલા 'આશ્વસિત' (Recursive) શબ્દની તેઓ ટીકા કરે છે, અને 'અન્તઃક્ષિપ્ત' (Injective) વર્ણોનું તે તેમનું પોતાનું વર્ણન આપે છે. વધારામાં તેઓ એમ પણ માને છે કે પંજાબી (પૂર્વ પંજાબી)માં શબ્દના આદિભાગમાં આવતા ઘોષ મહાપ્રાણના સ્વરૂપાન્તરમાં મહાપ્રાણત્વ રહે છે. હવે છેલ્લા મુદ્દા ઉપર આવતાં, મારા પોતા ઉપર પડેલી આ વસ્તુની નાદાત્મક અસરની પંજાબી ઉચ્ચારણશાસ્ત્રના ક્ષેત્રના બીજા કાર્યકરોએ આપણે માટે જે હકીકતો ખોળી કાઢી છે, તે પણ સાખ પૂરે છે (જુઓ T. Graham Bailey: Punjabi Phonetic Reader, London, 1914; E. Sra'mek; Punjabi Phonetics: Experimental Study of the Amritsar Dialect; 'Uruswati Journal,' Vol' II, 1931; Banarasi Das Jain; Phonology of Punjabi અને Ludhiani Phonetic Reader; સિદ્ધેશ્વર વર્માનો મારી સાથેનો અંગત પત્રવ્યવહાર પૃ.૧૫૦ ઉપર પાદટિપ્પણમાં નોંધ્યો છે. ). 'આશ્વસિત' Recursive એ શબ્દનો પ્રયોગ બીજાઓ ઉપરાંત પ્રો. ડેનિયલ જોન્સ, ત્રુબેત્સ્કોઈ (Trubetzkoy) અને આર. એલ. ટર્નરે કર્યો છે. આશ્વસિતનું તેમણે કરેલું વર્ણન નાદશાસ્ત્ર તેમજ એ ધ્વનિની વ્યુત્પાદનપ્રક્રિયાની દૃષ્ટિએ મને પૂર્વ બંગાળી ધ્વનિઓ સાથે બરાબર બંધબેસતું જણાય છે. (જો કે મારા મિત્ર શ્રી. અમલેશચન્દ્ર સેન જેઓ ઉચ્ચારણશાસ્ત્રના પ્રયોગો કરે છે તેઓ આ ધ્વનિઓના ઉચ્ચારણમાં શ્વાસ અંદર લેવામાં આવે છે એ વસ્તુ સાથે સંમત થતા નથી—જો કે એના ઉચ્ચારણમાં શ્વાસનલિકાને ઠીક પ્રમાણમાં નીચું ઘવું પડે છે. અને હજી પણ મારી તો ખાત્રી જ છે કે મારા પૂર્વ બંગાળી 'આશ્વસિતો' (બિનબંગાળી સાંભળનારાઓ મારી સાથે સંમત થયા છે તે પ્રમાણે) ઓછામાં ઓછું નાદશાસ્ત્રની દૃષ્ટિએ તો ગુજરાતી, રાજસ્થાની, પંજાબી બોલી, હિન્દી બોલી (દા. ત. દખણી હિન્દુસ્તાની) અને સિન્ધીના એ પ્રકારના ધ્વનિઓથી અભિન્ન જ છે.

બીજો ધ્વનિ – કંઠનાલીય સ્પર્શધ્વનિ અથવા 'હમઝા' [ ʔ ] પ્રયોજાય છે; અને ઘ, ઝ, ઢ, ધ, ભ, જેવા મહાપ્રાણ ઘોષ વ્યંજનોમાંના હ્ તત્ત્વના લોપ અથવા હ્રાસનો બદલો કંઠનાલીય પિધાન થવાને લીધે મળી રહે છે. પરિણામે એવા પ્રકારના ગ્ˀ, જ્ˀ, ડ્ˀ, દ્ˀ, બ્ˀ, ધ્વનિઓ પેદા થાય છે, જેમને આપણે Recursives અથવા Implosives કે આશ્વસિત ધ્વનિઓ (Inhalation sounds) કહીએ છીએ. આવા ધ્વનિઓ સિન્ધીમાં પણ વિકસ્યા છે. જો કે તે મહાપ્રાણ વર્ણોમાંથી આવેલા નથી (જુઓ Bulletin of the School of Oriental Studies, London, Vol. III, 301–315 ઉપર ડૉ. આર. એલ. ટર્નરનો લેખ). આ વિષય મારાથી શક્ય હતી તેટલી વિશદતાથી 'મહાપ્રાણ વર્ણ' એ નામના મારા બંગાળી લેખમાં (જુઓ બંગીય સાહિત્ય પરિષદ તરફથી પ્રસિદ્ધ થયેલો હરપ્રસાદ શાસ્ત્રી સ્મારક ગ્રન્થ) અને "Recursives in New Indo–Aryan" (જુઓ Bulletin of the Linguistic Society of India, Lahore, 1919) એ નામના અંગ્રેજી લેખમાં મેં ચર્ચ્યો છે; પણ એ સંબંધી એક–બે મુદ્દાની ચર્ચા અહીં કરવી પ્રસ્તુત થઈ પડશે. નવ્ય ભારતીય આર્ય ભાષાઓ પૈકીની મધ્યવર્તી ભાષાઓ – એટલે કે પશ્ચિમ હિન્દી, પૂર્વીય હિન્દી અને કેટલેક અંશે બિહારી—મહાપ્રાણ ધ્વનિઓને જાળવી રાખવાની બાબતમાં સૌથી વધારે સંરક્ષણશીલ છે. અન્ત્ય – હ્ નું પણ તેમાં સંપૂર્ણ ઉચ્ચારણ થાય છે, જેમકે – હિન્દી बारह, बारह् આના જેવા શબ્દોમાં – હ પૂરેપૂરો સંભળાય છે. घाम, बाघ, झाड, सांझ, ढोल, पटना, धो, दूध, भाई, सभा, लाभ જેવા શબ્દો શબ્દના પ્રારંભમાં કે અન્યત્ર આવતા મહાપ્રાણને પૂરેપૂરી અને સ્પષ્ટ રીતે જાળવી રાખે છે. પરન્તુ આસપાસની ભાષાઓમાં મહાપ્રાણ ઘોષધ્વનિઓ ઉપર વિવિધ પ્રકારની અસર થાય છે અને મહાપ્રાણત્વનો તથા હ્ નો કાં તો લોપ થાય છે અથવા કંઠનાલીય પિધાનમાં તેનું પરિવર્તન થાય છે. આ મુજબ, પશ્ચિમ બંગાળીમાં શબ્દના પ્રારંભે આવતા હ્ અને મહાપ્રાણ ઘોષનો પૂરેપૂરો અને યોગ્ય રીતે ઉચ્ચાર થાય છે, પણ દ્વિસ્વરાન્તર્ગત (Inter-

vocalic) અને અંત્ય હ્ નો લોપ થાય છે અને એ સ્થાનોએ આવતા મહાપ્રાણ ઘોષ ધ્વનિઓના મહાપ્રાણત્વનો એક નિયમ તરીકે લોપ થાય છે. પૂર્વ બંગાળીમાં હ્ નું કંઠનાલીય પિધાનમાં પરિવર્તન થાય છે, અને માત્ર મહાપ્રાણ અઘોષ ધ્વનિઓ શબ્દના આદિમાં આવતા હોય ત્યારે પોતાનું મહાપ્રાણત્વ બરાબર જાળવી રાખે છે; શબ્દના આદિમાં આવતા મહાપ્રાણ ઘોષ ધ્વનિઓનું નિયમ તરીકે આશ્વસિત ધ્વનિરૂપે પરિવર્તન થાય છે, અને મહાપ્રાણત્વનું સ્થાન કંઠનાલીય પિધાન લે છે. ઘોષ મહાપ્રાણ ધ્વનિના મૂળભૂત ઘોષ સ્પર્શ ધ્વનિનું આ પ્રકારનું પરિવર્તન થાય છે. શબ્દની અંદર આવતાં ઘોષ તેમજ અઘોષ મહાપ્રાણ ધ્વનિઓના આશ્વસિત ધ્વનિ બની જાય છે, અને પછી આ નવા બનેલા શબ્દાન્તર્ગત આશ્વસિત-માંનું કંઠનાલીય પિધાનનું તત્ત્વ (અથવા ખરી રીતે, હ્ ઉચ્ચારણના પ્રતિનિધિ રૂપે આવતું કંઠનાલીય પિધાન ) શબ્દની આદિશ્રુતિ તરફ જાય છે, અને એ રીતે આદિશ્રુતિમાં રહેલા વ્યંજનના વજન ઉપર અસર કરે છે. આ રીતે નીચે પ્રમાણે ઉચ્ચારણો થાય છે :[૧]

| લિખિત બંગાળી | ગ્રામપ્રદેશની શિષ્ટભાષા (પશ્ચિમ બંગાળી) | લાક્ષણિક પૂર્વ બંગાળી |
|---|---|---|
| हात 'હાથ' | [ हःत ] | [ ?ः त ] |
| हय् 'છે' | [ हंऒॅ ][૨] | [ ? ऒॅ ] |
| वाहिर 'બહાર' | [ वइर, वःर, वेःर ] | [ व ? इर 7 व? अइर] |

૧. ભાષાના સર્વ ધ્વનિઓ માટેના સંકેતો હજી ગુજરાતીમાં – અથવા હિન્દની બીજી કોઈ ભાષામાં – નક્કી થઈ શકયા નથી, આથી મૂળ રોમનનું દેવનાગરી અક્ષરાન્તર કરવામાં કંઇ ધ્વનિવિષયક શિથિલતા રહેવા પામી હોય તો તે બદલ હું ક્ષન્તવ્ય છું—અનુવાદક

૨. અહીં તથા આ પ્રકરણમાં અન્યત્ર ऒॅ સંજ્ઞા બંગાળીના લાક્ષણિક અ માટે છે, જેનો ઉચ્ચાર અંગ્રેજી Law માંના aWને મળતો થાય છે—અનુવાદક

ધ્યાન (તિUશન) થઇ જાય છે. પંજાબી (લિખિત ભાષામાંનો) ટગ્ગા = 'બળદ' એ શબ્દ [ટ્Uઅગા:] એ પ્રમાણે બોલાય છે; झाड्डु [ચ્Uઅ:દ] અને ઘોડાનું (ક્Uઓ:ડ) ઉચ્ચારણ થાય છે. ઘોષ મહાપ્રાણ જ્યારે શબ્દાન્તર્ગત હોય ત્યારે તેના મહાપ્રાણત્વનો લોપ થાય છે, પણ સૂરમાં કેટલોક ફેરફાર થાય છે: જો એ મહાપ્રાણ વ્યંજનની પછીના સ્વર ઉપર સ્વરભાર આવતો હોય તો તે ધીમો, ક્રમિક રીતે ચડતો સૂર (જેની સંજ્ઞા આપણે (J) રાખીશું) ધારણ કરે છે – એ પ્રમાણે कढा 'ઉકાળેલું' = [कड]: ]. સ્વરભારવાળો સ્વર જો મહાપ્રાણ ઘોષ વ્યંજનની પૂર્વે આવતો હોય તો તે ત્વરાયુક્ત અવરોહવાળો સૂર ધારણ કરે છે ( સંજ્ઞા, [ ' ])– એ પ્રમાણે वद्धा 'બાંધેલો' = [ व' द्द· !, देओढा 'દોઢ' = [ दे'ओड ], कुज्झ 'કંઈક' = [ कु'ज्ज ], समझ् 'સમજવું' = [ स'म्ज् ], ઇત્યાદિ. બે મહાપ્રાણ વર્ણોવાળા मासी, ढीड 'પેટ,' झंघी 'આડી' જેવા શબ્દોમાં આપણને આ બન્ને સૂર એકી સાથે મળે છે: [ पU:'वी ], [ दUइ:'ड, ], [ चU'ङ्गी ]. સ્વતંત્ર રીતે રહેલા ह् નો જ્યાં લોપ થાય છે ત્યાં પણ આ નવો સૂર જોવામાં આવે છે: આ પ્રમાણે हत्थ 'હાથ' [ हUत्थ ], हस 'સ્મિત' = [ हUग, ], हसां 'હસાવવું' = [ असU: ], वहां 'બેસાડવું' = [ वअU: ], वद्द् 'બેસવું' = [ व्'अअे ], लहोर 'લાહોર' = [ लUओर ] ( જૂના શબ્દ *हालउर ∠ मालातुर ); त्रै 'ત્રણ' (જે જૂના શબ્દ त्रिह् ઉપરથી આવેલ છે)નું અંગ [त्रि'उ ], ઇત્યાદિ ઇત્યાદિ.*

અહીં આપણી પાસે ભારતીય આર્ય ભાષાના મૂળભૂત મહાપ્રાણ ધ્વનિઓમાં થયેલાં પરિવર્તનોનાં વિલક્ષણ જોડકાં છે, જેમનો સમાવેશ ભાષાના લાક્ષણિક ધ્વનિઓમાં થાય છે. આ સિવાય બીજી ન ભા આ

* ડૉ. સિદ્ધેશ્વર વર્મા જણાવે છે કે પંજાબીમાં થતા म्, घ्, ह વગેરેના પરિવર્તનમાં નાદશાસ્ત્રની દૃષ્ટિએ મહાપ્રાણત્વ સાંભળવામાં આવતું નથી, પણ તેઓ માને છે કે પાછળના સ્વરની સાથે એક પ્રકારની પ્રાણમાત્રા (*Quantity of breath*) સંભળાય છે, જે સારું એક લાક્ષણિક અંગ હોઈ શકે.

ભાષાઓ જેવી કે પહાડી અથવા હિમાલયની ભાષાઓ, રાજસ્થાની બોલીઓ અને ગુજરાતી પણ એને જ મળતા ફેરફારો રજૂ કરે છે. ખાસ કરીને રાજસ્થાની (દા. ત. મારવાડી) અને પડોશના ભારતીય આર્ય ભાષાના બીજા વિશિષ્ટ અગત્યના પ્રકારોથી જેઓ માહિતગાર હોય અને ગુજરાતી જેમની માતૃભાષા હોય તેમણે આ પ્રશ્નનું પૂરું અન્વેષણ કરવું જોઈએ ह् નાં તેમજ મહાપ્રાણ વર્ણોના ઉચ્ચારણમાં થયેલાં પરિવર્તનોથી ગુજરાતી બોલનારાઓ બરાબર માહિતગાર છે, અને આથી ગુજરાતી શુદ્ધલેખનમાં જોડાક્ષર તરીકે ह् પ્રયોજાય છેઃ व्हेन, व्हेचर, ग्हेलो[1] = અનુક્રમે व्–हेन, व्–हेचर, ग्–हेलो ઇત્યાદિ. ह् ની આ પ્રક્રિયા, જેમાં ह् નું કંઠનાલીય સ્પર્શ રૂપે–અર્થાત્ મહાપ્રાણત્વનું કંઠનાલીય પિધાન સહ થતા ઉચ્ચારરૂપે પરિવર્તન થાય છે અને પરિણામે સંબંધ ધરાવતા વ્યંજનોનું આશ્વસિત ઉચ્ચારણ ઉદ્ભવે છે, તે ગુજરાતીમાં સારી રીતે ધ્યાન ખેંચે છેઃ દા. ત. ફારસી शहर ∠ शेहेर[2] = [ श्ʔअ:र ], लेहेर[2] = [ ʔल्अे:र ], सं. अरघट्ट ∠ प्रा. अरहट्ट, अरहट ∠ रहेंट = [ र्ʔअें:ट ], कहार = [ कʔ: र ], ફારસી जवाहिर 7 झवेर = [ जʔवे़र ], ફારસી ज़हर 7 जेहेर, ज्हेर, झेर = [ ज़्ʔअे:र ], पेहेरण[2] = [ पʔअरण ], पेहेल[2] = [ पʔअे:ल ], बहोत[3] = [ ब्ʔओ:त ], सं. द्वि + उभौ ∠ बैउ (જૂના શબ્દ वेहुની જગાએ) = [ व्ʔअेउ ], सं. महामात्र ∠ महावत[4] = [ म्ʔआ:त ], मेघ 7 मेह = [ म्ʔअे: ], रहेठाण[5] = [ र्अे: ठ:ण ], वहाण = [ व़ʔ: ण ], सं. साधु 7 साहु = [ सʔ: उ ], सं.

૧. ગુજરાતી શુદ્ધલેખનમાં ઘેલો લખાય છે.—અનુવાદક

૨. આ શબ્દો ગુજરાતીમાં અનુક્રમે शहेर, लहेर, पहेरण, पहेल, शाणु એ પ્રમાણે લખાય છે—અનુવાદક

૩. बहोत શબ્દ ગુજરાતી ભાષાનો નથી, હિન્દી છે—અનુવાદક

૪. મૂળ પુસ્તકમાં ડૉ. ચેટરજીએ महात શબ્દ આપ્યો છે, તે અશુદ્ધ છે.—અનુવાદક

૫. મૂળમાં रहथान શબ્દ આપ્યો છે. એવો શબ્દ ગુજરાતીમાં નથી.—અનુવાદક

वधू 7 वहु = [ व ? उ ], गहाणुं[૨] ( સર૦ મરાઠી गहाण ) = [ ग् ? आणु ], गहज = [ स् ? अः ज ], ઇત્યાદિ ઇત્યાદિ.

શબ્દાન્તર્ગત ઘોષ મહાપ્રાણ ધ્વનિઓની બાબતમાં જોઈએ તો, ત્યાં મહાપ્રાણત્વના ઉચ્ચારણને માટે થતી કંઠનાલીય વિવૃત્તિ (glottal opening)ની જગ્યાએ કંઠનાલીય પિધાનને સ્થાન મળે છે, અને પછી એ પિધાનને શબ્દની આદિશ્રુતિ તરફ સંક્રાન્ત કરવામાં આવે છે – ખાસ કરીને જ્યારે એ આદિશ્રુતિનો પ્રારંભ બીજા વ્યંજનથી થતો હોય : આ મુજબ देढ़ = देद़[૬] 7 [ द् ? एःड ], मोट = ( म् ? ओः ट ][૭] સર૦ મરાઠી मोठा, રાજસ્થાની પણ मोठा, लाथ[૮] = [ ल् ? अः त ], वेट = [ व़् ? ओ.ड़ ], लुठवुं[૯] = [ ल ? उटवुं ]; दाट = [ दा':ड़ ], रीझवुं = [ र् ? इजवुं ], वटवाड = [ व़?ड़व़?.ड़ ], सांझ = 7 स ? अं: ज ], वडार = [ अड् ? अःर ], અને अमे (જૂના ૨૫ अम्हांहि ઉપરથી ) = [ अम् ? ऐ ]; ઇત્યાદિ ઇત્યાદિ.

**ન ભા આ** ના બીજા પ્રકારોમાંથી ઉદાહરણો ટાંકીને આ પ્રશ્નનો વિસ્તાર કરવાની જરૂર નથી. પરન્તુ એટલી પૃચ્છા થઈ શકે કે—આ પ્રકારનું ઉચ્ચારણ એ કેટલે અંશે **ન ભા આ** ની પોતાની આગવી નવીનતા છે અથવા **મ ભા આ** માંથી તેને એ વારસામાં મળેલી છે? જો આ વસ્તુ **મ ભા આ** નો વારસો હોય તો, યોગ્ય રીતે જ, આગળ એ પણ પૂછી શકાય કે—તે **આ ભા આ** જેટલા જૂના કાળ સુધી જાય છે કે કેમ ? અને વૈદિક ભાષામાં આ પ્રકારના ઉચ્ચારણનાં અથવા એને મળતા કોઈ ઉચ્ચારણનાં ચિહ્નો છે કે કેમ ? જો આ વસ્તુ ખરેખર પ્રાચીન હોય,

---

૬. આ શબ્દ ગુજરાતીનો નહીં, પણ હિન્દીનો છે—અનુવાદક

૭. ખરો શબ્દ मोटुं છે; मोट– એ સ્વતંત્ર રીતે નહીં, પણ मोटपण, मोटम જેવા શબ્દોના અંગ તરીકે વપરાય છે.—અનુવાદક

૮. ખરો શબ્દ लात છે, એટલે પછી ઠૌંસમાંનું અક્ષરાન્તર શંકાસ્પદ બને છે.—અનુવાદક

૯. ખરો શબ્દ लुटवुं છે.—અનુવાદક

અર્થાત્ તે આ ભા આ જેટલી પ્રાચીન હોવાનું બતાવી શકાય તો, બાહ્ય અને આભ્યંતર આર્ય ભાષાને લગતો ડૉ. એ. એફ. આર. હર્નલે રજૂ કરેલો, અને સર જ્યોર્જ અબ્રાહામ ગ્રિયર્સને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ પરિષ્કૃત કરેલો વાદ–જેનો આ લેખક સહિત ભારતીય આર્ય ભાષાના ઘણાખરા અભ્યાસીઓએ પ્રતિવાદ કરેલો છે તેને એમાંથી ઠીક ઠીક ટેકો મળી શકે. આ સિદ્ધાંત પ્રમાણે, અત્યારની ભા આ ભાષાઓ 'આભ્યંતર' અને 'બાહ્ય' એવાં બે યૂથમાં વહેંચાઈ જાય છે. એ બે યૂથો પૈકીના 'આભ્યંતર' યૂથમાં પશ્ચિમ હિન્દી બોલી-યૂથ—એટલે કે વ્રજ ભાષા, બુન્દેલી, કનોજી, 'બોલચાલની હિંદુસ્તાની' અને બંગારુ તથા ઉર્દૂ સહિત હિન્દી (હિન્દુસ્તાની)—નો સમાવેશ થાય છે; અને તેની આસપાસ 'બાહ્ય' યૂથની ભાષાઓ અને બોલીઓ જેવી કે પશ્ચિમ પંજાબી, સિન્ધી, રાજસ્થાની, ગૂજરાતી, ઊડિયા, બંગાળી, આસામી, બિહારી બોલીઓ અને હિમાલયના પ્રદેશમાં પ્રચલિત પહાડી બોલીઓનું એક વર્તુળ રચાઈ જાય છે. ગ્રિયર્સનના મત મુજબ, ભાષાઓનાં આ બાહ્ય અને આભ્યંતર યૂથ વચ્ચે ધ્વનિપ્રક્રિયા, ઉચ્ચારણપ્રક્રિયા અને રૂપઘટનપ્રક્રિયાને લગતા કેટલાક નોંધપાત્ર ભેદો છે. આ બે યૂથો સિવાય બીજા કેટલાક એવા બોલી-સમૂહો છે, જેમને 'ઉભયાશ્રયી' યૂથ નામ આપવામાં આવ્યું છે. આ 'ઉભયાશ્રયી' યૂથની ભાષાઓ તે આભ્યંતર યૂથની ગાઢ અસર નીચે આવેલી એવી બાહ્ય યૂથની ભાષાઓ છે. પૂર્વ હિન્દી એ આવો ઉભયાશ્રયી બોલી સમૂહ છે; અને પૂર્વ પંજાબી, રાજસ્થાની અને ગુજરાતી પણ આભ્યંતર યૂથમાંથી પ્રાપ્ત કરેલી, અને એ યૂથની ભાષાઓમાં પણ વ્યાપક એવી કેટલીક અસરો રજૂ કરે છે. હર્નલ અને ગ્રિયર્સનના મત મુજબ, આ બે ભાષાયૂથ વચ્ચેના ભેદોનું કારણ એ છે કે, આર્ય આક્રમણકારો અથવા વસાહતીઓના બે વિભિન્ન સમૂહો કે ટોળાં જે વિભિન્ન સમયે ભારતમાં આવેલાં તેમની વિભિન્ન બોલીઓનું પ્રતિનિધિત્વ એ બે યૂથો ધરાવે છે. આર્યોનું બાહ્ય યૂથ ભારતમાં પહેલાં આવ્યું હતું, અને મધ્યદેશ

નામથી ઓળખાતા પ્રદેશમાં એટલે હાલના પશ્ચિમ યુક્ત પ્રાન્ત અને પૂર્વ પંજાબમાં તેણે વસાહત કરી હતી. આર્યોનો દર્દ ( Dardic ) સમૂહ જે અત્યારે કાશ્મીરમાં અને ભારત અને અફઘાનિસ્તાનની સીમા ઉપરના વાયવ્ય પ્રદેશમાં વસે છે, તથા જે સમૂહ હિમાલયના ઢોળાવો ઉપર પણ પથરાયેલો હતો—તેની સાથે તે બાહ્ય યૂથ સંબંધ ધરાવતું હતું. આભ્યંતર યૂથ પાછળથી આવ્યું. તેણે બાહ્ય યૂથને મધ્ય દેશમાંની તેની મૂળ વસાહતમાંથી હાંકી કાઢ્યુ, અને ઉત્તર અને પૂર્વ તેમ જ પશ્ચિમ અને દક્ષિણના પ્રદેશોમાં વેરાઈ જવાની તેને ફરજ પાડી. પરિણામે અત્યારના આભ્યંતર યૂથની આસપાસ બાહ્ય યૂથનું જાણે કે એક વર્તુળ બની ગયું. આ જે સિદ્ધાન્તનો મેં અહીં અહેવાલ આપ્યો છે તેનો ભાષાશાસ્ત્રીઓએ સ્વીકાર કર્યો નથી. શ્રી. રામપ્રસાદ ચંદાએ આ સિદ્ધાન્તનાં કેટલાંક અંગોને નૃવંશશાસ્ત્રનો આંશિક ટેકો આપ્યો છે. તેમના અભિપ્રાય મુજબ, મૂળ આર્યો બે વિભિન્ન જાતિની પ્રજા હતી, પણ સમાન ભાષા અને સંસ્કારિતાનાં બંધનોથી બંધાયેલી હતી. આર્યોની આ બે જાતિઓ પૈકી એક લાંબાં મસ્તકવાળી ( Dolichocephalic ) હતી, અને બીજી મધ્યમ કદનાં મસ્તકવાળી ( Mesocephalic ) હતી. આભ્યંતર યૂથના આર્યો લાંબાં મસ્તકવાળી પ્રજાના વંશજો છે, જ્યારે ગુજરાત ઓરિસા બંગાળ અને બીજા પ્રદેશના લોકો મધ્યમ કદનાં મસ્તકવાળી બાહ્ય યૂથની પ્રજાના વંશજો છે; આથી પશ્ચિમ અને પૂર્વમાંની બાહ્ય યૂથની બે ભાષાઓ—તરીકે— ગુજરાતી અને બંગાળી વચ્ચેનાં સમાન તત્ત્વો ( જો એવાં કોઈ તત્ત્વો હોય તો ) એ આર્યોની મૂળ જાતિગત વિભિન્નતાનું અને ગુજરાત અને બંગાળ વચ્ચેની ખાસ જાતિગત સમાનતાનું પરિણામ છે.

ભાષાશાસ્ત્રની દષ્ટિએ આ વાદનો સ્વીકાર થઈ શકે એમ નથી, અને રામપ્રસાદ ચંદાનું નૃવંશશાસ્ત્રીય અર્થસ્ફોટન પણ નિર્ણાયક નથી, કારણ કે કેટલીક અતિ મહત્ત્વની બાબતોમાં તે આભ્યંતર અને બાહ્ય યૂથને લગતા વાદની વિરુદ્ધ જાય છે. છતાં પણ એટલો સ્વીકાર કરવો જોઈએ કે આભ્યંતર

ભાષા (પશ્ચિમ હિન્દી) અને એક ઉભયાશ્રયી ભાષા (પૂર્વ હિન્દી) માં મહાપ્રાણ ધ્વનિઓને લગતી પ્રક્રિયા બીજી બધી ભાષાઓથી જુદા જ પ્રકારની છે, એ ભાષાઓએ આભાઆર મહાપ્રાણ વર્ણોને બરાબર સાચવી રાખ્યા છે, જ્યારે એ ભાષાઓની આસપાસ એક પ્રકારનું વર્તુળ બનાવી દેતી બાહ્ય યૂથની ભાષાઓ – જેવી કે પંજાબી અને લહંદી, રાજસ્થાની, ગુજરાતી, મરાઠી, ઊડિયા, બંગાળી અને આસામી, બિહારી બોલીઓ (કેટલેક અંશે) અને હિમાલયની તળેટીની પહાડી ભાષાઓમાં ઘોષ (અને કેટલીક વાર અઘોષ) મહાપ્રાણ ધ્વનિઓ અને હ્ ની બાબતમાં વિવિધ પ્રકારની નવતર પ્રક્રિયાઓ જોવામાં આવે છે; કંઠનાલીય પિધાનની પ્રક્રિયા સર્વસામાન્ય હોઈ પૂર્વ બંગાળીમાં ચડતાઊતરતા સૂરના તત્ત્વનો (Tonal elemant) પણ આંશિક પ્રવેશ થયો છે. પંજાબીમાં મહાપ્રાણ તેમજ ઘોષ મહાપ્રાણ સ્પર્શ ધ્વનિઓનું સ્થાન મોટે ભાગે સૂર – વિષયક પરિવર્તનોએ લીધું છે; અને સિન્ધીમાં મહાપ્રાણત્વરહિત વ્યંજનોએ અમુક સંજોગોમાં આશ્વસિત (Implosive) ઉચ્ચારણ ખીલવ્યું છે. પૂર્વ હિન્દી અને પશ્ચિમ હિન્દી સિવાયની બીજી અર્વાચીન ભારતીય આર્યભાષાઓમાં આ પ્રકારની પ્રક્રિયાના મૂળમાં આપણે ક્યાંસુધી જઈ શકીએ એમ છીએ? આ વિષયમાં અન્વેષણ કરવાનાં પૂરતાં સાધનો આપણી પાસે નથી, પણ જે કંઈ અવશેષો હજી આપણી પાસે છે તે ઉપરથી જણાય છે કે ઉચ્ચારણને લગતાં આ પરિવર્તનો ન ભા આ બોલતા વિવિધ પ્રદેશોમાં સ્વતંત્ર રીતે જ નિષ્પન્ન થયાં હતાં. અલબત્ત, બીજી ભાષાઓમાં પ્રમાણમાં અસામાન્ય એવા ભારતીય આર્યભાષાના અતિ સુસ્પષ્ટ ઘોષ મહાપ્રાણ ધ્વનિઓને બરાબર નહિ પચાવી શકનાર આર્યેતર ઉચ્ચારણ – ટેવોના પુનરાવિષ્કારનું પણ એ પરિણામ હોઈ શકે. ઉદાહરણ તરીકે જોઈએ તો, ઑસ્ટ્રિકમાં (મુંડારી, સંતાલી વગેરે ભાષાઓમાં) અસ્ફુટિત વ્યંજનો (Checked consonants) નું અસ્તિત્વ હોવાને કારણે, સંભવતઃ, આર્યભાષાના મહાપ્રાણ ધ્વનિઓનો તેમાં સ્વીકાર થવામાં અવરોધ નડ્યો હોય. ઈ. સ. ૧૫૦૦ પૂર્વેના સમયની નવ્ય ભારતીય – આર્ય ભાષાઓના અભ્યાસ માટેનાં વિશ્વાસપાત્ર સાધનોની –

મરાઠી, ગુજરાતી અને બંગાળીના અપવાદ સિવાય–ન ભા આ ના બીજા પ્રકારોમાં ખોટ છે. પૂર્વ બંગાળીમાં ઘોષ મહાપ્રાણ ધ્વનિઓનાં આશ્વસિત ઉચ્ચારણો ઓછામાં ઓછું ઈસવી સનની દશમી શતાબ્દીથી તો પ્રચલિત થયાં હતાં એમ એ કાળની સંસ્કૃત – તિબેટી પાઠમાળાના પુરાવા ઉપરથી માનવું યોગ્ય છે (આ પાઠમાળા જે. હેકીને સંપાદિત કરીને ૧૯૨૪ માં પૅરિસમાંથી પ્રસિદ્ધ કરી છે). ગુજરાતીને માટે તો, જૂની પશ્ચિમ રાજસ્થાની અથવા જૂની ગુજરાતી જે વિશે સમર્થ નિરૂપણ અને ચર્ચા સદ્‌ગત ડૉ. ટેસીટરીએ ૧૯૧૪ – ૧૬ માં Indian Antiquary માં કરી હતી તે – કેટલોક અલ્પ પુરાવો રજૂ કરે છે. જેમાં અત્યારે કંઠનાલીય પિધાન મળે છે એવા શબ્દોમાં આપણે સંપૂર્ણ હ્ જોઈએ છીએ. ઉદાહરણ તરીકે – ગુજરાતી [મ્ ? એળઇ] ∠ मेहलइ; [द् ?आड़ो] 'દહાડો' ∠ दिहा डउ, * दिहअडउ ∠ *दिअहडउ ∠ *दिवस्टकः; [प् ?अरःवे] 'પહેરાવે' ∠ पहिरावइ ∠ *परिहावेइ ∠ ∠ *परिधापयति; [व् ? अ.ल] 'વહાલ' ∠ वाहिल्ल ∠ वल्लहु ∠ वल्लभः; [स् ? आमु] 'સામુ' ∠ साहमउ ∠ सामहउ, मामुहउ ∠ सम्मुख – क –; ઇત્યાદિ. જૂની ગુજરાતીમાં હ્ કદાચ સંપૂર્ણ મહાપ્રાણ ઉચ્ચારણ વ્યક્ત કરવા માટે લખાતો હોય. અથવા સ્વરોની સંહિતિ (Hiatus–એ સ્વરો સામસામા આવી રહે અને સંધિ ન થાય એવી દશા) કે કદાચ કંઠનાલીય પિધાનસહ થતું ઉચ્ચારણ વ્યક્ત કરવા માટે પણ તે લખવામાં આવતો હોય. ઘોષમહાપ્રાણ ધ્વનિઓના ઉચ્ચારણ વિશે લેખનપદ્ધતિ ઉપરથી કલ્પના કરવી શક્ય નથી. આમ આ પ્રશ્ન અણઉકલ્યો જ રહે છે. પણ રાજસ્થાનીમાં હ્ ને સ્થાને કંઠનાલીય સ્પર્શ અને ઘોષ મહાપ્રાણ ધ્વનિઓનું આશ્વસિત ઉચ્ચારણ મળે છે, તે ઉપરથી એમ અનુમાન થાય છે કે રાજસ્થાની તેમ જ ગુજરાતી બન્નેમાં આ પ્રકારનું ઉચ્ચારણ ઓછામાં ઓછું અપભ્રંશયુગના વારસારૂપ હોવું સંભવિત છે.

સ્વરભાર અને સ્વરદૈર્ઘ્યની બાબતમાં કેટલીક ન ભા આ ભાષાઓમાં મહત્ત્વનો વિકાસ થયો છે; અને હિન્દી (હિન્દુસ્થાની કે હિન્દુસ્તાની) જેવું

પ્રતિનિધિત્વ ધરાવે છે તે ન ભા આ ના સર્વસાધારણ પ્રકારથી અત્યંત ભિન્ન બનેલી ભાષાનો દાખલો આ બાબતમાં બંગાળી રજૂ કરે છે. બંગાળીમાં (ઓછામાં ઓછું શિષ્ટ બંગાળી બોલીમાં – કારણ કે બીજી બોલીઓનો આ બાબતમાં પૂરેપૂરો અભ્યાસ હજી થયો નથી) છૂટા શબ્દોમાં સ્વરભાર એ શબ્દના આદિમાં વિશિષ્ટ રીતે આવે છે, પરન્તુ એક શબ્દ જ્યારે કોઈ વાકયમાં આવે છે ત્યારે જે વાકયમાં તે આવતો હોય તેટલા પૂરતી વિશિષ્ટ સ્વરભાર – યોજનાનું તે અંગ બની રહે છે. દરેક વાકય સંખ્યાબંધ જુદા ટુકડાઓમાં વહેંચાઈ જાય છે. એ ટુકડાઓને શ્વાસ – પર્વ (Breath – groups) નામથી ઓળખવામાં આવે છે. પ્રત્યેક શ્વાસ – પર્વમાં એક અગ્રિમ સ્વરભાર હોય છે. શ્વાસ – પર્વના પ્રારંભિક શબ્દની આદિશ્રુતિ ઉપર હંમેશાં તે સ્વરભાર આવે છે, અને બીજા શબ્દોના સ્વરભારનો લોપ થઈ જાય છે. આ પ્રમાણે—'काल आमरा । 'तीर्थ – जात्रा क'रते । 'बेरोचो 'આવતી કાલે અમે તીર્થયાત્રાએ જવા ઉપડીશું;' तुमि । 'काल आमादेर । 'बाड़ीते ऐशे । 'मध्याह्न – भोजन । क'रबे' તમે કાલે અમારે ઘેર આવજો અને મધ્યાહ્ન – ભોજન કરજો', ઇત્યાદિ. શબ્દોમાંનો સ્વરભાર અને સ્વરદૈર્ઘ્ય જેમાં વાકયના લય વડે નિયત થાય છે એવી સ્વરભારની આ વિશિષ્ટ પદ્ધતિ (આ બાબતનો અગાઉ વ્યાખ્યાન ૩ જા માં સ્પર્શ કર્યો છે) હિન્દી ભાષાની નિયત સ્વર-ભારપદ્ધતિ—જેમાં આપણે ઘણુંખરું શબ્દના ઉત્તર ભાગમાંની દીર્ઘ શ્રુતિ ઉપર સ્વરભાર આવતો જોઈએ છીએ તેમ જ એ સ્વરભાર આખા વાકયના લયના અંગરૂપ પણ નથી–થી તદ્દન વિરુદ્ધ પ્રકારની છે; આ વસ્તુનો આર્યેતર અધઃસ્તર (Substratum)ની એક વધુ નિશાની તરીકે ખુલાસો કરવામાં આવે છે–કારણ કે ઉપર્યુક્ત આદિ શ્રુતિ ઉપરનો સ્વરભાર દ્રાવિડ ભાષાની જૂની ભૂમિકાની (આ વસ્તુ ૧૯૦૯ના Indian Antiquary માં કે. વી. સુબ્બય્યાએ સૂચવી હતી) અને તિબેટી–બ્રહ્મી બોલીઓની લાક્ષણિકતા હતી.

મારા બીજા વ્યાખ્યાનમાં ભારતની આર્યેતર ભાષાઓની નોંધ લેતી

વખતે ચિનાઈ-તિબેટી ભાષાકુળની શાખાઓ પૈકી એક તિબેટી-બ્રહ્મી વિશે મેં ચર્ચા કરી નહોતી. આ ચિનાઈ-તિબેટી ભાષાકુળમાં તિબેટી, બ્રહ્મી, સિયામી અને ચિનાઈ ભાષાયૂથોનો, હિમાલયના દક્ષિણ ઢોળાવો ઉપર, નેપાળમાં, ઉત્તર બંગાળમાં અને આસામમાં બોલાતી બીજી સંખ્યાબંધ ભાષાઓનો તેમજ ઈશાન બંગાળ અને પૂર્વ બંગાળમાં, ભારત અને બ્રહ્મદેશની સરહદ ઉપર તથા બ્રહ્મદેશમાં બોલાતી ભાષાઓ અને બોલીઓનો સમાવેશ થાય છે. એક સંદિગ્ધ બૌદ્ધ શ્રુતપરંપરા અનુસાર, ઈસવી સન પૂર્વેની પહેલી સહસ્રાબ્દી દરમ્યાન (યાંગ-સે-ક્યાંગ નદીના મૂળ પાસે આવેલા) તિબેટી-ચિનાઈ પ્રજાના આદિમ નિવાસસ્થાનમાંથી તિબેટવાસીઓ તિબેટમાં આવ્યા હતા. તિબેટવાસીઓ અને બ્રહ્મદેશવાસીઓ સાથે સંબંધ ધરાવતી (અને સગવડને ખાતર 'તિબેટી-બ્રહ્મી' તરીકે ઓળખાતી) ટોળીઓ તિબેટ તથા આસામમાં થઈને ભારતમાં દાખલ થઈ, આખાયે આસામમાં તથા પૂર્વ અને ઉત્તર બંગાળના ઠીક ઠીક પ્રદેશમાં તે પ્રસરી ગઈ. અત્યારે તે પ્રદેશોની ધર્મે હિન્દુ તથા મુસ્લિમ તથા ભાષાની દૃષ્ટિએ બંગાળી અને આસામી પ્રજામાં એ ટોળીઓ નિઃશંક રીતે એક અંતર્ગૂઢ તત્ત્વ બની ગઈ છે. એમ સૂચવવામાં આવ્યું છે કે બંગાળી વ્યંજનોની ઉચ્ચારણપ્રક્રિયામાંનાં ચોક્કસ પૂર્વ બંગાળી લક્ષણો—ખાસ કરીને ચ્, જ્નો દંત-તાલવ્ય ચ્, જ્, (ts, dz) તરીકે ઉચ્ચાર અને રૂપઘટનપ્રક્રિયા અને અન્વયને લગતા કેટલાક મુદ્દાઓ, ઉદાહરણ તરીકે (-ત્વા અને -ય અંતવાળાં સંસ્કૃત કૃદન્તોને મળતા) ઉભયાન્વયી અવ્યયોનો વિપુલ પ્રયોગ ઇત્યાદિ—મુસ્લિમો આવ્યા ત્યાર પૂર્વેના બંગાળીના ઘટનાકાળ દરમ્યાનની તિબેટી-બ્રહ્મી અસરને આભારી છે. ભારતમાંની તિબેટી-બ્રહ્મી જાતિઓની કોઈ ઉચ્ચ કે નોંધપાત્ર સંસ્કૃતિ કે નોંધપાત્ર સંસ્કારિતા નહોતી, અને ભારતીય સંસ્કૃતિના વિકાસમાં ફાળો આપવાનું કંઈ ખાસ તેમની પાસે નહોતું; વળી ભારતમાં એ જાતિઓનું આગમન મોડું થયું હતું, અને તેમની અસર નેપાળ, ઉત્તર અને પૂર્વ બંગાળ તથા આસામ પૂરતી મર્યાદિત હતી.

બીજી બાબતોની જેમ ઉચ્ચારણપ્રક્રિયાની બાબતમાં પણ એક ચોક્કસ

ભાષાવિસ્તારમાં આવેલા પ્રદેશની ઉચ્ચારણ-ટેવો અનુસારના નૈસર્ગિક વિકાસમાં, પડોશની કે કદાચ દૂરની પણ એકાદ ભાષાના શબ્દો અને રૂપોનો પ્રવેશ થવાને કારણે, ઘણી વાર દરમ્યાનગીરી થાય છે. આ પ્રમાણે કેટલીક બાબતોમાં હિન્દી ઉપર પંજાબીનો પ્રભાવ પડેલો છે, અને બંગાળી ઉપર ઉત્તર ભારતીય ભાષાઓ – બિહારી બોલીઓ – ની અસર પડેલી છે, કે જે બોલીઓ પોતે પાછી હિન્દી કે હિન્દુસ્તાનીના સાર્વભૌમત્વ નીચે આવે છે. પંજાબીમાં, દાખલા તરીકે, મ મ્મા આના સંયુક્ત વ્યંજનો હજી ટકી રહ્યા છે – જેમકે, चम्म ( < चर्म ), कल्ल ( < कल्य-), सच्च ( < सत्य , कुज्झ (= किंचित्). हत्थ ( < हस्त ), नत्थ ( < नस्ता ' નાકની નથ '), रत्ती ( < रक्तिका, ' ચણોઠી ' ) ઇત્યાદિ, તથા ફારસી ચાદર અને ઉમેદને સ્થાને चद्दर અને उम्मेद; જ્યારે હિન્દીમાં આ સંયુક્ત વ્યંજનો સાદા બની અસંયુક્ત થયા છે; હિન્દુસ્તાની (ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ)માં चाम અને हाथ શબ્દો છે, પરન્તુ તે સાથે *काल, *साच, *कूच, *नाथ, *राती, અને કેવળ चादर અને उमेद એવાં એવાં અપેક્ષિત વૈકલ્પિક ઉચ્ચારણોને બદલે આપણને कल्ल, मच, कुच, नथ, रत्ती અને चद्दर તેમ જ चादर, તથા उमेदના વૈકલ્પિક ઉચ્ચારણ તરીકે उम्मेद મળે છે. હિન્દી कल, मच ઇત્યાદિ હ્રસ્વ અકારવાળા શબ્દો એ ઉછીનાં લેવાયેલાં અથવા ઉપરથી આવેલાં (Imposed) પંજાબી રૂપો છે : શબ્દના અંતે આવતો સંયુક્ત વ્યંજન હિન્દીની મૂળભૂત ઉચ્ચારણ-પ્રક્રિયાને અનુકૂળ નહોતો, આથી તેને ટૂંકાવીને સાદો અસંયુક્ત વ્યંજન બનાવી દેવામાં આવ્યો. ભાષાવિષયક પ્રભાવનો પ્રવાહ ભારતમાં સામાન્ય રીતે પશ્ચિમમાંથી–પંજાબમાંથી–પૂર્વ તરફ વહેલો છે, કે જે પશ્ચિમ પ્રદેશ ભારતમાં આર્ય પ્રભાવ અને આર્ય વિસ્તારનું પ્રભવસ્થાન હતો; આ મહત્ત્વ અમુક અંશે પરંપરાગત હતું, અમુક અંશે પંજાબી પ્રજાની જીવનશક્તિને આભારી હતું, અને કેટલેક અંશે એ વસ્તુને પણ આભારી હતું કે જ્યારે હિન્દીનો વિકાસ થતો હતો ત્યારે, ઓછામાં ઓછું ઉત્તર ભારતમાં તુર્કી અને ભારતીય મુસ્લિમોના રાજ્યકાળના આરંભમાં, ઉત્તર ભારતનાં મુસ્લિમ શાસનનાં કેન્દ્રોમાં પંજાબી મુસ્લિમોનો મહત્ત્વનો અવાજ હતો. આથી

કરીને આપણી પાસે તળપદા બંગાળી શબ્દ पाहाराला 'પહેરાવાળો' ઉપરાંત હિન્દી पहरावाला ઉપરથી બંગાળી पाहारोला આવ્યો છે; શુદ્ધ બંગાળી શબ્દ वार्डीआला 'ઘરમાલિક' ઉપરાંત હિન્દી वार्डीवाला ઉપરથી वार्डीओला આવ્યો છે; શુદ્ધ બંગાળી અર્ધ-તત્સમ केष्टो 'કૃષ્ણની મૂર્તિ' ઉપરાંત હિન્દી અર્ધ-તત્સમ किसन ઉપરથી किषेण-जी શબ્દ આવ્યો છે; ઇત્યાદિ. હિન્દીના પ્રભાવે ગુજરાતીમાં અને મારવાડીમાં તેમજ નેપાળી અને બીજી ભાષાઓમાં પણ પ્રવેશ કર્યો છે. દિલ્હીના રાજદરબારની પ્રતિષ્ઠાને કારણે તથા ૧૯મી – ૨૦મી શતાબ્દીમાં ભારતની મુસ્લિમ વિચારણા અને સંસ્કારિતાના સર્વોત્તમ વાહન તરીકે ઉર્દૂ અથવા મુસલમાની હિન્દીની ધીરે ધીરે પ્રતિષ્ઠા થતાં, હિન્દુસ્તાની ભાષા-વિસ્તારે પંજાબી અને પુસ્તોને પણ મધ્યપ્રદેશની અસરના વિસ્તારમાં સમાવિષ્ટ કરીને પોતાનું મહત્ત્વ પાછું મેળવ્યું; વિકસિત સાહિત્ય સાથેની સંસ્કૃતપ્રચુર ભાષા તરીકે બંગાળીએ એ જ પ્રમાણે હિન્દી ઉપર સામી અસર પાડીને હિન્દીના સંસ્કૃત શબ્દભંડોળને વિસ્તાર્યું અને કેટલીક વાર એ ભંડોળમાં પોતાના વિશિષ્ટ રૂઢિપ્રયોગો અનુસારનાં પરિવર્તનો કર્યાં તથા હિન્દીને કેટલાક વિશિષ્ટ શબ્દો – ખાસ કરીને પરદેશી (દા. ત. પોર્ટુગીઝ, અંગ્રેજી) શબ્દો – આપ્યા, કેમકે બંગાળી એ દરિયા કિનારાની ભાષા હોઈને આ વિષયમાં હિન્દીને માટે તે એક નૈસર્ગિક વ્યવહારમાર્ગરૂપ હતી. સાહિત્યની હિન્દી ઉપર ગુજરાતી અને મરાઠીએ આવા જ પ્રકારની – જો કે પ્રમાણમાં ઓછી – અસર નિપજાવી છે.

**નભાઆ** યુગમાં થયેલા ઉચ્ચારણપ્રક્રિયાવિષયક ફેરફારોએ ભારતીય આર્યભાષાની બાહ્ય સંક્રાન્તિ સંપૂર્ણ કરી. જૂના સ્વરો અને વ્યંજનો સંસ્કૃતમાં છે તે પ્રમાણે, વ્યુત્પત્તિવિષયક મૂલ્ય (Etymological value) ધરાવતા હતા; પરન્તુ **મભાઆ**થી આ તરફ અને ખાસ કરીને **નભાઆ**માં તેઓ નજદીકના સ્વરાત્મક કે વ્યંજનાત્મક ધ્વનિઓના વધારે ઉપજીવી બન્યા, અર્થાત્ તે સ્વરો અને વ્યંજનો પોતાના પરસ્પર-સાપેક્ષ મૂલ્ય ઉપર – આસપાસની સ્થિતિ ઉપર આધાર રાખનારા બન્યા.

ઉચ્ચારણપ્રક્રિયાવિષયક એક નવી સમતુલા આ પ્રમાણે સ્થાપિત થઈ. અપિનિહિતિ કે સ્વરવ્યત્યય (Epenthesis), અભિશ્રુતિ (Umlaut), સ્વરસંગતિ (Vowel-harmony), અસ્વરિત શ્રુતિનું નિર્બળ બનવું (ઉદાહરણ તરીકે આ ને ૐ એટલે કે [अ., अ] અને ૌ તથા ओ ના અનુક્રમે इ, उ), ઉર્દૂ કવિતામાં લેવાય છે તેવી માત્રાની છૂટછાટ ઇત્યાદિ વસ્તુઓ —જેમનો વિચાર પણ **આ ભા આ**માં કરવામાં આવ્યો નહોતો તે **ન ભા આ**માં તો નોંધપાત્ર ઉચ્ચારણ-ટેવો બની ગઈ હતી. આ વિષયનાં આત્યંતિક ઉદાહરણો બંગાળી અને કાશ્મીરી રજૂ કરે છે (જો કે કાશ્મીરી એ ખરી રીતે જોતાં સંસ્કૃત અને ભારતીય આર્ય પૂથની ભાષા નથી, પણ તે એક 'દર્દર' (Dardic) ભાષા છે. આ 'દર્દર' ભાષાઓના પ્રશ્ન વિશે હવે પછી ચર્ચા કરવામાં આવેલી છે ). સુશ્લક્ત સ્વરો અને વ્યંજનોને રૂપઘટનપ્રક્રિયાના મુદ્દાઓ સાથે સ્પષ્ટ અને સુનિશ્ચિત સંબંધ હોય છે; જ્યારે ધ્વનિપ્રક્રિયાએ પોતાની જૂની સુવ્યક્તતા ગુમાવી અને ઉતાવળા ઉચ્ચારણને પરિણામે જ્યારે એક નવી જ વ્યવસ્થા સ્થાપિત થઈ ત્યારે રૂપઘટનપ્રક્રિયા પણ તેથી અસ્પૃષ્ટ રહી શકે તેમ નહોતું – એ પ્રક્રિયાએ પોતાની નવી જ રીતિઓ સ્થાપિત કરી લીધી.

**ન ભા આ**ની ઉચ્ચારણપ્રક્રિયા કરતાં પણ રૂપઘટનપ્રક્રિયામાં જૂની સામગ્રીની પરિવૃત્તિ-સંહતિ (Permutation-Combination) વિશેષ પ્રમાણમાં થઈ હતી. **આ ભા આ** પાસેથી આ વિષયમાં મળેલો ખરેખરો વારસો તો ઘણો ઓછો હતો, જે **મ ભા આ**માં માત્ર નામની વિભક્તિનાં રૂપોમાં નિચોવાઈ ગયો હતો. ૨૪ રૂપોવાળાં વિભક્તિનાં રૂપાખ્યાનો (જેમાં સંબોધનનાં રૂપોનો પણ સમાવેશ થાય છે) સાથેની **આ ભા આ** વિભક્તિઓ ઘટીને **મ ભા આ** માં તાત્ત્વિક દૃષ્ટિએ પાંચ અથવા ૭ થઈ ગઈ; તે પણ ઘટીને **ન ભા આ** ના ઘણાખરા પ્રકારોમાં—જૂના યુગમાં—વ્યવહારુ દૃષ્ટિએ તો માત્ર બે જ બની હતી. નીચે પ્રમાણેનાં જ રૂપો આપણે ઘણા મોટા વિસ્તારમાં જોઈએ છીએ; પ્રથમા એકવચન, તૃતીયા એકવચન, સપ્તમી એકવચન (અથવા ચતુર્થી એકવચન), તૃતીયા બહુવચન,

ષષ્ઠી બહુવચન અને કેટલીક વાર પ્રથમા બહુવચન. તૃતીયા અને ષષ્ઠીનાં બહુ-વચનનાં રૂપોનો પ્રયોગ પ્રથમા સુધી પણ વિસ્તારવામાં આવ્યો હતો. હિન્દી જેવી ભાષામાં -आ અન્તવાળા નામમાં આપણને વ્યવહારુ દૃષ્ટિએ ચાર રૂપો મળે છેઃ પ્રથમા એકવચન, તૃતીયા બહુવચન, જે પ્રથમા બહુવચન તરીકે કાર્ય કરે છે, અનિશ્ચિત પરન્તુ સંભવતઃ આ ભા આ મૂળવાળું સપ્તમી એકવચન, અને ષષ્ઠી બહુવચન (દા. ત. આ ભા આ પ્રથમા એકવચન घोटक = પ્ર. એ. હિન્દી घोड़ा, વ્રજ घोड़ो; તૃતીયા બહુવચન આ ભા આ *घोटकेभिः = હિન્દી પ્રથમા બહુવચન घोड़हि, 7 घोड़े; આ ભા આ સપ્તમી એકવચન *घोटकधि=घोड़अहि 7 घोड़े હિન્દી અંગવિભક્તિ એકવચન; આ ભા આ ષષ્ઠી બહુવચન घोटकानाम् = હિન્દી અંગવિભક્તિ બહુવચન घोड़ों, પ્રાદેશિક બોલીઓમાં घोड़न, घोड़ां). વ્યંજનાન્ત નામનાં આપણને આ કરતાં પણ ઓછાં રૂપો મળે છેઃ દા. ત. પ્રથમા એકવચન पुत्रः 7 पूत, પ્રથમા બહુવચન पुत्राः 7 पूत; સપ્તમી એકવચન पुत्रे 7 पूत; ષષ્ઠી બહુવચન पुत्राणाम् 7 पूतों (બોલીઓમાં पुतां, पूतन); એ જ પ્રમાણે પ્રથમા એકવચન वार्ता 7 बात; પ્રથમા બહુવચન * वार्तानि (અહીં નપુંસક લિંગના પ્રત્યય – आनि ની વ્યાપ્તિ સ્ત્રીલિંગ સુધી વિસ્તારવામાં આવી છે). 7 बातें; वार्ता (પ્રાતિપદિક રૂપ – Base form) 7 बात; ષષ્ઠી બહુવચન वार्तानाम् 7 बातों. બીજી ભાષાઓએ આ ભા આ ના બીજા પ્રત્યયો ટકાવી રાખ્યા છેઃ આ પ્રમાણે મરાઠીમાં અંગસપ્તમીને સ્થાને ષષ્ઠી–ચતુર્થીનાં લક્ષણો, તથા પ્રથમા બહુવચન ટકી રહેલ છે (દા. ત. પ્રથમા એકવચન देवः 7 देव, બહુવચન देवाः 7 देव; ચતુર્થી એકવચન देवाय 7 મરાઠી અંગવિભક્તિ એકવચન देवा, ષષ્ઠી બહુવચન देवानाम् 7 અંગ બહુવચન देवां; પ્રથમા એકવચન इष्टा 7 ईट; પ્રથમા બહુવચન इष्टाः મ ભા આ इट्टाओ 7 પ્રથમા બહુવચન इटा; ચતુર્થી એકવચન इष्टाये, મ ભા આ इट्टाए > મરાઠી અંગવિભક્તિ એકવચન इटे, ષષ્ઠી બહુવચન इष्टानाम् 7 અંગ બહુવચન इटां). આ ભા આ કાળના આ વિરલ અવશેષોને નવી રીતે ટેકો આપવાની જરૂર હતી. મ ભા આ માંથી અનુગો

આવ્યા. કેટલાક મ ભા આ અનુગો સંસ્કૃતમાં પણ દાખલ થયા. આ પ્રમાણે तस्मै दत्तम् ને સ્થાને तस्य कृते અથવા तस्यार्थं दत्तम्, સાદા गृहं गच्छतिને સ્થાને गृहाभिमुखं गच्छति, સાદા तेन कृतम् ને સ્થાને तस्य द्वारेण અથવા तत्कर्तृकं कृतम्, पर्वतेને સ્થાને पर्वतस्य उपरि, जलेને સ્થાને जलमध्ये, ઇત્યાદિ થયાં પ્રાચીન આર્ય ભાષાના નામયોગીઓનું કાર્યક્ષેત્ર કેવળ ઉપસર્ગો પૂરતું સંકુચિત થવાથી વાક્યની અંદર સંબંધ વ્યક્ત કરવા માટેના આ મહત્ત્વના શબ્દોનો પ્રયોગ થઈ શક્યો નહિ તેટલા પૂરતી ભાષા નિર્ધન બની. દિશા અથવા સામીપ્ય વ્યક્ત કરતા કેટલાક શબ્દોનો નામની પછી પ્રયોગ આ ભા આ માં થતો હતો; દા. ત. समीप, अन्तिक, निकट, पार्श्व, ઇત્યાદિ.

દ્રાવિડ અને ઑસ્ટ્રિક ભાષાઓનું પણ આ બાબતમાં ઉદાહરણ હતું – અથવા ખરું કહીએ તો ઉદાહરણ નહિ, પણ આર્ય ભાષાની નીચે દબાઈ ગયેલી આર્યેતર ભાષાઓની એ ગૂઢ અસર હતી. આ પ્રમાણે પ્રત્યય સહિત અથવા પ્રત્યય વગરના નામ સાથે, વિભક્તિના અર્થો વ્યક્ત કરવા માટે, માત્ર નામો જ નહિ પણ કૃદન્તો અને બીજાં ક્રિયાપદિક રૂપો પણ લગાડવામાં આવતાં. એકાદ સંઘટનાત્મક પ્રત્યય ( Formative affix ) પણ કેટલીક વાર વિભક્તિનું કાર્ય બજાવતો. દા. ત घोटक–त्य – ( અથવા घोटक – कृत्य ) 7 * घोडअच्च – 7 મરાઠી घोडाचा. આ ભા આ ના અવશેષ તરીકે જે જૂજ વિભક્તિ – પ્રત્યયો ટકી રહ્યા હતા તે આ નામો અને કૃદન્તોને લગાડવામાં આવ્યા. મ ભા આ માં શરૂઆતમાં જે વિભક્તિદર્શક અનુગો સુસ્થાપિત થયા હતા તે પણ, ભાષાનાં બીજાં તત્ત્વોની જેમ, ઉચ્ચારણવિષયક પરિવર્તન પામ્યા; તેમાંથી ન ભા આ ના ઘણા નવા પ્રત્યયો વ્યુત્પન્ન થયા. આ પ્રત્યયોની બાબતમાં ઉચ્ચારણપ્રક્રિયાવિષયક હ્રાસ એટલો મોટો થયો હતો કે તેમનાં મૂળ પકડવાનું અને તેમનું અર્થવ્યક્તિનું મૂળ બળ સમજવાનું સહેલાઈથી શક્ય નહોતું. આ પ્રમાણે આ ભા આ कार्य માંથી (કોઈ મ ભા આ મધ્યવર્તી રૂપ * कादर – 7 केर –, केल – દ્વારા ) આપણને પષ્ઠીનો બંગાળી પ્રત્યય – केर, – र મળે છે; સં. कार्यના તદ્ભવ રૂપમાંથી, એટલે કે कृत्य – 7

कज्ज – માંથી પષ્ઠીનો સિન્ધી પ્રત્યય – जो મળે છે; कर्ण – 7 कण्ण માંથી હિન્દી કર્તૃવાચક તૃતીયા ( Agentive ) નો પ્રત્યય – नें, રાજસ્થાની – ગુજરાતી ચતુર્થીનો પ્રત્યય – ने, પંજાબી ચતુર્થીનો પ્રત્યય – नुं, અને ગુજરાતી પષ્ઠીના પ્રત્યય – नो, – नी, – ना, – नुं આવે છે; अन्तर् 7 अन्तમાંથી બંગાળી સપ્તમીના પ્રત્યયો — त, – त–એ વગેરે અને મરાઠી સપ્તમીનો પ્રત્યય – आंत આવે છે; कक्ष 7 कक्ख નું મધ્યવર્તી રૂપ कख અને તેમાંથી कह થતાં હિન્દી ચતુર્થી પ્રત્યય कहु 7 – को તથા સિન્ધી कहि 7 – खे આવ્યો. એ જ પ્રમાણે उपरि, प्रति જેવા નામયોગીઓ અનુગ–નામો (Post-positional nouns ) તરીકે વપરાતાં હિન્દી સપ્તમી પ્રત્યયો पर, पइ અથવા प આવ્યા. આ વસ્તુ **ન ભા આ** ની એક અત્યંત લાક્ષણિક ઘટના રજુ કરે છે – તે એ કે પ્રત્યય સાથેનો એક શબ્દ વિભક્તિ – દર્શક રૂપ તરીકે કાર્ય કરે છે અને પછી તે જ રૂપ હ્રાસ પામીને કેવળ પ્રત્યય બની જાય છે. આ સિદ્ધાન્ત **ન ભા આ** માં વિસ્તાર પામ્યો છે અને પ્રત્યયાન્ત અથવા અનુગાન્ત રૂપોનાં નવાં જ રૂપાખ્યાન આપણને મળે છે: દા. ત. घरि – चा, ગુજરાતી आ – देश – मां – ना लोको; બંગાળી इहा – र आगे – कार, बाहिरे – कार, घरेर भितर् – अ – कार, मुझे અથવા मुज – को ને બદલે દખણી હિન્દુસ્તાની मेरे –कु, હિન્દી उस – में – से.

કૃદન્તો જેવાં કે कृत, *दित ∠ √दा ( સંસ્કૃત દ્વિરુક્ત રૂપ दत्त ને બદલે ), सन्– क > सक, संत અથવા अहंत ∠ √अस्, * थक्किय 7 स्तभ् + कृ (?) વગેરેએ પણ અનુગ તરીકેનું કાર્ય બજાવવા માંડ્યું. ( એમાંથી જ આપણને હિન્દી પષ્ઠી પ્રત્યય – का, પંજાબી પષ્ઠી પ્રત્યય – दा, જૂની આસામી ताक ( = हाक ), કાશ્મીરી ( દર્દર ) પષ્ઠી પ્રત્યય सॅन्दु, ગુજરાતી પંચમીના પ્રત્યયો थी અને थकी, બંગાળી પંચમીનાં રૂપો हइते 7 होते અને थाकिया 7 थेके મળે છે ). આ પ્રક્રિયાનો **ન ભા આ** માં પણ વિસ્તાર થયો, જ્યારે કેટલાક નવા ઉભયાન્વયીઓ પ્રચારમાં આવ્યા ( દા. ત. તૃતીયાને માટે બંગાળી दिया 'આપીને,' હિન્દી करि 7 कर 'કરીને,'

ઇત્યાદિ ). આ બાબતમાં પણ ભારતીય આર્ય ભાષા દ્રાવિડી ભાષાની કંઈક નજદીક આવતી ગઈ.

પૂર્વ પ્રદેશની, અને કેટલેક અંશે મધ્યપ્રદેશની, ભાષાઓમાં નામનું બહુવચન વ્યક્ત કરવાની એક નવી રીત પ્રયોગમાં આવી. પછી એકવચનનું અવિકારી રૂપ અને તેની પછી કોઈ સમૂહવાચક શબ્દ મૂકીને આ વસ્તુ વ્યક્ત કરવામાં આવતી. પછીથી કેટલીક ભાષાઓમાં સમૂહવાચક શબ્દનો પણ લોપ કરી દેવામાં આવ્યો અને કેવળ પછી એકવચનનું રૂપ જ બહુવચનનું કાર્ય કરવા લાગ્યું. આ વસ્તુ સૌ પહેલાં સર્વનામોની બાબતમાં પ્રચારમાં આવી, અને બંગાળીમાં તો નામ સુધી તેનો વિસ્તાર કરવામાં આવ્યો. આ રીતે મૈથિલીમાં हमार – सब ( સર૦ પછી हमार 'મારું,' મૂળે 'અમારું' ), મધ્ય બંગાળી आमि – गन ( પ્રથમા બહુવચન + સમૂહવાચક શબ્દ ), આ સિવાય आम्हारा, तोम्हारा, અને आमरा, तोमरा + सब, ઇત્યાદિ; ભોજપુરિયા हमनी – का = 'અમે,' શબ્દશઃ 'અમારું'; तोंहानी – का 'તમે', શબ્દશઃ 'તમારું'; બુન્દેલી हमारे, तिहारे 'અમે, તમે,' શબ્દશઃ 'અમારું, તમારું'. બંગાળીમાં આમાંથી સજીવ નામોનાં બહુવચનના – एरा, – रा પ્રત્યયો આવ્યા : लोकेरा – सब, मा(यू)एरा – सब = 'લોકોનો સમૂહ ( અર્થાત્ બધા લોકો ), માતાનો સમૂહ ( અર્થાત્ સર્વ માતાઓ )', પછી लोकेरा, मा(यू)एरा = 'લોકો, માતાઓ'.

આ ભાષામાંથી ઊતરી આવેલા બહુવચનના પ્રત્યયો લુપ્ત થઈ ગયા અને તૃતીયા તથા પછી બહુવચનનાં રૂપોનું કાર્યક્ષેત્ર પ્રથમા સુધી વિસ્તારવામાં આવ્યું ( અને આ રીત સન્તોષકારક માલૂમ પડી નહિ ) ત્યારપછી, બહુવચન વ્યક્ત કરવા માટે, સંધાનપ્રક્રિયા ( Agglutination ) અથવા સમાસરચના વડે બહુવચન રચવાની પદ્ધતિ વધારે મોટા પાયા પર સ્વીકારવામાં આવી. આ સંધાનપ્રક્રિયા દ્રાવિડ અસરની નિદર્શક છે. આ રીતે, मय ( भ ) ( ∠ सर्व = सव्व + सभा ), सकल, समूह, गण, लोक 7 लोग, मानव 7 मान, मेन, मन, जन, कुल 7 गुल ( गुला, गुलि ), आदि, सर्व 7 हर ( हद ), ઇત્યાદિ શબ્દો નામને લગાડવામાં આવ્યા, અને આ

પ્રમાણે સમાસરચનાથી તૈયાર થયેલો તથા બહુવચન વ્યક્ત કરતો શબ્દ જાણે કે એકવચનમાં રહેલું નામ હોય તેવી રીતે તેનાં રૂપાખ્યાનો કરવામાં આવ્યાં. દા. ત. लोक – गुलि – के (બંગાળી) 'માણસોને': પણ बंदर – लोगों – से (હિન્દી) 'વાંદરાઓ પાસેથી'. બહુવચન વ્યક્ત કરવા માટેની આ પ્રકારની સંધાનપ્રક્રિયા અથવા સમાસરચના મ ભા આ માં અને સંસ્કૃતમાં મળે છે, પણ ત્યાં તે કેવળ અપવાદરૂપ હોઈ અલંકાર કે શૈલી-ચમત્કારની એક યુક્તિ તરીકે જ તેનો પ્રયોગ થાય છે. પણ ન ભા આમાં તે એક આવશ્યકતા લાગવા માંડી.

માનાર્થ સર્વનામોનો ક્રમિક વિકાસ એ અર્વાચીન ભારતીય આર્ય ભાષાના કેટલાક પ્રકારોની બીજી એક લાક્ષણિકતા છે. આ વસ્તુ પ્રત્યેનું વલણ તો સંસ્કૃતમાં–આ ભા આમાં જોઈ શકાય છે, કેમ કે એમાં *भवान्*, भवती જેવા શબ્દો તથા ત્રીજા પુરુષમાં પ્રયોજાયેલા એવા જ બીજા કેટલાક શબ્દો માનાર્થે વપરાયા છે પરન્તુ આ બાબતમાં પશ્ચિમ પ્રદેશની ભાષાઓ મધ્ય કે પૂર્વ પ્રદેશની ભાષાઓ કરતાં વધારે સંરક્ષણશીલ છે. મરાઠી, ગુજરાતી, રાજસ્થાની, પંજાબી અને સિન્ધીમાં પહેલા પુરુષ એકવચનનું જૂનું રૂપ હજી પણ સર્વસાધારણ પ્રચારમાં છે (मि, हुं, मैं, मइं, मुं), પણ પૂર્વની ભાષાઓમાં પહેલા પુરુષ બહુવચનના જૂના રૂપે એકવચનનું કાર્ય ઉપાડી લીધું છે અને જૂનાં એકવચન અથવા બહુવચનનાં પ્રાતિપદિકોની સહાયથી બહુવચનનાં નવાં રૂપો તૈયાર કરવાં પડયાં છેઃ જૂનાં એકવચનનાં રૂપો કાં તો અપ્રચરિત બન્યાં છે અથવા માત્ર અશિષ્ટ પ્રયોગો તરીકે જ એ રૂપો જોવા મળે છે (પૂર્વની બોલીઓ પૈકી માત્ર આસામી અને ઉત્તર બંગાળીમાં જૂનાં એકવચન અને બહુવચનનાં રૂપો અનુક્રમે એકવચન અને બહુવચન તરીકે જ પ્રયોજાય છે): આ પ્રમાણે બિહારી हम, બંગાળી म (એકવચનનું જૂનું રૂપ मुइ अशिष्ट ગણાય છે), ઉડિયા आम्मे मुं (અશિષ્ટ ગણાય છે); પરન્તુ આસામીમાં આપણને એકવચન *मइ* અને બહુવચન आमि વપરાતાં મળે છે. પશ્ચિમ હિન્દીએ જૂની રીત પસંદ કરી અને પરિણામે શિષ્ટ હિન્દી (અને ઉર્દૂ)માં આપણને मैं – हम વગેરે

हउं-हम ( સર૦ ગુજરાતી હું – અમે ) મળે છે, પરન્તુ હિન્દી અથવા હિન્દુસ્તાનીની સમન્વયશીલ લાક્ષણિકતાને કારણે 'હું'ના અર્થમાં हम વ્યાપક પ્રચારમાં આવ્યું છે, અને 'અમે'ને માટે, સ્વાભાવિક રીતે જ, हम – लोग એવું સંધાનાત્મક બહુવચન તૈયાર કરવું પડ્યું છે. પહેલા પુરુષને માટે જૂના એકવચનનો પ્રયોગ મર્યાદિત કરતી આ રીતિ બીજા પુરુષની પણ આ પ્રકારની પ્રક્રિયાના સાદૃશ્ય ઉપરથી થઈ લાગે છે: બીજા પુરુષમાં માણસોને સબોધવા માટે ( ઘણીખરી ભાષાઓમાં બન્યું છે એમ ) વિનયને ખાતર, કેવળ બીજા પુરુષ એકવચનનું રૂપ દૂર કરવાની જરૂર પડી અને પરિણામે એ એકવચનને બદલે બહુવચન વાપરવાનું શરૂ કરવામાં આવ્યું ( સર૦ ફ્રેન્ચ Vous અને Tu, અંગ્રેજી you અને thou, જર્મન Sie અને Du, તથા એકવચનમાં 'તમે'નો અર્થ વ્યક્ત કરવા માટે ઇટાલિયન અને સ્પેનિશમાં અનુક્રમે lei અને usted એ રૂપોનો પ્રયોગ ). બીજી એક નોંધપાત્ર બિના તે **પ્રા ભા આ** आत्मन् = **મ ભા આ** अप्पण – ઉપરથી રચાયેલા, માનાર્થે બીજો ( અથવા ત્રીજો ) પુરુષ વ્યક્ત કરતા, આત્મવાચક ( Reflexive ) સર્વનામનો થયેલો વિકાસ એ છે. આ ભાષારીતિ પશ્ચિમ હિન્દના પ્રદેશમાં વિકાસ પામી હોય અને ત્યાંથી એનો માનાર્થે પ્રયોગ, બીજા પુરુષને ઉદ્દેશીને થતા વિવેકશીલ રૂપ તરીકે, અન્ય ભાષાપ્રદેશોમાં પણ પ્રસર્યો હોય એમ જણાય છે.

**ન ભા આ** માં નામોનાં રૂપાખ્યાનો જો **મ ભા આ** માંથી વારસા તરીકે પ્રાપ્ત થયેલાં સંખ્યાબંધ રૂપો રજૂ કરે છે, તો ક્રિયાપદોનાં રૂપાખ્યાનો મુખ્યત્વે **ન ભા આ** નો જ વિકાસ હોય એમ જણાય છે. **મ ભા આ** માંથી જે કંઈ થોડું મળ્યું હતું તેમાં પણ કેટલોક હ્રાસ થવા પામ્યો હતો. કર્મણિ અને વિધ્યર્થ (Optative) તથા બીજા ભવિષ્યકાળનાં (Sigmatic future) રૂપો(चलिष्यामि > चलिस्सामि 7 *चलीहामि 7 વ્રજ चलिहु,चलिस्सं અથવા *चलिस्सं 7 ગુજરાતી चालीश ) **ન ભા આ** ના યુગ દરમ્યાન જુદા જુદા પ્રદેશોમાં ઘણાં ટૂંકાવી દેવામાં આવ્યાં હતાં. ખાસ નોંધવા જેવી વસ્તુ તો કેટલાંક કૃદન્તો કાળવિષયક પ્રાતિપદિકો ( Tense Bases ) તરીકે સુસ્થાપિત

થયાં તે છે: कृत 7 किअ –, कीन –, कीघ –, कृत-आह, – इन्ट 7 कयह, कयिन्ह 7 कटल –, केल; कुर्वन्त – 7 करत – 7 करता, करदा, करित –, करन –; कर्तव्य – 7 મ ભા આ * करितव्य –, करिअव्व –, करिअव्व – 7 करिव –, करब –, करिब –, ઇત્યાદિ. ન ભા આ એ ત્રણ કાળથી પ્રારંભ કર્યો — સાદો વર્તમાનકાળ (જે કેટલાક ભાષાવિસ્તારોમાં 'અદ્યતન ભૂત' અથવા વિધ્યર્થ બની ગયેલ છે), સાદો ભૂતકાળ ( જે સઘંત કૃદંતમાંથી ઉદ્‌ભવેલો હોઈ મૂળે આ ભા આનાં – त અને – इत અન્તવાળાં કર્મણિ ભૂતકૃદંતોમાંથી આવેલ છે ), અને સાદો ભવિષ્યકાળ ( જે કાં તો પ્રત્યય-નિષ્પન્ન હોઈ આ ભા આ ના જૂના બીજા ભવિષ્યકાળમાંથી આવે છે, અથવા કૃદન્ત ઉપરથી થયેલ છે, કે – तव्य – અન્તવાળાં ભવિષ્યત્ કર્મણિ કૃદન્તમાંથી કે – अन्त – વાળાં વર્તમાન કૃદન્તમાંથી ઉદ્‌ભવે છે ).

એકંદરે ન ભા આ યુગમાં આર્ય ભાષાએ ભૂતકાળમાં અકર્મક ક્રિયાપદોની બાબતમાં એક પ્રકારની કર્તરિ રચના (જેમાં ક્રિયાપદ એ કર્તાને લાગુ પડતું એક વિશેષણ બની જાય છે), સકર્મક ક્રિયાપદોની બાબતમાં એક પ્રકારની કર્મણિ રચના (જેમાં ક્રિયાપદ એ કર્મને લાગુ પડતું એક વિશેષણ બની જાય છે), અથવા એક પ્રકારની ભાવે રચના (જેમાં ક્રિયાપદની ક્રિયા કોઈ કર્મની અપેક્ષા રાખ્યા સિવાય સર્વથા અલગ ખડી રહે છે, કારણ કે આ રચનામાં કર્મને અધિકારે ચતુર્થી ( Dative of interest )માં પરિવર્તિત કરવામાં આવે છે) નો વારસો મેળવ્યો. આ પ્રમાણે रा गतः 7 હિન્દી वह गया, વ્રજ ભાષા सो गयौ ( કર્તરિ રચના); तेन भक्तं खादितम् 7 હિન્દી उस-ने भात खाया, तेन रोटिका खादिता 7 હિન્દી उस – ने रोटी खाया ( કર્મણિ રચના ); तेन राज- कृते અથવા कक्षे *दृक्षितम् = दृष्टम् 7 હિન્દી उस – ने राजा – को देखा ( ભાવે રચના ). એકંદરે આ પ્રયોગોને પશ્ચિમ હિન્દી અને પંજાબી ભાષાઓમાં જેમના તેમ જાળવી રાખવામાં આવ્યા છે, પણ બીજા પ્રદેશોમાં ઓછાવત્તા પ્રમાણમાં સંખ્યાબંધ નવીનતાઓ દાખલ થઈ છે. આ રીતે, ભૂતકાળના પ્રાતિપદિકને રીતસરનં ક્રિયાપદ બનાવીને તથા કર્તા જે પ્રરૂપમાં હોય તે અનસાર તેને

ત્યાદિપ્રત્યયો લગાડીને પૂર્વ પ્રદેશની ભાષાઓ — જેવી કે બિહારની બોલીઓ, અવધી, તથા બંગાળી, આસામી, ઊડિયામાં કર્મણિ રચનાને કર્તરિ રચનામાં ફેરવી દેવામાં આવે છે. ઉદાહરણ તરીકે, જૂની બંગાળી मार् – इल (પુલ્લિંગ અને નપું.), मार् – इल–ई (સ્ત્રી.) 'મારેલી' એ ભૂતકાળનું એક ક્રિયાપદ-રૂપ હતું, જેનો પ્રયોગ જૂની કર્મણિ રચનામાં કર્મને લાગુ પડતા વિશેષણ તરીકે થતો હતો, પણ અર્વાચીન બંગાળીમાં मार् – इल – आम् 'મેં માર્યું,' मार् – इल् · इ 'તું મારે છે,' मार् – इल (અથવા ગ્રામ્ય બોલીમાં मार्–इल्–ए 7 मारले, माल्ले 'તેણે માર્યું') એવાં કર્તરિ રૂપો આપણને મળે છે. <u>રાજસ્થાની – ગુજરાતીમાં કર્મણિ અને ભાવે રચનાઓ એકત્ર પામી છે</u>: દા. ત ગુજરાતી–तिणे स्त्री नं मारी (માર્યું નહિ), જેનું સમીકરણ નીચેના શક્ય હિન્દી વાક્ય સાથે થઈ શકે: * उग – ने स्त्री – को मारी (मारा ને બદલે). ક્રિયાપદોને લગાડવામાં આવતા ત્યાદિ પ્રત્યયો નભા આનો પૂરો વિકાસ થયા પછી આવેલા છે, અને જુદી જુદી ભાષાઓમાં તેમનો વિકાસ સ્વતંત્ર રીતે જ થયેલો છે: બંગાળી ભાષામાં, પૂર્વબંગાળીના સંખ્યાબંધ ત્યાદિપ્રત્યયો પાશ્ચાત્ય બંગાળી પ્રત્યયોથી ભિન્ન છે. પશ્ચિમ પંજાબી અને સિન્ધીએ જૂની કર્મણિ રચના જાળવી રાખી, છતાં કર્તા સાથે સંબદ્ધ એવા ત્યાદિ પ્રત્યયો એ ભાષાઓએ ઉમેર્યા: દા. ત લહન્દી (પશ્ચિમ પંજાબી) किताव पढी–म् = 'મેં ચોપડી વાંચી'–શબ્દશ: અનુવાદ કરીએ તો, 'ચોપડી (સ્ત્રી.) તેણી મારા વડે વંચાઈ'; મરાઠીમાં ત્યાદિ પ્રત્યયો અકર્મક ક્રિયાપદોને જ લગાડાતા આપણે જોઈએ છીએ. (मी उठलो 'હું ઊઠ્યો'; આથી ઊલટું જ સરખાવો म्या मारिला, मारिली, मारिले 'મેં તેને માર્યો, મારી, માર્યું'.)

સ્વતંત્ર રીતે વિકસ્યા. ક્રિયાપદના કાર્યમાં કાલ-ભેદ સ્પષ્ટ કરીને સુવ્યક્તતાએ પહોંચવાનો આ પ્રયાસ ભારતીય આર્ય ભાષામાં એક મોટા પ્રસ્થાન રૂપ છે, કારણ કે **આ ભા આ** માં તૈયાર થયેલા અથવા તેમાંથી ઊતરી આવેલા મૌલિક કાળ અને અર્ધો **મ ભા આ** ના સમયમાં પડી ભાંગ્યા હતા, અને કેટલીક નવ્ય ભારતીય આર્ય બોલીઓમાં તો કાળનાં સુસ્પષ્ટ રૂપો હજી હવે તૈયાર થવાનાં છે. એકંદરે જોતાં, આ મિશ્ર કાળ **મ ભા આ**-માં ધ્યાન પર આવતા નથી તેમ જ **આ ભા આ** માં તેમનું અસ્તિત્વ જ નથી. વિકાસની સામાન્ય રૂપરેખાની બાબતમાં આ મિશ્ર કાળ ભારત-યુરોપીય યૂથો જેવાં કે ઈરાની, જર્મેનિક અને લૅટિનમાંના એ જ પ્રકારના મિશ્ર કાળો સાથે, દરેક યૂથના વિશિષ્ટ રીતના વિકાસ માટે છૂટછાટ મૂકીએ તો, મળતા આવે છે. અર્થાત્ ભારતીય આર્ય ભાષાએ નવા યુગની સાથે ખભેખભો મિલાવીને રહેવા માટે સફળ પ્રયત્ન કરેલો છે.

રૂપઘટનપ્રક્રિયાની બાબતમાં, અત્યાર સુધીમાં ભારતીય આર્ય ભાષાએ પોતાની વારસાપ્રાપ્ત દેશ્ય સામગ્રીનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે અને ધ્વનિ-પ્રક્રિયા તથા અન્વયની જેમ આ બાબતમાં પણ તેની મૂળ લાક્ષણિકતાઓ નાશ પામવાનું તો દૂર રહ્યું, પરન્તુ તેમાં ઝાઝી ધાલમેલ પણ થઈ નથી. **ન ભા આ** ભાષાઓનો રૂપઘટનપ્રક્રિયાવિષયક વિકાસ એકંદરે એક-સરખો છે. આ બાબતમાં જુદી જુદી ભાષાઓ વચ્ચે પુષ્કળ સામ્ય છે અને તે ઉપરથી એમ જણાય છે કે — **મ ભા આ** ની બોલીઓમાં, બોલીભેદો હોવા છતાં, **ન ભા આ** નો જન્મ થયો તે કાળ સુધી, તાત્ત્વિક એકતા હતી; પ્રોફેસર જુલે બ્લોકે બતાવ્યું છે તે પ્રમાણે, ભારતીય આર્ય ભાષાના મૌલિક જીવનઝરણ તેમજ તેના મહાન આદર્શ અને નમૂનેદાર પ્રતીક સંસ્કૃત દ્વારા રજૂ થયેલી આ એકતા છે.

આ ભારતવ્યાપી વિકાસમાંથી માત્ર દર્દ બોલીઓ જ અલગ રહી હતી. આ જ વસ્તુ, કંઈક ઓછા પ્રમાણમાં, સિંહાલી માટે તેમજ એશિયા અને યુરોપની જિપ્સી બોલીઓ માટે સાચી છે. દર્દ ભાષાઓ ( જે પહેલાં 'પિશાચ' નામથી ઓળખાતી હતી ) એ ભારતની છેક વાયવ્યમાં અને

ભારત – અફઘાન સરહદના વાયવ્ય ભાગમાં બોલાતી ભાષાઓ અને બોલીઓનો સમૂહ છે. એ આખો સમૂહ ત્રણ શાખાઓમાં વહેંચાઇ જાય છે : (૧) શીના – જેમાં કાશ્મીરી (૧,૨૬૮,૮૫૪ બોલનારાઓ)નો, કાશ્મીરીના ઉત્તર અને વાયવ્ય પ્રદેશમાં રહેલી શુદ્ધ શીના (૨૪,૮૪૨) તથા વાયવ્ય સરહદ પ્રાંતમાં દરગાઈ અને માલકંદની ઉપરના પ્રદેશમાં આવેલ કોહિસ્તાની (૬,૮૬૨) નો સમાવેશ થાય છે; (૨) ખોવર અથવા ચિત્રાલી કે ચત્રારી – આ ભાષા વાયવ્ય સરહદ પ્રાંતમાં, કોહિસ્તાની બોલતા પ્રદેશની ઉત્તરે બોલાય છે; અને (૩) કાફિરિસ્તાન (જે 'નુરિસ્તાન' પણ કહેવાય છે)ની બોલીઓ – આ બોલીઓ ખોવારી અને કોહિસ્તાનીની પશ્ચિમે અફઘાન પ્રદેશમાં બોલાય છે (તેમાં કલાશા, ગવર – બતી, પશાઈ, લઘમાની, દીરી, તિરાહી, વઇ, વસી–વેરી, અશકુંદ વગેરેનો સમાવેશ થાય છે). આ ભાષાઓ અને બોલીઓને ગ્રિયર્સને એક અલગ યૂથમાં મૂકી હતી. ભારત–ઈરાનીને ગ્રિયર્સને ત્રણ યૂથમાં વિભક્ત કરી હતી : (૧) પશ્ચિમમાં ઈરાની, (૨) પૂર્વમાં ભારતીય-આર્ય અને (૩) તે બન્નેની વચમાં, છેક ઉત્તરે દર્દ. જુલે બ્લોશ, જ્યોર્જ મોરગેન્સ્ટર્ન (Georg Morgenstierne) અને આર. એલ. ટર્નરે અને અન્ય વિદ્વાનોએ ગ્રિયર્સને પાડેલા ભારત-ઈરાનીના આ ત્રણ વિભાગ સ્વીકાર્યા નથી: તેઓ દર્દને ભારતીય આર્યની અંદરના જ એક યૂથ તરીકે માનવાના મતના છે, અને આ મત પ્રમાણે દર્દ ભ.પાઓનો સમાવેશ ન ભા આ માં કરવો જોઈએ. પરન્તુ એ બાબતે વિશે વિચાર કરવાનો રહે છે. એ વસ્તુ તો સ્વીકારવામાં આવી છે કે કેટલીક બાબતમાં દર્દ ભાષાઓ ભારતીય આર્ય કરતાં ઈરાની સાથે વધુ સંપર્કનાં પ્રમાણો રજૂ કરે છે; અને વળી દર્દ ભાષાયૂથે પોતાનો વિકાસ તદ્દન સ્વતંત્ર રીતે જ સાધ્યો છે – જો કે એમાં યે કેટલીક વાર દર્દ ભાષાઓ એકબીજાથી જુદી પડે છે. આમાં એક માત્ર કાશ્મીરી અપવાદરૂપ છે, કારણ કે હિન્દુ અને બૌદ્ધ ધર્મ પાળતા અને સંસ્કૃત ભાષાને સ્વીકારતા હિન્દુ ભારત સાથે તે સંબદ્ધ રહી હતી. આ અપવાદને બાદ કરીએ તો, દર્દ ભાષાઓ ભારતીય આર્યથી અથવા ભારતીય (એટલે કે આર્ય-આર્યેતર)

ઉપરાંત જુઓ તેનું ઐતિહાસિક Grammar of the Sinhalese Language, Colombo, RAS, Ceylon Branch, 1938). આ ઇતિહાસ ભારતની મુખ્ય ભૂમિ ઉપરની મ ભા આ અને ન ભા આની બરાબર સમાન્તરે જ ચાલે છે. પશ્ચિમ ભારત સાથેનો સિંહાલીનો સંબંધ સ્પષ્ટ છે. એ ભાષાએ એલુ (દિઅલુ 7 मिहलु 7 सिहल) અથવા જૂની સિંહાલીનું સ્વરૂપ દશમી શતાબ્દીમાં પકડ્યું. એ સમયે આપણે સિલોનની ભાષાને અપભ્રંશ – ભૂમિકામાં જોઈએ છીએ – કેટલાંક ઉચ્ચારવિષયક પરિવર્તનો, દા. ત. સ્વર-સંગતિ (Vowel-harmony), માત્રાની ખોટ પૂરવા માટે પૂર્વ સ્વર દીર્ઘ કર્યા સિવાય સંયુક્ત વ્યંજનોનું અસંયુક્ત બનવું, અંત્ય સ્વરનો લોપ ઇત્યાદિ ઉપરાંત ધ્વનિગત ક્ષય (Phonetic Decay) પણ તેમાં નજરે પડે છે. ભારતની મુખ્ય ભૂમિ ઉપરની અન્ય ભાષાઓથી સિંહાલીનો ઇતિહાસ સ્વતંત્ર અને અલગ હોવા છતાં તે કંઈ તદ્દન નવી જ અથવા મૌલિક ઘટના નથી, બલ્કે ખંડસ્થ ભૂમિ ઉપરની ભારતીય આર્ય ભાષાઓના જેવો જ ઇતિહાસ તે રજૂ કરે છે; અને ધાર્મિક શબ્દો માટે તેમાં પાલિ શબ્દભંડોળ હોવા ઉપરાંત ખાસ કરીને પાછળના સમયમાં તો બીજી ભાષાઓ જેટલી જ તે પણ સંસ્કૃત સાથે સંબદ્ધ થયેલી છે. સિંહાલી ભાષા માલદીવ બેટોમાં પણ પ્રસરેલી છે અને ત્યાંની નાનકડી મુસ્લિમ વસ્તી સિંહાલીની જ એક બોલી બોલે છે. એ જ રીતે એવી જ ભૌગોલિક સ્થિતિમાં રહેલા લખદીવ ટાપુઓના વતનીઓ દ્રાવિડી મલયાલમ્ ભાષાની એક બોલી બોલે છે. સિલોનની મૂળ આર્યેતર ભાષા – પ્રાચીન 'વેડ્ડા' અથવા 'વઅડ્ડા' ભાષા – લુપ્ત થઈ ગયેલી છે: વેડ્ડા લોકો સિંહાલીની જ એક બોલી બોલે છેઃ ઘણું કરીને એ 'વેડ્ડા' ભાષા ઑસ્ટ્રો – એશિયાઈના નહિ, પણ આસ્ટ્રિક – ઑસ્ટ્રેનેશિયાઈ ભાષાના કોઈ સ્વરૂપ ઉપરથી ઊતરી આવેલી હતી. દ્રાવિડ કુળની તામિલ ભાષા પ્રાચીન કાળમાં સિંહાલીના સંપર્કમાં આવી હતી. આ રીતે ભારત બહારની ભૂમિકાઓમાં રહેલ જિપ્સી ભાષાથી ઊલટું જ, સિંહાલી ભાષા એ ખંડસ્થ ભારતીય આર્ય જેવા જ પરિવેષ્ટનમાં મુકાયેલી હતી.

નવ્ય ભારતીય આર્ય ભાષા સંસ્કૃતના વાતાવરણમાં જ જન્મી હતી એમ કહી શકાય. અસલ **ન ભા આ** (એટલે કે આ ભા આ પાસેથી વારસા તરીકે મળેલાં તત્ત્વો) એ તો એક પરિધ્રાંગી ભાષા હોઈ પોતાની મેળે આગળ વધવાને ભાગ્યેજ શક્તિમાન હતી. પરન્તુ માતા પોતાના બાળકને પોષણ આપવા માટે સર્વદા તૈયાર હતી, અને **ન ભા આ** એ સંસ્કૃતની સમૃદ્ધિમાંથી પોતાના શબ્દભંડોળની પૂર્તિ કરવા માંડી. આ સિવાય બીજો કોઈ ઉપાય નહોતો આ બાબતમાં આપણે ભાષાશાસ્ત્રીનું વધારે પડતું ચોખલિયાપણું રાખવું ન જોઇએ અને સંસ્કૃત શબ્દો ઉછીના લેવાની રીતને વખોડવી ન જોઈએ, કારણ કે એમ કરવાનું તો **ન ભા આ** માટે તદ્દન નૈસર્ગિક હતું. ફ્રેંચ સ્પેનિશ અને ઇટાલિયન માટે લેટિન જેટલી અનિવાર્ય હતી તેના કરતાં યે નવ્ય ભારતીય આર્ય ભાષાઓ માટે સંસ્કૃત વધારે અનિવાર્ય હતી **ન ભા આ** માં સંસ્કૃત શબ્દોની ટકાવારીનો સીધેસીધો આધાર સંસ્કારિતા-એટલે કે લેખકોના સંસ્કૃત જ્ઞાનના પ્રમાણ ઉપર હતો. જૂના કાળથી **ન ભા આ** એ સંસ્કૃત શબ્દો સ્વીકારીને પોતાના શબ્દભંડોળની પૂર્તિ કરવાનું આરંભ્યું હતું અને કેટલાક દાખલાઓમાં તો આ પૂર્તિ સંસ્કૃતમયતાની હદ સુધી પહોંચી ગયેલી છે. ૧૯ મી સદીના પંડિતોએ બંગાળી અને બીજી **ન ભા આ** ભાષાઓને અંગ્રેજીની સાથોસાથ રાખવા માટે સંસ્કૃત શબ્દોથી લાદવાનો આરંભ કર્યો એમ માનવું ખોટું છે. જ્ઞાનેશ્વરી, રામચરિતમાનસ, ચૈતન્યચરિતામૃત અને સૂરસાગર—ચાર **ન ભા આ** ભાષાઓના આ ચાર જૂના અને લોકપ્રિય ગ્રન્થોમાં સંસ્કૃત શબ્દોની જરા યે ખોટ નથી, અને કઠિન સંસ્કૃત શબ્દો પણ તેમાં ઘણા છે. 'મણિ-પ્રવાલ' અથવા મિશ્ર સંસ્કૃત-મલયાલમ્ શૈલી, કન્નડની અતિ સંસ્કૃતમય શૈલી, સારલ દાસની ઊડિયા અદ્ભુત કથાઓની ભાષા, બંગાળમાં અને અન્યત્ર જૂની પદ્ધતિના કથકો અને વ્યાસો એટલે કે પુરાણીઓની સંસ્કૃતથી તરબોળ ભાષા—આ બધું કોઈ પ્રકારનો માર્ગભ્રંશ નહોતો; જો કે કોઈ વાર એમ માની શકાય ખરું કે આમાં સારી વસ્તુનો પણ અતિરેક થઈ જતો હતો. આ વસ્તુનું એક અનિવાર્ય પરિણામ આવ્યું છે—અને તે એ

કે **ન ભા આ** નો પ્રાકૃતોત્થ (તદ્‌ભવ અને દેશી) વારસો ધીરે ધીરે સંકુચિત થતો ગયો અને તત્સમ તથા અર્ધ–તત્સમનું પ્રમાણ વધતું ગયું. ભાષા ઉપર સંસ્કૃતનાં આવરણ ચડાવીને આ વસ્તુએ તેનો ઇતિહાસ ઉકેલવામાં અવરોધ પણ કર્યો હોય. પણ ભાષા એ માત્ર તેના ઇતિહાસને માટે નથી. સ્થિરગતિએ ચાલુ રહેલી સંસ્કૃતમયતાએ **ન ભા આ** ભાષાઓને એક જ સાંસ્કૃતિક બંધનમાં બાંધવા માટે અને તેમના આર્ય વારસાને તાજો કરવાને માટે એક અમૂલ્ય કડી તૈયાર કરી આપી. સંસ્કારી દ્રાવિડી ભાષાઓ પણ આ રીતે ભારતીય આર્ય સાથે અપૂર્વ દૃઢ બંધનોથી સંકલિત થઈ. અત્યારની વસ્તુસ્થિતિ અનુસાર આપણે એમ કહી શકીએ કે અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓના લગભગ ૫૦ ટકા જેટલા શબ્દો સંસ્કૃતમાંથી—જોડણીનો ફેરફાર કર્યા સિવાય તત્સમ તરીકે અથવા અર્ધ–તત્સમ તરીકે—ઉછીના લેવાયેલા છે. સૌથી પહેલાં જ્યારે **ન ભા આ** ભાષાઓએ પોતાના નવા માર્ગે પ્રયાણ કર્યું ત્યારે તેમાં, સ્વાભાવિક રીતે જ, આવા શબ્દોની સંખ્યા ધ્યાનપાત્ર રીતે ઓછી હતી. કેટલાક ગ્રન્થોમાં તો આ ટકાવારી ૫૦ ટકાથી પણ વધારે છે. અંગ્રેજીમાં ૬૦ ટકા કરતાં વધારે શબ્દો પરદેશી–ફ્રેન્ચ અને લૅટિન – મૂળના છે અને ફારસીમાં ૬૦ થી ૮૦ ટકા શબ્દો પરદેશી અરબી ભાષામાંથી આવેલા છે એ વસ્તુ વિચારતાં ભારતીય ભાષાઓની આ પરિસ્થિતિ માટે જરા પણ શોક કરવાનું કારણ નથી. તાજેતરના શુદ્ધ તત્સમ સ્વરૂપમાં અને **ન ભા આ** અને **મ ભા આ** અર્ધ – તત્સમ રૂપાન્તરોમાં રહેલા સંસ્કૃત શબ્દો ભારતીય આર્ય ભાષાના સમગ્ર ઇતિહાસમાં ભારતીય સંસ્કાર-પ્રવાહના સાતત્યના પુરાવારૂપ છે. ભારતની આર્ય તેમ જ દ્રાવિડ ભાષામાંના આ સંસ્કૃત શબ્દો ભારતની મૂળભૂત અને અવિભાજ્ય એકતાનું એક સુદૃષ્ટ પ્રતીક છે. મારા મત પ્રમાણે, આ પ્રતીકને દબાવી દેવાનો અથવા તેનું મૂલ્ય ઓછું આંકવાનો કોઈપણ પ્રયત્ન આપણા સૌથી કીમતી વારસા ઉપરના—આપણી ભારતીય સાંસ્કારિક પરંપરા ઉપરના સીધા હુમલા સમાન ગણાશે.

તાજેતરનાં વર્ષો દરમ્યાન બે એવી ભાષાઓ ભારતીય જીવનમાં આગળ આવી છે, જેમણે ભારતીય આર્ય ઉપર ઊંચા રહેવાનું સ્થાન મેળવવાનો અને ત્યાંથી ભારતીય વિચારપ્રવાહ અને સંસ્કારિતા તથા ભારતીય જીવન ઉપર વર્ચસ જમાવવાનો પ્રયાસ કર્યો છે. આમાંની એક ભાષા તે ફારસી અથવા ખરી રીતે કહીએ તો અરબીમિશ્રિત ફારસી છે. એ ભાષા તુર્ક વિજયના પ્રારંભમાં ભારતમાં આવી હતી, તથા પરદેશમાંથી આવેલા મુસ્લિમ વિજેતાઓની, અને પાછળથી, જેમણે (બનતા પ્રમાણમાં) પરદેશી ધર્મ અને પરદેશી રીતરિવાજ સ્વીકાર્યાં હતાં એવા ભારતીય મુસ્લિમોની પણ — સંસ્કારભાષા હતી. રાજકચેરીઓની એ વિધિસરની અને સત્તાવાર ભાષા હતી; અને કાયદાની અદાલતો સોળમી શતાબ્દીના ઉત્તરાર્ધ સુધી માત્ર મુસ્લિમ ધાર્મિક કાયદાઓને લગતા જ ચુકાદાઓ આપતી હતી — કે જે સમયે એક હિન્દુની, અકબરના ખજાનચી ટોડરમલની, સૂચનાથી હિન્દી તથા એ કાળે પ્રચલિત એવી અન્ય ભારતીય ભાષાઓને સ્થાને ફારસીને મુલકી ખાતાની ભાષા બનાવવામાં આવી. આ બનાવે ફારસી ભાષાને ભારતીય જીવનમાં એટલું મહત્ત્વ આપ્યું કે જેટલું તેને અગાઉ કદી પણ મળ્યું નહોતું, કારણ કે સરકારી કચેરીમાં નોકરી મેળવવા ઇચ્છતા કેટલા યે હિન્દુઓ ફારસી ભણવા મંડ્યા. આ પગલાને કારણે ફારસીપ્રચુર હિન્દીનો અર્થાત્ ઉર્દૂનો વિકાસ શક્ય બન્યો અથવા તેને વેગ મળ્યો. ત્યાંસુધી ફારસીનો પ્રવાહ ભારતીય ભાષાઓથી અલગ રીતે વહેતો હતો. અહીંતહીં થોડાક ફારસી શબ્દોએ ઉત્તર ભારતીય સાહિત્યભાષાઓમાં પ્રવેશ પ્રાપ્ત કર્યો હતો, પરન્તુ ૧૮ મી અને ૧૯ મી શતાબ્દી પહેલાં ભારતીય આર્યના શબ્દભંડોળને ફારસીમય બનાવવાનો કોઈ સભાન, વ્યવસ્થિત પ્રયત્ન થયો નહોતો. ૧૬મી શતાબ્દીના મધ્યમાં થઈ ગયેલા મલિક મુહમ્મદ જાયસીએ રાજપૂત-હિન્દુ અદ્ભુતકથાના પરિચ્છદ નીચે સૂફી ગૂઢવાદનો 'પદ્માવત' નામે એક ગ્રન્થ લખ્યો છે, તેની (અવધી) ભાષા તે જ શતાબ્દીમાં અને તે જ અવધી ભાષામાં લખાયેલી તુલસીદાસની કૃતિઓથી જરા પ[illegible] જુદી પડતી નથી — સિવાય કે જાયસીમાં તુલસીદાસ કર[illegible] ૧ કત

શબ્દો વધુ પ્રમાણમાં નજરે પડે છે, કારણ કે તુલસીદાસ સંસ્કૃત ભાષાના વિદ્વાન હતા, જ્યારે જાયસી નહોતો. દખ્ખણમાં ૧૬મી શતાબ્દીના અંતમાં દખણી હિન્દુસ્તાનીની એક ફારસીમય શૈલી વિકસી; આ ભારતીય ભાષા માટે ફારસી લિપિનો પ્રયોગ પણ તે સમયે થવા મંડ્યો. આ પછી બે શતાબ્દી સુધી પણ દખણી હિન્દુસ્તાની સામાન્ય હિન્દુ ભાષાથી અલગ પડી ગઈ નહોતી; ગોવલકોંડાના સુલતાન કવિ મુહમ્મદ કુલીકુત્બ શાહ (મરણ ૧૬૧૧)ના તથા તેના સમકાલીન તેમજ તેની પછીના બીજા સદી કવિઓના શબ્દભંડોળમાં શુદ્ધ હિન્દી અને સંસ્કૃત શબ્દોની ટકાવારીનું મોટું પ્રમાણ હતું. ૧૮મી અને ૧૯મી સદીમાં દિલ્હી, લખનૌ અને દક્ષિણ હૈદ્રાબાદના ફારસીમય ભાષા લખનારા લેખકોએ ઉર્દૂના અન્તસ્તત્ત્વમાં ભારે પરિવર્તન મચાવી દીધું, જેનું યોગ્ય વર્ણન આપણે હિન્દીના મુસ્લિમ સ્વરૂપ તરીકે કરી શકીએ.

ભારતીય આર્ય ભાષાઓમાં ફારસી-અરબી શબ્દોનું સતત ઝરણ આવતું રહ્યું છે; એ વસ્તુ તદ્દન નૈસર્ગિક રીતે જ બનેલી છે. આ શબ્દો હવે ભારતીય આર્ય ભાષાનું એક અંગ જ બની ગયેલ છે. પરન્તુ ભારતીય રાષ્ટ્રવાદની તેમજ ભારતીય આર્ય ભાષાની પ્રકૃતિનું સંરક્ષણ કરવાની દૃષ્ટિએ, ભાષાના આંધળા ફારસીકરણ અથવા અરબીકરણની સામે ઘણું કહેવું પડે તેમ છે. ખરેખર નિમ્નલિખિત પંક્તિઓ જેવી ભાષા અથવા શૈલી જેનો જન્મ થયાંને માત્ર બે સદી લગભગ થઈ છે અને ભારતના જનસમૂહ માટે જેનો કંઈ જ અર્થ નથી તેને, જેના મૂળમાં અને ચારે પાસ સંસ્કૃતનું ઊંડાણ અને વિશાળતા આવી રહેલ છે એવી ભારતીય આર્ય ભાષા ત્રીસ શતાબ્દીઓ અથવા તે કરતાં યે વધુ સમયથી જે ધ્યેય તરફ આગળ ધપી રહી છે તે ધ્યેય તરીકે રજૂ કરવી એ છેક અનુચિત છે—

"કભી, અય્ મુન્તઝર્-એ-હકીકત,
નઝર આ લિબાસ્-એ-મજાઝ-મે"

(અરે, જેની સત્ય પણ રાહ જુએ છે એવો તું ઘણી વાર રૂપકના વસ્ત્રમાં ઢંકાઈને મારી નજર આગળ આવે છે)

અથવા—

" તેરે દીદાર-કા મુશ્તાક હૈ નરગિસ બ-ચશ્મ-એ-વા,
તેરી તારીફ-મેં રતબુ-લ-લિસાં સોસન ઝબાં હો-કર "

( જેણે પોતાની આંખો ખુલ્લી રાખી છે એવું નરગીસ તારી નજરની ઇચ્છા રાખે છે, અને 'સોસન'નું પુષ્પ તારી પ્રશંસા કરવાને માટે વાચાળ જીભવાળું થયું છે. )

આ શૈલીને તેના પક્ષકારો 'ઇસ્લામી શૈલી' કહે છે. એ પક્ષકારો સાથે હું ચર્ચામાં નહિ ઊતરું : એ પ્રશ્નને બીજા કોઈ પ્રસંગ ઉપર મુલતવી રાખીએ તો વધારે સારું.

ભારતીય આર્યની સામે આવી રહેલી બીજી પરદેશી ભાષા તે અંગ્રેજી છે – રાજ્યવહીવટની ભાષા તરીકે, કેળવણીની ભાષા તરીકે, સર્વ ઉચ્ચ વિચારો અને વિજ્ઞાનની ભાષા તરીકે અને જાગતિક સંસ્કારિતાના અનોખા વાહન તરીકે અંગ્રેજીનું સ્થાન અદ્વિતીય છે. ભારતીય આર્ય ઉપર વર્ચસ જમાવવા માટે અંગ્રેજી એટલી બધી આગ્રહી નથી, પણ શાન્તિથી અને સ્થિરતાપૂર્વક પોતાનું કાર્ય એ કર્યે જાય છે. આ ઘટના એટલી સ્પષ્ટ છે કે એનું ખાસ વિવરણ કરવાની જરૂર નથી.

પોતાની લાંબી જીવનયાત્રા પછી ભારતીય આર્યભાષા, તે બોલનારી પ્રજાની જેમ, નવા સંયોગો અને નવા પ્રશ્નોનો સામનો કરી રહી છે. તે ભાષા બોલનારી પ્રજા એ પ્રશ્નોના ઉકેલ કરવાને તથા આદર્શોના અથડામણ તથા ઘર્ષણની પરંપરાની પાર ઊતરવાને કેવી રીતે શક્તિમાન બને છે અને તે સાથે જેમાં સૌથી નૈસર્ગિક માર્ગ તે જ અનિવાર્ય માર્ગ બની રહે એવી પરિસ્થિતિ કેવી રીતે સર્જે છે તે ઉપર જ ભાષાના ભવિષ્યનો આધાર રહેશે.

## ૨

# હિન્દીનો વિકાસ: ‘રાષ્ટ્રભાષા’ હિન્દી

હવે પછીના લખાણમાં ‘હિન્દી’ અને ‘હિન્દુસ્થાની’ એ બન્ને નામે
સામાન્ય પ્રકારે એ મહાન ભારતીય આર્ય રાષ્ટ્રભાષા માટે હું પ્રયોજું છું
જેને ‘का – में – पर – से, इस – उस – जिस – किस અને ना – ता – भा –
ભાષા’ તરીકે (એના લાક્ષણિક અનુગો તથા નામો, સર્વનામો અને ક્રિયાપં
માટેના પ્રત્યયો ધ્યાનમાં લઈને) વર્ણવવામાં આવે છે, અને જે હિન્દુ ઉચ્ચ
કોટિક હિન્દી (અથવા નાગરી હિન્દી) અને મુસલમાની ઉર્દૂ એ બે સંસ્કા
અને સાહિત્યિક ભાષાઓના પાયા-રૂપ છે. ૧૨મી-૧૩મી શતાબ્દીમાં તુર્ક
વિજય પછી પૂર્વ પંજાબથી માંડી બંગાળ સુધીના ઉત્તર ભારતમાં વ્યાપ
ભાષાનું જૂનામાં જૂનું અને સાદામાં સાદું નામ ‘હિન્દી’ છે, અને હું એ
પ્રયોગ એની એ જૂની અર્થચ્છાયામાં કરું છું, કે જે હજી પણ બ
જનસમાજમાં પ્રચલિત છે. ‘હિન્દુસ્તાની’ એ તો ઘણા પછીના કાળનું અ
ક્લિષ્ટ રૂપઘટન છે: એ એક શુદ્ધ ફારસી શબ્દ હોઈ હિન્દી ભાષાના મુસલમા
રૂપ-ઉર્દૂ-ના પર્યાય જેવો તેનો અર્થ લગભગ થઈ ગયો છે, કે જે ઉર્દૂમ
દેશ્ય હિન્દી અને સંસ્કૃત તત્ત્વોને નિયંત્રિત કરીને અથવા બાકાત રાખીને
ફારસી અને ફારસી-અરબી શબ્દોની ભરમાર થાય છે. ભારતીય ભાષાઓ
કેટલાક અભ્યાસીઓ તથા હિન્દી રાષ્ટ્રિય મહાસભા અને બીજી સંસ્થાઓ
રાજકીય અને સામાજિક કાર્યકર્તાઓએ આ ‘હિન્દુસ્તાની’ શબ્દ
વ્યાપક અર્થમાં—ઉચ્ચકોટિક હિન્દી (નાગરી હિન્દી) અને ઉર્દૂ બન્ને

મૂળમાં રહેલી મૌલિક ભાષાના અર્થમાં—પ્રયોજવાનો પ્રયાસ કર્યો છે. પરન્તુ તેમના આ પ્રયત્નો છતાં, મોટા ભાગના અંગ્રેજો અને બીજા પરદેશીઓ તથા મોટા ભાગના ભારતીય મુસ્લિમો હજી પણ 'હિન્દુસ્તાની' અને 'ઉર્દૂ' એ બન્ને શબ્દો દ્વારા ફારસી લિપિમાં લખાતી અને ફારસી-અરબી શબ્દભંડોળ પ્રત્યે પસંદગી દાખવતી હિન્દી ભાષાની એક જ શૈલી (ઉર્દૂ) નો અર્થ સમજે છે. એ જ શબ્દનું ભારતીય રૂપ 'હિન્દુસ્થાની' (જેનું બીજું અંગ 'સ્થાન' ફારસી 'સ્તાન' માંથી નહિ, પણ સંસ્કૃત સ્થાનમાંથી આવેલ છે), અત્યારની વસ્તુસ્થિતિએ તો, ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ સાથેના કોઈ પ્રકારના સાહિત્યિક સંસર્ગ કે સંપર્ક વગરની ઉત્તર ભારતીય લોકપ્રચલિત રાષ્ટ્રભાષા, મૂળભૂત, રૂઢ ભાષા – એ જ અર્થ વ્યક્ત કરે છે. 'હિન્દુસ્થાની' અથવા 'હિન્દુસ્થાની' શબ્દ મરાઠીમાં, ગુજરાતીમાં અને બંગાળીમાં તથા દક્ષિણની ભાષાઓ કે જે એના –ત–વાળા રૂપથી અપરિચિત છે (આમાં તામિલ અપવાદ રૂપ છે. એમાં મહાપ્રાણત્વ વ્યક્ત કરનાર ધ્વનિઓ નથી) તેમાં પ્રચલિત છે. આ –થ–વાળું ઉચ્ચારણ મેં બિહારના હિન્દુઓ (અને અશિક્ષિત મુસ્લિમો)ના મુખેથી, સંયુક્ત પ્રાન્તમાં, મધ્ય હિન્દ એજન્સીમાં અને મધ્ય પ્રાન્તોમાં, રાજપૂતાનામાં અને કેટલાક પંજાબી હિન્દુઓ અને શીખો પાસેથી પણ સાંભળ્યું છે. જો કે ઉચ્ચકોટિક હિન્દીની દેવનાગરી લેખનપદ્ધતિ સામાન્ય રીતે –ત–વાળું ફારસી રૂપ જ પ્રયોજે છે. પરન્તુ સંયુક્ત પ્રાંત, બિહાર અને મધ્યપ્રાન્તની શાળાઓમાં વ્યાપક રીતે વંચાતા, રામનારાયણ મિશ્રકૃત પુસ્તકનું નામ हिन्दुस्थानी (અને નહિ કે हिन्दूस्तानी) शिष्टाचार (૯ મી આવૃત્તિ, સં. ૨૦૦૧, નાગરીપ્રચારિણી સભા, બનારસ) આ સાથે સરખાવો. રાજપૂતાનાનો પ્રદેશ દર્શાવવા માટે કર્નલ જેમ્સ ટૉડે ઈ. સ. ૧૮૨૯ માં સ્વીકારેલું નામ (જે ઉપરથી, ભારતીય ભાષાશાસ્ત્રમાં, રાજપૂતાનાની બોલીઓ માટે 'રાજસ્થાની' નામ પ્રચારમાં આવ્યું છે) તો ભારતમાં આપણી પાસે છે; તેમજ ભારતીય બનાવી દેવામાં આવેલાં રૂપો અફઘાન(ની)સ્થાન, બલુચ(ચી)સ્થાન, તુર્ક(કી)સ્થાન, સીસ્થાન, આરબ-

(બી)સ્થાન ઇત્યાદિ પણ પ્રચલિત છે. (સિયામ દેશના નવા અંગ્રેજી નામ Thailandનો આપણે 'થાઈ-સ્થાન' એવો અનુવાદ શા માટે ન કરવો જોઈએ? Thailand એ સિયામના રાષ્ટ્રિય નામ Muang Thai નું અંગ્રેજી રૂપાન્તર જ છે.) ઉત્તર ભારતના હિન્દુઓની દેવનાગરી લિપિમાં લખાતી અને શુદ્ધ હિન્દી અને સંસ્કૃત શબ્દભંડોળનો ઉપયોગ કરતી સાહિત્યિક ભાષા તરીકે સંકુચિત અર્થમાં 'હિન્દી' શબ્દનો પ્રયોગ જ્યાં કરવામાં આવે છે ત્યાં હું આંગ્લ-ભારતીય શબ્દ 'ઉચ્ચોદાત્ટિક હિન્દી' (High Hindi) અને ભારતીય અથવા હિન્દી શબ્દ 'નાગરી હિન્દી' વાપરું છું (નાગરી શબ્દ વડે તેની લિપિ તેમજ તે સંસ્કારી—નાગરિક—ભાષા છે એ બન્ને વસ્તુઓ વ્યક્ત થાય છે. આ બાબતમાં, જે કેવળ હિન્દી સાહિત્યની પરિષદ છે એવી સંસ્થા માટે 'નાગરી પ્રચારિણી સભા' નામ સરખાવો). અધિકૃત અને શાસ્ત્રીય વાઙ્મયમાં પરદેશી મૂળના 'હિન્દુસ્તાન' અને 'હિન્દુસ્તાની' શબ્દોની સાથે 'હિન્દુસ્થાન' અને 'હિન્દુસ્થાની' એ હિન્દીકરણ પામેલાં રૂપોનો પણ સ્વીકાર કરવાનો સમય આપણે માટે આવી લાગ્યો છે.

## વ્યાખ્યાન ૧

# હિંદી : વર્તમાન ભારતની પ્રતિનિધિરૂપ ભાષા

ભારતમાં ભાષાઓની વિવિધતા—આ વિવિધતા માત્ર ઉપરટપકેની જ છે—મહાન સાહિત્યિક ભાષાઓ—હિન્દી (હિન્દુસ્થાની)નું સ્થાન—હિન્દીના કેટલાક ગુણો—નામોમાંથી ક્રિયાપદો બનાવવાની સાદી રીત—હિન્દી ધ્વનિઓનો સ્વચ્છ અને ચોક્કસ પ્રકાર—હિન્દી (હિન્દુસ્થાની) વ્યાકરણની સાદાઈ—'બઝાર હિન્દી'ની એથી પણ વિશેષ સાદાઈ—'બઝાર હિન્દી' એ જ ભારતની સાચી રાષ્ટ્રભાષા—ઉત્તર ભારતમાં ભારતીય જીવનના એક અંગ તરીકે સાદી હિન્દી અથવા હિન્દુસ્થાની—ભારતમાં રાષ્ટ્રિય પ્રવૃત્તિ અને હિન્દી-હિન્દુસ્થાની—હિન્દી રાષ્ટ્રિય મહાસભાદ્વારા રાજકારણમાં સામુદાયિક પ્રવૃત્તિ અને હિન્દુસ્થાની—'હિન્દુસ્થાની' અને 'હિન્દુસ્તાની' એ નામો—હિન્દી, હિન્દુસ્થાનીના વિવિધ પ્રકારો—(૧) ઉર્દૂ : તેનો વિસ્તાર અને મર્યાદાઓ—હિન્દી લશ્કરની રોમન લિપિમાં લખાતી ઉર્દૂ (હિન્દુસ્થાની)—ઉત્તર ભારતીય ખ્રિસ્તીઓમાં રોમન ઉર્દૂ—રેડિયો અને અર્ધ-સરકારી બોલપટોમાં ઉર્દૂને સરકારી ટેકો—(૨) ઉચ્ચકોટિક હિન્દી અથવા નાગરી હિન્દી—તેની અવસ્થા—હિન્દુ જીવનમાં તેનું સ્થાન—દેવનાગરી લિપિ અને સંસ્કૃત શબ્દો—હિન્દી અથવા હિન્દુસ્થાનીના પ્રદેશ બહારના લોકોએ કરેલો ઉચ્ચકોટિક હિન્દીનો પ્રચાર—'ખડી બોલી'—'ખડી બોલી'—'ઠેઠ હિન્દી'—(૩) મૌલિક બોલી તરીકે હિન્દી (અથવા હિન્દુસ્થાની)—એકીભૂત ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ માટે એક સર્વસામાન્ય વ્યાસપીઠનો આદર્શ—(૪) 'પ્રાદેશિક હિન્દુસ્થાની'—પશ્ચિમ યુક્તપ્રાન્ત અને પૂર્વ પંજાબમાં પ્રચલિત લોકભાષાના પ્રકારો, જે પોતાનું સાહિત્યિક રૂપ (૧) અને (૨) માં મેળવે છે—(૫) 'બઝાર હિન્દી' અથવા 'બઝાર હિન્દુસ્થાની', જેમાં (૧) અને (૨) દ્વારા સ્થપાયેલાં ધોરણોથી તેમ જ તેમના મૂળભૂત (૩)થી નીચે આવવું પડે છે.

ભારત એક રાષ્ટ્ર નથી એમ બતાવવા માટેની એક દલીલ તરીકે ભાષાઓ અને બોલીઓની વિવિધતાને આગળ ધરવામાં આવે છે. સર્વ-ગ્રાહિતાના વૈજ્ઞાનિક ઉત્સાહવાળા ભાષાશાસ્ત્રીઓએ આ દેશની સર્વ નાની-મોટી ભાષાઓ અને બોલીઓની નોંધ લીધી છે, જેમાં કરોડો મનુષ્યો બોલે છે એવી મહાન સાહિત્યિક ભાષાઓથી માંડી જે માત્ર બસો-પાંચસો વ્યક્તિઓમાં જ બોલાય છે એવી અપ્રસિદ્ધ અને સ્વલ્પ મહત્ત્વની બોલીઓ પણ આવી જાય છે. ભારતની ભાષાઓનું જેમાં સૌથી વધુ વિગતવાર વર્ગીકરણ અને ગણતરી કરવામાં આવેલ છે તે સર જ્યૉર્જ અબ્રાહામ ગ્રિયર્સનના શકવર્તી ગ્રન્થ Linguistic Survey of India માં ભારતની ૧૭૯ ભાષાઓ અને ૫૪૪ બોલીઓની નોંધ કરવામાં આવી છે. પરન્તુ ભારતીય પ્રજાએ પોતે જ ૧૯૨૧ની વસ્તીગણતરીમાં માત્ર ૧૮૮ ભાષાઓ અને ૪૯ બોલીઓ ગણાવી છે (આ આંકડાઓ તળ ભારત તેમ જ બ્રહ્મદેશ માટે છે, પણ ત્યાર પછી બ્રહ્મદેશને ભારતથી અલગ કરવામાં આવેલ છે). Linguistic Survey અને વસ્તીગણતરીમાં આપેલી સંખ્યાઓ વચ્ચેના મધ્યમ માર્ગ તરીકે આપણે આશરે ૧૮૦ ભાષાઓ સ્વીકારીએ અને બોલીઓનો સમાવેશ ભાષાઓમાં થતો હોઈ તેમનો ઉલ્લેખ આવશ્યક ન ગણીએ તો, ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ જે ભાષાઓ સ્વતંત્ર સ્થાન માગી લે તેમ છે તે સર્વ એમાં આવી જાય છે એમ આપણે કહી શકીએ. પરન્તુ ઉપર્યુક્ત ૧૮૦ ભાષાઓ પૈકી લગભગ ૧૩૦ તો એવી છે કે જે કાં તો મુખ્યત્વે ચિનાઈ-તિબેટી, મોન-ખ્મેર, કારેન અને માન ભાષાકુળો સાથે સંબદ્ધ હોઈ ઈશાન (ભારત - બ્રહ્મી) સરહદ ઉપરની નાની અને પછાત ટોળીઓમાં બોલાય છે અને બોલનારાની સંખ્યા કે સંસ્કૃતિની દૃષ્ટિએ તેમજ રાજકીય દૃષ્ટિએ કંઈ મહત્ત્વ ધરાવતી નથી અથવા જે તળ ભારતની ભાષાઓ જ નથી (દા. ત. કારેન, સિયામી, બ્રહ્મી, તિબેટી, આન્દામાની, નિકોબારી, અને આર્યકુળની ફારસી).

ભારત જેવો મોટો દેશ કે જેમાં વિશાળ મેદાનોને કારણે જુદા જુદા પ્રદેશોમાં રહેતા માનવસમૂહો વચ્ચેનો સંપર્ક સરળ બની જાય છે, તેમાં સાચું મહત્ત્વ તો સંસ્કૃતિ અને વ્યવહારની મહાન ભાષાઓ જ ધરાવે છે.

એક નાનકડી પહાડી ટોળીની પોતાની ખાસ બોલી હોય ખરી, પણ એ બોલી તો એ ટોળીના સાંકડા જીવન પૂરતી જ મર્યાદિત હોય છે: વધારે વિશાળ અને સંસ્કારિતાયુક્ત જીવન માટે તો એ ટોળીના નિવાસસ્થાનની આસપાસના પ્રદેશમાં પ્રચલિત એવી એકાદ ગોટી સાંસ્કૃતિક ભાષાના પરિચયની સંપૂર્ણ આવશ્યકતા સ્વીકારવામાં આવે છે, અને વ્યવહારમાં એ વસ્તુ આચરણમાં પણ મૂકવામાં આવે છે. આ પ્રમાણે, મધ્યપ્રાન્તોના પશ્ચિમ ભાગમાં અને ઉત્તર બિહારમાં વસતી કુર્કું નામે કોલ જાતિનાં મનુષ્યોએ, એ ટોળીની પોતાની જ બોલી બોલનાર એવાં ૧,૨૦,૦૦૦ કરતાં પણ વધારે માણસોની વસ્તી હોવા છતાં, હિન્દુસ્થાની અથવા મરાઠી જાણવાની આવશ્યકતા રહે છે· આસામ અને બંગાળમાં વસતા અને તિબેટી–બ્રહ્મી બોલીઓ બોલતા લોકો બંગાળી અથવા આસામી ભાષા વિના ચલાવી શકતા નથી, અને એ જ રીતે નેપાળમાં વસતા અને તિબેટી–બ્રહ્મી બોલનારા લોકો માટે પરબતિયા (અથવા ગોરખાલી) અને હિંદી (અથવા હિન્દુસ્થાની) નું જ્ઞાન જરૂરી છે. ઉત્તાકામંડના ટોડા લોકો, જેમની વસ્તી ૧૯૨૧ની વસ્તીગણતરી પ્રમાણે ૬૬૧ માણસોની છે તેઓ પોતાની ભાષા ઉપરાંત તામિલ અને કન્નડ જાણતા હોવાનું જણાયું છે. ગોંડ લોકોની વસ્તી લગભગ તેર લાખ જેટલી છે, પરન્તુ તેઓ 'હિન્દી', મરાઠી, ઊડિયા અને તેલુગુ ભાષાઓ વચ્ચે વહેંચાઈ ગયેલા છે. અર્થાત્ તેઓએ આ વિકસિત ભાષાઓ પૈકીની એક અથવા બીજી જાણવી જ જોઈએ. હિન્દમાં આદિવાસી ભાષાઓ બોલનારાઓમાં મોટામાં મોટો સમૂહ સંતાલ લોકોનો છે, અને તેમની સંખ્યા ૨૬ લાખ કરતાં વધારે છે. તેઓ મોટે ભાગે છોટાનાગપુરના વિસ્તારમાં વસે છે. આ ઉપરાંત સંતાલ લોકોની મોટી સંખ્યા બંગાલ, ઓરિસા અને આસામમાં વસે છે. આથી સંતાલોને પોતાની સંસ્કારભાષા તરીકે બિહારી અથવા હિન્દુસ્થાની કે બંગાળી અથવા ઊડિયાનાં સ્વરૂપોનો સ્વીકાર કરવો પડે છે. ટોળીઓની અથવા આદિવાસીઓની આ નાની ભાષાઓ ઉપરાંત મહાન આર્ય અને દ્રવિડ કુળોની બીજી કેટલીક એવી ભાષાઓ છે, જેમનું સ્થાન ગૃહજીવનની બહાર બિલકુલ નથી, કેમકે તેના બોલનારાઓએ પોતાની એ

મૂળ ભાષા સાથે સંબંધ ધરાવતી એવી બીજી એકાદ મોટી ભાષાનું અનુયાયિત્વ સ્વીકારેલું હોય છે.

ઉપર્યુક્ત ભાષાઓ પૈકી હિન્દી અથવા હિન્દુસ્થાની બીજી ભાષાઓ ઉપર વર્ચસ ધરાવે છે. કેટલીક બાબતોમાં તો હિન્દી એ ભારતની સૌથી વધુ મહત્ત્વની ભાષા છે. જો કે ઘરગથુ ભાષા તરીકે તો હિન્દી પ્રમાણમાં નાની જનસંખ્યાની ભાષા હોવા છતાં હિન્દી–હિન્દુસ્થાનીના મૂળ ભાષા-વિસ્તારમાં અગ્નિ પંજાબ, સંયુક્ત પ્રાંતોનો પૂર્વ ભાગ, મધ્યપ્રાન્તોનો ઇશાન પ્રદેશ, ઉત્તર ગ્વાલિયર, અને પૂર્વ રાજપૂતાનાનો કેટલોક પ્રદેશ (અહીં પણ ઘણો વિસ્તાર વિવિધ બોલીઓ વડે વ્યાપ્ત છે, અને હિન્દુસ્થાની મોટે ભાગે શહેરોમાં જ પ્રચલિત છે) સમાઈ જાય છે. ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ એવા તેના બે શૈલીવિશેષોમાં હિન્દુસ્થાની ભાષા એ બંગાળ, આસામ અને ઓરિસા, નેપાળ, સિન્ધ, ગુજરાત અને મહારાષ્ટ્ર સિવાયના બાકીના લગભગ આખા આર્ય ભારતની સ્વીકૃત ભાષા છે. ગુજરાતી અને મરાઠી ભાષા બોલતી પ્રજા બોલાતી હિન્દુસ્થાની વગર મુશ્કેલીએ સમજી શકે છે, એટલું જ નહિ પણ તે ઉચ્ચકોટિક હિન્દી અથવા નાગરી હિન્દી વાંચી અને સમજી પણ શકે છે; જો કે કેટલીક શતાબ્દીઓ પૂર્વે ડિંગલ નામથી ઓળખાતા રાજસ્થાનીના એક સાહિત્યિક સ્વરૂપમાં કેટલુંક નોંધપાત્ર સાહિત્ય રાજપૂતાના અને માળવામાં લખાયું છે છતાં ત્યાંના લોકોએ ઉચ્ચકોટિક હિન્દીનો સ્વીકાર કર્યો છે; થોડાક સીખો અને બીજાઓને બાદ કરતાં, ઘણાખરા પંજાબીઓ હિન્દુસ્થાની (નાગરી હિન્દી અથવા ઉર્દૂ)નો પ્રયોગ કરે છે; એ જ પ્રમાણે સંયુક્ત પ્રાન્તના પૂર્વ ભાગના લોકોએ પોતાની મૂળ બોલીઓને સ્થાને હિન્દી અથવા હિન્દુસ્થાની (મોટે ભાગે નાગરી હિન્દી)નો સ્વીકાર કર્યો છે; તેમની એ મૂળ બોલીઓ હિન્દુસ્થાનીથી સારા પ્રમાણમાં જુદી પડે છે, અને હવે તો માત્ર ઘરગથુ વ્યવહારમાં જ ટકી રહી છે (જો કે ઉત્તર બિહારના મૈથિલી ભાષા બોલતા લોકો જેમની સંખ્યા લગભગ એક કરોડ કરતાં પણ વધારે છે તેમણે પોતાની એ માતૃભાષાને પટણા યુનિવર્સિટી પાસે કૉલેજ અને હાઈસ્કૂલમાં તે પ્રદેશની

સાચી માતૃભાષા તરીકે માન્ય કરાવવાની પ્રવૃત્તિ આદરી છે – કલકત્તા યુનિવર્સિટીએ તો આ વસ્તુ માન્ય કરી પણ છે.). બે કરોડ જેટલા આસામીઓ તથા ઘણાખરા ઓરિસાવાસીઓ (જેમની સંખ્યા એક કરોડ દસ લાખ કરતાં વધારે છે) બંગાળી સમજે છે; જો કે આસામી અને ઊડિયાની સ્વતંત્ર ભાષાઓ તરીકેની પણ પ્રતિષ્ઠા છે. ગોરખાલી ભાષા બોલનારાઓ પૈકી ઘણાખરા સાધારણ રીતે હિન્દુસ્થાની સમજે છે અને નાગરી હિન્દી સહેલાઈથી વાંચી અને સમજી શકે છે.

સાહિત્ય અને સામાન્ય વ્યવહારની મહાન ભાષાઓને ધ્યાનમાં લેતાં, ભારતમાં ખરેખરી મહત્ત્વની ભાષાઓ દસ છે – હિન્દુસ્થાની (એનાં બે સાહિત્યિક સ્વરૂપો ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ સહિત), બંગાળી, મરાઠી, ગુજરાતી, ઊડિયા, સિન્ધી, તેલુગુ, કન્નડ, તામિલ, અને મલયાલમ. કદાચ આપણે આમાંથી સિન્ધીને બાદ કરી શકીએ, કારણ કે માત્ર ૩૫ લાખ માણસો તે બોલે છે, એટલુંજ નહિ પણ પૂર્વ અને પશ્ચિમ પંજાબી બોલનારાઓની જેમ તેઓ મોટે ભાગે હિન્દુસ્થાની જાણે છે.

આર્ય ભારતના બીજા પ્રદેશોમાં હિન્દુસ્થાનીની પરિસ્થિતિ આગળ જણાવેલી છે; બંગાળ, આસામ અને ઓરિસામાં રૂઢ હિન્દી (હિન્દુસ્થાની)નું એક સાદું સ્વરૂપ બધા જ સમજે છે. આ પ્રમાણે હિન્દી અથવા હિન્દુસ્થાની એ એક મહાન ભાષા છે અને (ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ એ તેનાં બે સ્વરૂપો પૈકી કોઈ એક સ્વરૂપમાં) ૧૫ કરોડ કરતાં વધારે લોકોનું તે માન્ય સાહિત્યિક માધ્યમ છે. (૧૮૯૧ની વસ્તીગણતરી ઉપર બંધાયેલા Linguistic Survey of Indiaના અંદાજો મુજબ, આપણે નીચે પ્રમાણેના આંકડા નોંધી લેવા જોઈએ – લહંદી અથવા પશ્ચિમ પંજાબી, ૧ કરોડ; પંજાબી અથવા પૂર્વ પંજાબી, ૧ કરોડ ૨૫ લાખ કરતાં વધારે; રાજસ્થાની, ૧ કરોડ ૬૦ લાખ કરતાં વધારે; પશ્ચિમ હિન્દી જેમાં ખુદ હિન્દુસ્થાનીનો સમાવેશ થઈ જાય છે, ૩ કરોડ ૮૦ લાખ; પહાડી, ૨૦ લાખ કરતાં વધારે; પૂર્વ હિન્દી, ૨ કરોડ ૪૫ લાખ; અને બિહારી ૩ કરોડ ૭૦ લાખ કરતાં વધારે; આ બધાનો સરવાળો કરતાં ૧૪ કરોડથી વધારે

જનસંખ્યા થાય છે. એ સંખ્યાએ ખુલ્લી રીતે અથવા અર્થાપત્તિથી ૧૮૯૧માં હિન્દુસ્થાનીનું અનુયાયિત્વ જાહેર કર્યું હતું.) બીજી આર્યભાષાઓ બોલનારાઓ જેઓ હિન્દુસ્થાની સમજે છે અને ઘણી વાર તેનો પ્રયોગ પણ કરે છે (જો કે તે હિન્દુસ્થાની અમુક જ પ્રકારની હોય છે) તેમની સંખ્યા આ સંખ્યામાં ઉમેરીએ તો એમ કહ્યામાં અતિશયોક્તિ નહિ થાય કે હિંદુસ્થાની (તેનાં બે સાહિત્યિક સ્વરૂપો પૈકી કોઈ એક સ્વરૂપમાં) ૧૫ કરોડ કરતાં વધુ મનુષ્યોની સાહિત્યિક ભાષા છે, અને તે ઉપરાંત તેના રૂઢ 'હિન્દી' સ્વરૂપમાં તો ભારતમાં અને ભારતની બહાર લગભગ ૨૪ કરોડ ૫૦ લાખ જેટલા માણસો જેને સાર્વત્રિક રીતે સમજી શકે છે એવી ભાષા છે. (બંગાળી, ૫ કરોડ ૩૦ લાખ; ઊડિયા, ૧ કરોડ ૧૦ લાખ; આસામી લગભગ ૨૦ લાખ; ગુજરાતી ૯૫ લાખ; મરાઠી ૨ કરોડ ૧૦ લાખ કરતાં વધારે; આ ઉપરાંત આપણી પાસે સિન્ધી, કાશ્મીરી અને ભારતની બીજી આર્યભાષાઓ છે, કે જે બોલનારાઓ સામાન્ય રીતે હિન્દુસ્થાની સમજે છે.) દ્રાવિડી દક્ષિણ ભારતમાં પણ—ખાસ કરીને શહેરોમાં અને તીર્થકેન્દ્રોમાં—હિન્દુસ્થાની એ સૌથી વધારે સમજવામાં આવતી આર્ય ભાષા છે; અને ફીજી, બ્રિટિશ ગિયાના, ટ્રિનિડાડ, વેસ્ટ ઈન્ડીઝ, દક્ષિણ અને પૂર્વ આફ્રિકા, મોરીશિયસ, મલાયા અને ઈન્ડોનેશિયામાં હિન્દુસ્થાની (અથવા નાગરી હિન્દી અને ઉર્દૂ) બોલતા ભારતવાસીઓની વસાહતો છે.

અમુક ભાષા બોલતી, પ્રયોજતી અને સમજતી જનસંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો હિન્દુસ્થાની એ જગતની મહાન ભાષાઓ પૈકી એક છે, અને એ રીતે જગતની ભાષાઓમાં તે બીજું નહિ તો ત્રીજું સ્થાન તો મેળવે છે (ચિનાઈ ભાષાની ઉત્તરીય બોલી અને અંગ્રેજી—એ માત્ર બે જ ભાષાઓનાં નામ હિન્દુસ્થાની પહેલાં લઈ શકાય એમ છે. એ પછી જનસંખ્યાની દૃષ્ટિએ રશિયન, જર્મન, સ્પેનિશ, જાપાની અને બંગાળી ભાષાઓ આવે છે).

આ રીતે હિન્દી અથવા હિન્દુસ્થાની એ વર્તમાન ભારતવાસીઓ માટે

એક મોટો વારસો છે. ભારતીય એકતા અને ભારતીય રાષ્ટ્રનો એ મહત્ત્વનો આવિષ્કાર અને નૈસર્ગિક પ્રતીક છે. હિન્દી (હિન્દુસ્થાની) એ ભારતની પ્રતિનિધિરૂપ ભાષા છે. તેની પિતરાઈઓ અને બહેનો બંગાળી, મરાઠી, પંજાબી વગેરેની જેમ, સંસ્કૃત જેના પ્રતીકરૂપ છે એવી આદ્ય ભારતીય આર્યભાષાની એક પ્રત્યક્ષ વંશજ તરીકે તે એ ભાષાના ધાતુઓ અને શબ્દોની વાગ્વસ્તુનો (Sprachgut, 'speech-commodity') નો વારસો ધરાવે છે. બીજી ભારતીય આર્યભાષાઓની જેમ હિન્દીએ પણ દ્રાવિડી અને કોલ (મુંડા) જેવી દેશની આર્યેતર ભાષાઓના અન્વય અને વિચારતંત્રનું સામીપ્ય સાધ્યું છે. આથી દ્રાવિડી અથવા મુંડા ભાષા બોલનારને હિન્દી અથવા હિન્દુસ્થાની ધાતુઓ અને શબ્દો પોતાની ભાષાથી જુદા લાગે છે, પણ વાક્યરીતિ (Order of words) અને રૂઢિપ્રયોગોદ્વારા વ્યક્ત થતું ભાષાનું માનસિક વાતાવરણ તેને ભિન્ન લાગતું નથી; હિન્દીની વિચાર કરવાની પદ્ધતિથી તે પરિચિત છે; એ પદ્ધતિ તેને અંગ્રેજીના જેવી સર્વથા ભિન્ન અને પરદેશી લાગતી નથી. વળી હિન્દી (હિન્દુસ્થાની) એક મહાન સંબંધભાષા (Liaison language) છે. સંસ્કૃત (તે હિન્દીનું મૂળ હોવા ઉપરાંત હિન્દુસ્થાનીના ઉચ્ચકોટિક હિન્દી નામે ઓળખાતા પ્રકારની પોષકભાષા તરીકેના તેના કાર્યદ્વારા), દ્રાવિડ ભાષા (રૂપઘટન-પ્રક્રિયા, અન્વય અને રૂઢિપ્રયોગોના અંતસ્તત્ત્વને લગતી કેટલીક મૂળભૂત સમાનતાઓદ્વારા), અને ફારસી અથવા અરબી-ફારસી (હિન્દુસ્થાનીના શબ્દભંડોળ ઉપર, તથા હિન્દુસ્થાનીના ઉર્દૂ પ્રકારને તેની વિશિષ્ટ લિપિ, વિદ્યાવિષયક અને સંસ્કારિતાને લગતા શબ્દો, તેના સાહિત્યપ્રકારો અને આદર્શો, તથા ભાષાની કેટલીક લઢણો પૂરી પાડીને તે ઉપર પણ તેણે નિપજાવેલી અસરદ્વારા) – એ સર્વને એક સર્વસામાન્ય મિલનસ્થાન હિન્દુસ્થાનીમાં જડે છે. તાજેતરનાં વર્ષોમાં હિન્દુસ્થાની ઉપર અંગ્રેજીની અસર થઈ છે. પોતાનાં પ્રાન્તીય અથવા સંકુચિત વર્તુળો પાર કરીને આંતરરાષ્ટ્રિય સ્થાન પામેલી સર્વ મહાન ભાષાઓ (દા. ત. અંગ્રેજી) ની માફક હિન્દી પણ હવે સર્વસંગ્રાહક ભૂમિકાએ આવી પહોંચતી જાય છે.

કે જ્યારે જરૂર પડતાં તે પરદેશી શબ્દોને અપનાવી શકે છે – બલ્કે, એ શબ્દોને જેવા ને તેવા સ્વરૂપમાં પણ સ્વીકારી શકે છે; અર્થદ્યોતક અને અગમ્યના પરદેશી શબ્દોની બાબતમાં, દ્રવિડ અને અતિ-પ્રાન્તીય ભાષાઓને નડે છે તેવો, અસ્પૃશ્યતાનો દોષ તેને નડતો નથી. પરદેશી શબ્દો વડે ભાષાસમૃદ્ધિ વધારવાની બાબતને સંબંધકર્તા છે ત્યાંસુધી, હિન્દુસ્થાનીને એક અત્યંત ઉદાર અને સમદર્શી ભાષા ગણવી જોઈએ.

હિન્દુસ્થાની સંક્ષિપ્ત–મિતાક્ષરી બની શકે છે, તે સૂક્ષ્મતાવાળી પણ થઈ શકે છે. તે જોરદાર પૌરુષભરી ભાષા છે : તેના કેટલાક ભાષકો અને પ્રશંસકો વર્ણવે છે તે પ્રમાણે, તે 'મર્દાની ઝબાં' અથવા 'પુરુષકી બોલી' છે. બીજી ભારતીય ભાષાઓ સાથે (તથા કેટલેક અંશે તેની પિતરાઈ ફારસી સાથે) સમાનતા ધરાવતી એક વિશિષ્ટતાએ હિન્દીને સરલતા સાથે અર્થવ્યક્તિ આપી છે. એ વિશિષ્ટતા તે 'કરવું' અર્થવાળા ક્રિયાપદ સાથે નામનો પ્રયોગ કરવો અને એ રીતે નામમાંથી ક્રિયાપદ બનાવવું — એ છે. દા. ત. विश्वास करना, विचार करना, हुकुम અથવા आज्ञा करना (અથવા देना). આ એક સરળ અને સહેલાઈથી સમજી શકાય એવી પદ્ધતિ હોઈ આવકારપાત્ર છે; ક્રિયાપદઘટક પ્રત્યય – જે ભૂતકાળનો એક નિરુપયોગી અને અગવડભરેલો અવશેષ છે – ની જરૂરિયાત તે ટાળી દે છે. (દા. ત. અંગ્રેજી Clean > Cleanse = હિન્દુસ્થાની शुद्ध અથવા साफ > शुद्ध करना અથવા साफ करना; અંગ્રેજી Fool > befool = निर्बोध અથવા बेवकूफ बनाना; Black > Blacken = काला > काला करना; Stable > Stabilise = पक्का અથવા मजबूत करना; ઇત્યાદિ); અને નામ ક્રિયાપદ તરીકે પ્રયોજાતાં પેદા થતી અસ્પષ્ટાર્થતાનો સંભવ પણ તે ટાળી દે છે. (દા. ત. અંગ્રેજી Search > to search = खोज > खोज करना; Quarrel > to quarrel = झगड़ा > झगड़ा करना; fight > to fight = लड़ाई > लड़ाई करना, આ ઉપરાંત लड़ना – ઇત્યાદિ). આ સિદ્ધાન્ત ભાષામાં કંઈક પથરાટ પેદા કરનારો અથવા જાણે

સમજૂતી આપતો હોય તેવો લાગે છે, પણ તે કારણથી તેમાં સ્પષ્ટાર્થતાનો ગુણ આવે છે, અને પરિણામે શીખવામાં તેમજ યાદ રાખવામાં તથા જુદા જુદા અર્થમાં શબ્દનો પ્રયોગ કરવામાં ઘણો આયાસ બચી જાય છે. આ અંગોને ધ્યાનમાં લઈને, હિન્દુસ્થાની અથવા હિન્દીનો આ સિદ્ધાન્ત 'બેઝિક ઇંગ્લિશ'ની રચનામાં—અંગ્રેજીને સાદી બનાવી પરદેશીઓ તે સરળતાથી શીખી શકે એવી કરવાના એ તાજેતરના પ્રયત્નમાં—સ્વીકારવામાં આવ્યો છે.

હિન્દી (હિન્દુસ્થાની) બાબતમાં બીજો મહત્ત્વનો મુદ્દો તે એના ધ્વનિઓની ચોખ્ખી અને સુવ્યક્ત લાક્ષણિકતા છે. એના સ્વરો સુસ્પષ્ટ છે અને સ્વરોનાં ઉચ્ચારણોના પરિવર્તન સંબંધમાં—કાશ્મીરી અને રૂઢ બંગાળી જેને પરિણામે પરદેશીઓ માટે આટલી મુશ્કેલ બની જાય છે એવા—કોઈ ઝીણવટભર્યા નિયમો તેમાં નથી; સ્વરો પણ સાદા છે: દા. ત. હિન્દુસ્થાનીમાં હ્રસ્વ अ છે, જેનો ઉચ્ચાર અંગ્રેજી But માંના U જેવો થાય છે; દીર્ઘ आ છે, જેનો ઉચ્ચાર અંગ્રેજી Father માંના a જેવો થાય છે. હ્રસ્વ અને દીર્ઘ इ અને उ છે, દીર્ઘ ए અને ओ છે (જે કેટલાક સંજોગોમાં હ્રસ્વ બને છે) તથા ऐ અને औ એ બે સંધિસ્વરો છે, જેમનો ઉચ્ચાર Lad અને Law એ શબ્દોમાંના દક્ષિણ અંગ્રેજી સ્વરોચ્ચારણને મળતો થાય છે. ફ્રેન્ચ Ú અથવા જર્મન Ü જેવા અને ફ્રેન્ચ eu અને oeu અથવા જર્મન ö જેવા વર્તુલ (Rounded) સંમુખાવસ્થિત સ્વરધ્વનિ (Front vowels) તેમાં નથી, જાપાની U અથવા મરાઠી હ્રસ્વ अ જેવા અવર્તુલ કે વિસ્તૃત (Spread) પશ્ચાદવસ્થિત સ્વરધ્વનિ (Back

છે તેવાં ર્‌નાં પરિવર્તનો, જે એ ભાષાઓમાં વ્યંજનોને લગતા વિશિષ્ટ ફેરફારો પેદા કરે છે તે પણ હિન્દીમાં નથી. એના વ્યંજનધ્વનિઓ વિશિષ્ટ રીતે ભારતીય છે. ભારતીય ભાષાનાં ઘણાંખરાં સ્વરૂપોમાં બને છે તેમ, એમાં દંત્ય અને પ્રતિવેષ્ટિત (Retroflex) અથવા મૂર્ધન્ય ધ્વનિઓ ટકાવી રાખવામાં આવ્યા છે – અને આસામી અથવા અશિષ્ટ ગુજરાતીમાં બને છે તે પ્રમાણે, એકમાત્ર દંતમૂલીય (Alveolar) ધ્વનિવર્ગમાં ભળી જવાનું વલણ તે ધરાવતા નથી. (ઉચ્ચોદ્દિષ્ટ) હિન્દી અને બીજી ભારતીય ભાષાઓમાં નહોતા એવા કેટલાક ઉપયોગી ધ્વનિઓ એમાં ફારસી સાથેના લાંબા સંપર્કદ્વારા મેળવી લેવામાં આવ્યા છે. દા. ત. ख़, ज़, ग़, फ़, અને श़, તથા घ़, અને અરબીના પણ બીજા બે વ્યંજનધ્વનિઓથી હિન્દી પરિચિત થઈ રહીછે – એક ધ્વનિ क़ નો; બીજા ધ્વનિની રજૂઆત અરબી વર્ણ 'અય્‌ન'દ્વારા કરવામાં આવે છે.

વળી વિશેષમાં, હિન્દીનાં વ્યાકરણરૂપો પ્રમાણમાં થોડાં છે. Linguistic Survey of Indiaમાં હિન્દુસ્થાની વ્યાકરણના આવશ્યક મુદ્દાઓ એક જ પાના ઉપર છાપવામાં આવ્યા છે, જ્યારે અવધી, બંગાળી, મરાઠી, તામિલ અને તેલુગુ એ પ્રત્યેક ભાષા માટે ઓછાંવત્તાં ખીચોખીચ છાપેલાં બે પાનાં રોકાયેલાં છે. પૂર્વ બંગાળી પાછળ ત્રણ અને મૈથિલી માટે ચાર પાનાં રોકાયેલાં છે. આ તો શિષ્ટ સાહિત્યિક હિન્દુસ્થાની (જેમાં ઉચ્ચોદ્દિષ્ટ હિન્દી અને ઉર્દૂ એ તેનાં બંને સ્વરૂપો સમાવિષ્ટ થઈ જાય છે) ની વાત થઈ – એ શુદ્ધ, વ્યાકરણબદ્ધ 'શિષ્ટ' બોલી, જે યુક્તપ્રાન્તોના પશ્ચિમ પ્રદેશના તથા અગ્નિય પંજાબના તળ વતનીઓદ્વારા અને જેમણે ઉચ્ચોદ્દિષ્ટ હિન્દી અથવા ઉર્દૂનું નિશાળે જઈને શિક્ષણ લીધું છે તેમની દ્વારા બોલાય છે, એની વાત થઈ. પણ આમવર્ગની, ખાસ કરીને જે પ્રદેશને 'હિન્દુસ્થાનીનું વતન' કહી શકાય તે પ્રદેશની સર્વસામાન્ય હિન્દુસ્થાનીનું—જેણે ભાષાવિષયક કંઈ જ શિક્ષણ લીધું નથી અથવા કેવળ

નજીવું શિક્ષણ લીધું છે એવી જનતાની જીવંત ભાષાનું વ્યાકરણ તો એથી યે ટૂંકું છે. આ સર્વસામાન્ય અથવા રૂઢ હિન્દુસ્થાની જેને કોઈ પ્રકારના તિરસ્કારના ધ્વનિ સિવાય 'બઝાર હિન્દી અથવા બઝાર હિન્દુસ્થાની' તરીકે વર્ણવી શકાય અને જે ભારતમાં અને ભારતની બહાર વસતી સાડી ચોવીસ કરોડ જેટલી જનસંખ્યા માટે એકતાની જીવંત ગ્રન્થિરૂપ છે, એનું વ્યાકરણ તો એક પોસ્ટ કાર્ડ ઉપર લખી શકાય તેમ છે.

આટલી ચર્ચાને પરિણામે આપણે હિન્દી અથવા હિન્દુસ્થાનીનાં વિવિધ સ્વરૂપોના પ્રશ્ન ઉપર આવીએ છીએ: સાહિત્યમાં પ્રયોજાતા શુદ્ધ વ્યાકરણ-માન્ય પ્રકારો અર્થાત્ ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ; અને વ્યાકરણની બાબતમાં ઘણી વધારે સરળ એવી રૂઢ હિન્દુસ્થાનીનાં જુદાં જુદાં સ્વરૂપો જે અફઘાન સરહદથી બ્રહ્મદેશ સુધી અને હિમાલયના ઢોળાવોથી દક્ષિણ સુધી – કરાંચી અને પેશાવરથી દિબ્રુગઢ અને ચિત્તાગોંગ સુધી, તથા શ્રીનગર અને બદ્રીનાથથી હૈદ્રાબાદ અને બેંગલોર સુધી પ્રચલિત છે. ઘણીક સ્થાનિક વિવિધતાઓ અને ઉચ્ચકોટિક હિન્દી તથા ઉર્દૂના શુદ્ધ વ્યાકરણથી સંખ્યાબંધ ભિન્નતાઓ હોવા છતાં આ ભાષામાં એક સર્વસામાન્ય તત્ત્વ, એક મૂળગત ભૂમિકા રહેલ છે, જેને લીધે તે વિવિધ બોલીઓનું કેવળ એક જૂથ બનતી નથી, પરન્તુ આ દેશના મોટા વિસ્તારમાં આવશ્યક રીતે એક એવી ભાષા, ભારતની ખરેખરી રાષ્ટ્રભાષા, બની રહે છે, જે સર્વત્ર સમજાય છે અને જેમાં હિન્દુ અથવા મુસલમાનનો પ્રશ્ન દાખલ થતો નથી.

હિન્દુસ્થાનીનું સાદું સ્વરૂપ, જે રસ્તામાં અને બજારમાં બોલાય છે તેને માન્ય કરવાનો સમય આપણે માટે આવી લાગ્યો છે. ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂના વર્ગોથી, વિદ્વદ્‌ભોગ્ય સાહિત્ય અને વ્યાકરણોથી, વિધિસરના મેળાવડાઓની તેમજ ઉત્તર ભારતમાં અને અન્યત્ર જન્મેલા થોડાક સંસ્કારી પુરુષો – જેમણે શુદ્ધ હિન્દુસ્થાનીની લઢણ નાનપણથી જ ગ્રહણ કરી છે અને જેઓએ તેની (ઉર્દૂ અથવા ઉચ્ચકોટિક હિન્દીની) સૂક્ષ્મ સંસ્કારિતાને બાલપણથી જ આત્મસાત્ કરેલ છે તેમનાં ઘરોની ભાષાથી પણ હિન્દુસ્થાનીનું સાદું સ્વરૂપ એક જીવંત ઝરણાની જેમ દૂર વહી રહ્યું છે. હવે એ સમય

આવી લાગ્યો છે કે જ્યારે આપણે વિધિસર અને ખુલ્લી રીતે એના મૂલ્યનો સ્વીકાર કરવો જોઈએ, અને જે વસ્તુ હવે તો સુસ્થાપિત બની ચૂકેલી છે તે માન્ય રાખવી જોઈએ કે— રસ્તાઓ અને બજારમાં તથા જ્યાં બહુજનસમાજ એકત્ર થાય છે એવાં સ્થળોમાં બોલાતી સાદી હિન્દુસ્થાની એ ભારતની સાચી રાષ્ટ્રભાષા છે. આ સ્વીકાર ત્યારે જ થયો ગણાય કે જ્યારે તેના એ સાદા સ્વરૂપને નિયમબદ્ધ કરવામાં આવે અને સૂક્ષ્મ વ્યાકરણ-નિયમોમાં માનતા શિક્ષિતો દ્વારા પ્રયોજાતી ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉચ્ચકોટિક ઉર્દૂની સાથેસાથ એક વૈકલ્પિક ભાષાસ્વરૂપ તરીકે તેનો ઉપયોગ કરવાની પણ છૂટ આપવામાં આવે.

આજના ભારતમાં હિન્દુસ્થાનીનું સ્થાન સૂચિત કરવાનો પ્રયાસ મેં ઉપર કર્યો છે. આપણે બધા જાણીએ છીએ કે ઉત્તર ભારતમાં લોકો સાથે તદ્દન પ્રાથમિક વ્યવહાર ચાલુ રાખવા માટે પણ એક માણસને હિન્દી કે હિન્દુસ્થાનીનું—પછી તે ઉચ્ચકોટિક હિન્દી હોય, ઉર્દૂ હોય કે 'બઝાર હિન્દી' હોય — થોડુંક પણ જ્ઞાન હોવું જરૂરી છે. કલકત્તા કે ઢાકામાં આવતા ગુજરાતી પાસે પોતાની માતૃભાષા ગુજરાતીથી રંગાયેલી ભાંગીતૂટી હિન્દુસ્થાની જ રેલ્વેમાં કે સ્ટીમરમાં, રસ્તામાં કે બજારમાં લોકો સાથે સંપર્ક સાધવાનું એકમાત્ર માધ્યમ છે. શિક્ષિત વર્ગો કે જેઓ અંગ્રેજી જાણે છે અને અંગ્રેજી બોલવાનું પસંદ કરે છે તેમની વાત, અલબત્ત, જુદી છે. પચીસ વર્ષ ઉપર જ્યારે કલકત્તામાં આ લેખકે મહાત્મા ગાંધીજીને બોલતા સાંભળ્યા હતા, ત્યારે ગાંધીજીની હિન્દી – હિન્દુસ્થાની તેમની માતૃભાષા ગુજરાતીથી નોંધપાત્ર રીતે રંગાયેલી હતી, અને તેમને એ વખતે હિન્દીનું સ્વલ્પ જ્ઞાન હોવા છતાં તેમને સમજવામાં કોઈ મુશ્કેલી નડતી નહોતી. એ જ પ્રમાણે ઢાકાથી આવતો એક બંગાળી આખા ય ઉત્તર ભારતમાં ઠેઠ પેશાવર સુધી પોતાની ભાંગીતૂટી હિન્દીની— જેને એ કેટલેક અંશે બંગાળી જેવી બનાવી દેશે—મદદથી સહેલાઈથી મુસાફરી કરી શકશે. (દ્રાવિડ ભાષાઓ બોલતા દક્ષિણ ભારતને અલગ રાખીએ તો) ઉત્તર ભારતમાં આપણને સ્થાનિક ભાષાઓની વિવિધતા પ્રવાસમાં અને સામાન્ય સંસર્ગમાં નડતરરૂપ થતી

લાગતી નથી તે આ મહાન 'વ્યવહારભાષા' ( Verkehrssprache અથવા 'Communication speech' ) ના અસ્તિત્વને આભારી છે. કૉમિલા કે દાર્જિલિંગ, નોઆખલી કે બારીસાલ, ચેબાસા કે પૂના, પુરી કે પેશાવર જેવાં સ્થળો કે જે સ્પષ્ટ રીતે હિન્દી કે હિન્દુસ્થાનીના વર્તુળની બહાર આવેલાં છે ત્યાં રસ્તાઓમાં લોકોના સમૂહોને ટોળાબંધ ઊભા રહીને તેમની પોતાની સ્થાનિક ભાષામાં વાર્તાલાપ કરતા આપણે જોઈશું. એ વાર્તાલાપ આપણે જરા યે સમજી નહિ શકીએ, પણ તેઓમાં ઓછામાં ઓછું દશ માણસે એક માણસ તો એવો નીકળશે, કે જે સાદી હિન્દુસ્થાનીમાં પુછાયેલો પ્રશ્ન સમજી શકશે, અને હિન્દુસ્થાનીને લગભગ મળતી આવતી, સમજી શકાય એવી ભાષામાં તેનો ઉત્તર આપી શકશે. હિન્દમાં વસતા અંગ્રેજો થોડીક 'બઝાર હિન્દી' શીખી લે છે, અને ઉત્તર ભારતનાં શહેરો અને ગામડાંઓમાં તેમ જ દક્ષિણ ભારતનાં મોટાં શહેરોમાં પણ તેની મદદથી તેઓ પોતાનું ગાડું ગબડાવી શકે છે. એક મલાય ખલાસી જે ચિત્તાગોંગ, કલકત્તા અને મદ્રાસનાં હિન્દી બંદરોની મુલાકાત લેવાનો હતો, તથા એક અંગ્રેજ સિપાઈ જેણે મહુ, પેશાવર, લાહોર અને કલકત્તામાં રહીને હિન્દમાં ત્રણ વર્ષ સુધી નોકરી કરી હતી, તે બન્નેએ લંડનની શેરીઓમાં મારી સાથે 'હિન્દુસ્થાની'માં વાત કરી હતી; દક્ષિણ હૈદ્રાબાદની રેલ્વેમાં જેણે કામ કર્યું હતું એવા એક સ્કૉચ મુકાદમે સ્કૉટલૅન્ડના ઉચ્ચ પ્રદેશોમાં આવેલા ઓબેન શહેરમાં મારી સાથે હિન્દુસ્થાનીમાં સંપર્ક સાધ્યો હતો; અને મેસર્સ રાલી બ્રધર્સની ગ્રીક પેઢીમાં કારકુન તરીકે નોકરી કરવા માટે હિન્દ આવી ગયેલ, અને એ પેઢીની રંગૂન અને કલકત્તા ખાતેની કચેરીઓમાં કામ કરી ગયેલ એક ગ્રીક લશ્કરી અમલદારે એથેન્સમાં મારી સાથે હિન્દુસ્થાનીમાં વાતચીત કરી હતી. આન્દામાનમાં પોર્ટ બ્લેર ખાતે આવેલી હિન્દી ગુન્હેગાર વસાહતમાં—લાંબો સમય સજા ભોગવીને છૂટેલા કેદીઓ અને બીજાઓ સહિત ત્યાંની વસતિમાં જે ભાષા સુપ્રતિષ્ઠિત થતી જાય છે તે હિન્દુસ્થાની જ છે. ઉત્તર ભારતના વિવિધ પ્રદેશોમાંથી આવતા પરિવ્રાજક સાધુઓ અથવા ભિક્ષુકો જમાતો બાંધીને ફરે છે અને તેઓ લોકો સાથે હિન્દી અથવા

હિન્દુસ્થાની ભાષા દ્વારા જ પોતાનો વ્યવહાર ચલાવે છે: અને તે પણ એટલે સુધી કે બંગાળમાં (અને હું માનું છું કે બાકીના આર્યભાષાભાષી ભારતમાં પણ) સાધુપણું અને હિન્દુસ્થાની કે હિન્દીને અવિનાભાવી ગણવામાં આવે છે: પરિવ્રજનની ઇચ્છાથી સાધુ પોતાનું ઘર છોડવાને, ફરવાને અને અજાણ્યા પ્રદેશો તથા દૂરદૂરનાં તીર્થોની મુલાકાત લેવાને પ્રેરાય છે, તેમજ હિન્દુધર્મના ભારતવ્યાપી ધાર્મિક જીવનમાં પ્રવેશવાની અપેક્ષા તે સાધુ પાસેથી રખાય છે: અને આ બન્ને વસ્તુને યોગ્ય ભાષામાધ્યમ હિન્દી અથવા હિન્દુસ્થાનીમાં મળે છે એમ કંઈક અવ્યક્ત રીતે મનાય છે. માત્ર બંગાળી કે ગુજરાતી, પંજાબી કે મરાઠીનું જ જ્ઞાન ધરાવતો માણસ પ્રાન્તીય કે પ્રાદેશિક રહે છે; હિન્દી કે હિન્દુસ્થાનીનો પરિચય થતાં તે ભારતીય બને છે: આ પણ એક સર્વસામાન્ય સમજ છે. આ પ્રમાણે ભારતના ઉત્તરીય કે આર્ય જગતના વાતાવરણમાં હિન્દુસ્થાની વ્યાપી જતી જણાય છે.

અલબત્ત, હિન્દી કે હિન્દુસ્થાની તો આપણા દેશમાં બધો સમય હતી જ, પણ આપણા રાજકીય વિચારકો અને કાર્યકરોને એ ભાષા શોધી કાઢતાં અને ભારતીય જીવનમાં એનું મહત્ત્વ સમજતાં ઘણા દશકા લાગ્યા. અંગ્રેજી શિક્ષણ પામેલો ભારતનો બુદ્ધિજીવી વર્ગ ૧૯ મી શતાબ્દીના છેલ્લા ચરણ દરમ્યાન પોતાના દેશના પુનર્જીવન વિશે વિચાર કરતો થયો, અને એ શતાબ્દીના આઠમા દશકા પછી હિન્દી રાષ્ટ્રિય મહાસભાની સ્થાપના થતાં બંગાળ અને ગુજરાત, મહારાષ્ટ્ર અને પંજાબ, ઉત્તર ભારત અને મદ્રાસ ઇલાકાના પોતાના દેશના પુનર્જીવન અને સ્વાતંત્ર્ય માટે કૃતનિશ્ચય બનેલા આતુર દેશભક્તો પોતાના આ સર્વોત્તમ ધ્યેયને પ્રાપ્ત કરવાના માર્ગો અને સાધનો વિશે અંગ્રેજીમાં જ ચર્ચા ચલાવવા લાગ્યા. આશરે ૩૫ વર્ષ ઉપર, ૧૯૦૫ માં જ્યારે અમે નિશાળે ભણતા બાળકો હતા ત્યારે ડેરા ઇસ્માઇલખાન કે એવા જ કોઈ સરહદી શહેરમાંથી એક પંજાબી રાષ્ટ્રવાદી પ્રચારક કલકત્તા આવ્યા હતા, અને તે જમાનાની દૃષ્ટિએ તો ખૂબ આખાબોલાં અથવા કદાચ ઉશ્કેરણીભર્યાં ગણાય એવાં

તેમનાં બ્રિટિશવિરોધી ભાષણોએ (જે બધાં અંગ્રેજીમાં જ થતાં હતાં) વિદ્યાર્થીઓમાં દેશદાઝની અમુક પ્રબળ લાગણી પેદા કરી હતી; અને કલકત્તાના રાજમાર્ગો ઉપર શ્રી. ટાહિલરામ ગંગારામની પાછળ પાછળ નીચેની પંક્તિઓથી શરૂ થતા અંગ્રેજી "રાષ્ટ્રગીત"નું સમૂહગાન કરતા અમે ફરતા હતા—

God save our ancient Hind,
Ancient Hind once glorious Hind,
From Kashmir to Cape Comorin, ઇત્યાદિ.

બંગભંગ અને તેને પરિણામે આવેલી સ્વદેશી ચળવળની ભરતી, જેણે ભારતમાં એક નવા જ રાજકીય યુગને જન્મ આપ્યો તેની તુરત પહેલાંની આ વાત છે. સ્વદેશી ચળવળ આવી. 'અમે પોતે'નો જ નાદ ગજવતી સીન-ફ્રેન ચળવળના જેવો કંઈક જુસ્સો તેમાં હતો. ત્યારે પણ અમે નિશાળોમાં હતા અને અંગ્રેજીના મિશ્રણ વગરની શુદ્ધ બંગાળી બોલવાનો પ્રયાસ કરતા હતા: અંગ્રેજી શિક્ષણ પામેલા ભારતવાસીઓની સર્વસામાન્ય નબળાઈ—આપણા શિક્ષણ અને સંસ્કારની ભાષાના શબ્દોનું માતૃભાષા સાથે મિશ્રણ કર્યા સિવાય આપણે રહી શકતા નથી તે-ટાળવાને અમે ઇચ્છતા હતા. બંગાળમાં ઉદ્ભવેલી સ્વદેશી ચળવળની આકાંક્ષા તો ભારતવ્યાપી હતી. સ્વદેશી ચળવળ પહેલાં થઈ ગયેલા બંકિમચન્દ્ર ચેટરજી, ભૂદેવ મુખરજી અને સ્વામી વિવેકાનંદ જેવા રાષ્ટ્રવાદી બંગાળી લેખકો, જેમણે ભારતની મુક્તિ માટેની ચળવળનો આ માર્ગ તૈયાર કરી આપ્યો હતો તેઓ બધા એક અને અવિભાજ્ય ભારતની દૃષ્ટિએ વિચાર કરતા હતા; પરંતુ એક માત્ર ભૂદેવ મુખરજી અને કેશવચન્દ્ર સેનના અપવાદ સિવાય, હિન્દી પાછળ રહેલા બળ પ્રત્યે તેઓએ ઝાઝું ધ્યાન આપ્યું નથી.*

* ૧૮૯૨ પહેલાં, ૫૦ કરતાં વધુ વર્ષ પૂર્વે, ભૂદેવ મુખરજીએ લખ્યું છે: "ભારતમાં પ્રચલિત ભાષાઓમાં હિન્દી-હિન્દુસ્થાની મુખ્ય છે, અને એ વસ્તુ મુસલમાનોને આભારી છે કે આખા યે ભારતવર્ષમાં તે પ્રસરી છે. એમ અનુમાન થઈ શકે કે દૂરના ભવિષ્યમાં કોઈ કાળે એ એક જ ભાષાનું અવલંબન કરીને આખા યે ભારતવર્ષની

સ્વદેશી ચળવળનો પ્રારંભ થતાં જ, અવગણાયેલી દેશી ભાષાઓ પ્રત્યે લોકો ઉત્સાહપૂર્વક વળ્યા. ખાસ કરીને બંગાળમાં તો એમ જ બન્યું, કારણ કે ત્યાં એક વિભક્ત પ્રજાની એકતાનું ભાષા એ એક અમર પ્રતીક

---

ભાષાઓ એકત્વ પામશે" (भारतवासीर चलित भाषा गुलिर मध्ये हिन्दी-हिन्दुस्थानी-इ प्रधान, एं मुसलमानदिगेर कल्याणे उहा समस्त-महादेश-व्यापक। अतएव अनुमान करा जाइते पारे जे, उहाके अवलम्बन करिया-इ कोनो दूरवर्ती भविष्यकाले समस्त भारतवर्षेर भाषा सम्मिलित थाकिबे।)

–આચારપ્રબન્ધ, ૫ મી આવૃત્તિ, શ્રીન્સુરા, બંગાળી સંવત ૧૩૨૮, પૃ. ૧૯૦. અન્યત્ર પણ અર્વાચીન ભારતીય ભાષાઓને એકત્વ અર્પનાર સાધન તરીકે સંસ્કૃતના મહત્ત્વ ઉપર તેમણે ભાર મૂક્યો છે. એજ, પૃ. ૬

પોતાના વર્તમાનપત્ર 'સુલભ સમાચાર'ના, બંગાળી અકબરી સન ૧૨૮૦ (=ઈ સ. ૧૮૭૫)ના અંકમાં કેશવચંદ્ર સેન લખે છે: यदि भाषा एक ना हइले भारतवर्षे एकता ना हय, तबे ताहार उपाय कि? समस्त भारतवर्षे एक भाषा-व्यवहार करा-इ उपाय। एखन जतोगुलि भाषा भारते प्रचलित आछे, ताहार मध्ये हिन्दी भाषा प्राय सर्वत्र-इ प्रचलित। एइ हिन्दी भाषा के यदि भारतवर्षेर एकमात्र भाषा करा जाय, तबे अनायासे शीघ्र सम्पन्न हइते पारे। किन्तु राजार साहाय्य ना पाइले कखनो-इ सम्पन्न हइबे ना। एखन इङ्गरेज जाति आमादेर राजा। ताँहारा जे ए प्रस्तावे सम्मत हइबेन, ताहा विश्वास करा जाय ना। भारतवासीदेर मध्ये अनैक्य थाकिबे ना, ताहार परस्पर एक हृदय हइबे, इहा मने करिया हय तो इङ्गरेजदेर भय हइबे। ताँहार मने करिया थकेन जे, भारतवासीदेर मध्ये अनैक्य ना थाकिले ब्रिटिश साम्राज्य स्थिर थाकिबे ना। भारतवर्षेर मध्ये जे सकल बडो बडो राजा आछेन, ताँहारा मनोयोग करिले ए कार्यटी अवश्य करिते पारेन। जेमन एक भाषा करिते चेष्टा करा कर्तव्य, तेमनि उच्चारण ओ एकरूप करिते चेष्टा करा कर्तव्य. भाषा एक ना हइले एकता हइते पारे ना। અર્થાત્ જો ભાષા એક ન હોય તો ભારતવર્ષમાં એકતા ન હોઈ શકે. તો એનો ઉપાય શો? સમસ્ત ભારતવર્ષમાં એક ભાષાનો વ્યવહાર કરવો એ એનો ઉપાય છે. ભારતમાં જે બધી ભાષાઓ પ્રચલિત છે

બની હતી. પરન્તુ હજી ત્યાંસુધી હિન્દુસ્થાનીએ પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું નહોતું. અલબત, બંગાળના એક રાજકીય નેતા અને પત્રકાર કાલીપ્રસન્ન કાવ્યવિશારદ હિન્દીનું મહત્ત્વ સમજ્યા હતા, અને તેમણે એક લોકપ્રિય રાષ્ટ્રિય ગીત રચ્યું હતું. કલકત્તામાં અને બંગાળમાં બીજે સર્વ સ્થળે ૧૯૦૫–૧૨ ની સ્વદેશી ચળવળ દરમ્યાન યુવાનો તે ગાતા હતા. એ ગીતનો આરંભ આ પ્રમાણે હતો—

> मैया, देखा इ क्या हालः
> खाक मिट्टी जौहर होती सब, जौहर है जंजाल ।

એની અંતિમ પંક્તિ આ પ્રમાણે હતો—

> हाँ मतिमान देशके सन्तान, करो स्वदेश हित ।

હિન્દુસ્થાની ભાષા આગળ નહોતી આવી તેનું એક કારણ એ હતું કે (બિહાર, સંયુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત અને અન્યત્ર વસતા) હિન્દુસ્થાની બોલતા લોકો રાજકીય દૃષ્ટિએ તળ બંગાળ, મહારાષ્ટ્ર અને પંજાબના લોકો જેટલા જાગ્રત બન્યા નહોતા. કેવળ મહાત્મા ગાંધીજીની કલ્પના અને વ્યવહારબુદ્ધિએ જ હિન્દી કે હિન્દુસ્થાનીમાં ઉત્તર ભારતના બહુજનસમાજમાં રાજકીય આત્મભાન જાગ્રત કરવાનું એક માત્ર સાધન જોયું : વળી ગાંધીજીની દૃષ્ટિએ હિન્દુસ્થાની એ ભારતની પ્રજા માટે એકપત્ની ગાંઠરૂપ

---

તેમાંથી હિન્દી ભાષા જ પ્રાય: સર્વત્ર પ્રચલિત છે. આ હિન્દી ભાષાને જો ભારતવર્ષની એકમાત્ર ભાષા બનાવવામાં આવે તો આ એકતા અનાયાસે શીઘ્રપણે સિદ્ધ થાય. પણ રાજ્યની સહાય વિના આ કાર્ય કદી સિદ્ધ નહિ થાય અત્યારે અંગ્રેજો આપણા રાજ્યકર્તા છે. તેઓ આ પ્રસ્તાવમાં સંમત થશે એમ માની શકાય એવું નથી. ભારતવાસીઓમાં અનૈક્ય નહિ રહે, તેઓ પરસ્પર સંપીલાં થઈ જશે—એ વિચારથી અંગ્રેજોને ભય થશે. તેમને એમ લાગે છે કે ભારતવાસીઓમાં જો અનૈક્ય ન્યાસ નહિ રહે તો બ્રિટિશ સામ્રાજ્ય સ્થિર નહિ રહે — પણ ભારતવર્ષમાં જે મોટા મોટા રાજાઓ છે તેઓ જો નિશ્ચય કરે તો આ કાર્ય જરૂર પાર પાડી શકે. જેમ આપણે એક ભાષાને માટે પ્રયત્ન કરવો જોઈએ તેમ આપણે ઉચ્ચારણની એકરૂપતા માટે પણ પ્રયત્ન કરવો જોઈએ...... ભાષા એક ન હોય તો એકતા થઈ ન શકે.

હતી એટલું જ નહિ પણ તે ઓતાના પ્રતીકરૂપ પણ હતી. જાહેર અને રાજકીય જીવનમાં આટલા કાળ સુધી અંગ્રેજી ભાષાનો ઉપયોગ જેના પ્રતીકરૂપ બન્યો હતો તે અલગપણાનો ત્યાગ જ્યારે બુદ્ધિજીવી વર્ગે કર્યો ત્યારે ઉત્તર ભારતમાં જ્યાં જ્યાં હિન્દુસ્થાની સમજવામાં આવતી હતી ત્યાં ત્યાં સર્વત્ર આમવર્ગે તેનો ઉત્સાહપૂર્વક જવાબ વાળ્યો, અને આ રીતે આમવર્ગનો સંપર્ક સાધવા વડે રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક અને ભાષાકીય ક્ષેત્રોમાં એક મૂલગામી ક્રાન્તિનો પ્રારંભ થયો.

જે બધા હિન્દુસ્થાની બોલે છે અથવા તેનો પ્રયોગ કરે છે તે સર્વની એ ઘરગથ્થુ ભાષા નથી. શિક્ષિત મંડળોની બહાર, તેના બોલાતા સ્વરૂપમાં તે સર્વત્ર એક કથ્ય ભાષા ( Patois ) તરીકે જોવામાં આવે છે. એનું ફારસી નામ હિન્દુસ્તાની–જેના ઉપર તેનું હિન્દીકરણ પામેલું નામ 'હિન્દુસ્થાની' સ્થાપિત થયેલું છે–તે પ્રમાણમાં નવું છે. એનો અર્થ 'હિન્દુસ્તાનમાં બોલાતી ભાષા' એવો થાય છે—'હિન્દુસ્તા(સ્થા)ન' નામ, તેના સંકુચિત અર્થમાં, પંજાબ અને બંગાલ વચ્ચેનાં ઉત્તર ભારતીય મેદાનો માટે મુસ્લિમ રાજ્યકાળ દરમ્યાન પ્રચારમાં આવેલું છે. 'પૂરબ' અથવા પૂર્વનો પ્રદેશ એટલે કે સંયુક્ત પ્રાન્તોનો પૂર્વભાગ અને બિહાર–જેમાં પૂર્વ હિન્દી અને બિહારી બોલતા વિસ્તારોનો સમાવેશ થઈ જાય છે—હિન્દુસ્તા(સ્થા)નનો એક ભાગ છે. બંગાળી ભાષા નહિ બોલતો અને બિહાર અથવા સંયુક્ત પ્રાન્તનો વાસી મનુષ્ય બંગાળમાં 'હિન્દુસ્થાની' તરીકે અથવા 'પશ્ચિમા' એટલે પશ્ચિમના નિવાસી તરીકે ઓળખાય છે. પરન્તુ પંજાબીનું અને મારવાડીનું ( એટલે કે રજપૂતાનાના વતનીનું ) હિન્દુસ્તાની કે હિન્દુસ્થાનીથી ભિન્નત્વ ગણવામાં આવે છે. મુસ્લિમ રાજ્યકાળ દરમ્યાન બધો જ વખત 'હિન્દુસ્તાન' શબ્દનો પ્રયોગ 'દક્ષિણ' ( દખ્ખણ, દકન )થી ભિન્નતા બતાવવા માટે કરવામાં આવ્યો છે. પશ્ચિમ દિશાએથી આવનારને માટે, લુધિયાના અને અંબાલાની વચ્ચે આવેલા સરહિન્દ ( ફારસી 'સર–ઇ–હિન્દ', હિન્દનું મસ્તક ) શહેરથી હિન્દુસ્તાનનો પ્રારંભ ગણવામાં આવે છે. યુરોપીય મુસાફરોની નોંધો પ્રમાણે, (તળપદા સ્વરૂપમાં પ્રયોજાતી) આ ભાષા માટે 'હિન્દુસ્તાની'

( Indostani ) શબ્દ ઓછામાં ઓછું ૧૭ મી શતાબ્દીના પ્રારંભથી વપરાવા શરૂ થયો, કે જ્યારે નિદાન ઉત્તર ભારતમાં તો તે, જો લખતી હોય તો, 'બનિયા' ( એટલે કે દેવનાગરી ) લિપિમાં લખાતી હતી. સુરત માં કે ઉત્તર ભારતનાં શહેરોમાં જ્યાં યુરોપિયનોને ભારતવાસીઓ સાથે વ્યવહાર ચલાવવાનો હતો ત્યાં તેમને હિન્દુસ્થાનીનું આ ગ્રામ્ય સ્વરૂપ શીખવું પડતું હતું. ભારતની અંદર વેપારમાં પડેલા પોતાના ડચ માલિકોના ઉપયોગ માટે જે. જે. કેટલરે ( G. G Ketelaer ) હિન્દુસ્થાનીનું પહેલું યુરોપિયન વ્યાકરણ ઈ. સ. ૧૭૧૫માં ડચ ભાષામાં લખ્યું, જેનો લેટિન અનુવાદ હોલેન્ડમાં આવેલા લીડન શહેરમાંથી ૧૭૪૩માં પ્રસિદ્ધ થયેલો છે. ( જુઓ કાશી નાગરી પ્રચારિણી સભા તરફથી સં. ૧૯૯૦માં પ્રસિદ્ધ થયેલા 'દ્વિવેદી અભિનંદન ગ્રંથમાં ( પૃ. ૧૯૪-૨૦૩ ) કેટલરના વ્યાકરણ વિશેનો हिन्दुस्तानी का सबसे प्राचीन व्याकरण એ નામનો મારો લેખ, તથા S. K. Chatterji, The Oldest Grammar of Hindustani, 'Bulletin of the Linguistic Society of India,' Lahore, 1935, Vol. V, pp. 363-384; J. Ph. Vogel, Joan Josua Ketelaer of Elbing, Author of the First Hindustani Grammar, BSOS 1936, Vol. VIII, pp 817-822 ) આગળ કહ્યું છે તે પ્રમાણે, 'હિન્દુસ્તાન' નામ ( અને તે ઉપરથી બનેલા વિશેષણ 'હિન્દુસ્તાની' )નું મૂળ ફારસીમાં છે. અર્વાચીન ફારસી શબ્દ 'અસ્તાન' કે 'ઇસ્તાન' જૂની ફારસી 'સ્તાન' ( = સંસ્કૃત स्थान ) ઉપરથી આવેલો છે. એનું स्थान એવું હિન્દીકરણ થવાને પરિણામે 'હિન્દુસ્થાન' શબ્દ બનેલો છે, અને સામાન્ય રીતે હિન્દુઓમાં હિન્દીકરણ પામેલું આ રૂપ ધીરે ધીરે પ્રચલિત બન્યું છે અને પરિણામે બંગાળી, મરાઠી અને ગુજરાતીમાં મહાપ્રાણ ધ્વનિવાળું આ રૂપ સામાન્યતઃ માન્ય થયું છે. પરન્તુ ભાષાના ઉર્દૂ પ્રકાર-જે હિન્દીકરણ પામેલા રૂપને પસંદ કરતો નથી—સાથે સંબંધ ધરાવતી સાહિત્યિક અથવા ઉચ્ચકોટિક હિન્દી તો મૂળ ફારસી-રૂપ યોજે છે. 'હિન્દુસ્તાની' અને હિન્દુસ્થાની' એ બે શબ્દો વચ્ચે સૂક્ષ્મ અર્થભેદ

છે. 'હિન્દુસ્થાની' વડે એક બંગાળી, મહારાષ્ટ્રી કે ગુજરાતીને કંઈક એવી ભાષાનો ખ્યાલ આવે છે, જે તે પોતે સારી રીતે સમજે છે અને જે ભાષા ઉર્દૂ જેટલી ફારસીમય નથી.-ય-વાળું હિન્દીકરણ પામેલું રૂપ ઉત્તર ભારતના હિન્દુઓમાં સામાન્ય રીતે સાંભળવામાં આવે છે; જો કે ઉચ્ચકોટિક હિન્દી (અથવા નાગરી હિન્દી) એ શબ્દની જોડણીમાં -ય-ને સ્થાન આપતી નથી અને ફારસી રૂપ 'હિન્દુસ્તાની'ને ભારતીય મુસ્લિમો તેમજ અંગ્રેજો અને બીજા પરદેશીઓ ઘણી વાર ઉર્દૂથી અભિન્ન ગણે છે.

હિન્દુસ્થાનીના નીચેના પ્રકારો આપણે નોંધીએ છીએ:

(૧) ઉર્દૂ ભાષા—એ ફારસી-અરબી વર્ણમાળામાં અર્થાત્ ચાર નવા વર્ણોનો ફારસી ભાષામાં ઉમેરો કરીને વિસ્તરવામાં આવેલી અને ત્યાર પછી હિન્દીમાંના ત્રણ વિશિષ્ટ ભારતીય ધ્વનિઓ (ટ, ડ, ડ઼) વ્યક્ત કરવા માટેના ત્રણ વધુ અક્ષરોના ઉમેરા સાથેની અરબી લિપિમાં લખાય છે. અફઘાન સરહદથી માંડી બંગાળ સુધી ઉત્તર ભારતના મુસલમાનોની એ સાહિત્યિક ભાષા છે પૂર્વ પંજાબ અને પશ્ચિમ સંયુક્ત પ્રાન્તનો અને કેટલેક અંશે દક્ષિણ હૈદરાબાદનો મુસ્લિમ ઉચ્ચ વર્ગ એનું શુદ્ધતમ સ્વરૂપ પોતાના ઘરમાં બોલે છે. શહેરમાં રહેનારા લોકો પોતાની કેળવણી અને સામાજિક દરજ્જા અનુસાર સ્થાનિક બોલી સાથે ઓછાવત્તા પ્રમાણમાં મિશ્રિત એવી તે ભાષા બોલે છે. પૂર્વ સંયુક્ત પ્રાન્તમાં અને બિહારમાં શિક્ષિત મુસ્લિમો વ્યાકરણશુદ્ધિપૂર્વક એ બોલે છે અથવા બોલવાનો પ્રયાસ કરે છે, પણ સામાન્ય રીતે તેઓ વ્યાકરણ દૃષ્ટિએ અશુદ્ધ અને પૂર્વ હિન્દી તથા બિહારી રૂપો વડે મિશ્રિત એવા ઉર્દૂના એક શિથિલ સ્વરૂપનો પ્રયોગ કરે છે. પંજાબમાં પણ બોલનારના શિક્ષણ અને સામાજિક દરજ્જાના પ્રમાણમાં ઉર્દૂનું પંજાબી સાથે ઓછાવત્તા પ્રમાણમાં મિશ્રણ થયેલું જોવામાં આવે છે; પરન્તુ ઉચ્ચ સંસ્કારી પંજાબી મુસ્લિમો અંદરોઅંદર પંજાબીમાં બોલવાનું તિરસ્કારતા નથી, અને પંજાબી મુસ્લિમો ફારસી લિપિમાં લખાતી પંજાબીમાં કેટલીક સાહિત્યિક પ્રવૃત્તિ પણ ચલાવે છે. આત્મભાનના વધતા જતા જુસ્સા સાથે શુદ્ધ ઉર્દૂ ઉત્તર ભારતના ઘણા

મુસ્લિમોની ઘરગથુ ભાષા તરીકે પણ ફેલાતી જાય છે. બંગાળી મુસ્લિમો એક નિયમ તરીકે ઉર્દૂને ઘરગથુ ભાષા તરકે સ્વીકારતા નથી—તેઓ તેમની માતૃભાષા બંગાળીને વળગી રહે છે. વસ્તુસ્થિતિએ ઠેઠ હમણાં સુધી ઉચ્ચ વર્ગના બંગાળી મુસ્લિમોના જીવન ઉપર ઉર્દૂએ કશી જ અસર નિપજાવી નહોતી. કૌટુમ્બિક પત્રવ્યવહારમાં, તેઓ બંગાળીનો પ્રયોગ ન કરે તો ફારસીનો કરતા હતા, પણ ઉર્દૂનો તો નહિ જ.

હિન્દુસ્થાનીનો આ ઉર્દૂ પ્રકાર ૧૭ મી શતાબ્દીના અંત પહેલાં એક સાહિત્યિક ભાષા તરીકે અસ્તિત્વમાં નહોતો. એનું શબ્દભંડોળ ખૂબ ફારસીમય થઈ ગયું છે, અને 'ક્ઠીત ઉર્દૂ' ( High-flown Urdu ) તરીકે જે ભાષાને ઓળખવામાં આવે છે તેમાં તો આખું વાક્ય કેવળ ફારસી અને અરબી શબ્દોનું જ બનેલું હોય છે અને એકાદ તળપદો ભારતીય-એટલે કે હિન્દી-પ્રત્યય કે શબ્દ આમ તેમ ફેંકાયેલો નજરે પડે છે. તેથી આ ભાષાપ્રકારનો જેમણે વિશિષ્ટ અભ્યાસ કરેલો હોતો નથી એવા હિન્દુઓને માટે તેમજ જેઓ ફારસી અને અરબીના વિદ્વાનો નથી હોતા એવા ઘણા મુસ્લિમો માટે તે અગમ્ય બની જાય છે. પરન્તુ ઉર્દૂનું ફારસી-અરબી શબ્દભંડોળ અને ફારસી-અરબી લિપિ ( આ લિપિને કારણે અરબી શબ્દોને એમ ને એમ ઉર્દૂમાં દાખલ કરવામાં આવે છે ત્યારે પણ તેમના લિખિત સ્વરૂપને કોઈ પ્રકારનો વાંધો આવતો નથી ) એ બે વસ્તુઓ ભારતની મુસ્લિમ પ્રજામાં ઉર્દૂ માટેની એક ભલામણ-રૂપ બની જાય છે-અને એનુ સાહિત્ય લગભગ સર્વાંશે મુસ્લિમ પ્રેરણાનું પરિણામ હોઈ તે પણ એક ઘણી મહત્ત્વની ભલામણરૂપ બને છે. આ દષ્ટિએ બિહાર, પૂર્વ યુક્ત પ્રાન્ત, પંજાબ, બંગાળ, આસામ, ઓરિસા, મહારાષ્ટ્ર, ગુજરાત અને સિન્ધના તથા દક્ષિણના દ્રાવિડી ભાષા બોલતા મુસ્લિમો માટે પણ ઉર્દૂ એક મહાન સંસ્કારભાષા બની છે ( ઉદાહરણ તરીકે પૂર્વ બંગાળના મુસ્લિમોને નામે ચડાવવામાં આવેલું 'નબી-જી-કા ભાષા'-પયગંબરની ભાષા-તરીકે ઉર્દૂનું વર્ણન ). બંગાળની બન્ને યુનિવર્સિટીઓએ ઉર્દૂને એક શિષ્ટ ભાષા તરીકે ફારસી અને અરબીના જેવું સ્થાન આપ્યું છે.

યુક્ત પ્રાન્ત અને પૂર્વ પંજાબના કેટલાક હિન્દુઓ પોતાના ઘરમાં ઉર્દૂનું કંઈક ઓછું ફારસીમય રૂપ બોલે છે—અને હિન્દુઓની એક મોટી સંખ્યા ખાસ કરીને પંજાબ, પશ્ચિમ યુક્ત પ્રાન્ત અને નિઝામ રાજ્યમાં ઉર્દૂનો અભ્યાસ કરે છે. પરન્તુ આ હિન્દુઓ ( ઉર્દૂ સાથેનો એમનો સંબંધ મોગલ રાજદરબાર કે જ્યાં ફારસીનું કંઈક જ્ઞાન અથવા પરિચય આવશ્યક હતો તે સાથેના દીર્ઘકાલીન સંપર્કનું સ્વાભાવિક પરિણામ છે ) ધીરે ધીરે હિન્દીના ખેડાણ તરફ વળતા જાય છે. જો કે આમાં નિઝામ રાજ્ય અપવાદરૂપ છે, કારણ કે ત્યાં મુસ્લિમ રાજ્યકર્તા કુટુંબ ઉર્દૂને ટકાવી રહેલ છે.

રોમન લિપિમાં લખાતી ઉર્દૂનો બ્રિટિશ હિન્દી લશ્કરમાં અંગ્રેજી પછીની બીજી ભાષા તરીકે સ્વીકાર કરવામાં આવ્યો છે, અને હિન્દુસ્તાની જાણતા હિન્દી સિપાઈઓ માટે લશ્કર ખાતાએ રોમન ઉર્દૂમાં પુસ્તકો અને ગ્રન્થિકાઓ બહાર પાડેલ છે. હિન્દી તોપખાનાનો મુદ્રાલેખ ' ઇઝ્ઝત – ઓ – ઇકબાલ ' ( માન અને નસીબ ) છે — એ બન્ને ઉર્દૂમાં અપનાવવામાં આવેલા બે અરબી શબ્દો જ છે. ઉત્તર ભારતનાં શહેરોમાં ખ્રિસ્તી પ્રચાર માટે પણ રોમન ઉર્દૂનો કેટલેક અંશે ઉપયોગ કરવામાં આવેલો છે. લખનૌ અને બીજાં સ્થળોએથી રોમન ઉર્દૂમાં છપાયેલ ગ્રન્થિકાઓ અને પુસ્તકો ઘણી વાર પ્રસિદ્ધ થાય છે. હિન્દમાંની બ્રિટિશ સરકારે ઉર્દૂનો એક પ્રકારની બીજી અધિકૃત ભાષા તરીકે સ્વીકાર કર્યો છે. રાણી વિક્ટોરિયાને જ્યારે એક ભારતીય ભાષા શીખવાની ઇચ્છા થઈ ત્યારે તેમને ફારસી લિપિમાં લખાતી ઉર્દૂ શીખવવામાં આવી હતી. ભારતમાંની 'યુરોપિયન' નિશાળોના યુરેઝિયન અને અંગ્લો-ઇન્ડિયન વિદ્યાર્થીઓને — જ્યારે તેમને એકાદ ભારતીય ભાષા શીખવાની હોય ત્યારે — ફારસીપ્રચુર ઉર્દૂ શીખવાને ઉત્તેજન આપવામાં આવતું હતું. અત્યારે નાગરી-હિન્દી કેટલેક અંશે એનું સ્થાન લેતી જાય છે. દિલ્હી અને બીજાં સ્થળોના સરકારી રેડિયો સ્ટેશનોએથી બ્રોડકાસ્ટ થતા 'હિન્દુસ્તાની' સમાચારો ઘણુંખરૂં ફારસીમય સાહિત્યિક ઉર્દૂમાં આપવામાં આવે છે, જે હમણાં તો તળપદા હિન્દી અથવા

હિન્દુસ્થાની શબ્દોની તુલનામાં પરદેશી ફારસી-અરબી શબ્દોના પ્રયોગને પસંદગી આપતી જાય છે ( દા. ત. 'પ્રધાન મંત્રી'ને બદલે 'વઝીરે આઝમ,' 'લડાઈ'ને બદલે 'જંગ,' 'ગેહુ'ને બદલે 'ગંદુમ્' 'મોહ'ને બદલે 'શીરં' ), અને બધા જ સંસ્કૃત શબ્દો અને ઘણા પ્રચલિત હિન્દી શબ્દોને ટાળીને પોતાની લાક્ષણિકતાને સંભાળપૂર્વક વળગી રહે છે. સરકારી પ્રેરણા નીચે તૈયાર કરવામાં આવતાં શુદ્ધપ્રયત્નને લાગતાં કેટલાંક બોલપટોની 'હિંદુસ્તાની'ને માટે પણ આમ જ કહી શકાય. આ પ્રમાણે ભારતમાંની બ્રિટિશ સરકાર-તરફથી ફારસીપ્રચુર ઉર્દૂને અમુક પ્રમાણમાં ટેકો મળે છે, કેમકે મુસ્લિમ હિન્દ તરફથી મળેલા વારસા તરીકે તેને ગણવામાં આવે છે. આ જ કારણથી જ્યૉર્જ ૪થા, વિક્ટોરિયા ( જૂના સિક્કાઓ ), એડવર્ડ ૭મા, જ્યૉર્જ ૫મા અને જ્યૉર્જ ૬ઠ્ઠાના રૂપિયા અને બીજા ચાંદીના સિક્કાઓ ઉપર સિક્કાનું નામ માત્ર ફારસી ભાષામાં અને લિપિમાં જ લખેલું છે ( યક રૂપીઅહ્, હષ્ટ આનહ્, ચહાર આનહ્, દો આનહ્ ), કારણ કે સૈદ્ધાન્તિક દૃષ્ટિએ બ્રિટિશ સામ્રાજ્યને જેનો વારસો મળ્યો છે તે મુગલ સામ્રાજ્યની રાજભાષા ફારસી હતી. હિન્દુઓ પણ એવો સંદેહ ધરાવે છે કે ભારતમાં બ્રિટિશરોનો મુસ્લિમો પ્રત્યેનો અત્યારનો પક્ષપાત પણ ઘણે અંશે આ વસ્તુસ્થિતિ માટે જવાબદાર છે.

(૨) ઉચ્ચકોટિક હિન્દી અથવા નાગરી હિન્દી. એનું અને ઉર્દૂનું વ્યાકરણ સમાન છે, પરન્તુ લેખનમાં તે દેવનાગરી અથવા નાગરી લિપિનો પ્રયોગ કરે છે, અને તળપદાં હિન્દી અથવા હિન્દુસ્થાની ( એટલે કે પ્રાકૃત ) તત્ત્વોનો તે પૂરેપૂરા અંશે ઉપયોગ કરે છે તથા રૂઢ બની ગયેલા સંખ્યાબંધ ફારસી-અરબી શબ્દો પણ વાપરે છે; ઉચ્ચતર સંસ્કારિતાના શબ્દો માટે તે સંસ્કૃત તરફ વળે છે. ઉત્તર ભારતના હિન્દુઓની ( પંજાબ અને પશ્ચિમ યુક્ત પ્રાન્તના કેટલાક હિન્દુઓ, જેઓ ઉર્દૂ પરંપરાને દૂર કરવાનો સારો એવો સભાન પ્રયત્ન કરવા છતાં તેમાંથી મુક્ત થઈ શક્યા નથી તેમને આમાં અપવાદરૂપ ગણીશું ) તે શિક્ષણ અને સંસ્કારવિષયક મહાભાષા છે. સામાન્ય રીતે સમસ્ત બિહાર અને યુક્તપ્રાન્તમાં, મધ્યભારતમાં, મધ્ય

પ્રાન્તોના હિન્દી ભાષાભાષી પ્રદેશમાં અને રજપૂતાનામાં વસતા હિન્દુઓમાં તે જાહેર જીવન, શિક્ષણ, સાહિત્ય અને પત્રકારત્વની ભાષા બની છે. ઉત્તર ભારતમાં વસતો કોઈ હિન્દુ જે એકાદ આર્યભાષા બોલતો હોય અને દેવનાગરી વાંચી શકતો હોય તે એને સામાન્ય રીતે સમજી શકે છે. સિદ્ધાન્તમાં, તે પૂર્વ પંજાબ અને પશ્ચિમ યુકતપ્રાન્તના શિક્ષિત હિન્દુઓની ઘરગથ્થુ ભાષા છે, પણ વ્યવહારમાં આ હિન્દુઓ હિન્દી અને ઉર્દૂના વચગાળાની એક ભાષા બોલે છે, જેમાં ખાસ કરીને હિન્દુ ધર્મ અને હિન્દુ ભાવનાઓને લગતા તથા જે વસ્તુઓને વાપરવાનો મુસ્લિમોને પ્રસંગ ન આવ્યો હોય અથવા તેમ કરવાનું તેમનું વલણ ન હોય એવી વસ્તુઓને લગતા સંસ્કૃત શબ્દોની મોટી સંખ્યા વિદ્યમાન છે. આજે યુકતપ્રાન્તના (જેમાં મધ્ય અને પૂર્વ યુકતપ્રાન્તનો પણ સમાવેશ થાય છે) ઘણા હિન્દુઓ તેને સામાજિક વ્યવહારની ભાષામાંથી ઘરગથ્થુ ભાષા બનાવવાનો પણ પ્રયાસ કરી રહ્યા છે. પૂર્વ યુકત પ્રાન્ત અને બિહારમાં શિક્ષિત હિન્દુઓ પોતાના કુટુમ્બની બહાર પૂર્વ હિન્દી અને બિહારી બોલીઓ સાથે મિશ્રિત સ્વરૂપમાં એ ભાષાને બોલે છેઃ કુટુમ્બની અંદર હજી પણ તેઓ સ્થાનિક બોલીઓ—જેવી કે અવધી, બાઘેલી, ભોજપુરિયા, માગહી, મૈથિલી–ને વળગી રહ્યા છે. એ બોલીઓ ઉપર પણ હિન્દીની વધતી ઓછી અસર થયેલી છે.

ઉચ્ચકોટિક હિન્દી ( અથવા નાગરી હિન્દી )નું તેના હિન્દુ સમર્થકો માટેનું મોટું આકર્ષણ તેની દેવનાગરી વર્ણમાળા ( જે બ્રિટિશ રાજ્યઅમલ દરમ્યાન સંસ્કૃત માટેની સર્વમાન્ય ભારતવ્યાપી લિપિ બનેલ છે ) અને તેના સંસ્કૃત શબ્દભંડોળમાં રહેલ છે. બીજા શબ્દોમાં કહીએ તો, લિપિ અને શબ્દભંડોળ એ બે અત્યંત મહત્ત્વની બાબતોમાં તે 'દેવભાષા'નું પ્રતિબિંબ પાડે છે તે એના પ્રત્યેના આકર્ષણનું કારણ છે. તળપદી ભારતીય દેવનાગરી લિપિ હોય પછી, હિન્દુ નેતાઓ જાણે છે કે, સંસ્કૃત શબ્દભંડોળ અને હિન્દુ અથવા ભારતીય વાતાવરણ લાવવાનું સરળ થઈ પડશે. આ જ કારણથી બનારસ ખાતે સ્થપાયેલી હિન્દી સાહિત્યને લગતી સભા – જેની ઉત્તર ભારતમાં સર્વત્ર શાખાઓ છે – તે 'હિન્દી સાહિત્ય પરિષદ નહિ;

પણ 'નાગરી પ્રચારિણી સભા' એવું નામ આપવામાં આવ્યું છે. આ સંબંધમાં યાદ રાખવું જોઈએ કે ફારસી લિપિમાં લખાતી ઉર્દૂથી ભિન્નત્વ દર્શાવવા માટે સો વર્ષ પહેલાં ઉચ્ચકોટિક હિન્દી 'નાગરી ભાષા' નામથી ઓળખાતી. જે લગભગ સંપૂર્ણાંશે સંસ્કૃત અને સંસ્કૃતેતર શબ્દભંડોળ પ્રયોજે છે અને જેમાં ઘણા જ થોડા ફારસી શબ્દો આવે છે એવી ફારસી – અરબી લિપિમાં શિલાઓમાં છાપેલી ઉચ્ચકોટિક હિન્દીની પુસ્તિકાઓ મેં જોઈ છે; પંજાબ અને પશ્ચિમ યુક્ત પ્રાન્તમાં વસતાં અને ઉર્દૂ સિવાય બીજી કોઈ લિપિ કે ભાષા નહિ જાણતાં માણસો — હિન્દુ સ્ત્રીપુરુષો — માટે ફારસી – અરબી લિપિમાં ગાયત્રી અને બીજા વૈદિક મંત્રો અને પ્રાર્થનાઓ આપતાં આર્યસમાજનાં પ્રકાશનો પણ છે. એવાં માણસો માટે દેવનાગરીનો પ્રચાર અને ઉચ્ચકોટિક અથવા સંસ્કૃતમય હિન્દીનો પ્રચાર એ વ્યવહારુ દૃષ્ટિએ એક જ વસ્તુ છે, કારણ કે વર્ણમાળા શબ્દભંડોળ પ્રત્યે પ્રેરે છે.

.. જેમને હિન્દી ભાષાની પોતાની પ્રજા કહી શકાય, જેઓ એકલા જ જન્મસિદ્ધ હક્ક તરીકે હિન્દીની માલિકી ધરાવે છે તેઓ — હિન્દુસ્થાની જેનું એક મહત્ત્વનું અંગ છે એવા પશ્ચિમ હિન્દી જૂથની બોલીઓ બોલતા પ્રદેશોના લોકો (એટલે કે પશ્ચિમ યુક્ત પ્રાન્ત, મધ્ય હિન્દ એજન્સીનો પશ્ચિમ ભાગ, રજપૂતાના અને મધ્ય પ્રાન્તનો ઉપર્યુક્ત પ્રદેશોની નજીકનો ભાગ, અને પૂર્વપંજાબ—જે 'પૂરબ' અથવા પૂર્વ હિન્દુસ્તાનથી ભિન્નત્વ દર્શાવવા માટે 'પછાંહાં' અથવા પશ્ચિમ નામથી ઓળખાય છે તે પ્રદેશના લોકો) નહિ, પણ પૂર્વ યુક્ત પ્રાન્ત અને બિહારના લોકો તથા રાજસ્થાનીઓ (મારવાડીઓ) હિન્દી અથવા હિન્દુસ્થાનીના સર્વોચ્ચ પ્રચારકો છે. ઉચ્ચકોટિક હિન્દીમાં તેમને પોતાના હિન્દુ પ્રવણતાને અનુરૂપ સંસ્કારભાષા મળી, અને તેઓ પોતે હિન્દીના અપભ્રષ્ટ પ્રકારો બોલતા હોવા છતાં સભાનપણે કે અભાનપણે તેમણે એનો પ્રચાર કર્યો છે અને તેને માટે બહોળું કામ કર્યું છે. યુક્ત પ્રાન્ત અને બિહારમાં મજબૂત હિન્દુ મધ્યમ વર્ગ વિકસતો જશે તેમ ઉચ્ચકોટિક હિન્દી અથવા નાગરી હિન્દીના પોષણ અને પ્રચાર માટે સારું

પરિણામ આવશે; બહુજનસમાજનો તો પ્રત્યેક માણસ તેની તરફેણમાં છે. ઉચ્ચકોટિક હિન્દી અથવા શિષ્ટ હિન્દી (ખડી બોલી) નો ગદ્યની ભાષા તરીકેનો પ્રારંભ ઉર્દૂમાં તેવા પ્રકારના પ્રારંભનો સમકાલીન છે (કલકત્તામાં, ૧૯ મી શતાબ્દીના આરંભમાં અંગ્રેજોના આશ્રય નીચે), અને શુદ્ધ 'ખડી બોલી' અથવા શિષ્ટ હિન્દીનો હિન્દૂ પ્રેરણા નીચેની કવિતારચનાનો પણ આથી જૂનો પ્રયોગ વિરલ છે—જે છે તેની ભાષા બીજી બોલીઓથી મિશ્રિત છે. આ વસ્તુ ઉર્દૂને માટે પણ મોટે ભાગે સાચી છે. વ્રજભાષા અને અવધી જેવી બોલીઓથી ભિન્ન એવી સાહિત્ય માટેની શિષ્ટ હિન્દી અથવા ઉચ્ચકોટિક હિન્દી માટેનો પ્રયાસ ઉર્દૂની બાબતમાં થયેલા એવા પ્રયાસ કરતાં જૂનો છે. ઉદાહરણ તરીકે, કબીરનાં કાવ્યો જોતાં એની પ્રાચીનતા ૧૫ મી શતાબ્દી સુધી જાય છે. ભાષા તરીકે, હિન્દી (જૂનું 'હિન્દવી') એ નામ હિન્દુસ્થાની અને ઉર્દૂ કરતાં જૂનું છે, અને કબીરની મોટા ભાગની રચનાઓની ભાષા ઉર્દૂ નથી, પણ હિન્દી છે.

સંસ્કૃતમાં ઉચ્ચકોટિક હિન્દી અને ફારસી-અરબીમય ઉર્દૂ બન્નેનું તેમાંનાં તળપદાં (એટલે કે અ-સંસ્કૃત અને અ-વિદેશી) તત્ત્વ માટેનું વ્યાકરણ લગભગ સમાન છે. એકંદરે બોલતાં, આ વ્યાકરણ તે દિલ્હીના ઉચ્ચવર્ગમાં બોલાતી ભાષાનું છે. જે પાયા ઉપર ઉર્દૂ અને ઉચ્ચકોટિક હિન્દીની વિભિન્ન ઇમારતો ઊભી કરવામાં આવી છે તે પાયો આ સમાન વ્યાકરણ તથા ધાતુઓ, પ્રત્યયો અને શબ્દોનાં આ સમાન તત્ત્વો પૂરો પાડે છે. આ સમાન અથવા પાયારૂપ તત્ત્વને 'ખડી બોલી' કહેવામાં આવે છે: ઉત્તર ભારતના બીજા જે બધા ભાષાપ્રકારોમાં હિન્દી-ઉર્દૂ-ખડીનું આ વ્યાકરણ જોવામાં આવતું નથી તે બધા 'પડી બોલી' નામથી ઓળખાય છે. અલબત, સંયોગોના બળને કારણે, શુદ્ધ 'ખડી બોલી' દૈનિક જીવનમાં વપરાતી નથી—ખરું જોતાં, તે વપરાઈ પણ શકે નહિ; કારણ કે માત્ર પ્રાકૃતમાંથી ઊતરી આવેલાં તત્ત્વોની જ તે બનેલી હોવાને કારણે ઉચ્ચ સંસ્કારિતાને લગતા સંકુલ વિચારો તે વ્યક્ત કરી શકે તેમ નથી. એ માટે અર્વાચીન ભારતીય આર્ય ભાષાએ સંસ્કૃત તરફ વળવાની ટેવ

પાડી છે ( અને પાછળથી ઉર્દૂએ ફારસી અને અરબીનું શબ્દભંડોળ કામમાં લેવાનો પ્રયત્ન કર્યો છે ) : સંસ્કૃત અને ફારસી – અરબીથી અમિશ્રિત ' ખડી બોલી ' ' ઠેઠ ' ( ' શુદ્ધ ' ) હિન્દી કહેવાય છે. ' ઠેઠ હિન્દી 'માં પુસ્તકો - ગદ્યવાર્તાઓ — લખાયેલ છે, પણ આ વસ્તુ એક સાહિત્યિક કૌતુક માત્ર જ રહેલ છે.

(૩) ખરી હિન્દુસ્થાની ( હિન્દુસ્તાની ). પોતાના શબ્દભંડોળ બાબતમાં (૧) ઉર્દૂ, અને (૨) ઉચ્ચકોટિક હિન્દી વચ્ચે સમતુલા જાળવતી ' ખડી બોલી ' તરીકે આ ભાષાને વર્ણવી શકાય. એમાં ફારસી-અરબી તત્ત્વ ઠીક પ્રમાણમાં છે, અને સંસ્કૃત શબ્દોનો પ્રયોગ તે કરે છે : એમ કહી શકાય કે આ ભાષા અતિસંસ્કૃતમય નહિ એવી હિન્દી — રોજ-બ-રોજના જીવનમાં પ્રયોજાતી હિન્દી છે. એનું વલણ ' ઠેઠ ' તરફ છે, પણ વ્યવહારુ વપરાશની ભાષા હોવાથી તે પરદેશી શબ્દોનો ત્યાગ કરી શકે એમ નથી તેમ જ સંસ્કૃત શબ્દો સિવાય ચલાવી શકે એમ નથી. આમ એ ભાષા એક પ્રતીકરૂપ ભૂમિકાએ રહે છે — અને ઉર્દૂ તથા ઉચ્ચકોટિક હિન્દી વચ્ચેના સમાધાનનું ધરાતલ બની શકે એમ છે. પરન્તુ આ બન્ને ભાષાઓએ સંસ્કાર-શબ્દોની પસંદગીની બાબતમાં પોતાના માર્ગો ક્યારના યે પસંદ કરી લીધા છે, અને એક ભાષાશૈલી આત્મઘાત કરે નહિ ત્યાંસુધી બીજી શૈલી સર્વોચ્ચ સ્થાન લઈ શકે તેમ નથી. પશ્ચિમ યુક્ત પ્રાન્તના હિન્દુઓ અને મુસ્લિમો એક બીજાની સાથે વાર્તાલાપ કરતાં આ બાબતમાં સમતુલા જાળવવાનો પ્રયાસ કરે છે, પણ સામાન્ય રીતે મુસ્લિમો સંસ્કૃત શબ્દો વાપરવાની પરવા કરતા નથી; આથી જ્યારે એક મુસ્લિમ બોલતો હોય અથવા તેને ઉદ્દેશીને બોલવામાં આવતું હોય ત્યારે વ્યવહારમાં તો એ વસ્તુ ઉર્દૂના વિજયરૂપ બની રહે છે. હિન્દી રાષ્ટ્રિય મહાસભાના કેટલાક સભ્યો ' ખડી બોલી ' હિન્દુસ્તાની ( અથવા હિન્દુસ્થાની )ના આ આદર્શને મૂર્ત સ્વરૂપ આપવા પ્રયાસ કરે છે, અને અરબી-ફારસી અને સંસ્કૃત શબ્દો કોઈ પ્રકારના ધોરણ વગર સાથોસાથ વાપરે છે — એમાં યે મુસ્લિમ ભાવનાઓને આઘાત લાગવાનો ભય હોવાથી સામાન્ય વલણ તો અરબી અને ફારસી

શબ્દો વધુ પ્રમાણમાં વાપરવાનું હોય છે : ઉદ્દામ મુસ્લિમ વિચારસરણિ ફારસી – અરબીને બાજૂએ રાખીને સંસ્કૃત શબ્દોનો પ્રયોગ સહન કરે તેમ નથી, અને આ મનોદશાને શાન્ત કરવા માટે કોંગ્રેસવાદી હિન્દૂઓ 'રાષ્ટ્રભાષા 'માં અરબી અને ફારસી તત્ત્વોની તરફેણમાં મોટી છૂટછાટો મૂકવાનો પ્રયત્ન કરે છે. રાષ્ટ્રવાદી ભારતે તાજેતરમાં તૈયાર કરેલી આમ – કેળવણીની યોજનાને આપવામાં આવેલું 'વિદ્યામંદિર' નામ આ વિષયમાં એક ઉદાહરણ છે. એ નામ સંસ્કૃત છે; દિલ્હીના મુસલમાન માટે પણ 'વિદ્યા' અને 'મન્દિર' એ શબ્દો અજાણ્યા નથી; છતાં આ સંસ્કૃત સમાસ સંખ્યાબંધ મુસ્લિમોને અમાન્ય છે, અને માત્ર તેના અરબી પર્યાય 'બૈતુલ – ઇલ્મનો' પ્રયોગ જ તેમની ઉદ્દામ મુસ્લિમ ભાવનાઓને સન્તોષ આપી શકે એમ છે. સૂચવવામાં આવેલા ઉકેલથી — 'પઢાઈઘર' નામ, જે શુદ્ધ હિન્દી કે હિન્દુસ્થાની સમાસ છે—પણ આપણો અર્થ સરે તેમ નથી, કારણ કે એ શબ્દ વડે સૂચવાતો અર્થ તદ્દન પ્રાથમિક છે. આવી બાંધછોડ કરવાની કોંગ્રેસની વૃત્તિનું અનુસરણ કેટલાક ફિલ્મ – ઉત્પાદકો — ખાસ કરીને મુંબઈગરાઓ કરે છે; હિન્દુ સામાજિક — અરે ધાર્મિક ફિલ્મોમાં અરબી, ફારસી અને સંસ્કૃત શબ્દો જે રીતે સાથેસાથ મૂકવામાં આવે છે તે રસવૃત્તિને ઘાતક અને કેટલીક વાર તો સાવ અસંગત લાગે છે, અને કૃત્રિમ બાંધછોડ કરવાની એક સારી ઇચ્છા પણ તદ્દન નિષ્ફળ જતી હોવાને કારણે કોઈવાર ખરેખર કરુણાજનક થઈ પડે છે.

(૪) "જાનપદ હિન્દુસ્તાની" (Vernacular Hindustani). પશ્ચિમ યુક્ત પ્રાન્ત અને પૂર્વ પંજાબની આ પ્રાદેશિક બોલીઓ છે (જે યુક્ત પ્રાન્તના રોહિલખંડ અને મિરત વિભાગોમાં તથા પૂર્વ પંજાબના અંબાલા જિલ્લામાં પ્રચલિત છે ; તત્સંબદ્ધ બાંગરૂ બોલી (જે કરનાલ જિલ્લામાં તથા રોહતક જિલ્લાના કેટલાક ભાગમાં, જિંદ રાજ્યના કેટલાક ભાગમાં અને જમના નદીની પશ્ચિમે આવેલા દિલ્હીના પ્રદેશમાં પ્રચલિત છે ) પણ આમાં આવી જાય છે. ખડી બોલીનું–કહેવા દો કે હિન્દુસ્થાની ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂનું–વ્યાકરણ દિલ્હીના દરબારમાં અને શહેરમાં જે ભૂમિકા ઉપર વિકસ્યું તે ભૂમિકા આ

બોલીઓએ પૂરી પાડેલી છે. ઉપર્યુક્ત પ્રદેશોમાં આમ જનતામાં પ્રચલિત એવી કશ્યભાષાના આ પ્રકારો છે. એ આમ જનતા સંસ્કારિતા અને શિક્ષણની સીડીએ ચડતાંની સાથે અત્યંત સરલતાથી અને સ્વાભાવિકતાથી ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ તરફ વળી જાય છે. બિન-હિન્દી ભાષા બોલનારાઓ માટે આ લોકબોલીઓનો કશો ઉપયોગ નથી—જેમ બીજી ઉત્તર ભારતીય બોલીઓ તેમને કશા ઉપયોગની નથી તેમ. ઉચ્ચકોટિક હિન્દી-ઉર્દૂ (ખડી બોલી) ને "જનપદ હિન્દુસ્તાની" ના વ્યાકરણના સંસ્કરણ અથવા શિષ્ટીકરણ તરીકે વર્ણવી શકાય.

(૫) આમ જનતાની 'બઝાર હિન્દી' અથવા 'બઝાર હિન્દુસ્તાની કે હિન્દુસ્થાની'. (૧) અને (૨)નું આ કેવળ સરલ રૂપ છે. ઉચ્ચકોટિક હિન્દીના કેટલાક લેખકો એને 'લઘુ હિન્દી' કહેવાનું પસંદ કરતા હતા. આનું કોઈ એક રૂપ નથી, પણ તે એક બહુરૂપિણી ભાષા (Protean speech) છે, અને ઉત્તર (આર્ય) ભારતના જુદા જુદા પ્રદેશોમાં તે ખડી બોલીના વ્યાકરણથી ઓછાવત્તા પ્રમાણમાં જુદી પડે છે. હિન્દી-ઉર્દૂ (ખડી બોલી)નો એ અપભ્રંશ છે. કેટલીક આવશ્યક બાબતોમાં એણે પોતાનું વ્યાકરણ ટૂંકું કર્યું છે, અને શબ્દભંડોળ, રૂઢિપ્રયોગ તથા વ્યાકરણનાં રૂપોની બાબતમાં ભાષાનાં સ્થાનિક સ્વરૂપો અથવા સ્થાનિક ભાષાઓ વડે એ ખુલ્લમખુલ્લા પરિવર્તન પામે છે. પંજાબીઓ; પૂર્વ હિન્દી, ભોજપુરિયા, મૈથિલી અને માગધી બોલનારા લોકો, હિન્દુસ્થાની બોલતા બંગાળીઓ, ગુજરાતીઓ, મહારાષ્ટ્રીઓ, તથા ચીનાઓ, અંગ્રેજો, પઠાણો, ઈરાનીઓ, આરબો : એ બધા આનાં વિવિધ રૂપો—જો તેમણે વ્યાકરણશુદ્ધ હિન્દી કે ઉર્દૂ ઉપર ખાસ અભ્યાસથી કાબુ મેળવ્યો ન હોય તો — બોલે છે. આ 'બઝાર હિન્દુસ્તાની' અથવા 'લઘુ હિન્દી' એ જ ભારતની મહાન વ્યવહારભાષા (Verkerhssprache) અને રૂઢ ભાષા કે પ્રચલ ભાષા (Umgangssprache) છે; વ્યાકરણશુદ્ધ હિન્દી અને ઉર્દૂ જેણે ઉત્તર ભારતીય હિન્દુઓ અને મુસ્લિમો ને માટે સંસ્કારભાષા (Kultursprache) નું

સ્થાન મેળવ્યું છે કે નહિ. આનાં લક્ષણો અગાઉ આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

એટલે કે હિન્દી, હિન્દુસ્થાની (હિન્દુસ્તાની) અને ઉર્દૂ વડે આ વિવિધ ભાષાપ્રકારો — જે એક સર્વસામાન્ય ભાષાનાં જ સ્વરૂપો છે તે — સમજવામાં આવે છે. આ સર્વ પ્રકારો કેટલીક મૂળભૂત વ્યાકરણવિષયક વિશિષ્ટતાઓ (અનુગો અને પ્રત્યયો) સમાનપણે ધરાવે છે, જે વિશિષ્ટતાઓ જ માત્ર તેમને હિન્દુસ્થાની લાક્ષણિકતા અથવા વૈશિષ્ટ્ય અર્પે છે. એ વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છે: ષષ્ઠી વિભક્તિ માટે અનુગ का (જ્યારે સંબદ્ધ નામ સ્ત્રીલિંગમાં હોય ત્યારે की), પંચમી અને તૃતીયા માટે से, સપ્તમી માટે में અને पर; સાર્વનામિક અંગો इस, उस, जिस, किस, સામાન્ય રૂપ માટે -ना પ્રત્યય, વર્તમાન કૃદન્ત અને વર્તમાન કાળ માટે -ता, ભૂત કૃદન્ત અને ભૂતકાળ માટે -आ, અને ભવિષ્યકાળ માટે (અહીં કેટલાક ફેરફારો પણ થાય છે) -गा, એ ક્રિયાપદ પ્રત્યયો. આ મુખ્ય વિશિષ્ટતાઓ છે. આ વસ્તુ ધ્યાનમાં લઈને લોકદૃષ્ટિએ હિન્દુસ્થાનીને "का-मे-पर-से, इस-उस-जिस-किस અને ना-ता-आ-गा ભાષા" તરીકે વર્ણવી શકાય. ઉપર્યુક્ત અનુગો અને પ્રત્યયો હિન્દુસ્થાનીના બધા જ પ્રકારોને ઉત્તર ભારતની સ્થાનિક કથ્ય ભાષાઓ અથવા બોલીઓથી — જે બોલીઓએ ઘરગથ્થુ અથવા સામાજિક જીવનના મર્યાદિત વર્તુળની બહાર હિન્દુસ્થાનીના આધિપત્યનો સ્વીકાર કર્યો છે — જુદા પાડી આપે છે.

અર્વાચીન ભારતની આ અત્યંત રસપ્રદ ભાષાની પાછળ કઈ ઐતિહાસિક ભૂમિકા રહેલી છે એનો વિચાર બીજા વ્યાખ્યાનમાં કરીશું.

## વ્યાખ્યાન ૨

# હિન્દી ( હિન્દુસ્થાની )નો વિકાસ (૧)

આજનું હિન્દુસ્થાનીનું સ્થાન એ પૂર્વકાળના રાજકીય અને સામાજિક ઇતિહાસનું પરિણામ છે—ભારતમાં આર્યોનું આગમન—આર્ય અને આર્યેતર તત્ત્વોની જાતિ અને સંસ્કૃતિનો સમન્વય—પ્રાચીન હિન્દુ પ્રજા અને હિન્દુ સંસ્કારિતા—વૈદિક સૂક્તોની ભાષા એ કવિભાષા છે, એટલે કે આદ્ય ભારતીય આર્ય ( વૈદિક ) બોલીઓના પાયા ઉપર રચાયેલી કલાત્મક અથવા સાહિત્યિક ભાષા છે—ભારતીય આર્ય સંસ્કૃતિની પહેલી સર્વસામાન્ય ભાષા તરીકે વૈદિક ભાષા—બ્રાહ્મણગ્રન્થોની ભાષા—વૈદિક અથવા પ્રાચીન ભારતીય આર્ય ભાષાના ધોરણથી બોલીઓનું પરિવર્તન, જેને પરિણામે મધ્ય ભારતીય આર્ય ભાષાનો યુગ શરૂ થયો—બ્રાહ્મણો દ્વારા તેમના આશ્રમોમાં પ્રયોજાતી સંસ્કારી અને સાહિત્યિક ભાષા તરીકે પ્રશિષ્ટ ( Classical ) સંસ્કૃત ભાષાનો ક્રમિક વિકાસ—પાણિનિ-ઉદીચ્ય એટલે કે વાયવ્ય પ્રદેશમાં અને મધ્ય દેશમાં પ્રશિષ્ટ સંસ્કૃતનો ઉદય : એકંદરે જોતાં તે એ જ પ્રદેશ છે કે જ્યાં હિન્દુસ્થાની વિકાસ પામી—સંસ્કૃતનો પ્રચાર—સંસ્કૃતની સાર્વત્રિકતા—પૂર્વ પ્રદેશની ભાષાને બૌદ્ધો અને જૈનોએ સાહિત્યિક ભાષા તરીકે સ્થાપિત કરી—બૌદ્ધ ધર્મગ્રન્થોનો જુદી જુદી ભાષાઓમાં અનુવાદ—અર્ધમાગધી—પાલિની ઉત્પત્તિ—પાલિ : મધ્ય દેશની એક ભાષા—ભારતમાં પ્રચલિત ભાષાઓના *ઇતિહાસમાં પૂર્વ વિ. પશ્ચિમ—વૈદિક પછી સાહિત્યની સંસ્કૃત, પાલિ, શૌરસેની પ્રાકૃત,* પછીના કાળની શૌરસેની જેને ખોટી રીતે મહારાષ્ટ્રી કહેવામાં આવેલી છે, પશ્ચિમ અપભ્રંશ, વ્રજ ભાષા અને હિન્દી ( હિન્દુસ્થાની ) ના ક્રમિક વર્ધનમાં પશ્ચિમ અને મધ્યદેશની સરસાઈ દેખાય છે—શૌરસેની અથવા પાશ્ચાત્ય અપભ્રંશ · એક મહાન સાહિત્યભાષા તરીકે—હિન્દુસ્થાનીને મળેલો આવતો શૌરસેની અપભ્રંશ—અર્વાચીન ભાષા તરીકે હિન્દુસ્થાનીનો પ્રારંભ—૧૦-૧૩ મી શતાબ્દીઓમાં તુર્ક વિજય—પરદેશી તત્ત્વોનું ભારતીકરણ—પંજાબ અને મધ્યદેશની પ્રચલિત બોલીઓના પાયા ઉપર હિન્દીમાં એક

વ્યવહારભાષાનો જન્મ—પ્રાચીન હિન્દી અથવા હિન્દુસ્થાની તથા એની બહેનો અને પિત્રાઇઓ — 'પછાંહા' અથવા પશ્ચિમ હિન્દી બોલીઓ અને હિન્દુસ્થાની સાથેનો તેમનો સંબંધ—ઔ (અથવા-ओ) વાળી બોલીઓ અને -आ વાળી બોલીઓ —ભેદ અને સમાનતાના બીજા મુદ્દાઓ—હિન્દુસ્થાની ઉપર પંજાબીની અસર—દિલ્હીની ભાષા—પ્રારંભમાં હિન્દુસ્થાની અવગણાઇ-જૂના કાળમાં બ્રજ ભાષાનું મહત્ત્વ.

હિન્દુસ્થાનીના વિકાસમાં ૧૧૦૦ થી ૧૮૦૦ સુધીની લગભગ સાત શતાબ્દીઓ વીતી ગયેલી છે; અને આજે ભારતીય ભાષાઓમાં હિન્દુસ્થાનીએ જે સ્થાન મેળવ્યું છે તે આકસ્મિક નથી, પણ ઉત્તર ભારત અને દખ્ખણના રાજકીય ઇતિહાસ અને ત્યાંની સાંસ્કૃતિક પ્રવૃત્તિના લાંબા યુગનું પરિણામ છે.

હિન્દમાં આર્યોના આગમનનો સમય આપણે ચોક્કસ રીતે જાણતા નથી. આ માટે અટકળે જુદો જુદો સમય સૂચવવામાં આવેલો છે. સૌથી વધુ પ્રચલિત મત પ્રમાણે એ કાળ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ હતો. આ લેખક માને છે કે ભારતમાં આર્યોના આગમનનો કાળ ઈ. સ. પૂર્વે ૧૫૦૦ ની અગાઉ લઈ જઈ શકાય તેમ નથી; કદાચ એ કરતાં યે તે કેટલીક શતાબ્દીઓ અર્વાચીન હોય. અર્ધ-ભ્રમણશીલ આર્ય પ્રજા (રશિયામાં) યુરેઝિયાનાં મેદાનોમાં કોઈ સ્થળે આવેલા પોતાના મૂળ વસતિસ્થાનમાંથી — એ વસતિસ્થાન ક્યાં હતું તેનો ચોક્કસ નિર્ણય હજી થઈ શક્યો નથી—ઘણું કરીને કોકેસસ પર્વત, ઉત્તર મેસોપોટેમિયા અને ઈરાનના માર્ગે થઈને ભારતમાં આવી હતી. ભારતમાં આવ્યા પૂર્વે આર્યો કેટલીક શતાબ્દીઓ સુધી ઉત્તર મેસોપોટેમિયા અને ઈરાનમાં રહ્યા હતા. એમ જણાય છે કે આ પ્રદેશોમાં તેઓએ એસિરી-બાબિલી અને બીજી સંસ્કૃત પ્રજાઓની સંસ્કારિતાના કેટલાક અંશો અપનાવી લીધા હતા; અને કોઈ સ્થાનિક જાતિઓ સાથેના સંમિશ્રણને પરિણામે આર્યજાતિમાં પણ કંઈક પરિવર્તન થયું હોય એ સંભવિત છે. જ્યારે તેઓ ભારતમાં આવ્યા ત્યારે આ દેશ ઉજ્જડ નહોતો. ઊલટું, એમ જણાય છે કે, આ દેશમાં ભરચક વસ્તી ન હોય તો પણ અહીં સંખ્યાબંધ લોકો વસતા હતા. તેઓ વિવિધ જાતિઓ, સંસ્કારિતાઓ અને ભાષાઓનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા. સંભવતઃ તેમનામાં

કોઈ પ્રકારની એકતા કે સંગઠન નહોતું. જો કે જાતિગત અને સાંસ્કારિક સંગમને પરિણામે ઉત્પન્ન થયેલાં મિશ્ર લોકજૂથો અસ્તિત્વમાં હોવાં જોઈએ. વાયવીય અને પાશ્ચાત્ય ભારતના પ્રદેશોને સબંધ છે ત્યાંસુધી આ જાતિઓ, સંસ્કારિતાઓ અને ભાષાઓ દ્રાવિડી અને ઑસ્ટ્રો-એશિયાઈ કુળની હતી. સાથેસાથ આ પ્રાગ્ – આર્ય લોકોના ઘડતરમાં નેગ્રિટો અને યુરલ -એશિયાઈ જેવાં બીજાં જાતિગત અને સાંસ્કારિક તત્ત્વોએ ફાળો આપ્યો હોવાની પણ શક્યતા છે. પ્રાગ્ – આર્ય પ્રજાઓ પૈકીની કેટલીક પ્રજાઓ અતિઉચ્ચ સંસ્કૃતિ ધરાવતી હતી, અને એમાં ભૌતિક દૃષ્ટિએ તો તે આર્યોથી ઠીકઠીક આગળ હતીઃ દક્ષિણ પંજાબ અને સિન્ધમાં પ્રાપ્ત થયેલા પ્રાચીન નગરોના અવશેષો આ બાબતનો પૂરતો પુરાવો આપે છે. બીજી કેટલીક પ્રજાઓ શાન્તિપ્રિય ગ્રામસમાજ રૂપે રહેતી. ખેતી ઉપર બંધાયેલી તેમની પ્રાથમિક સંસ્કારિતા હતી, જે આજની ભારતીય ગ્રામ–સંસ્કારિતાનો પાયો છે.

આર્યો ભારતમાં પોતાની આર્ય ભાષા સાથે આવ્યા, જેની જૂનામાં જૂની નોંધ આપણને ઋગ્વેદમાં મળે છે. આર્ય આગંતુકો અને આ દેશના આર્યેતર લોકો વચ્ચે દુશ્મનાવટભર્યું ઘર્ષણ તેમજ શાન્તિમય સંપર્ક બન્ને થયાં હતાં. શાન્તિમય સંપર્કને પરિણામે પ્રજાઓનાં મિશ્રણ થયાં તથા સંસ્કારિતાઓ અને ધર્મો, વિચારો અને ભાષાઓનો સમન્વય સધાયો. આ પ્રમાણે ઇતિહાસકાળની હિન્દુ પ્રજાનાં મૂળ ઈ. સ. પૂર્વે ૧૦૦૦ પહેલાં નંખાયાં. આર્યેતર જગતની દંતકથાઓ અને વાર્તાઓ આર્યોની દંતકથાઓ અને વાર્તાઓ સાથે સંપૂર્ણપણે મિશ્રિત થઈ ગઈ, અને આ રીતે પ્રાચીન ભારતીય મહાકાવ્ય અને પુરાણસાહિત્યનું ગર્ભશરીર બંધાયું. આર્ય અને આર્યેતરના આ સંગમને પરિણામે જન્મેલી મિશ્ર પ્રજાએ તેને એક અભિન્ન વારસા તરીકે સ્વીકાર્યું; સંઘટનાત્મક શતાબ્દીઓમાં તો સાંસ્કારિક ક્ષેત્રમાં એ વસ્તુ પૃથક્કરણાત્મક નહિ, પણ સમન્વયાત્મક હતી.

આર્યો સૌ પહેલાં તો વાયવ્ય પ્રદેશમાં – પંજાબમાં સ્થિર થયા અને ત્યાંથી આગળ વધી પૂર્વ તરફ પ્રસર્યા. તેમની ભાષા તેમના વસતિ-

સ્થાન પંજાબમાં સ્થાપિત થઈ ચૂકી હતી અને ત્યાંથી તે પૂર્વ તરફ પ્રસરી. આર્યેતરોમાં સંગઠનનો અભાવ અને તેમની અનેક ભાષાઓ, આર્ય વિજેતાઓનું રાજકીય પ્રાબલ્ય, આર્ય વસાહતીઓનાં સાહસ અને જોમ, તથા તેમના વિચારોની દોરવણી કરનારાઓની ઉચ્ચ બૌદ્ધિક કક્ષા–નિઃશંકપણે આ બધી વસ્તુઓને કારણે સમસ્ત ઉત્તર ભારતમાં ક્રમે ક્રમે આર્ય ભાષા પ્રસરી ગઈ.

આર્ય ભાષાએ આર્યેતર ભાષાઓ ઉપર વર્ચસ જમાવ્યું ઈ. સ. ૬૦૦ ના અરસામાં તો અફઘાન સરહદથી માંડી બંગાળ સુધી એ ભાષા એક ચક્રે રાજ્ય કરતી જણાય છે. જુદી જુદી આર્ય બોલીઓમાંથી સૌ પહેલાં તો એક કવિભાષા (kuntsprache) વિકસી. એ ભાષામાં આર્યોના કવિઓએ પોતાના દેવોનાં સૂક્તો લખ્યાં. એ સૂક્તોને ઈ. સ. પૂર્વે ૧૦૦૦ ના અરસામાં અથવા તે પછી તુરત જ સંગ્રહીને વેદોના રૂપમાં લખવામાં આવ્યાં. એમ જણાય છે કે આ રીતે એ અરસામાં ભારતીય આર્ય ભાષાને સૌથી પહેલાં લિપિબદ્ધ કરવામાં આવી. એ લિપિ દક્ષિણ પંજાબ (હરપ્પા) અને સિન્ધ (મોહેં–જો–દડો ઇત્યાદિ) માં મુદ્રાઓ અને બીજા લેખોમાં પ્રાપ્ત થતી પ્રાગ્-આર્ય લિપિ—જે એક પ્રકારની પ્રાથમિક બ્રાહ્મી છે—ઉપર બંધાયેલી હતી. આર્યો ભારતની બહાર હતા ત્યારે પણ જેનો વિકાસ થયો હતો એવી પદ્યાત્મક અને કવિતાઈ બોલી રૂપે વૈદિક સાહિત્યભાષાનો પ્રારંભ થયો હતો. વાયવ્ય ભારતમાં વસેલી વિવિધ આર્ય ટોળીઓના ભારતમાં આગમન અને તેમના વિસ્તારની પ્રારંભિક શતાબ્દીઓ દરમ્યાન એ ભાષાએ વિવિધ ટોળીઓની સર્વસામાન્ય ભાષા અથવા સંગઠનભાષા તરીકેનો પોતાનો હેતુ સિદ્ધ કર્યો જણાય છે.

આર્યોમાં બોલાતી બોલીઓ પોતાની રીતે વિકાસ પામ્યે જતી હતી, જ્યારે વેદની સાહિત્યિક અથવા કાવ્યની ભાષા – જેનું સ્વરૂપ વૈદિક સૂક્તો ગ્રન્થારૂઢ થયાં ત્યારથી હંમેશને માટે નક્કી થઈ ચૂક્યું હતું તે—નો અભ્યાસ આર્ય પુરોહિતોના આશ્રમોમાં ચાલુ રહ્યો હતો. વૈદિક યજ્ઞો અને

વૈદિક મૂળ ગ્રન્થોની આસપાસ તત્ત્વજ્ઞાન અને ધર્મ તથા કર્મકાંડને લગતી ટીકાઓનું સાહિત્ય ઈ. સ. પૂર્વે ૧૦૦૦ અને ઈ. સ. પૂર્વે ૬૦૦ની વચ્ચે વિકસ્યું. એની ભાષા એ વૈદિક ભાષાનું નવું રૂપ છે, અને તેને આપણે બ્રાહ્મણગ્રન્થોની સંસ્કૃત તરીકે ઓળખીએ છીએ. બ્રાહ્મણ વિદ્વાનો—જેઓ હવે તો પશ્ચિમ પંજાબથી માંડી પૂર્વ બિહાર સુધીના આખા યે ઉત્તર ભારતમાં પ્રસરેલા હતા તેઓએ આ સાહિત્ય ક્રમે ક્રમે ધાર્યું. વૈદિક ભાષા જેનું શિષ્ટમાન્ય સ્વરૂપ રજૂ કરતી હતી તે પ્રાચીન ભારતીય આર્ય ભાષાથી — 'છન્દસ' એટલે પદ્યાત્મક સાહિત્યની ભાષાથી — લોકપ્રચલિત બોલીઓ ખૂબ જ દૂર પડી ગઈ છે એ જ્યારે ધ્યાન પર આવ્યું—બલ્કે સમયના વહેવા સાથે ભાષામાં અંતર્ગત પરિવર્તન થતાં તેમજ ભાષા-દૃષ્ટિએ પરદેશી એવી આર્યેતર જાતિઓમાં આર્ય ભાષાનો પ્રચાર થતાં એ ભાષા પોતે જ જાણે કે ભ્રષ્ટ થતી જતી હોય એમ જ્યારે વિદ્વાનોને લાગ્યું, ત્યારે બ્રાહ્મણ વિદ્વાનોએ એવી એક સાહિત્યભાષા ઊભી કરવાનો પ્રયાસ કર્યો, જે સ્થિર રહે અને બોલાતી પ્રાદેશિક ભાષાઓની જેમ અપભ્રષ્ટ ન થાય. ઈ. સ. પૂર્વે પહેલી સહસ્રાબ્દીના મધ્યભાગ સુધી બ્રાહ્મણ વિદ્યાનાં મુખ્ય અને મહત્ત્વનાં કેન્દ્રો પંજાબ અને 'મધ્યદેશ'માં એટલે કે ઉત્તરીય ગંગા દોઆબ અને આગ્નેય પંજાબના પ્રદેશમાં હતાં. ત્યાં બોલાતી આર્ય ભાષાઓ પૂર્વ પ્રદેશ—જે આર્યોના ભારતમાંના મૂળ વસતિસ્થાનથી ખૂબ દૂર પડેલો હતો—જેટલી અપભ્રષ્ટ થયેલી નહોતી: વસ્તુસ્થિતિએ, ત્યાં—ખાસ કરીને 'ઉદીચ્ય' એટલે કે પશ્ચિમોત્તર પ્રદેશમાં આર્ય ભાષા તેના સૌથી શુદ્ધ સ્વરૂપમાં બોલાતી હતી એ વાત સ્વીકારવામાં આવેલી છે. આ બ્રાહ્મણ વિદ્વાનો સમક્ષ સાહિત્યભાષાનો એક ઘણો સુન્દર આદર્શ હતો: વેદની કાવ્યમય વાણી; અને ગદ્યાત્મક બ્રાહ્મણગ્રન્થો અને ઉપનિષદોની નવીન ભાષા પણ તેમની પાસે હતી. આ ભાષાના પાયા ઉપર, એ કાળની પ્રાદેશિક ભાષાઓની સ્થિતિ સાથે મેળ સાધવા માટે તેને થોડીક સાદી બનાવીને એક સાહિત્યભાષાની ઇમારત ચણવામાં

આવી, જે માનવી સંસ્કૃતિ અને માનવવિચારણાની વાહક સૌથી મહાન ભાષાઓ પૈકી એક બની : એ ભાષા તે સંસ્કૃત અથવા પ્રશિષ્ટ સંસ્કૃત. એનું વ્યાકરણ પાણિનિએ લગભગ હંમેશને માટે સુસ્થાપિત કરી દીધું. પાણિનિ એ પશ્ચિમોત્તર ભારતનો વતની હતો અને ઘણું કરીને ઈ. સ. પૂર્વે પાંચમી શતાબ્દીમાં વિદ્યમાન હતો. અલબત્ત, પ્રશિષ્ટ સંસ્કૃતનો પ્રારંભ પાણિનિની પૂર્વે એક–બે શતાબ્દી ઉપર થયો હતો; વાસ્તવિક રીતે જોતાં, એમ પણ કહી શકાય કે ઉત્તરકાલીન વૈદિક ગદ્યભાષામાંથી–બ્રાહ્મણગ્રન્થોની ભાષામાંથી—પ્રશિષ્ટ સંસ્કૃત અદૃષ્યપણે ઉદય પામી હતી; વેદ અને બ્રાહ્મણગ્રન્થોની ભાષાને પ્રશિષ્ટ સંસ્કૃતનાં આર્ષ રૂપો તરીકે પણ ગણી શકાય : આ રીતે વૈદિક સંસ્કૃત તથા પ્રશિષ્ટ સંસ્કૃતને એક જ ભાષા તરીકે એકી સાથે મૂકવામાં આવે એ સર્વથા યોગ્ય ગણાશે.

પ્રશિષ્ટ સંસ્કૃત એ બ્રાહ્મણોની – તેઓ પૈકીના શિષ્ટ એટલે કે સંસ્કારી વર્ગોની, જેઓ ( ઈ. સ. પૂર્વે ૨ જી શતાબ્દીમાં થયેલા પતંજલિના વર્ણન પ્રમાણે ) સાદા જીવન અને ઉચ્ચ ચિન્તનના આદર્શને અનુસરતા હતા તેમની માન્ય ભાષા બની. પ્રાચીન ભારતની ધાર્મિક અને સાહિત્યિક ભાષા તરીકે તે સુસ્થાપિત થઈ ચૂકી; પછીના કાળમાં બૌદ્ધો અને જૈનોએ બ્રાહ્મણોની જેમ તેને માન આપ્યું. પાછળના સમયમાં જે પ્રદેશમાં – આજના પંજાબ અને સંયુક્ત પ્રાન્તના પશ્ચિમ ભાગમાં — હિન્દુસ્થાનીનો જન્મ થયો લગભગ તે જ પ્રદેશમાંથી પ્રશિષ્ટ સંસ્કૃતનો પણ ઉદ્‌ગમ થયો. હિન્દુ સંસ્કારિતાના વિસ્તારની સાથે સંસ્કૃતનો પણ પ્રચાર થયો ( અહીં હિન્દુ શબ્દ "પ્રાચીન ભારતીય" એ અર્થમાં લેવાનો છે, જેમાં બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ સંપ્રદાયો અને દર્શનોનો સમાવેશ થાય છે ) : એ ભાષા ઉત્તરમાં અને પશ્ચિમમાં —ઈરાન, અફઘાનિસ્તાન અને મધ્ય એશિયા, તિબેટ અને ચીનમાં, અને બૌદ્ધ ધર્મના પ્રચાર સાથે દૂર દૂરનાં કોરિયા અને જાપાનમાં પણ વિસ્તરી; બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મ બન્ને એ ભાષાને સીલોન, બ્રહ્મદેશ અને હિન્દી ચીન ( સિયામ, કંબોડિયા, કોચીન ચીન અને અનામ )માં તથા મલાયા અને ઇન્ડોનેશિયાના ટાપુઓ ( સુમાત્રા, જાવા, બાલી, સંબોક, બોર્નિયો વગેરે)માં લઈ ગયા. આપણે એમ કહી શકીએ

કે પ્રાચીન ભારતની સંસ્કારિતા અને માનસસૃષ્ટિના વાહન તરીકે, સંસ્કૃત ભાષા એક પ્રકારની પ્રાચીન હિન્દુસ્થાની હતી. જે વધારામાં પ્રાર્થના અને ધાર્મિક વિધિની ભાષા પણ હતી

સંસ્કૃત એ દેશના કોઈ પ્રદેશની, તેના ચોક્કસ અર્થમાં, ગૃહભાષા ( Home – language ) નહોતી. ઈ. સ. પૂર્વેની શતાબ્દીઓમાં પંજાબ અને 'મધ્ય દેશ' ( આજના સંયુક્ત પ્રાન્તના પશ્ચિમ ભાગ )ની બોલીઓએ સંસ્કૃતને તેનું મૂલગત સ્વરૂપ પૂરું પાડ્યું હોય એમ જણાય છે. આમ છતાં પણ સંસ્કૃત એક જીવતી ભાષા હતી, કારણ કે ગમે તેના પરિવર્તિત સ્વરૂપમાં પણ, તે માત્ર વિદ્વાનો અને ધાર્મિક પુરુષો દ્વારા જ નહિ, પરન્તુ જેઓ કેવળ ગામડિયા ન હોય એવા દેશાટન કરી આવેલા પૃથગ્જનો દ્વારા પણ સર્વત્ર પ્રયોજાતી હતી. બાકીના આર્ય ભારતની પ્રચલિત બોલીઓ પરસ્પરથી ઠીક પ્રમાણમાં ભિન્ન હતી, અને લગભગ અપ્રતિહતપણે તેઓ પોતાના વિકાસપંથે ચાલ્યે જતી હતી. અલબત, બુદ્ધના સમય સુધીમાં પ્રાચીન વૈદિક ભાષાધોરણ જેનો સંસ્કૃતે પુરસ્કાર કર્યો હતો તેનાથી પૂર્વ પ્રદેશની બોલી ખૂબ જ ભિન્ન પડી ગઈ હતી, અને આ પ્રાચ્ય બોલી એક જુદી જ ભાષા ગણાવા લાગી હતી. બુદ્ધ અને મહાવીર જેવા વિચારકોએ પ્રવર્તાવેલી અથવા ચાલુ રાખેલી તત્ત્વજ્ઞાનવિષયક પ્રવૃત્તિઓ વૈદિક બ્રાહ્મણ ધર્મના યજ્ઞો અને કર્મકાંડથી વિરુદ્ધ હતી; અને તેથી કરીને આ પ્રવૃત્તિઓએ બ્રાહ્મણો દ્વારા પ્રયોજાતી પ્રાચીન ભાષાનો, એટલે કે 'છન્દસ્'—વૈદિક ભાષાનો અને સંસ્કૃતનો ત્યાગ કર્યો. તેમણે પ્રાદેશિક ભાષાઓનો સ્વીકાર કર્યો; અને પરિણામે, મધ્ય ભારતીય આર્ય ભાષાનું એક પ્રાચ્ય સ્વરૂપ જે સંયુક્ત પ્રાન્તના પૂર્વ ભાગ અને બિહારના પ્રદેશોમાં ( અવધ, બનારસ, ગોરખપુર, ઉત્તર બિહાર અને દક્ષિણ બિહારમાં ) પ્રચલિત હતું તેને, બુદ્ધ અને મહાવીર બન્નેના ઉપદેશો એ ભાષામાં અપાયા અને તેમાં ગ્રન્થારૂઢ થવાને કારણે, સાહિત્યિક મહત્ત્વ પ્રાપ્ત થયું. બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મની મૂળ ભાષા હોવા ઉપરાંત

પ્રાચ્ય ભાષા સમ્રાટ્ અશોકની રાજ્યવ્યવહારની ભાષા હતી. બૌદ્ધ ધર્મના મૂળ ગ્રન્થો પૂર્વેની, – એટલે કે પાલિ પૂર્વેની અને ગાથા પૂર્વેની ભાષા વિશેનો છેલ્લામાં છેલ્લો મત આ છે. પૅરિસના સદ્ગત પ્રો. સૉલ્વે લેવી અને બર્લિનના પ્રો. હેનરિશ લ્યુડર્સ જેવા સમર્થ વિદ્વાનોએ એ વસ્તુનાં પુષ્કળ સૂચનો અને પુરાવાઓ રજૂ કરેલ છે કે બુદ્ધના ઉપદેશો સૌ પહેલાં પ્રાચ્ય પ્રદેશની બોલીમાં સંકલિત થયા હતા, અને પછીથી એ ઉપદેશો પાલિમાં અનૂદિત થયા હતા, કે જે મધ્ય પ્રદેશની પ્રાચીનતર ભાષાના પાયા ઉપર બંધાયેલી સાહિત્યિક ભાષા હતી. જૈનોએ આ પ્રાચીન પૌરસ્ત્ય ભાષામાં પાછળથી પરિવર્તનો કર્યાં, પણ એકંદરે તેઓ તેને વળગી રહ્યા છે, અને તેમના પવિત્ર ધર્મગ્રન્થોમાં એ ભાષા અર્ધ માગધી નામથી ઓળખાય છે. અર્ધમાગધીએ પોતાની પ્રાચ્ય લાક્ષણિકતા બરાબર જાળવી રાખી છે, પણ ભાષાવિકાસની પછીની એક ભૂમિકા તે રજૂ કરે છે. મહાવીર અને બુદ્ધ પ્રાચીન અથવા પ્રારંભિક **મ ભા આ** ભૂમિકાના કાળમાં થઈ ગયા; પણ જૈન દિગંબરોના[1] આગમગ્રન્થોની અર્ધમાગધી **મ ભા આ** ની બીજી ભૂમિકા અર્થાત્ 'પ્રાકૃત' ભૂમિકા રજૂ કરે છે. બૌદ્ધોએ પોતાના ધર્મપ્રવર્તકના ઉપદેશોનો બીજી બોલીઓમાં અનુવાદ કર્યો એ વસ્તુ, એ ઉપદેશો સર્વ સ્ત્રી–પુરુષોને પોતપોતાની માતૃભાષામાં પ્રાપ્ત થવા જોઈએ એવી બુદ્ધની પોતાની ઇચ્છાને અનુરૂપ હતી. આ રીતે બૌદ્ધ ધર્મગ્રન્થોનાં રૂપાન્તરો સંખ્યાબંધ પ્રાચીન ભારતીય આર્યભાષાઓ (સંભવતઃ પ્રાચીન દ્રાવિડી ભાષાઓમાં પણ) તથા સૉગ્ડિયન, જૂની ખોતાની, જૂની કુચિયન અને જૂની કરશહરિયન (તોખારિયન), જૂની તુર્કી, ચિનાઈ, કોરિયાઈ, જાપાની, તિબેટી, મોંગોલ, મંચુ, બર્મી, સિયામી, અન્નામી, મોન અને ખ્મેર જેવી ભારત બહારની ભાષાઓમાં, અને ભારતીય આર્ય સિંહાલી વગેરેમાં કરવામાં આવ્યાં હતાં.

૧. 'શ્વેતાંબરોના' જોઈએ. દિગંબરો તો વિદ્યમાન આગમગ્રન્થોને પ્રમાણભૂત માનતા જ નથી. —અનુવાદક

બુદ્ધની મૂળ પ્રાચ્ય ભાષામાંથી જે પ્રાચીન ભારતીય આર્યભાષાઓમાં બૌદ્ધ ધર્મગ્રન્થોનો અનુવાદ કરવામાં આવ્યો હતો તેમાંની એક પાલિ હતી. આ પાલિને મગધ અથવા દક્ષિણ બિહારની ભાષા માનવામાં આવે છે તે ખોટું છે; ઊલટું, ઉજ્જયિનીથી મથુરા સુધી વિસ્તરેલી મધ્ય દેશની બોલીઓ ઉપર બંધાયેલી તે સાહિત્યિક ભાષા છે — વાસ્તવિક રીતે જોતાં, તે પાશ્ચાત્ય હિન્દીની પૂર્વજ છે. મધ્યદેશની ભાષા તરીકે પાલિ આજની હિન્દી અથવા હિન્દુસ્થાનીની જેમ, આર્યાવર્ત અથવા આર્યભૂમિના હૃદયભાગની–કેન્દ્રની ભાષા હતી, અને આસપાસના પૂર્વ, પશ્ચિમ અને પશ્ચિમોત્તર, દક્ષિણ અને દક્ષિણ–પશ્ચિમના લોકો તેને સહેલાઈથી સમજી શકતા. બૌદ્ધ ધર્મગ્રન્થોના પાલિ (અને પાછળથી અસ્તિત્વમાં આવેલા સંસ્કૃત) રૂપાન્તરે પ્રાચ્ય દેશની ભાષામાંના મૂળ ધર્મગ્રન્થોનો લોપ કરી નાખ્યો. પાલિ એ બૌદ્ધોના થેરવાદ સંપ્રદાયની મહાન સાહિત્યભાષા બની; એ ભાષાને સિલોન લઈ જવામાં આવી, અને ત્યાં તે સુસ્થાપિત બની; સિલોનમાંથી આ સંપ્રદાય બ્રહ્મદેશ અને સિયામમાં ગયો, અને ત્યાં પણ પોતાના માધ્યમ તરીકે પાલિ ભાષાને લઈ ગયો, અને પરિણામે આજના હિન્દી ચીનમાં પણ બૌદ્ધ ધર્મની પવિત્ર ભાષા તરીકે પાલિની સ્થાપના થઈ ચૂકી. આ પ્રમાણે પ્રથમ પ્રાચીન બૌદ્ધો અને જૈનોની, અને પછી જેનું કેન્દ્ર અથવા વતન પાટલિપુત્ર અથવા પટણામાં હતું એવા મૌર્ય શાસકવર્ગની ભૂમિમાં પ્રાચ્ય પ્રદેશની ભાષાના વર્ચસના કાળ પછી આપણને પાલિ ભાષા કે જે પશ્ચિમ હિન્દીના પ્રદેશમાં ઉત્પન્ન થઈ હતી તેનો ઉદય જોવા મળે છે.

ઉત્તર ભારતના ભાષાવિષયક ઇતિહાસમાં સામાન્ય રીતે એમ બન્યું છે કે પશ્ચિમ અથવા મધ્ય દેશની ભાષાએ બાકીની ભાષાઓ ઉપર વર્ચસ ભોગવ્યું છે. વૈદિક ભાષા અને સંસ્કૃત ભાષા બન્ને પૂર્વ કરતાં પશ્ચિમ પ્રદેશની ભાષાઓ વધુ અંશે છે. પાલિ એ મધ્ય દેશની ભાષા હોવાનું પુરવાર થયું છે, અને મધ્ય દેશની પ્રાદેશિક ભાષાની અસરો ઈ. સ. પૂર્વે ૨ જી સદીમાં ઓરીસા સુધી પ્રવેશેલી નજરે પડે છે. ખારવેલનો શિલાલેખ

એક એવી બોલીમાં લખાયો છે, જે પાલિ તેમ જ માનવામાં આવેલી 'જૂની શૌરસેની' બન્નેને મળતી આવે છે. અલબત્ત, એક અથવા બે પ્રસંગો એવા હતા, જ્યારે પૂર્વ પ્રદેશની ભાષાનું વર્ચસ હતું. આ વસ્તુ, એમ જણાય છે કે, એક વાર તો મૌર્યોના રાજ્યકાળ દરમ્યાન બની. અશોકના રાજદરબારની ભાષા એ પૂર્વ પ્રદેશની ભાષા હતી, અને મૌર્યોના રાજ્યકાળ દરમ્યાન, સ્પષ્ટ રીતે, આ જ એવી ભાષા હતી, જે સમગ્ર આર્ય ભારતમાં સમજાતી અને પ્રયોજાતી હતી. અશોકના શિલાલેખોમાં મધ્ય દેશની બોલીની રજૂઆત થયેલી નથી; જો કે પશ્ચિમોત્તર પ્રદેશની પ્રાકૃત માનસેરા અને શાહબાજગઢીમાં, નૈઋત્ય પ્રદેશની પ્રાકૃત ગિરનારમાં અને પૂર્વ પ્રદેશની પ્રાકૃત અન્યત્ર જોવા મળે છે. આ છેલ્લો પ્રકાર હિમાલયની તળેટીના પ્રદેશમાં આવેલા કાલ્સીમાં કેટલાંક પરિવર્તનો સાથે પ્રચલિત હોવાનું જણાય છે. એમ માનવામાં આવે છે કે અશોકના શિલાલેખોના ખરડાઓ રાજધાની પાટલિપુત્રમાં (પ્રાચ્ય) રાજદરબારની ભાષામાં તૈયાર કરવામાં આવ્યા હતા, અને પછી જુદે જુદે સ્થળે ખડકો અને સ્તંભો ઉપર કોતરવા માટે મોકલવામાં આવ્યા હતા. સૌરાષ્ટ્ર (ગુજરાત) અને ગાંધાર (પશ્ચિમોત્તર પંજાબ) જેવાં સ્થાનિક જગ્યાઓમાં પાટલિપુત્રનું મૂળ લખાણ સ્થાનિક બોલીઓમાં અનૂદિત કરવામાં આવ્યું હતું; પરન્તુ અમેરિકન વિદ્વાન ટ્રુમેન માઈકેલ્સને બતાવ્યું છે તે પ્રમાણે, શાસનલેખો જેવાં રાજકીય લખાણોની બાબતમાં, પાટલિપુત્રની દરબારી ભાષાએ સ્થાનિક બોલીઓ ઉપર કેટલીક અસર પણ નિપજાવેલી છે. અશોકના શિલાલેખોમાં મધ્ય દેશની બોલીનું પ્રતિનિધિત્વ નથી એ વસ્તુ બતાવે છે કે તે બોલનારાઓ પૂર્વ પ્રદેશની રાજકીય ભાષા સહેલાઈથી સમજી શકતા હતા. બૈરાટનો લેખ બતાવે છે તે પ્રમાણે, અશોક પોતાના બૌદ્ધ ધર્મગ્રન્થોનો પૂર્વ પ્રદેશની ભાષાનો પાઠ જાણતો હતો. પરન્તુ પ્રાચ્ય ભાષાની આ પ્રતિષ્ઠા અલ્પજીવી હતી. ઈસુની પ્રારંભિક શતાબ્દીઓમાં મધ્ય દેશની ભાષા ફરી પાછી આગળ આવી.

લોકપ્રચલિત આર્ય બોલીઓ અને તેમાંથી વિકસેલી સાહિત્યિક

ભાષાઓના પછીના ઇતિહાસમાં મધ્ય પ્રદેશ, પશ્ચિમ પ્રદેશ અને પશ્ચિમોત્તર પ્રદેશનું સ્થાન સૌથી મહત્ત્વનું છે. મથુરા જેનું કેન્દ્રસ્થાન હતું તે શૌરસેની પ્રાકૃતને પ્રાકૃત અથવા ઉત્તરકાલીન મધ્ય ભારતીય આર્ય ભાષાઓમાં સૌથી સુન્દર ગણવામાં આવે છે; શૌરસેની એ આજકાલની મથુરાની ભાષા વ્રજ ભાષા, જે હિન્દુસ્થાનીની ભગિની તેમજ પૂર્વકાળની તેની હરીફ છે–તેનું કેવળ પ્રાચીન સ્વરૂપ છે. સંસ્કૃત નાટકોમાં સર્વે સંસ્કારી વર્ગોને, જ્યારે તેઓ એક પ્રથાત તરીકે સંસ્કૃત બોલતા ન હોય ત્યારે, શૌરસેની બોલતા બતાવવામાં આવે છે. શૌરસેનીની સાથોસાથ બીજી એક પ્રાકૃતને પણ કેટલુંક મહત્ત્વ મળ્યું હોવાનું જણાય છે. આ ભાષા તે મહારાષ્ટ્રી. એ મહારાષ્ટ્રના પ્રદેશમાં પ્રચલિત હોવાનું અને છેવટે મરાઠી રૂપે નિષ્પન્ન થઈ હોવાનું ગણવામાં આવે છે. પણ આ પ્રચલિત મતની સામે એમ સૂચવવામાં આવ્યું છે કે મહારાષ્ટ્રીને મહારાષ્ટ્ર દેશ અથવા મરાઠી સાથે સંબંધ નહોતો, પણ તે તો શૌરસેની કરતાં કેવળ એક ભૂમિકા અર્વાક્તન એવી મધ્ય દેશની ભાષા હતી. (જુઓ મનમોહન ઘોષની કૃતિ Mahārāṣṭrī, a later phase of S'aurasenī, જેનો અગાઉ (પૃ. ૧૧૬) ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.) આ વિધાન વિપ્લવકારક લાગે છે. પરન્તુ એમ જણાય છે કે ઈ. સ. ૪૦૦ આસપાસમાં થયેલા પ્રાકૃત વૈયાકરણ વરરુચિએ કેવળ 'પ્રાકૃત' (એ શબ્દના સાંકડા અર્થમાં—ઉત્કૃષ્ટ 'પ્રાદેશિક ભાષા') નું વ્યાકરણ આપ્યું છે, કે જે 'પ્રાકૃત' વરરુચિની શૌરસેની છે; વરરુચિના સમયમાં જ આ ભાષા મ ભા આ ની દ્વિતીય ભૂમિકામાં હતી, જેમાં શબ્દાન્તર્ગત વ્યંજનો લુપ્ત થયા હતા; પાછળથી કોઈએ વરરુચિના 'પ્રાકૃતપ્રકાશ' માં શૌરસેનીને લગતું એક બનાવટી પ્રકરણ ઉમેર્યું, જેમાં આ ભાષાને માગધીની સમકક્ષ પ્રાચીનતર ભૂમિકાની ગણી તેની લાક્ષણિકતાઓ બતાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આ મત પૂરતી વિચારણાને પાત્ર છે. જો એ મત સાચો હોય તો, શૌરસેની પ્રાકૃત અને શૌરસેન અપભ્રંશની વચ્ચે કહેવાતી મહારાષ્ટ્રી પ્રાકૃતની એક અવાન્તર ભૂમિકા આપણને મળી જાય છે; અને આ વસ્તુ

ઈસુની આખી યે પ્રથમ સહસ્રાબ્દી દરમ્યાન મધ્યદેશની ભાષાના મહત્ત્વનું સાતત્ય—પાલિ (ઈસવી સન પૂર્વેની શતાબ્દીઓ), શૌરસેની પ્રાકૃત (ઈસવી સનની પ્રારંભિક શતાબ્દીઓ), સંકુચિત અર્થમાં 'પ્રાકૃત,' કહેવાતી મહારાષ્ટ્રી પ્રાકૃત (ઈ. સ. ૪૦૦ આસપાસ), અને શૌરસેન અપભ્રંશ (પહેલી સહસ્રાબ્દીનો બાકીનો કાળ) એ રીતે—સ્થાપિત કરે છે. મધ્યદેશ એ ભારતવર્ષનો હૃદયભાગ હતો, ત્યાંના વતનીઓના હાથમાં જાણે કે ભારતીય બ્રાહ્મણ સંસ્કારિતાનાં સૂત્રો હતાં, અને હિન્દુ જગતની સર્વોચ્ચ પવિત્ર ભૂમિ તરીકે મધ્યદેશની પ્રતિષ્ઠા સર્વત્ર સ્વીકારાતી હતી. શ્રુતપરંપરા અને ઈતિહાસનાં મહાન સામ્રાજ્યોનું કેન્દ્ર મધ્યદેશમાં અથવા આર્યાવર્તમાં તેની નજદીકના પ્રદેશોમાં હતું. વળી મધ્યદેશના લોકો પોતાની નાગરિકતા અને ઉચ્ચ સંસ્કારિતા માટે ગર્વ લેતા હતા. ઉદાહરણ તરીકે જુઓ 'મનુ-સંહિતા' (? ઈસવી સનની ૧લી – ૩જી શતાબ્દી) નો શ્લોક : एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः। स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः॥ અર્થાત્ ' આ પ્રદેશમાં જન્મેલા બ્રાહ્મણો પાસેથી પૃથ્વીના સર્વે માનવો પોતપોતાનો જીવનવ્યવહાર શીખે '; તથા જુઓ રાજશેખરે (ઈ. સ. ૯૦૦ આસપાસ) પોતાની 'કાવ્યમીમાંસા'માં સંમતિપૂર્વક ઉદ્ધૃત કરેલા કોઈ અનામી કવિના સંસ્કૃત શ્લોકની પંક્તિ : यो मध्ये मध्यदेशं निवसति स कविः सर्वभाषानिषण्णः। અર્થાત્ ' જે મધ્ય દેશના મધ્ય ભાગમાં રહે છે તે કવિ સર્વ ભાષાઓમાં નિપુણ હોય છે.'

શૌરસેની (જેમાં કહેવાતી મહારાષ્ટ્રીનો સમાવેશ થાય છે) પછી પાશ્ચાત્ય અપભ્રંશ આવે છે. ઉત્તર ભારતના તુર્કી વિજયની તુરત જ પહેલાં કેટલીક શતાબ્દીઓ સુધી ઉત્તર ભારતના રાજપૂત રાજાઓના દરબારોમાં પ્રયોજાતી એ મહાન સાહિત્યિક ભાષા હતી, અને મહારાષ્ટ્રથી માંડી બંગાળ સુધીના પ્રદેશમાં તેનો સામાન્ય વપરાટ હતો: બંગાળના કવિઓએ અને એકંદરે સમસ્ત ઉત્તર ભારતના કવિઓએ આ ભાષામાં રચેલાં કાવ્યો મળ્યાં છે. આમ પાશ્ચાત્ય અપભ્રંશ એ વ્રજભાષા અને હિન્દુસ્થાનીની નજદીકની પુરોગામી અને કેટલેક અંશે તેની પૂર્વજ પણ છે.

દશમી શતાબ્દીના છેલ્લા ચરણ અને અગિયારમી શતાબ્દીના પહેલા ચરણ દરમ્યાન ભારતના આંતરિક પ્રદેશ ઉપર મહમૂદ ગઝનવીનાં ચોંકાવનારાં આક્રમણો પછી પંજાબ પ્રાન્ત ગઝનીના રાજ્યનો એક ભાગ બન્યો ત્યારબાદ તુર્કો આવ્યા, અને અગિયારમી શતાબ્દીમાં તેઓ પંજાબના માલિકો તરીકે સ્થિર થયા. ૧૦મી – ૧૨ મી શતાબ્દી દરમ્યાન પાશ્ચાત્ય અપભ્રંશ પૂર જોમમાં હતી અને ( સંસ્કૃત તથા પ્રાકૃતથી ભિન્ન એવી ) સાહિત્યની તેમ જ નિઃશંકપણે સામાન્ય વ્યવહારની સર્વસાધારણ ભાષા હતી. મહાન જૈન વિદ્વાન હેમચંદ્ર જેઓ ગુજરાતમાં ઈ સ. ૧૦૮૮ – ૧૧૭૨ દરમ્યાન વિદ્યમાન હતા તેમના પ્રાકૃત વ્યાકરણમાં સચવાયેલા પાશ્ચાત્ય અપભ્રંશના લોકપ્રચલિત નમૂનાઓ ઉપરથી એ વસ્તુ સ્પષ્ટ થાય છે કે એ સમયની ભાષા કેટલે અંશે હિન્દુસ્થાનીને મળતી હતી. થોડાંક ઉદાહરણો ( હિન્દુસ્થાની છાયા અને ભાષાન્તર સાથે ) જોઈએ :

(૧) भल्ला हुआ जु मारिआ, बहिणि, महारा कंतु ।
लज्जेज्जं तु वअस्सिअहु जइ भग्गा घरु एन्तु ॥

[ = भला हुआ, बहन, जो मेरा कंत ( = प्यारा, स्वामी, शौहर ) मारा। जो भागा आता, तो वयस्याओं ( = हम् – उम्र सहेलियों ) में ( मुझे ) लाज आती । ]

'હે બહેન, સારું થયું કે મારા સ્વામી માર્યા ગયા : જો તેઓ નાસીને ઘેર આવ્યા હોત તો સખીઓમાં મને શરમ આવત.'

(૨) जीविउ कासु न वल्लहउ, धणु पुणु कासु न इट्ठुं ।
दोण्णि वि अवसरि णिवडिअइं तिण-सवँ गणइ विसिट्ठु ॥

[ = जीव कीस–का वालम ( = प्यारा ) नहिं ! धन फिन किस–का इठ ( = इष्ट, मन–मांगा ) नहिं ! दोनों हि औसर निबडे से ( = जब इन दोनों के मौके आ पड़े ), विशिष्ट ( = शरीफ आदमी ) इन दोनों को तिनका–सा गिने । ]

'જીવન કોને વહાલું નથી? વળી ધન કોને ઇષ્ટ નથી? પરન્તુ પ્રસંગ આવ્યે આ બન્નેને વિશિષ્ટ મનુષ્ય તૃણ સમાન ગણે છે.'

(૩) जइ ण सु आवइ, दूइ! घरु काइ अहोमुहु तुज्झु ?।
वयणु जु खंडइ तउ सहिए सो पिउ होइ ण मुज्झु॥

[ = जो सो ( = वह ) घर न आवे, दूति! क्यों तुझ ( = तेरा ) मुह नीचा ( हो ) ! बैन ( = वचन ) जो खंडे तो, सहि! सो ( = वह ) मुझ ( = मेरा ) पिउ ( = प्यारा ) न होवे। ]

'હે દૂતી ! જો તે આવતા ન હોય તો તેથી તું શા માટે નીચું મુખ કરે છે ? ( લજ્જાય છે ? ) જો તે ( પોતાનું ) વચન તોડતા હોય તો મારા પ્રિય ન હોઇ શકે.'

(૪) अम्हे थोवा, रिउ बहुअ, काअर एवँ भणंति।
मुद्धि, निहालहि गअण – अलु, कइ जण जोण्ह करंति ?॥

[ = हम थोडे, रिपु ( = दुश्मन ) बहुत–कायर ( = कापुरुष, नामर्द लोग ) यों ( = ऐस ) भणें ( = कहते हैं ); हे मुग्धे ( = अय मूरख औरत )! गगनतल ( = आस्मान पर ) निहार ( = देख );. कइ जन ( = कितने आदमी ) जुन्हाई ( = ज्योत्स्ना, चांदनी ) करें ? ]

'અમે થોડા છીએ, અમારા શત્રુઓ ઘણા છે'— એમ તો કાયર લોકો કહે છે : હે મુગ્ધા ! ગગનતલમાં જો; ત્યાં ( ચંદ્ર સિવાય ) કેટલા જણ જ્યોત્સ્ના પ્રકટાવે છે ?.

(૫) पुत्ते जाए कवणु गुणु ? अवगुणु कवणु मुएण ?।
जा बप्पीकी भूहडी चंपिज्जइ अवरेण ?॥

[ = पूत जना, ( तो ) कौन गुन ? मुआ, ( तो ) कौन अवगुन ? जो बापकी भूंइ ( = ज़मीन ) चांपिजे ( = चांपी जाए–चांप ली, दख्ल की ) और–ने ? ]

'પુત્ર જન્મે તેથી શો ગુણ ? મરણ પામે તેથી શો અવગુણ ?–જો બાપિકી જમીન બીજા દબાવી પાડે તો.'

૧૦ મી – ૧૩મી શતાબ્દીઓ દરમ્યાન જે તુર્કોએ ઉત્તર ભારત ઉપર વિજય મેળવ્યો હતો તેઓ એવા એક પ્રદેશમાં આવ્યા હતા, જ્યાં તેઓ પરદેશીઓ હતા, તથા જ્યાં વસીને વહેલાં અથવા મોડાં તેમણે એ પ્રદેશને

અનુરૂપ બનવાનું હતું. રાજ્યકર્તા વર્ગો ઘરમાં તુર્કી (પૌરસ્ત્ય તુર્કી અથવા ચગતાઈ બોલી) બોલતા હતા. પરન્તુ તેમના ઉપર અત્યારના અફ્ઘાનિસ્તાનના પ્રદેશમાં વસતી તેમની સુધરેલી શાસિત પ્રજાએ — એટલે કે પૌરસ્ત્ય ઈરાનના પ્રદેશમાં વસતા ઈરાનીઓએ – પૂરતી અસર નિપજાવી હતી અને તેમને નરમ પણ બનાવ્યા હતા, અને તે એટલે સુધી કે વિજેતાઓએ પોતાની માતૃભાષાનો ત્યાગ કરીને શાસિત પ્રજાની ભાષાને રાજ્યવહીવટની અને સાંસ્કારિક ભાષા તરીકે સ્વીકારી લીધી હતી. તુર્કી વિજેતાઓની સાથે ભારતની બહારથી એમના સંખ્યાબંધ પ્રજાજનો–ઈરાની ભાષા બોલતા સિપાઈઓ અને અમલદારો – આવ્યા. પુશ્તો બોલતા અફ્ઘાનોને હજી કંઈ મહત્ત્વ પ્રાપ્ત થયું નહોતું; ૧૨મી શતાબ્દીમાં તેઓ સુલેમાન પર્વતમાળાની બાજૂમાં રહેતી એક બિનમહત્ત્વની પ્રજા તરીકે હતા, અને હજી પૂરા ઈસ્લામી પણ થયા નહોતા. કાબુલની આસપાસના અને ભારત–ઈરાની સરહદના (ભારતની સરહદ ઉપર અત્યારે જે પૂર્વ અફ્ઘાનિસ્તાનનો પ્રદેશ છે ત્યાંના) લોકો પશ્ચિમ પંજાબમાં વસતા લોકોની જ જાતિના અને તેમની જ ભાષા બોલતા હિન્દુઓ હતા. આ લોકો અત્યારે મોટે ભાગે પુશ્તો અને ફારસી ભાષા બોલતા અફ્ઘાનિસ્તાનના મુસ્લિમો સાથે મળી ગયા છે.

તુર્કો અને ઈરાનીઓ આવી રીતે ભારતમાં આવ્યા, અને ફારસી ભાષા સહિત તેઓ અહીં ચિરકાળને માટે રહ્યા. તેઓ આ દેશમાં વસ્યા અને એકાદ પેઢીમાં તેમણે આ દેશની સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં, એટલે તેમના ભારતીકરણનો આરંભ થયો : વિજેતા સૈન્યના સિપાઈઓ પોતાની પત્નીઓને સાથે લાવતા નથી. થોડા સમયમાં તેમનામાં શુદ્ધ તુર્કો અને ઈરાનીઓ ઘણા ઓછા રહ્યા. એક પેઢીમાં તેમનાં બાળકો વર્ણસંકર બન્યાં, અને તેમની સ્ત્રીઓ તો હિન્દી જ હતી, એટલે ક્રમિક ભારતીકરણ ચાલુ રહ્યું – પેઢી પર પેઢી આ વસ્તુ ચાલુ રહી, અને તેમનું મૂળ લોહી તદ્દન અગણ્ય બની ગયું. ભાષાની બાબતમાં તેમનું ભારતીકરણ બીજી પેઢીથી શરૂ થયું, કારણ કે ભારતીય સ્ત્રીઓથી થયેલાં તુર્ક વિજેતાઓનાં પુત્ર – પુત્રીઓની માતૃભાષા ભારતીય જ હતી. ગઝના રાજ્યવંશે

પંજાબ કબજે કર્યું તે વખતે જે સંખ્યાબંધ ભારતવાસીઓએ ઈસ્લામનો સ્વીકાર કર્યો તેઓએ ભારતીય બનેલા તુર્કો અને ઈરાનીઓને ઊભા રહેવા માટે એક ભૂમિકા અથવા પાયિયું પૂરું પાડ્યું. લાંબી અને ખતરનાક મુસાફરીના એ દિવસોમાં એક ભિન્ન અને દૂરના દેશમાં ઉદ્ભવ પામેલી પોતાની વિશિષ્ટ પ્રકારની સંસ્કારિતાના મૂલ સ્રોતથી વિજેતા લોકો અલગ પડી જાય એ તદ્દન સ્વાભાવિક હતું. ભારતીય બનેલા પરદેશી મુસ્લિમો જેઓ લોદીની બાબતમાં પણ ઘણે અંશે ભારતીય બની ગયા હતા તેઓ ફારસી ભાષાનું સંવર્ધન કરે અને આવેશપૂર્વક તેને વળગી રહે એ ખરું, પણ તેઓ એક ભારતીય ભાષાનો સ્વીકાર કરે એ તો અનિવાર્ય જ હતું.

તેમણે સૌ પહેલાં જે ભાષાનો સ્વીકાર કર્યો તે સ્વાભાવિક રીતે જ પંજાબની પ્રચલિત ભાષા હતી. આજે પણ પંજાબની બોલીઓ વચ્ચે-ખાસ કરીને પૂર્વ પંજાબની અને સંયુક્ત પ્રાન્તના એકદમ પશ્ચિમના પ્રદેશમાં બોલાતી બોલીઓ વચ્ચે ઝાઝો તફાવત નથી; અને આપણે કલ્પના કરી શકીએ છીએ કે આઠસો અથવા નવસો વર્ષ પહેલાં તો આ તફાવત વળી ઓછો હશે; એ પણ સંભવિત છે કે (પશ્ચિમ પંજાબ અને હિન્દુ અફઘાનિસ્તાનનો આ પ્રદેશમાં સમાવેશ ન કરીએ તો પણ) મધ્ય અને પૂર્વ પંજાબમાં તથા સંયુક્ત પ્રાન્તના પશ્ચિમ પ્રદેશમાં સમાન ભાષા પ્રચલિત હોય.

બાકીના હિન્દના જે પ્રદેશમાં પોતે લૂંટને અર્થે આક્રમણો કર્યાં હતાં તે પ્રદેશો રહેવા દઈને, મહમૂદ ગઝનવીએ પંજાબને કાયમને માટે પોતાના સામ્રાજ્યમાં ઉમેરી દીધું. ફારસી બોલતા (જો કે ઘરમાં તુર્કી બોલતા) વિજેતાઓ અને પંજાબી લોકો વચ્ચેનો શાન્તિમય સંપર્ક શરૂ થયો. હિન્દુઓએ ફારસીનો અભ્યાસ આરંભ્યો, અને તિલક જેવા કેટલાક હિન્દુઓ ગઝનવી વંશ નીચે ઉચ્ચ પદવીએ પહોંચ્યા. તુર્કી વિજેતાઓમાં મૂર્તિભંજક ઝનૂન હતું, છતાં તેમનામાં વિદ્વાન અલ બીરૂની જેવા સંસ્કારિતાની ઉચ્ચ કોટિએ પહોંચેલા મનુષ્યો પણ હતા. અલ બીરૂનીએ સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો, અને અગિયારમી શતાબ્દીના પ્રથમ ચરણમાં લખાયેલું ભારતનું વિગતવાર અને સમભાવભર્યું વર્ણન આપણને તેણે આપ્યું છે. મહમૂદ ગઝનવી સિક્કાઓ

દ્વારા પોતાની પ્રજા સાથે પ્રજાની જ ભાષામાં સંપર્ક સાધવા માગતો હતો. ‘દિરહમ’ ( Dirham ) નામથી ઓળખાતા તેના ચાંદીના રસપ્રદ સિક્કા ઉપર અરબી લખાણનો તરજૂમો, તેનું નામ, ટંકશાળની છાપ, અને હિજરી સાલ–એ બધું સંસ્કૃતમાં આપવામાં આવ્યું છે : अव्यक्तं एकम्, मुहम्मद अवतार; नृपति महमूद; अयं टंको महामूदपुरे घटे हतो; जिनायन-संवत ‘અવ્યક્ત એક છે, મુહમ્મદ અવતાર છે ( મુસ્લિમ માન્યતાની આ છાયા જરાક છૂટ લઈને આપવામાં આપેલી છે ) : મનુષ્યોનો રાજા મહમૂદ; આ સિક્કો મહમૂદપુરની ટંકશાળમાં પાડવામાં આવ્યો છે; ‘જિન’ના ગમનનું વર્ષ...’ હિજરી સનનો અહીં કરવામાં આવેલો અનુવાદ નોંધપાત્ર છે. (‘હિજરી’ —પયગંબરનું ચાલ્યા જવું; અરબી ‘રસુલ’ અથવા ‘નબી’નું રૂપાન્તર સંસ્કૃતમાં जिन કરવામાં આવ્યું છે. ) આ પ્રકારનો સમન્વય પઠાણ શાસક શાહબુદ્દીન ઘોરીએ મુહમ્મદ બિન સામ એ પોતાના વૈયક્તિક નામથી સિક્કા પડાવીને ચાલુ રાખ્યો હતો. એણે ભારતીય નાગરી લિપિમાં સિક્કા પડાવ્યા ( श्री महमद साम, श्रीहमीर = अमीर ), અને તેમાં અફઘાનિસ્તાનના હિન્દુ રાજાઓના નદી અને ઘોડેસવારવાળા સિક્કાઓનું અનુકરણ કર્યું. એના કેટલાક સિક્કાઓ ઉપર લક્ષ્મીદેવીની છાપ પણ દેખાય છે. તુર્કી અને ઈરાની વિજેતાઓને ભારતવાસીઓમાં અપનાવી લેવાનું વાતાવરણ તો હતું જ; પણ વિજેતાઓને આ દેશ બહારથી મળતા મનુષ્યોના પુરવઠાને કારણે તેઓનું વલણ સતત રીતે અક્કડ રહેતું. આથી તેઓ ( વિદ્વાન તેમના નેતાઓ ) ધાર્મિક બાબતોમાં ઈસ્લામી અલગતાને વળગી રહ્યા, અને પરાજિત હલકી પ્રજાના મૂર્તિપૂજક ધર્મ સાથેના કોઈ પણ ખુલ્લા સમાધાન પ્રત્યે તિરસ્કારની નજરે જોતા રહ્યા; આથી એ વાતાવરણને સફળતા મળી નહિ. આમ હોવા છતાં સ્થાનિક ભાષાનો વિજય થયો; તેણે વિજેતાઓ અને તેમના વંશજોને ભારતીય બનાવ્યા, અને ભારતવાસીઓના જે ઉચ્ચ વર્ગોએ ઈસ્લામી ધર્મ સ્વીકાર્યો હતો તેમની સાથે તેઓને એક પ્રજા તરીકેનું એકત્વ અર્પ્યું.

પંજાબમાં વસેલા પરદેશી વિજેતાઓ જેઓ ૧૧મી – ૧૨મી શતાબ્દીમાં

ભારતીય વાતાવરણ દ્વારા કેટલેક અંશે પરિવર્તિત થયા હતા તેઓની વચ્ચે ૧૨મી - ૧૩મી શતાબ્દીઓ દરમ્યાન (જ્યારે દિલ્હી અને અજમેરના છેલ્લા હિન્દુ રાજા પૃથ્વીરાજ ચૌહાણના પરાજય પછી ભારતમાં ઘોરી રાજ્યવંશની સ્થાપના થઈ હતી) તેમના તુર્કી અને ઈરાની જાતિબંધુઓના એક નવા જૂથનું આગમન થયું. તુર્કી ગુલામ વંશનો આરંભ ઈ સ. ૧૨૦૬ માં થયો, જ્યારે કુત્બુદીન ઐબક ઉત્તર ભારતનો પહેલો મુસ્લિમ રાજ્યકર્તા થયો. દિલ્હી પાયતખ્ત થયું, અને પંજાબ પશ્ચાદ્‌ભૂમાં ગયું. પરન્તુ પંજાબી મુસ્લિમો જેઓ તુર્કી અને ઈરાની વિજેતાઓના અનુયાયીઓ તરીકે દિલ્હી આવ્યા હતા તેમનું આ નવા પાયતખ્તમાંના બધા જ ભારતીય પક્ષોમાં સૌથી વધુ પ્રાબલ્ય હોય એ સંભવિત છે. તેઓ પોતાની સાથે પોતાની બોલી પણ દિલ્હી લાવ્યા; અને એ બોલી કે જે દિલ્હીના ઉત્તર અને વાયવ્ય પ્રદેશોની બોલી સાથે કેટલીક મહત્ત્વની બાબતોમાં મળતી આવતી હતી તેણે નવા પાયતખ્તમાં ઉદ્‌ભવેલી નવી વ્યવહારભાષાને વિશિષ્ટ વલણ આપ્યું તથા પોતાની કેટલીક લાક્ષણિકતાઓ અર્પી. મધ્ય દેશ (હિન્દુસ્તાન)ના વતનીઓ, ભારતીય બનેલા તુર્કો અને ઈરાનીઓ, તથા મુસ્લિમ બનેલા પંજાબીઓ જેમનું પ્રમાણ આ નવા આગંતુકોમાં મોટું હતું, તે સર્વે એ વ્યવહારભાષા બોલી શકતા હતા.

આવી વ્યવહારભાષાની ભૂમિકા પંજાબ અને સંયુક્ત પ્રાન્તના પશ્ચિમ પ્રદેશમાં પ્રચલિત પાશ્ચાત્ય અપભ્રંશમાં પ્રાપ્ત થઈ. એ સમયે હિન્દુસ્તાનમાં (જો કે પંજાબમાં નહિ) અપભ્રંશ એ જૂની પ્રાકૃત અથવા મધ્ય ભારતીય આર્ય ભૂમિકામાંથી નવી પ્રાદેશિક અથવા નવ્ય ભારતીય આર્ય ભૂમિકામાં સંક્રાન્ત થવાની દશામાં હતી. આથી નવી વ્યવહારભાષા કેટલીક શતાબ્દીઓ સુધી પ્રવાહી દશામાં રહે એ અનિવાર્ય હતું.

પંજાબથી બિહાર સુધીના ઉત્તર ભારતની (એમાં એ બન્ને પ્રાન્તો સમાવિષ્ટ થઈ જાય છે) બોલીઓ લૌકિક માન્યતા અનુસાર ચાર સમૂહોમાં વહેંચાઈ જાય છે — (૧) પંજાબી, (૨) પછાંહા અથવા 'પાશ્ચાત્ય બોલીઓ,' (૩) પુરબિયા અથવા પુરબી, એટલે કે 'પૌરસ્ત્ય બોલીઓ' અને (૪)

બિહારી. (૨)ની નૈઋર્ત્યે બીજો એક સમૂહ છે. અને તે (૫) રાજસ્થાની, પંજાબી અને પછાંદા ભાષાસમૂહો કેટલેક અંશે એકબીજામાં અતિવ્યાપ્ત થાય છે. હિન્દુસ્થાનીની ઉત્ક્રાન્તિના અભ્યાસમાં પુરબિયા અને બિહારી તેમ જ રાજસ્થાની ભાષાસમૂહને પણ બાકાત રાખી શકાય, કારણ કે વ્યાકરણની બાબતમાં આ ભાષાઓ તેનાથી ભિન્ન છે. જો કે પુરબિયા બોલીઓ ('પૂર્વ હિન્દી' – અવધી અથવા બૈસ્વરી, વાઘેલી અને છત્તીસગઢી), બિહારી બોલીઓ (ભોજપુરિયા, મૈથિલી, માગધી અને છોટાનાગપુરિયા) અને રાજસ્થાની બોલીઓ (મેવાતી, જયપુરી, મારવાડી, મેવાડી, માલવી આદિ જેવી સંખ્યાબંધ બોલીઓ) બોલનારાઓએ હવે પોતાની સાહિત્યની અને જાહેર જીવનની ભાષા તરીકે હિન્દી અથવા હિન્દુસ્થાની (ઉચ્ચશ્રેણિક હિન્દી અને ઘણે ઓછે અંશે ઉર્દૂ)નો સ્વીકાર કર્યો છે. હિન્દી (હિન્દુસ્થાની)ની ભૂમિકા રૂપે 'પછાંદા' બોલીઓ (ખાસ કરીને 'જાનપદ હિન્દુસ્થાની' અને બાંગરુ સમૂહની), અને કેટલેક અંશે પૌરસ્ત્ય પંજાબી રહેલી છે. પછાંદા અથવા પાશ્ચાત્ય બોલીઓ એ કહેવાતી 'પાશ્ચાત્ય હિન્દી બોલીઓ' છે; એમાં એક બાજૂ બ્રજ ભાષા, કનોજી અને બુંદેલીનો, તથા બીજી બાજૂ 'જાનપદ હિન્દુસ્થાની' (મિરત અને રોહિલખંડ જિલ્લાઓ અને અંબાલા જિલ્લો) નામથી ઓળખાતી બોલીનો, અને બાંગરુ અથવા હરિયાનીનો (દિલ્હી, રોહતક, હિસ્સાર અને પતિયાળા) સમાવેશ થાય છે.

બ્રજ ભાષા, કનોજી અને બુંદેલી એ 'જાનપદ હિન્દુસ્થાની' અને બાંગરુથી કેટલીક મહત્ત્વની બાબતોમાં જુદી પડે છે.

તફાવતના સૌથી નોંધપાત્ર મુદ્દાઓ નીચે પ્રમાણે છે–(૧) સામાન્યતઃ નરજાતિનાં નામો અને વિશેષણોને અંતે બ્રજભાષા–સમૂહમાં –ઔ અથવા –ઓ આવે છે (मेरउ बेटउ आयउ અથવા मेरो बेटो आयो), જ્યારે બીજા સમૂહમાં ('જાનપદ હિન્દુસ્થાની' અને બાંગરુમાં) એ સ્થળોએ –આ આવે છે (मेरा बेटा आया). એ વસ્તુ કહેવી જોઈએ કે પછાંદા પ્રદેશના બ્રજ–ભાષાસંબદ્ધ ભાષાસમૂહની જેમ રાજસ્થાની બોલીઓમાં

નામોને અંતે -ઔ અથવા -ઓ આવે છે (દા. ત. म्हारो बेटो आयो, અથવા आयोडो), જ્યારે પંજાબની બોલીઓ એ 'જાનપદ હિન્દુસ્થાની' અને બાંગરુની જેમ -આ વાળી બોલીઓ છે (દા. ત. मेरा *बेट्टा [ पुत्त અથવા पुत्तर ] आगेआ; (૨) જુદાં જુદાં સર્વનામોના અંગરૂપો માટે વ્રજભાષાવાળા સમૂહમાં ता, चा, या, जा, का જેવાં રૂપો છે, જ્યારે બીજા સમૂહમાં तिस, उस, इस, जिस, किस એવાં રૂપો છે. આ બાબતમાં પંજાબી પણ 'જાનપદ હિન્દુસ્થાની 'વાળા સમૂહ સાથે મળતી આવે છે (દા. ત. इस અથવા ओस, ओस, जिस, किस). બીજી કેટલીક બાબતોમાં પણ તફાવત છે, પરન્તુ ઉપરના મુદ્દાઓ ખાસ નોંધપાત્ર છે. વળી એ વસ્તુ ઉલ્લેખ માગી લે છે કે પંજાબી બોલીઓ—પછી તે પૂર્વ પંજાબની હોય કે પશ્ચિમ પંજાબની હોય—હજી પણ મધ્ય ભારતીય આર્ય (પ્રાકૃત અને અપભ્રંશ) કાળના સંયુક્ત વ્યંજનો અને તે પૂર્વેના હ્રસ્વસ્વરો જાળવી રાખે છે: દા. ત. પંજાબી कम्म (કામ), विच्च (અંદર-વચ્ચે), चम्म (ચામડું), हत्थ (હાથ). सच्च (સાચું), चंद्र (ચંદ્ર), मक्खन (માખણ) ઇત્યાદિ, જ્યારે પછાંહા પ્રદેશનો વ્રજભાષા-સમૂહ નવ્ય ભારતીય આર્ય ભાષાઓમાં સાર્વત્રિક એવી લાક્ષણિકતા-સંયોગલોપે પૂર્વ-સ્વરદીર્ઘત્વ-પસંદ કરે છે: દા. ત. काम, बीच चाम, हाथ, साच (सांच), चांद, माखन. સામાન્ય રીતે, હિન્દુસ્થાની (ઉચ્ચકોટિક હિન્દી, ઉર્દૂ) માં સંયોગલોપે પૂર્વસ્વરદીર્ઘત્વવાળાં રૂપો હોય: દા. ત. आज ∠अज्ज ∠अद्य, ∠हाथ ∠हस्त, चांद ∠चंद∠चन्द्र, कान∠कम्म∠कर्ण, बात∠बत्ता∠वार्ता, જૂની હિન્દી साद∠सद्द∠शब्द, ઇત્યાદિ. પરન્તુ હિન્દુસ્થાનીમાં એવા સંખ્યાબંધ શબ્દો પણ આપણને મળે છે, જેમાં સંયોગલોપ થયેલો હોવા છતાં પૂર્વસ્વર હ્રસ્વ રહેલ છે. ખરું જોતાં, આવા શબ્દો હિન્દી અથવા હિન્દુસ્થાનીના અંતર્ગત વલણની વિરુદ્ધ છે; પંજાબીની અસરના પરિણામ તરીકે એવા શબ્દોનો ખુલાસો આપવો જોઈએ. આ રીતે પંજાબી सच्च શબ્દે હિન્દુસ્થાની सच ઉપર અસર પાડી અથવા એ રૂપે આપ્યું (હિન્દુસ્થાનીની બોલીઓમાં મળતા साच અથવા सांचने બદલે), कह શબ્દે હિન્દુસ્થાની

कल्ल ઉપર અસર નિપજાવી (હિન્દુસ્થાનીમાં લોકબોલીગત રૂપ तरीके काल મળે છે), नत्थ શબ્દે नथ ઉપર અસર પાડી, सब्ब શબ્દે सबને સુસ્થાપિત કરવામાં સહાય કરી, रत्ती શબ્દે હિન્દીને (*रातीને બદલે) रत्ती શબ્દ આપ્યો, ઇત્યાદિ. આ બાબતમાં પંજાબી નેતૃત્વ અથવા વર્ચસનો હમેશાં મૂક સ્વીકાર કરવામાં આવેલો છે; અને આ જ કારણથી પંજાબી ઉચ્ચારોને સૌષ્ઠવયુક્ત ગણવામાં આવ્યા હતા—અત્યારે પણ એમ જ ગણાય છે; જો કે ઘણાઓ મારા એ સૂચનનો સ્વીકાર નહિ કરે : જૂના કાળમાં વળી આ પ્રકારનું ઉચ્ચારણ અપભ્રંશ સંયુક્ત વ્યંજનો અને હ્રસ્વ સ્વરોની પુનઃસ્મૃતિ કરાવતું—અને ભાષાની બાબતમાં સંરક્ષણવાદ એ તો ભારતમાં બહુજનસમાજની દૃષ્ટિએ પણ એક આકર્ષક વસ્તુ રહેલી છે. સંયુક્ત વ્યંજનો પસંદ કરવાની બાબતમાં બાંગરુ ભાષા પંજાબી બોલીઓ તરફ ઢળે છે, 'જાનપદ હિન્દુસ્થાની' આ બાબતમાં સુનિશ્ચિત નથી–તે ભાષાવલણોનું એક પ્રકારનું ઘર્ષણ રજૂ કરે છે.

બાંગરુ બોલીવિસ્તારમાં આવેલું દિલ્હી એ બ્રજભાષા, રાજસ્થાની, 'જાનપદ હિન્દુસ્થાની' અને બાંગરુ વિસ્તારોના લગભગ સંગમસ્થાન ઉપર આવેલું છે; અનેગમે તે રીતે–ઘણું કરીને પંજાબી બાંગરુ અને 'જાનપદ હિન્દુસ્થાની'ની પ્રારંભિક એકત્ર અસરને પરિણામે – પણ એમ જણાય છે કે જે નવી ભાષા દિલ્હીમાં વિકાસ પામી તે -औ કે -ઓ બોલી ઉપર નહિ, પણ -આ બોલી ઉપર બંધાયેલી હતી. હવે આ પ્રશ્ન પરત્વે વધારે વિસ્તાર કરવાની જરૂર નથી. એટલું કહેવું બસ થશે કે ઉત્તર ભારતમાં દિલ્હીમાં મુસ્લિમ રાજ્યવંશની સ્થાપના થયા પછી પૂર્વ પંજાબ અને પશ્ચિમ યુક્તપ્રાન્તની બોલીઓ જેના પાયામાં હતી એવું ઉત્તર ભારતીય ભાષાનું એક નવું સ્વરૂપ પ્રમુખત્વ પામ્યું. રાજદરબારમાં તેની ઉત્પત્તિ થયેલી હોવા છતાં પ્રથમ તો તે અવગણાયેલું બાળક હતું દિલ્હીની મુસ્લિમ રાજ્યકર્ત્રી કોમોએ અને તેમની હિન્દુ પ્રજાએ એને એક ત્યજાયેલું બાળક ગણ્યું હતું. રાજ્યકર્તા કોમ સાહિત્યિક હેતુઓ માટે ફારસીના પ્રયોગનો આડંબર કરતી; એ ફારસી કેટલેક અંશે (ભારતીય અનેક પરદેશી મુસ્લિમોની

બાબતમાં ) પૈતૃક વારસો હતી, અને કેટલેક અંશે ( ઈસ્લામી બનેલા ભારતવાસીઓ જેઓ પોતાના વિજેતાઓ અને રાજ્યકર્તાઓની સાથે તેમના આશ્રિતો તરીકે વિધિસર જોડાયા હતા, અને તેમની પાસેથી સદ્ધર્મીઓ તરીકે જેઓએ સહિષ્ણુતા અને સદ્દામ પ્રાપ્ત કર્યાં હતાં તેમની બાબતમાં) સ્વીકૃત સંસ્કારભાષા હતી. હિન્દુઓ જ્યારે કંઈ લખતા ત્યારે પોતાની વિવિધ સ્થાનિક ભાષાઓ પ્રયોજતા : રાજસ્થાનમાં રાજસ્થાનીનું એક સાહિત્યિક સ્વરૂપ ડિંગલ, અને પિંગલ અથવા પાશ્ચાત્ય અપભ્રંશનું રાજસ્થાનમાં ચાલુ રહેલું એક સ્વરૂપ; મધ્ય દેશમાં વ્રજભાષા, જેનું કેન્દ્ર મથુરામાં હતું અને જેની પ્રશાખાઓ પૂર્વમાં (બિહાર સુધી), પશ્ચિમમાં ( પંજાબમાં અને રાજસ્થાનના કેટલાક પ્રદેશોમાં ) દક્ષિણમાં (વરાડ સુધી), અને ઉત્તરમાં ( ગઢવાલ અને કુમાઉં સુધી ) પ્રસરી હતી; અવધમાં અવધી અથવા ઐશ્વરી; અને આગળ પૂર્વમાં થોડીક ભોજપુરિયા : આ ઉપરાંત મિથિલા અથવા ઉત્તર બિહારમાં મૈથિલી· પંજાબમાં પંજાબી અને વ્રજભાષાના મિશ્રણવાળી ભાષાનો હિન્દુઓ પ્રયોગ કરતા.

ખ્રિસ્ત પછી તુરતની શતાબ્દીઓની પ્રાકૃત ભાષાઓમાં સૌથી સૌષ્ઠવયુક્ત એવી શૌરસેની પ્રાકૃતની સીધી વારસદાર તરીકે વ્રજભાષા ગંગાની ઉત્તરીય ખીણના પ્રદેશમાં સૌથી વધુ વર્ચસવાળી સાહિત્યિક ભાષા હતી, અને તેનું ખેડાણ પણ ખૂબ થતું હતું; ઉત્તર ભારતના મુસ્લિમ શિષ્ટ જનોને પણ તેની મધુરતા સમજાઈ હતી અને તેઓ તેની અસર નીચે આવ્યા હતા. પ્રારંભમાં તો હિન્દુસ્થાનીને વ્રજભાષાની સામે ઊભા રહેવાની કોઈ તક નહોતી. પણ ધીરે ધીરે તે આગળ આવી; ક્રમશઃ તે પોતાની ભગિની-ભાષાઓમાં રાણીરૂપ બની ગઇ, અને હવે તો એમ પણ જણાય છે કે હિન્દુસ્થાની ( હિન્દી ) પોતાની ભગિની-બોલીઓને ( અને કેટલીક ભગિની-ભાષાઓને પણ ) પોતાની આગળથી ખસી જઈને અદશ્યતાની ભૂમિકામાં સરી જવાની ફરજ પાડશે. આ બધું કેવી રીતે બન્યું તેની ચર્ચા હવે પછીના વ્યાખ્યાનમાં કરવામાં આવશે.

## વ્યાખ્યાન ૩

# હિન્દી (હિન્દુસ્થાની)નો વિકાસ (૨)

ભારતમાં એક સર્વસામાન્ય ભાષાના વિકાસના ઇતિહાસનું સંક્ષિપ્ત પુનઃકથન—સાહિત્યની સંસ્કૃત અને મધ્યદેશ—પાલિ—શૌરસેની પ્રાકૃત—મહારાષ્ટ્રી—શૌરસેન અપભ્રંશ—વ્રજભાષા—હિન્દી અથવા હિન્દવી—૧૬ મી શતાબ્દીમાં ઉત્તર ભારતમાં પ્રાદેશિક ભાષાનું સાહિત્ય—પરદેશી મુસ્લિમો અને હિન્દવી—પશ્ચિમ અપભ્રંશ અને 'પૃથ્વીરાજ રાસો'—સાહિત્યમાં પ્રયોજાયેલા મિશ્ર ભાષાપ્રકારો—'પિંગલ'—૧૨ મી–૧૩ મી શતાબ્દીની પરિસ્થિતિ—પશ્ચિમ અપભ્રંશ (-ઔં બોલીઓ) વિ. દિલ્હીની હિન્દી અથવા હિન્દવી—'ઉર્દૂ' એ નામ—તેનો ઉદ્ગમ અને ઇતિહાસ—બાબર અને ભારતીય ભાષા—બાબરની મિશ્રભાષામય (Macaronic) પદ્યરચના—અકબરના સમયથી માંડીને મોગલ સમ્રાટોની ભાષા—વ્રજભાષામાં અકબરની કાવ્યરચના—મિરઝાખાનનું 'તુહફતુલ હિન્દ'—'ઉર્દૂ' એ નામ દક્ષિણમાં ઉદ્ગમ પામે છે—'હિન્દી' ('હિન્દવી') અને અમીર ખુસરુ—પંદરમી શતાબ્દીમાં હિન્દી (હિન્દુસ્થાની)—કબીર—શીખ ગુરુઓ અને તેમનાં ભક્તિસ્તોત્રો—હિન્દુ-મુસ્લિમ સંસ્કારિતાનો વિકાસ—જે સાથે સંબંધ ધરાવતી ભાષાઓ—ઉત્તર ભારતના મુસ્લિમો દક્ષિણમાં—હિન્દી (હિન્દુસ્થાની)નો તેમણે કરેલો પ્રયોગ—દખણી હિન્દી (અથવા દખણી) સાહિત્યનો વિકાસ—૧૫ મી, ૧૬ મી અને ૧૭ મી શતાબ્દીઓમાં થયેલા દખણી હિન્દીના લેખકો—દખણી હિન્દી ફારસીપ્રચુરતાનો માર્ગ તૈયાર કરે છે—ફારસી-અરબી લિપિ—આજકાલ દખણી એ ઉત્તર ભારતીય ઉર્દૂના વર્ચસ નીચે દબાયેલી છે—અત્યારે દખણી એક કથ્ય ભાષા બની ગયેલી છે—દખણીનું ઉત્કર્ષ, અને ૧૭ મી–૧૮ મી શતાબ્દીના ઉત્તર ભારતીય મુસ્લિમો—'રેખતા'—ઉર્દૂમાં સમર્થન પામેલાં અને તેનાં જ બની ગયેલાં એવાં આગંતુક તત્ત્વો—'યવની'—આ ઉર્દૂ અથવા મુસલમાની હિન્દીનો પ્રચાર—દિલ્હીથી લખનૌ—'ખડી બોલી'—

ભાષા ફરીદનાં ગણવામાં આવતાં 'હિન્દી' કાવ્યો જાણવામાં આવેલાં છે: તેની નોંધ આગળ (પૃ. ૨૪૩) કરી છે.

દિલ્હીના છેલ્લા હિન્દુ રાજા પૃથ્વીરાજ અથવા પિથૌરાનાં પરાક્રમોનું વર્ણન તેના રાજકવિ ચંદ બરદાઈના ગણવામાં આવતા મહાકાય કાવ્ય 'પૃથ્વીરાજ રાસૌ'માં કરવામાં આવેલું છે. આ કાવ્યનું વસ્તુ અને ભાષા કેટલે અંશે પ્રાચીન છે, અર્થાત્ ૧૨મી-૧૩મી શતાબ્દીમાં જ્યારે લેખક વિદ્યમાન હતો તે સમય સુધી તેને લઈ જઈ શકાય કે કેમ એ એક પ્રશ્ન છે. ચંદબરદાઈની પોતાની રચનાનો અમુક અંશ આ ગ્રન્થમાં જળવાઈ રહ્યો હશે એમ વાજબીપણે કહી શકાય, પરન્તુ ભાષા મોટા પ્રમાણમાં પરિવર્તન પામી જ હશે. સંસ્કૃતમાં લખાયેલા પ્રબન્ધો અથવા ગદ્યકથાનકોનો એક જૈન સંગ્રહ જે ૧૬મી શતાબ્દીના છેલ્લા ચરણ જેટલો જૂનો છે તેમાંની બે ગદ્યવાર્તાઓમાંથી મુનિશ્રી જિનવિજયજીએ 'ચંદ બલિદ્દૌ' (અર્થાત્ ચંદ બરદિયા અથવા ચંદ બરદાઇ)ના હસ્તે રચાયેલાં કેટલાંક પાશ્ચાત્ય અપભ્રંશ પદ્યો ખોળી કાઢ્યાં છે, જે નાગરી પ્રચારિણી સભા વડે પ્રકાશિત 'રાસૌ'ની મુદ્રિત આવૃત્તિમાંનાં કેટલાંક (અત્યંત અશુદ્ધ) પદ્યો સાથે ઠીક પ્રમાણમાં મળતાં આવે છે. (प्रवन्धचिन्तामणिग्रन्थसंवद्ध पुरातनप्रबन्धसङ्ग्रह, સિંઘી જૈન ગ્રંથમાળા, અંક ૨, અમદાવાદ અને કલકત્તા, ૧૯૩૬, પ્રસ્તાવના, પૃ. ૯-૧૦) પૃથ્વીરાજ અને જયચંદ વિશેની આ જૂની સંસ્કૃત ગદ્યવાર્તાઓમાંનાં પદ્યો દ્વારા રજૂ થતી ભાષા એકંદરે સારી અપભ્રંશ છે, પણ અત્યારે પ્રાપ્ત થતા અને છપાયેલા 'પૃથ્વીરાજ રાસૌ' ગ્રન્થની ભાષા વિશે એમ કહી શકાય તેવું નથી. છે તે સ્થિતિમાં તો, 'રાસૌ'ની ભાષા એ જીવતી ભાષા નથી — કોઈ સમય અથવા પ્રાન્તની એ બોલાતી ભાષા નથી. એ તો એક કૃત્રિમ સાહિત્યિક ભાષા છે, જેમાં સંખ્યાબંધ શતાબ્દીઓ દરમ્યાન અને કેટલાયે હજાર ચોરસ માઇલના વિસ્તારમાં પ્રચલિત સંખ્યાબંધ ભાષાઓનાં રૂપો મળે છે. એમાં મુખ્ય તત્ત્વો પશ્ચિમ અપભ્રંશનાં છે, જૂની પાશ્ચાત્ય હિન્દી અને રાજસ્થાની બોલીઓ તથા જૂની પંજાબીનાં લક્ષણો પણ અહીંતહીં પ્રાપ્ત થાય છે.

સદીઓ થયાં સાહિત્યિક રચના માટે રાજપૂત દરબારોમાં પ્રચારમાં હતી તે, નિઃશંકપણે, ઓછાવત્તા પ્રમાણમાં સ્થાનિક બોલીઓથી મિશ્રિત થયેલી એવી પાશ્ચાત્ય અપભ્રંશ હતી. નવ્ય ભારતીય આર્ય ભૂમિકાની શુદ્ધ હિન્દી અથવા બ્રજભાષાએ તેનું સ્થાન હજી લીધું નહોતું. સંસ્કૃત અને પ્રાકૃતથી ભિન્ન એવી ઉત્તર ભારતની ભાષામાં–એટલે કે રાજપૂત દરબારોમાં પ્રચલિત સાહિત્યભાષામાં લખાયેલી કવિતાનો મુસ્લિમ ઇતિહાસોમાં જૂનામાં જૂનો ઉલ્લેખ આપણને ઈ સ. ૧૦૨૨ માં મળે છે. 'તબકાત–ઇ–અકબરી 'ના લેખક નિઝામુદ્દીનના કથન પ્રમાણે, છૂટા મૂકી દીધેલા અને મહાવત વગરના સંખ્યાબંધ હાથીઓને પકડવામાં તથા તેમના ઉપર સવારી કરવામાં કેટલાક તુર્ક સિપાઈઓએ દાખવેલી બહાદુરી અને કુનેહની પ્રશંસા કરતાં કેટલાંક પદો કાલંજરના રાજપૂત રાજાએ 'હિન્દુ ભાષા'માં રચ્યાં હતાં, અને તે મહમૂદ ગઝનવીને મોકલવામાં આવ્યાં હતાં. મહમૂદે આ પદો 'હિન્દુસ્તાનના વિદ્વાન મનુષ્યોને તથા પોતાની સેવામાં હતા તેવા બીજા કવિઓને' બતાવ્યાં હતાં. હિન્દીમાં લખનાર સૌથી પહેલો પરદેશી મુસ્લિમ મસ્ઊદ ઇબ્ન સાદ હતો. તે મહમૂદના પૌત્ર ઇબ્રાહીમના દરબારમાં હતો, અને ૧૧૨૫ અને ૧૧૩૦ ની વચમાં મરણ પામ્યો હતો. તેના પૂર્વજો ઈરાનમાં આવેલા હમદાનથી અહીં આવીને વસેલા હતા: ફારસી, અરબી અને 'હિન્દી'માં લખાયેલા તેના 'દીવાન'નો ઉલ્લેખ અમીર ખુશરુએ કર્યો છે. એની ભાષા એ કયા પ્રકારની 'હિન્દી' હતી એ ચોક્કસપણે જાણી શકાતું નથી, પણ તે બ્રજ–ભાષા અથવા પાછળની હિન્દુસ્થાની જેવી હોય તે કરતાં બારમી શતાબ્દીમાં પ્રચલિત એવી સામાન્ય સાહિત્યિક અપભ્રંશ હોય એ વધારે સંભવિત છે. (Prof. H C. Ray, "Beginnings of Hindustani Poetry in India," Proceedings of the 8th All India Oriental Conference, Mysore, 1935), કારણ કે ૧૩ મી–૧૪ મી શતાબ્દીમાં પણ આપણને હિન્દી અથવા હિન્દુસ્થાની મળતી નથી. જો કે ૧૨ મી–૧૩ મી શતાબ્દીમાં થયેલા પંજાબના એક મુસ્લિમ સંત

ભાષા ફરીદનાં ગણવામાં આવતાં 'હિન્દી' કાવ્યો જાણવામાં આવેલાં છે: તેની નોંધ આગળ (પૃ. ૨૪૩) કરી છે.

દિલ્હીના છેલ્લા હિન્દુ રાજા પૃથ્વીરાજ અથવા પિથૌરાનાં પરાક્રમોનું વર્ણન તેના રાજકવિ ચંદ બરદાઈના ગણવામાં આવતા મહાકાય કાવ્ય 'પૃથ્વીરાજ રાસૌ'માં કરવામાં આવેલું છે. આ કાવ્યનું વસ્તુ અને ભાષા કેટલે અંશે પ્રાચીન છે, અર્થાત્ ૧૨મી-૧૩મી શતાબ્દીમાં જ્યારે લેખક વિદ્યમાન હતો તે સમય સુધી તેને લઈ જઈ શકાય કે કેમ એ એક પ્રશ્ન છે. ચંદબરદાઈની પોતાની રચનાનો અમુક અંશ આ ગ્રન્થમાં જળવાઈ રહ્યો હશે એમ વાજબીપણે કહી શકાય, પરન્તુ ભાષા મોટા પ્રમાણમાં પરિવર્તન પામી જ હશે. સંસ્કૃતમાં લખાયેલા પ્રબન્ધો અથવા ગદ્યકથાનકોનો એક જૈન સંગ્રહ જે ૧૬મી શતાબ્દીના છેલ્લા ચરણ જેટલો જૂનો છે તેમાંની બે ગદ્યવાર્તાઓમાંથી મુનિશ્રી જિનવિજયજીએ 'ચંદ બલિદ્દૌ' (અર્થાત્ ચંદ બરદ્દિયા અથવા ચંદ બરદાઇ)ના હસ્તે રચાયેલાં કેટલાંક પાશ્ચાત્ય અપભ્રંશ પદ્યો ખોળી કાઢ્યાં છે, જે નાગરી પ્રચારિણી સભા વડે પ્રકાશિત 'રાસૌ'ની મુદ્રિત આવૃત્તિમાંનાં કેટલાંક (અત્યંત અશુદ્ધ) પદ્યો સાથે ઠીક પ્રમાણમાં મળતાં આવે છે. (प्रबन्धचिन्तामणिग्रन्थसंबद्ध पुरातनप्रबन्धसङ्ग्रह, સિંઘી જૈન ગ્રંથમાળા, અંક ૨, અમદાવાદ અને કલકત્તા, ૧૯૩૬, પ્રસ્તાવના, પૃ. ૯-૧૦) પૃથ્વીરાજ અને જયચંદ વિશેની આ જૂની સંસ્કૃત ગદ્યવાર્તાઓમાંનાં પદ્યો દ્વારા રજૂ થતી ભાષા એકંદરે સારી અપભ્રંશ છે, પણ અત્યારે પ્રાપ્ત થતા અને છપાયેલા 'પૃથ્વીરાજ રાસૌ' ગ્રન્થની ભાષા વિશે એમ કહી શકાય તેવું નથી. છે તે સ્થિતિમાં તો, 'રાસૌ'ની ભાષા એ જીવતી ભાષા નથી—કોઈ સમય અથવા પ્રાન્તની એ બોલાતી ભાષા નથી. એ તો એક કૃત્રિમ સાહિત્યિક ભાષા છે, જેમાં સંખ્યાબંધ શતાબ્દીઓ દરમ્યાન અને કેટલાયે હજાર ચોરસ માઇલના વિસ્તારમાં પ્રચલિત સંખ્યાબંધ ભાષાઓનાં રૂપો મળે છે. એમાં મુખ્ય તત્ત્વો પશ્ચિમ અપભ્રંશનાં છે, જૂની પાશ્ચાત્ય હિન્દી અને રાજસ્થાની બોલીઓ તથા જૂની પંજાબીનાં લક્ષણો પણ અહીંતહીં પ્રાપ્ત થાય છે.

આ પ્રકારની મિશ્ર ભાષા રાજપૂત કવિતામાં ઈ. સ. ૧૨૦૦ પછી પ્રચલિત થઈ, અને તે 'પિંગલ' નામે પ્રસિદ્ધ થઈ. પરન્તુ રાજપૂત વીર કવિતાની આ મિશ્ર ભાષા એક વિશિષ્ટ ભાષા – ઉચ્ચ વર્ગોની ભાષા હતી, જેને કૃતસંસ્કાર મનુષ્યો જ સમજી શકતાં. બહુજનસમાજની એ ભાષા નહોતી.

તુર્કો અને ઈરાનીઓ અહીં વસ્યા તથા દિલ્હીમાં પહેલા મુસ્લિમ રાજ્યકુળની સ્થાપના થઈ તે સમયે ઉત્તર ભારતીય મેદાનોમાં વસતા બહુજનસમાજ માટેની એક સર્વસામાન્ય ભાષા તરીકે કેવળ પાશ્ચાત્ય અપભ્રંશનું એક ઈષત્પરિવર્તિત સ્વરૂપ તૈયાર હતું; વ્રજ ભાષા તો ૧૬મી શતાબ્દીમાં આગળ આવી; અને તે લોકપ્રચલિત કરતાં વિશિષ્ટ સાહિત્ય-ભાષા વધુ અંશે હતી. ગુજરાત અને રાજપૂતાનાની એક સામાન્ય સાહિત્ય-ભાષા — એ પ્રદેશોમાં પ્રચલિત પાશ્ચાત્ય અપભ્રંશમાંથી વ્યુત્પન્ન થયેલ એક **ન ભા. આ** ભાષાપ્રકાર — હતી, અને તેમાં જૈનો તેમ જ બ્રાહ્મણોને હાથે ૧૪–૧૬મી શતાબ્દીમાં લખાયેલું સમૃદ્ધ સાહિત્ય જાણવામાં આવ્યું છે. આમ હોવાને કારણે ૧૨મી-૧૩મી શતાબ્દીથી માંડીને હિન્દુસ્થાનીની ઉત્ક્રાન્તિ સમયસરની જ હતી — જ્યારે એના જેવી કોઈ વસ્તુની ખાસ કરીને મુસ્લિમ રાજ્યકર્તાઓને આવશ્યકતા હતી ત્યારે હિન્દુસ્થાની આવી, કારણ કે એ રાજ્યકર્તાઓ પૈકી જેઓ પરદેશમાંથી આવેલા હતા તેઓ પ્રાગ્-મુસ્લિમ ભાષાવિષયક અથવા સાહિત્યવિષયક પરંપરાને સમજતા નહોતા, તેમ જ તેને માટે પરવા પણ કરતા નહોતા, અને તે પૈકી જેઓ આ દેશના જ હતા તેઓએ એ પરંપરા સાથેનો સંપર્ક ગુમાવ્યો હતો અને ધીરે ધીરે એ પરંપરાને તેઓ ભૂલતા જતા હતા. લોકોનો સૌથી મોટો સમૂહ જેને સમજી શકે એવી કોઈ પણ ભાષા ભારતીય મુસ્લિમોના આ બન્ને સમૂહ માટે ચાલી શકે એવી હતી, અને હિન્દુ બહુજનસમાજ તો તે સામે વાંધો ઉઠાવતો નહોતો, કારણ કે તેમના સાહિત્યસર્જનની જૂની પરંપરાના સાતત્યમાં એથી પ્રત્યવાય ઊભો થતો નહોતો.

પરન્તુ એ માનવું, જોઈએ કે ખાસ કરીને – આ ભાષાવિસ્તાર (પાશ્ચાત્ય યુક્ત પ્રાન્ત અને પંજાબ)ના હિન્દુઓ આ ભાષા પ્રત્યે ઉદાસીન

રહી શક્યા હતા. ઇરાદાપૂર્વક અને વિધિસર એક નવી ભાષા તરીકે કોઈએ તેનો આરંભ કર્યો નહોતો; આરંભકાળના ભારતીય મુસ્લિમોની પંજાબી ભાષા વડે પોષાયેલ પશ્ચિમ હિન્દીની –આ બોલીઓનો એ તો એક અદશ્ય વિકાસ હતો. સામાન્ય રીતે તે દિલ્હીના બજારોમાં બોલાતી હતી, કારણ કે દિલ્હી આગરુ ભાષાવિસ્તારમાં છે, કે જ્યાં આપણને –આ વાળી બોલી મળે છે. દિલ્હીના તુર્કી રાજ્યકર્તાઓના દરબાર અને છાવણીમાં ઉદ્‌ભવ પામેલી એ કૃત્રિમ ભાષા નહોતી. એનું પહેલું નામ 'હિન્દી' અથવા 'હિન્દવી' હતુ, જેનો અર્થ 'હિન્દની અથવા હિન્દુઓની (ભાષા)' એટલો જ માત્ર થતો હતો. 'ઝબાને ઉર્દૂ' અથવા 'છાવણીની ભાષા' એ નામ તો ઘણું મોડું — છેક ૧૭મી શતાબ્દીમાં પેદા થયું, જ્યારે દક્ષિણનાં મુસ્લિમ રાજ્યો અને મરાઠાઓ સામે મોગલ શહેનશાહ આક્રમણ ઉપર આક્રમણ કરતા હોવાને કારણે દિલ્હીની ભાષા દક્ષિણમાં સારા પ્રમાણમાં લેવામાં આવતી હતી.

'જ્યાં પાદશાહનો નિવાસ હોય તે શહેર અથવા સ્થળ' એ અર્થમાં 'ઉર્દૂ' શબ્દનો પ્રયોગ અકબરના કેટલાક સિક્કાઓ ઉપર જોવામાં આવે છે. એ શબ્દ તુર્કી વિજેતાઓની સાથે આવ્યો. મૂળે તે આલ્તાઇક શબ્દ છે, અને જુદી જુદી ભાષાઓ અને બોલીઓમાં તે Ordu, Urdu અને Yurt એવાં સ્વરૂપે મળે છે. 'ઉર્દૂ' (Urdū) તો એ શબ્દનો ફારસી સ્વરૂપ પામેલી જોડણી છે મૂળ તુર્કી શબ્દનો અર્થ 'તંબુ, છાવણી, મુકામ, સરદારનું નિવાસસ્થાન અથવા મુકામ' એવો થાય છે. તુર્કી અને મોંગોલ સરદારોના તંબુઓ એ જ તેમના દરબારો હતા; બાબર તુર્ક હોવાને કારણે, તેણે સ્થાપેલ રાજવંશના 'મોગલ' અથવા 'મુઘલ' રાજદરબારો, બીજી પેઢીમાં હુમાયુના સમયથી ઈરાની અને ભારતીય બની જવા છતાં, જૂના તુર્કી સ્વરૂપથી જ ઓળખાતા હતા; માત્ર પદાન્તે દીર્ઘ સ્વર તરફ વલણ ધરાવતા ફારસી અને ભારતીય ધ્વનિલક્ષણને અનુરૂપ બને તે ખાતર તેમાં સહેજ પરિવર્તન કરીને તેનું 'ઉર્દૂ' એવું રૂપ તૈયાર કરવામાં આવ્યું હતું. આ શબ્દ 'છાવણી, ઘર, વતન' એ અર્થમાં તુર્કી ભાષામાં ચાલુ

રહેલો છે: ઉદાહરણ તરીકે જુઓ 'તુર્કોનું વતન અથવા ભૂમિ' એ માટે અર્વાચીન તુર્કી (ઓસ્માનલી) શબ્દ–'તૂર્ક્–ઓર્દૂ' (Türk-ordu). અકબર અને જહાંગીરના સમયમાં અધિકૃત અને દરબારી ભાષા તરીકે ફારસી સિવાય બીજી કોઈ ભાષાનો સ્વીકાર થવાનો પ્રશ્ન જ નહોતો. પુનઃસ્થાપન (Restoration) કાળના ઇંગ્લેન્ડમાં અને ૧૯મી શતાબ્દીના પ્રારંભકાળના રશિયામાં ફ્રેન્ચ ભાષા કરતાં પણ વધુ અંશે, ૧૬ મી–૧૭ મી શતાબ્દીમાં ઉત્તર ભારતનાં મુસ્લિમ રાજ્યોમાં ફારસી એ ભારતીય સંસ્કારી વર્ગોની ભાષા હતી. જો કોઈ મુસ્લિમ અથવા હિન્દુ ઉમરાવ પ્રાદેશિક ભાષામાં કાવ્યરચના કરતો અથવા તેવી રચનાને ઉત્તેજન આપતો, તો તે હિન્દુ સાહિત્યકારોમાં પ્રચલિત એવી ભાષાનો પ્રયોગ કરતો, જેની પાછળ ફારસીની સ્પર્ધા કરે એવી સમૃદ્ધ સાહિત્યપરંપરા હતી, જે શબ્દભંડોળ, છંદોરચના અને અલંકારોની બાબતમાં સંસ્કૃતના સર્વ વૈભવથી યુક્ત હતી. અકબરના દરબારી કવિ ખાનખાનાન રહીમે બ્રજ ભાખામાં લખ્યું છે, અને અકબરના નામે પણ બ્રજ ભાખાનાં પદો ચઢાવવામાં આવેલાં છે. પરન્તુ અંતરતત્ત્વ અને લિપિની બાબતમાં આટલી સંપૂર્ણ રીતે હિન્દુ એવી બ્રજ ભાખાને રાજકીય અથવા વિધિસરની સ્વીકૃતિ આપવાનો પ્રશ્ન જ નહોતો. દિલ્હી અને આગ્રાના અમીરો હિન્દુસ્થાની ખડી બોલીનું એક જૂનું રૂપ બોલતા હતા; એ રૂપ પંજાબી, બ્રજ, જયપુરી, મારવાડી એ આસપાસની ભાષાઓથી મિશ્રિત હતું અને એમાં ફારસી–અરબી શબ્દો પણ મોટા પ્રમાણમાં હતા. પરન્તુ મુસ્લિમો પૈકી કોઈએ હજી તે તરફ ગંભીરતાપૂર્વક ધ્યાન આપ્યું નહોતું, અને તે ભાષાને ફારસી લિપિ સાથે પ્રયોજી નહોતી; જો કે કબીર અને બીજા સાધુ–સંતોએ પોતાના ચાબખાઓ, પ્રવચનો, અનુભવો અને ગૂઢવાદી ભાવનાઓ રજૂ કરવા માટે તેનો ઠીક ઠીક સ્વીકાર કર્યો હતો; અને કબીરે તથા એવા જ સ્થાનમાં રહેલા બીજા પુરુષોએ અમુક પ્રસંગોએ ફારસી–અરબી શબ્દો વાપરવા પ્રત્યે પણ અણગમો બતાવ્યો નહોતો. શુદ્ધ બ્રજ ભાખા અથવા વિકસતી જતી હિન્દુસ્થાની તરીકે પ્રાદેશિક ભાષા દિલ્હીના પાદશાહના દરબારની બહાર પોતાનો

ભાષા એ હિન્દી ( અથવા પંજાબી ) ના એક અથવા વધુ પ્રકારરૂપ હતી; અને ફારસી શબ્દોએ પણ ભારતમાં આવીને પોતાના અર્થો બદલ્યા. ફારસીમાં દાખલ થયેલા ભારતીય શબ્દોની અને જેમણે પોતાના અર્થો બદલ્યા છે એવા ફારસી શબ્દોની એક સૂચિ પ્રો. મુહમ્મદ અબ્દુલ ઘનીએ History of Persian language and literature at the Mughal Court, Allahabad, 1929, part I, pp. 131–137 માં આપી છે. જગતભરમાં મુસાફરી કરનાર મોરોક્કોવાસી ઇબ્ન બતુતા ( ૧૩૦૪ – ૧૩૭૮ )ના અરબી પ્રવાસવર્ણનમાં ( જુઓ પ્રો. ઘનીના ગ્રન્થના પહેલા ભાગમાં પૃ ૬૨ – ૬૩ ઉપર આપેલી સૂચિ ) અને પહેલા મુઘલ સમ્રાટ બાબરની તુર્કી આત્મકથામાં ( જુઓ એ જ, પૃ. ૫૯ ) પણ એવા શબ્દો જોવા મળે છે. પોતાના ભારતીય મુસ્લિમ રસાલામાં આ ભારતીય ભાષાનું એટલું મહત્ત્વ બાબરે જોયુ હતું કે તેણે પોતે એ ભાષામાં અર્ધી કડી રચેલી છે, એ એક રસપ્રદ ઘટના છે. બાબરનાં કાવ્યોના એક હસ્તલિખિત સંગ્રહમાંથી તે મળેલી છે ( જુઓ ઉપર જેનો નિર્દેશ કરેલો છે તે ગ્રેહામ બેલીકૃત Early Urdu Conversation). મૂળ કડીની પહેલી પંક્તિ હિન્દી છે, અને બીજી મિશ્ર અરબી, તુર્કી અને હિન્દી છે :

मुजन्का न हुआ कुज हवस-इ-मानक-ओ-मोती
फुकरा हालिन बस बुलगुसिदुर पानी-ओ-रोटी.

( મને માણેક અને મોતીની ઇચ્છા નથી; ગરીબોની હાલતમાં પાણી અને રોટી બસ છે ). જે વસ્તુ બાબરને માટે સાહિત્યકારની પ્રયોગશીલતા વડે મિશ્રિત થયેલ પરદેશી વિજેતાનું વિનોદી કુતૂહલ માત્ર હતું તે એનો ભારતીય બનેલો પૌત્ર અકબર ભારતનો સમ્રાટ બનતાં દેખીતી રીતે જ તદ્દન નૈસર્ગિક વસ્તુ બની ગઈ.

અકબરે બ્રજ ભાષામાં દોહાઓ રચેલા છે, અને ઉત્તર ભારતની કોઈ પણ ભારતીય આર્ય ભાષાને ‘ બાદશાહી બોલી ’નું નામ આપી શકાય તેમ હોય તો બ્રજભાષા જ એ નામને પાત્ર છે. મૌખિક પ્રયોગ સિવાય બીજી

રીતે ઉર્દૂ હજી અસ્તિત્વમાં આવી નહોતી, અને મૌખિક પ્રયોગમાં પણ તે તદ્દન ભારતીય લાક્ષણિકતાવાળી હતી. અકબરના ગણાતા આવતા દૂહાઓમાંથી નીચેનાં અવતરણો ટાંકી શકાય :

> जाको जस है जगतमें जगत सराहै जाहि ।
> ताको जनम सफल है, कहत अकब्बर माहि ॥

'જગતમાં જેનો યશ છે, અને જેને જગત માન આપે છે તેનો જન્મ સફળ છે : એમ અકબરશાહ કહે છે.' (જુઓ, રામનરેશ ત્રિપાઠી : कविताकौमुदी, ભાગ ૧, ૭ઠ્ઠી આવૃત્તિ, અલ્લાહાબાદ, સં. ૧૯૯૦, પૃ. ૪૮–૪૯. અકબરના નામવાળાં ચાર પંક્તિવાળાં બીજાં બે પદો પણ એ જ પુસ્તકમાં આપેલાં છે). અકબરે પોતાની વૃદ્ધ વયમાં, જ્યારે પોતાના સર્વ ગાઢ મિત્રો અવસાન પામ્યા હતા ત્યારે તેમના માનમાં લખેલો બીજો એક દૂહો આ રહ્યો :

> पीथल सों मजलिस गई, तानसेन सों राग ।
> हँसिबौ, रमिबौ, बोलिबौ गयउ बीरबल साथ ॥

'પીથલ (બીકાનેરના પૃથ્વીરાજ) સાથે મજલિસ ગઈ, તાનસેન સાથે રાગ ગયો, તથા હસવું, રમવું અને બોલવું બીરબલ સાથે ગયું.' (આ દૂહો અક્ષખધારી સીધે 'રાઠોડ પ્રેમશૌર્યની વાર્તાઓ' એ ગ્રન્થમાળાના પહેલા મણકા તરીકે પ્રસિદ્ધ થયેલા 'રાજ રાયસીંગજી' એ પુસ્તકના પૃ. ૧૫૮ ઉપર ટાંક્યો છે. વળી અકબરના ગણવામાં આવેલા બીજા એક દૂહા માટે જુઓ પ્રો. એમ. એ. ઘનીના ઉપરિનિર્દિષ્ટ ગ્રન્થના ત્રીજા ભાગનાં પૃ. ૩૧–૩૨) અકબરના વારસો જહાંગીર અને શાહજહાંએ વ્રજ ભાષાનું ખેડાણ કર્યું હોવાનું કહેવાય છે, અને ઔરંગઝેબના સમયમાં તો દિલ્હી દરબારના મુસ્લિમ અમીરો વ્રજ ભાષામાં ખૂબ રસ લેતા હતા એમ બતાવવા માટે 'તુહફતુલ હિન્દ'નો+ પુરાવો છે. 'મઆસીર–ઈ–આલમ-

---

+ ઈ. સ. ૧૬૭૫ની આસપાસ ફખરુદ્દીન અહમદના પુત્ર મિરઝાખાને ફારસીમાં રચેલો આ અત્યંત રસપ્રદ ગ્રન્થ છે. એના પહેલા ત્રણ ભાગમાં વ્રજભાષાની લિપિ અને લેખન-

ગીરી ' એ ગ્રન્થ અનુસાર (બિબ્લિઓથેકા ઇન્ડિકામાં પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ, પૃ. ૩૩૪: આ ઉલ્લેખ માટે હું સર જદુનાથ સરકારનો આભાર માનું છું), ૧૬૯૦માં ઔરંગઝેબ જ્યારે દખ્ખણમાં હતો ત્યારે બંગાળથી એક મુસ્લિમ ફેંકીર કૃષ્ણા નદીના પ્રદેશમાં પાદશાહને મળવા માટે આવ્યો હતો, અને પોતાને મુરીદ અથવા શિષ્ય બનાવવા માટે તેણે પાદશાહને આગ્રહ કર્યો હતો, તે સમયે પાદશાહે તેને નીચેનું પ્રાદેશિક ભાષામાં રચાયેલું પદ્ય સંભળાવ્યું હોવાનું કહેવાય છે :

टोपी लेंदे, बावरी देंदे, खरे निलज।
चुट्टा खांदा मावली, तु कल बंधे छज+॥

' અરે ખરા નિર્લજ્જ ! તું (ફકીરની) ટોપી ધારણ કરે છે, અને તારા લાંબા વાળનો ત્યાગ કરે છે. ઉંદર 'માવલી' (? 'ઘર' : સર૦ અરબી 'મવા') ખાય છે, અને આવતી કાલે તું (છાપરાન) છજું બાંધીશ !'

---

પદ્ધતિ, વ્યાકરણ, છંદોરચના અને વ્રજ કવિતાના અલંકારશાસ્ત્રની હકીકત આપી છે, અને પછી હિન્દુ કામશાસ્ત્ર, હિન્દુ સંગીતશાસ્ત્ર તેમજ સામુદ્રિકની પણ ચર્ચા કરેલી છે, તથા પરિશિષ્ટ તરીકે એક હિન્દી-ફારસી શબ્દકોશ આપેલો છે. વ્રજ ભાષાને લગતા ભાગો નવ્ય ભારતીય આર્ય ભાષાશાસ્ત્રને માટે અગત્યના છે, કારણ કે એક નવ્ય ભારતીય આર્ય ભાષાનું જાણવામાં આવેલું જૂનામાં જૂનું વ્યાકરણ એમાંથી મળે છે. પ્રસ્તુત ગ્રન્થનો આ વિભાગ પ્રો. એમ. ઝિયાઉદ્દીને સંપાદિત કરીને અંગ્રેજીમાં અનૂદિત કર્યો છે અને તે વિશ્વભારતી, શાન્તિનિકેતન તરફથી સુનીતિકુમાર ચેટરજીની પ્રસ્તાવના સહિત ૧૯૩૫માં પ્રસિદ્ધ થયો છે.

+ ઉપરની પંક્તિઓનો પાઠ અશુદ્ધ છે, અને તેનો અર્થ સમજવો મુશ્કેલ છે. આ ભારતીય પદ્યની ફારસી-અરબી છાયાનું (રોમન) અક્ષરાન્તર આ પ્રમાણે છે : twpy lyndy b'wry dyndy khry nlj, cwh' Khdnm'wly tw kl bndhy chj. અહીં ઔરંગઝેબે હિન્દુસ્થાનીનો નહિ, પંજાબીનો પ્રયોગ કર્યો જણાય છે; જેને 'ઝબાન-ઇ-ઉર્દૂ-ઇ-મુઅલ્લા' તરીકે વર્ણવવામાં આવે છે તે ભાષાનો તો નહિ જ.

توپی لیندے اوری دیندے کھرے نلج
چوہا کھاندا ماولی تو کل بندھی چج

૧૪ મી શતાબ્દીના અંતે દખ્ખણનાં મુસ્લિમ રાજ્યો-બ્રાહ્મણી રાજ્ય, અને પછી તેમાંથી વિભક્ત થઈને બનેલાં પાંચ રાજ્યો વરાડ, બિદર, 'ગોવલકોંડા, અહમદનગર અને બિજાપુર કે જ્યાં ઉત્તર ભારતના મુસ્લિમોનું વર્ચસ હતું તે દિલ્હીથી ત્યાં લઈ જવામાં આવેલી ઉત્તર ભારતીય ભાષાનાં કેન્દ્રસ્થાનો હતાં; અને ખાસ કરીને ગોવલકોંડા તો એવું સ્થળ હતું, જ્યાં ઉત્તર ભારતીય બોલીઓએ સાહિત્યિક સ્વરૂપ લીધું. બિજાપુરે પણ આમાં કેટલોક ભાગ લીધો. ૧૭ મી શતાબ્દીના અરસામાં હિન્દુસ્થાનીની એક દખ્ણી બોલી (અથવા બોલીઓ ?) દખ્ખણમાં આવીને વસેલા ઉત્તર ભારતીય મુસ્લિમોની સાહિત્યભાષા તરીકે પ્રકૃષ્ટ સ્થિતિમાં હતી; અને મોગલ લશ્કરની સાથે, ખાસ કરીને ઔરંગઝેબનાં આક્રમણોની સાથે દિલ્હીની હિન્દુસ્તા'ની (હિન્દુસ્થાની) દખ્ખણમાં આવી ત્યારે, ઉત્તર ભારતીય મુસ્લિમોના પૂર્વકાળના આક્રમણ અને સ્થળાન્તરના પ્રવાહને પરિણામે ત્યાં સ્થાપિત થયેલા એ ભાષાના પૂર્વકાલીન પ્રકારથી જુદી પડવા માટે એને 'ઝબાન -ઇ-ઉર્દૂ-ઇ-મુઅલ્લા' અર્થાત્ 'ઉચ્ચ છાવણીની ભાષા' એવું વિશિષ્ટ નામ આપવમાં આવ્યું. એ વર્ણનાત્મક નામનું 'ઉર્દૂ' એ તો કેવળ ટૂંક સ્વરૂપ છે.

દિલ્હી અને તેની આસપાસ વિકાસ પામતી હતી તે ભાષા તરફ આપણે પાછા વળીએ. 'હિન્દી' અથવા 'હિન્દવી' એ તેનાં મૂળ નામો હતાં, અને કેટલીક વાર સ્પષ્ટપણે વર્ણવવા માટે તેને 'દેહલવી' અથવા 'દિલ્હીની ભાષા' કહેવામાં આવતી. જે ભારતીય-મુસ્લિમ સાહિત્ય અને વિદ્વત્તાના ઇતિહાસમાં સૌથી સુપ્રસિદ્ધ વ્યક્તિઓ પૈકીનો એક હતો, તથા ફારસીનો પણ એવો લેખક હતો કે તેનાં કાવ્યો તેને ફારસી કવિઓ અને વિદ્વાનોની પ્રથમ હરોળમાં સ્થાન મેળવવાને ચોક્કસપણે હકદાર બનાવે છે તે અમીર ખુશરુ (૧૨૫૩-૧૩૨૫) 'હિન્દવી' ભાષામાં લખનાર પહેલા અગ્રગણ્ય લેખક તરીકે પ્રસિદ્ધ છે. અમીર ખુશરુ અહીંની ભાષાને સારી રીતે જાણતો હતો, અને અરબી તથા ફારસીની તુલનામાં પણ તે પોતાની એ 'હિન્દવી' ભાષા અને તેની ઉચ્ચ સાહિત્યિક સંસ્કારિતા માટે ગર્વ ધરાવતો હતો

(આ રીતે તેણે, સદા બન્યું છે તે પ્રમાણે, પોતાના સમયની દ હિન્દુસ્થાનીને વ્રજભાષાની સાહિત્યિક બોલી, જૂની અપભ્રંશ અને સંભવતઃ સંસ્કૃત સાથે એકત્ર કરી હતી. અમીર ખુશરુને નામે ચડેલાં ટૂંકાં ઊર્મિકાવ્યો અને દુહાઓ, 'પહેલીઓ' અથવા સમસ્યાઓ, રૂપકાવ્યો, તથા હિન્દની બોલી અને ફારસીના મિશ્રણથી લખાયેલાં મિશ્ર ભાષામય કાવ્યો મૂળ તેનાં હોય એ સંભવિત છે; સંભવતઃ તે ૧૪ મી શતાબ્દી જેટલાં પ્રાચીન છે, અને આ રીતે તે રચનાઓ હિન્દીના જૂનામાં જૂના નમૂનાઓ પૈકી કેટલાક પૂરા પાડે છે; પણ આપણા સમય સુધી ઊતરી આવેલા તેના પાઠો વીતી ગયેલી શતાબ્દીઓ દરમ્યાન પરિવર્તન પામ્યા હોવા જોઈએ.

હિન્દની પ્રાદેશિક ભાષાના સાહિત્યમાં રચના કરનાર અમીર ખુશરુ જેવો મુસ્લિમ લેખક ૧૩મી–૧૪મી શતાબ્દીમાં અપવાદ રૂપ હતો. દરબારમાં અને પાયતખ્તમાં વર્ચસ પામતી જતી ભાષાની હિન્દુઓએ અવગણના કરી નહોતી. ૧૫ મી શતાબ્દીમાં તો આ નવજાત હિન્દીએ સારી પ્રગતિ કરી હતી, અને ઉત્તર ભારતની સુસ્થાપિત સાહિત્યિક બોલીઓ ઉપર તેણે અસર નીપજાવી હતી. ભારતના મહાન સંત અને કવિ કબીર (૧૫મી શતાબ્દી) ની કૃતિઓની જૂનામાં જૂની હાથપ્રતોમાં સચવાઈ રહેલાં કાવ્યોમાં આપણને એવી એક મિશ્ર ભાષા મળે છે, જે ઉદાહરણ તરીકે, સૂરદાસનાં કાવ્યોમાં આપણને મળે છે તેની શુદ્ધ વ્રજ ભાષા નથી; તે મિશ્ર હિન્દી (હિન્દુસ્થાની) અને વ્રજભાષા છે. જો કે પૂર્વકાલીન અપભ્રંશના સાતત્ય રૂપ વ્રજ ભાષાની પરંપરા પંજાબમાં ઘણી બળવાન હતી, તો પણ પંજાબના કવિઓને આ હિન્દી અથવા હિન્દુસ્થાની વ્રજ ભાષા કરતાં વધારે અનુકૂળ લાગી. સીખોના જૂના ગુરુઓનાં ભક્તિકાવ્યોની ભાષા આ વિષયના ઉદાહરણરૂપ છે. એમ કહી શકાય કે હિન્દુસ્થાનીનો સાહિત્યમાં પ્રયોગ કરવાની શક્યતા કબીરની ભાષામાં અને પંજાબી કવિઓના પંજાબી-હિન્દુસ્થાની-વ્રજભાષાના મિશ્રણમાં એક સુનિશ્ચિત ઘટના બની ચૂકી હતી.

૧૬ મી શતાબ્દીના ઉત્તરાર્ધમાં, અકબરના રાજ્યકાળ દરમ્યાન એક વિશિષ્ટ હિન્દુ-મુસ્લિમ સંસ્કારિતા આકાર પામી; ૧૭ મી અને ૧૮ મી

શતાબ્દીઓ દરમ્યાન મહાન મોગલ સમ્રાટોના રાજ્યકાળમાં એ સંસ્કારિતામાં નકશી પુરાઈ, અને તે સંપૂર્ણ બની. આ હિન્દુ-મુસ્લિમ સંસ્કારિતા વર્તમાન કાળના હિન્દુઓ અને મુસ્લિમો બન્નેનો સામાન્ય વારસો છે. ૧૬ મી શતાબ્દીના અંતના અરસામાં ભારતીય મુસ્લિમો (પછી તેઓ પરદેશી, દેશી અથવા મિશ્ર ઉદ્ભવના હોય) જેમને ફારસી એક પરદેશી ભાષા લાગતી હતી તેમણે અહીંની પ્રાદેશિક ભાષા સાથે સંપૂર્ણ સમાધાન સાધી લીધું, અને જ્યારે તેઓ એ ભાષામાં લખતા ત્યારે ઉત્તર ભારતમાંના એના સૌથી પ્રતિષ્ઠિત રૂપ બ્રજ ભાખાનો પ્રયોગ કરતા.

બ્રજ ભાખાથી ભિન્ન એવી ખરેખરી હિન્દુસ્થાની અથવા હિન્દી જેને કહી શકાય તે ભાષાના સાહિત્યિક પ્રયોગની બાબતમાં ઉત્તર ભારતની સમક્ષ દાખલો બેસાડનાર દખ્ખણ હતું. ઉત્તર ભારતીય મુસ્લિમો, જેમાં સિપાહીઓ અને સાહસિકો હતા તેઓ ૧૩ મી–૧૬ મી શતાબ્દીઓ દરમ્યાન દખ્ખણમાં આગળ જતા હતા, જ્યાં તેઓ મહારાષ્ટ્ર, કર્ણાટક અને તેલુગુ પ્રદેશોમાં પોતાને માટે ઉચ્ચ સ્થાનો અને સમૃદ્ધિ પ્રયત્નપૂર્વક મેળવતા હતા, તથા કેટલીક વાર તો તામિલ પ્રદેશ સુધી પણ આગળ વધતા હતા હજી પણ ઉત્તર ભારતીય મુસ્લિમોના વંશજો દખ્ખણમાં જે પ્રકારની ભાષા બોલે છે (આના નમૂનાઓ Linguistic Survey of India, vol IX, part I માંથી મળશે) તે ઉપરથી તથા ૧૬ મી – ૧૭ મી શતાબ્દીની જૂની દખણી કવિતાની ભાષા (જુઓ ડૉ. સૈયદ મોહિયુદ્દીન કાદરીકૃત 'ઉર્દૂ શહપારે,' હૈદરાબાદ-દખ્ખણ, ભાગ ૧, ૧૯૨૯) ઉપરથી તોલ કરતાં એ સ્પષ્ટ થાય છે કે મોટે ભાગે તેઓ પંજાબમાંથી અને ઉત્તર ભારતના બાંગરુ અને 'જાનપદ હિન્દુસ્તાની' બોલીના પ્રદેશોમાંથી આવ્યા હતા (સર૦ નીચેનાં રૂપોઃ चल्या, रल्या, मार्या, बोल्या = હિન્દુસ્થાની चला, रखा, करा, અથવા किया, बोला; પરન્તુ પંજાબીમાં, 'જાનપદ હિન્દુસ્તાની'ના કેટલાક પ્રકારોમાં અને બાંગરુ બોલીમાં આપણને चलेआ અથવા चन्या, रखेआ, मारेआ, बोल्या એવાં રૂપો મળે છે = પંજાબી अक्खेआ, ઇત્યાદિ). ગમે તેમ, પણ દક્ષિણમાં જે ઉત્તર ભારતીય ભાષા સુસ્થાપિત બની તે

પંજાબ અને પશ્ચિમ યુકતપ્રાન્તમાં જ ઉદ્ભવેલી હોવાને કારણે, હિન્દુસ્થાનીથી કેવળ અભિન્ન ન હોય તો પણ, હિન્દુસ્થાનીની એક ભગિનીભાષા હતી.

કેવળ એક નહિ, પણ પરસ્પર સંબદ્ધ સખ્યાબંધ બોલીઓ દખ્ખણમાં ગઈ હતી એ નિઃશંક છે. પરન્તુ વિશિષ્ટ સાહિત્યિક ધોરણ ગોવલકોંડામાં ૧૬ મી શતાબ્દીના અંતમાં વિકસ્યું જણાય છે, જ્યારે મુલ્લા વઝી (૧૬૦૯માં રચાયેલ 'કુત્બ મુસ્તરી'નો અને ૧૬૩૪માં રચાયેલ ગદ્યગ્રન્થ 'સબરસ'નો કર્તા) અને ગોવલકોંડાનો સુલ્તાન મુહમ્મદ કુત્બશાહ (૧૫૮૮–૧૬૧૧) સૌથી પહેલા કલાયુક્ત કવિઓ થયા. ૧૬મી શતાબ્દીના અંત પહેલાં પણ દખ્ખણમાં ઉત્તર ભારતીય મુસ્લિમો હિન્દુ શૈલીમાં, દેશી હિન્દી છંદોમાં ધાર્મિક કાવ્યરચના કરતા હતા, જેમાં સંસ્કૃત અને પ્રાકૃત શબ્દોનું ભારતીય શબ્દસંડોળ ધ્યાન ખેંચે એવું હતું. ઉત્તર ભારતમાં 'પદ્માવતી' (૧૫૪૫)ના કર્તા મલિક મુહમ્મદ જાયસીની જૂની અવધીની બાબતમાં બન્યું હતું તેમ, એકમાત્ર લિપિના અપવાદ સિવાય આ બધું હિન્દુ પરંપરામાં જ હતું. વઝી અને સુલ્તાન કુલી કુત્બશાહની પૂર્વેના દખ્ખણના જૂનામાં જૂના મુસ્લિમ કવિઓમાં સૂફી પીર શાહ મિરાંજી (અવસાન હિજરી ૯૦૨ = ઈ. સ. ૧૪૯૬), તેમનો પુત્ર શાહ બુરહાનુદ્દીન જાનમ (અવસાન હિજરી ૯૯૦ = ઈ. સ. ૧૫૮૨ : જુઓ 'ઉર્દૂ શહપારે,' અને નીચે જેની નોંધ કરવામાં આવી છે તે પ્રો. મુહમ્મદ હાફીઝ સૈયદની 'સુખ-સહેલા'ની આવૃત્તિ), અને ઈ. સ ૧૫૭૫ના અરસામાં 'ખૂબ તરંગ' રચનાર અમદાવાદના મીયાં ખૂબ મુહમ્મદ ચીશ્તી છે. અને એક ઉત્તર ભારતીય ભાષામાં લખનાર, દખ્ખણનો સૌથી જૂનો મુસ્લિમ લેખક તો ખ્વાજહ બંદા–નવાઝ ગેસૂ–દરાઝ (ઈ સ. ૧૩૨૧–૧૪૨૨) છે; તેણે રચેલી 'મિરાજુ–ઇ–આશિકીન' નામની એક સૂફીવાદી કૃતિ પ્રાપ્ત થયેલી છે. શાહ બુરહાનુદ્દીન એક ઉત્તમ કવિ હતા અને લગભગ નવ જેટલા ગ્રન્થોની રચનાનું માન તેમને ઘટે છે : આ પૈકી એક નાની કૃતિ 'સુખ-સહેલા' અલ્લાહાબાદ યુનિવર્સિટીના પ્રો. એમ. હાફિઝ સૈયદે ૧૯૩૦ માં સંપાદિત

કરી છે તથા અંગ્રેજીમાં અનૂદિત કરી છે 'સુખ–સહેલા' ફારસી-અરબી લિપિમાં લખાયેલી હોવા છતાં તેનું શબ્દભંડોળ અને છંદોરચના હિન્દુ હિન્દીનાં છે: કબીરનાં કાવ્યોમાં અને સંતોની કૃતિઓમાં આપણને મળે છે તેના જેવી જ એ હિન્દી છે. શાહ બુરહાન અને તેમના પિતા બિજાપુરમાં રહેતા હતા. શાહ બુરહાનની ભાષા ઉપર કેટલીક સ્પષ્ટ પંજાબી અસરો છે. અને એ નોંધવા જેવું છે કે 'ભાકા' = ભાખા, એટલે કે વ્રજ ભાખાથી ભિન્ન એવી એ ભાષાને તેઓ 'ગુજરી' તરીકે ઓળખાવે છે. 'ગુજરી' એ નામ આ ભાષાના ઉદ્‌ભવ અને સંબંધનું એક સૂચન રજૂ કરે છે: સ્પષ્ટ છે કે પંજાબના ગૂજરો જેમણે પંજાબનાં ગુજરાત અને ગુજરાંવાલા શહેરોને પોતાનું નામ અર્પ્યું છે તેઓ (પ્રાચીન કાળમાં એ જ ગુર્જર જાતિની એક શાખા સૌરાષ્ટ્ર અથવા કાઠિયાવાડ અને લાટ તથા આસપાસના પ્રદેશોમાં આવીને વસી હતી; અને તેમના વર્ચસને કારણે ઈસુની પહેલી સહસ્રાબ્દીના ઉત્તરાર્ધના આરંભમાં આ પ્રદેશને 'ગુર્જર–ત્રા' અથવા ગુજરાત નામ મળ્યું.) ઉત્તર ભારતીય લશ્કરો સાથે સારી સંખ્યામાં આવ્યા હતા અને તેમણે દખ્ખણમાં પોતાનું નામ તથા ભાષા કેટલાક સમય સુધી સાચવી રાખ્યાં હતાં. શાહ બુરહાનની આ ગુજરી ભાખા એ ગુજરાતી બિલકુલ નથી; પશ્ચિમ હિન્દી અને પંજાબીના -આ વાળા બોલીસમૂહનો તે એક પ્રકાર છે, અને પ્રથમ તો તે પંજાબીની જ એક બોલી છે, જેમાં 'હોવું' એ અર્થમાં હો ની સાથે અહ્ ધાતુ પણ હતો. આ પ્રમાણે દખ્ખણની સાહિત્યિક પરંપરા ૧૬ મી શતાબ્દીમાં, જેને હિન્દુસ્થાનીની ભગિનીભાષા કહી શકાય એવી ભાષાથી શરુ થઈ, અને આ પરંપરા ઉત્તર ભારતીય હિન્દુસ્થાની અથવા ઉર્દૂ માટે માર્ગ તૈયાર કરી આપીને પછી પોતે એમાં જ ભળી ગઈ, ત્યાંસુધી ચાલુ રહી.

ઉત્તર ભારતીય મુસ્લિમો તેમના વતનથી ઘણા દૂર હતા; તેમને માટે ફારસી ભાષા બે ભૂમિકા જેટલી દૂર હતી–તેઓ ફારસી (જે તેમને ભારત બહારના મુસ્લિમો સાથે દૂરતમ સંબંધથી જોડતી હતી) અને ઉત્તર ભારતીય

પ્રાદેશિક ભાષા બન્નેનું એકી સાથે ઐક્ય કરવાની આશા રાખી શકે તેમ નહોતા; વળી મરાઠાઓ, કાનડીઓ અને તેલુગુઓ જેઓ ઘણે મોટે ભાગે હિન્દુ હતા તેમનામાં ભળી જવા ઇચ્છતા ન હોય તો તેઓ ઉત્તર ભારતીય ભાષાને સાચવી રાખે અને ભૂલી ન જાય એ જરૂરી હતું. આથી તેઓએ ઉત્તરમાંથી પોતાની સાથે લાવ્યા હતા તે હિન્દુસ્થાનીને વળગી રહેવાનું નક્કી કર્યું, કારણ કે તેમની દૃષ્ટિએ એ વસ્તુ દિલ્હી સાથે તથા ભારતમાં મુસ્લિમ સત્તા અને સંસ્કારિતાનાં બીજાં કેન્દ્રો સાથેના જીવંત સંપર્કરૂપ હતી. તેઓ પોતાની ભાષા ફારસી લિપિમાં લખતા હતા, અને એ રીતે તે ભાષના ભાવી વલણના દોર તેમણે મુસ્લિમોના હાથમાં મૂક્યા; જો કે એવામાં ઓછું પ્રારંભિક ભૂમિકાઓમાં તો. વિચારો તેમ જ શબ્દોની બાબતમાં પોતાની ભાષાને ફારસી સાથે જોડવાનો કોઈ વિચાર તેમણે સેવ્યો નહોતો, તેઓએ એક તદ્દન સ્વાભાવિક વસ્તુ તરીકે જ ભારતીય ('હિન્દી') શબ્દભંડોળ અને (સરળતા પડે ત્યાં સહજ ઇસ્લામીકરણ પામેલાં) ભારતીય પ્રિયોગોનો સ્વીકાર કર્યો. પરન્તુ આ ઉત્તર ભારતીય ભાષા દખ્ખણ-માં મુસ્લિમ રાજ્યકર્તા વર્ગ સાથે એટલી બધી જોડાયેલી હતી કે સ્થાનિક હિન્દુએ માં તેને 'મુસલમાની' એ નામ પણ પ્રાપ્ત થયું. ૧૭મી અને ૧૮મી શતાબ્દીઓમાં આ ભાષા સમૃદ્ધ સાહિત્યજીવન જીવતી હતી. સુલતાન મુહમ્મદ કુલી કુત્બશાહ, મુલ્લા વજી તથા બીજાઓની રચનાઓને તે પોતાના શિષ્ટ ગ્રન્થો તરીકે ગણાવી શકે તેમ હતું. પરન્તુ દિલ્હીની 'હિન્દુસ્તાની'ના પ્રવેશે ૧૮મી શતાબ્દીથી દખ્ખણમાં ભાષાવિષયક એક ગજગ્રાહ પેદા કર્યો, જેમાં દિલ્હીની હિન્દુસ્તાની (દખણી ભાષાથી ભિન્નત્વ દર્શાવવા માટે જેને 'શીમાલી ઉર્દૂ' અથવા 'ઉત્તરીય ઉર્દૂ' તરીકે દખ્ખણમાં ઓળખવામાં આવે છે) વિજય પામી, અને અત્યારે દખ્ખણમાં એક સાહિત્યભાષા તરીકે એક ચકે રાજ્ય કરી રહી છે; અને જૂની ભાષા એક ભગ્ન કથ્ય ભાષા બની જઈને દખ્ખણ તેમ જ દક્ષિણ ભારતના મુસ્લિમો જેઓ 'મુલ્કીઓ' છે (એટલે કે એ મુલકમાં પેઢીઓ થયાં વસેલા છે) તેમનાં–અને નહિ કે 'ગયર મુલ્કીઓ' એટલે કે ઉત્તર ભારતમાંથી દખ્ખણમાં નવા આવેલાઓનાં— ઘર પૂરતા જ મર્યાદિત પ્રચારવાળી બની રહી છે.

ઉત્તર ભારતના હિન્દુસ્થાની બોલનારાઓએ દખણી મુસ્લિમો પાસેથી બોધપાઠ લીધો, અને દિલ્હીની ફારસીમય હિન્દુસ્થાની, 'ઉચ્ચ રાજ્યદરબાર-ની ભાષા'માં સાહિત્ય રચવાનો સભાન પ્રયત્ન કરવાની બાબતમાં ૧૭ મી શતાબ્દીના અંતકાળથી માંડીને તેમણે દખણી મુસ્લિમોના દાખલાનું અનુસરણ કર્યું; તેઓ પણ ફારસી લિપિમાં લખવા લાગ્યા. ફારસીમય પ્રકારની દિલ્હી-હિન્દુસ્થાનીનો પહેલો જાણવામાં આવેલો કવિ વલી છે; અને તે દખ્ખણમાં રહેતો હતો. પરન્તુ તેની ભાષા હજી પછીના કાળની ભાષા જેટલી ફારસી-પ્રચુર બનેલી નહોતી; ફારસી શબ્દો પ્રમાણમાં થોડા હોઈ પંડિતમ માત્ર 'વેરાયેલા' ('રેખતા') હતા; આથી એ ભાષાને પણ 'રેખતા' કહેવામાં આવી; આજકાલની ઉર્દૂ-હિન્દુસ્થાની કાવ્યવાણીનું એ જૂનામાં જૂનું રૂપ છે. ૧૫ મી શતાબ્દીમાં રચાયેલાં કબીરનાં કેટલાંક કાવ્યોને, અને ૧૨મી-૧૩મી શતાબ્દીનાં બાબા ફરીદનાં કાવ્યોને પણ 'રેખતા' તરીકે વર્ણવી શકાય; અને કદાચ વલી કરતાં યે વધુ અંશે બાબા ફરીદ 'બાબા-ઇ-રેખતા' અર્થાત્ 'રેખતા વાણીનો પિતા' એ નામને પાત્ર છે.

ઉત્તર ભારતના મુસ્લિમોને વલી અને બીજાઓની 'રેખતા' વાણીએ એક ખરી જરૂરિયાત પૂરી પાડી, અને અલ્પ સમયમાં એ વાણી લોકપ્રિય થઈ પડી. એક સાહિત્યરૂપા તરીકે હિન્દુસ્થાનીના ઉર્દૂ પ્રકારનો આમ ઉદ્‌ભવ થયો, અને જ્યારે ૧૭૨૦ના અરસામાં વલી દિલ્હીમાં આવીને વસ્યો ત્યારે ઉર્દૂ કવિતાનો એક સંપ્રદાય અસ્તિત્વમાં આવ્યો. લિપિએ એ ભાષાને ફારસી અને અરબી સાથે જોડી, જેમાંની પહેલી ભારતમાં રાજ્ય-વ્યવહારની અને સાંસ્કારિક ભાષા હતી, અને બીજી ઇસ્લામની પવિત્ર ભાષા હતી; લિપિની એકતાએ લેખકના ધાર્મિક અને સાંસ્કારિક વલણના પ્રમાણ તરીકે અને 'મુસ્લિમ ભાષાઓ'માં એની વિદ્વત્તાનો આડંબર દર્શાવવામાં સહાય તરીકે આ ભાષામાં ફારસી અને અરબી શબ્દોના સરલ અને નિર્બંધ પ્રવેશની ખાત્રી આપી : ઉત્તર ભારતીય મુસ્લિમોની નૈસર્ગિક રુચિ અને વલણની અનુકૂળતા ખાતર, હિન્દુઓની 'હિન્દવી' ભાષાનું આ

રીતે ઇસ્લામીકરણ થઈ શક્યું. આરંભમાં તો પોતાની (સૂરદાસમાં છે તેવી) શુદ્ધ અથવા (કબીરમાં છે તેવી) મિશ્ર વ્રજ ભાખાથી, તથા (તુલસીદાસમાં છે તેવી) અવધીથી સંતુષ્ટ રહેલા ઉત્તર ભારતીય મેદાનોના હિન્દુઓ આ પ્રત્યે ઉદાસીન રહ્યા. તેઓ પૈકીના રૂઢિચુસ્તો માનતા કે લિપિ અને શબ્દભંડોળની બાબતમાં ફારસીમય તથા માત્ર મુસ્લિમોમાં પ્રચલિત એવી આ નવી સાહિત્યભાષા વિધિપુરઃસર પવિત્ર અથવા શુદ્ધ નહોતી. તેઓ હિન્દી ભાષાની આ ઉર્દૂ રીતિને 'જામની' અથવા 'યામની' અર્થાત્ 'યાવની'—'યવનો અર્થાત્ અ-હિન્દુ અસંસ્કૃતોની ભાષા'—કહેતા.

૧૭મી શતાબ્દીના અંતથી નહિ તો, ૧૮મી શતાબ્દીના આરંભકાળથી મુસ્લિમોમાં બોલાતી અને તેમના વડે ખેડાતી આ ઉત્તર ભારતીય ભાષા માટે એક નવું નામ વપરાશમાં આવ્યું; એ નામ તે 'હિન્દોસ્તાની'. તદ્દન સંભવિત છે કે 'દખણી' અથવા 'દક્ષિણની હિન્દી ભાષા'થી ભિન્ન એવી ઉત્તર ભારતની, 'હિન્દુસ્તાન'ની ભાષાનો અર્થ વ્યક્ત કરવા માટે આ નામ દખ્ખણમાં ઉદ્‌ભવ્યું હોય. કેટલર અને બીજા યુરોપિયનો જેઓ ગુજરાત અને દખ્ખણમાં આ ભાષા સાથે સંપર્કમાં આવ્યા હતા તેઓ તેને આ નામથી ઓળખતા હતા; અને ૧૭૫૦ના અરસામાં કવિતાની રાજદરબારી સંસ્કારી ભાષા 'ઝબાન-ઈ-ઉર્દૂ'ની એક પ્રકારની મૂલગત બોલીનો અર્થ વ્યક્ત કરવા માટે આ નામ ઉત્તર ભારતની પ્રજાએ પણ સ્વીકાર્યું (હિન્દુઓએ તેનું 'હિન્દુસ્થાની' એવું ભારતીકરણ ઝડપથી કરી નાખ્યું). પણ આ પ્રત્યે બધા જ હિન્દુઓનું વલણ ઉદાસીન નહોતું. કબીર, જેઓ આધ્યાત્મિક અને માનસિક વાતાવરણની બાબતમાં અને સાહિત્યફાલના મહદ્ અંશ પરત્વે મુસ્લિમ કરતાં વધુ અંશે હિન્દુ હતા તેમણે હિન્દુ પ્રજાને એક મિશ્ર હિન્દુસ્થાની-વ્રજ ભાખાથી પરિચિત બનાવી. દિલ્હીની ભાષાનું વધતું જતું મહત્ત્વ હિન્દુઓ સમજ્યા હતા. તે ભાષા દખ્ખણમાં પ્રસરી હતી. વાયવ્યમાં પણ તે પ્રચલિત હતી. તેણે વ્રજ ભાખા ઉપર પણ અસર નીપજાવી હતી, અને ૧૮ મી શતાબ્દીમાં તે પૂર્વમાં બંગાળ સુધી આગળ ધપતી

હતી. અવધી (પૂર્વ હિન્દી) ભાષાપ્રદેશના મધ્ય ભાગમાં આવેલ લખનૌમાં એક મુસ્લિમ અમીર કુટુંબ આવ્યું, તેણે ત્યાં આ હિન્દુસ્થાનીનું-અલબત, તેના મુસલમાની સ્વરૂપમાં-ઉર્દૂનું પ્રતિષ્ઠાપન કર્યું, અને (ઓછામાં ઓછું લખનૌ શહેરમાં તો) જે સ્થાનિક ભાષાએ જગતને તુલસીદાસ આપ્યા તેને લગભગ સર્વાંશે દબાવી દઈને, હિન્દુસ્થાનીને માટે દિલ્હી પછી બીજું વતન તૈયાર કરી આપ્યું.-ગાબોલીના વિસ્તારોમાં એટલે કે પશ્ચિમ યુક્ત પ્રાન્ત અને પંજાબમાં વસતા હિન્દુઓએ આ હિન્દી-હિન્દુસ્થાનીને વધતી જતી ફારસી શબ્દસંખ્યા સાથેના તેના ઉર્દૂ સ્વરૂપમાં પણ સહેલાઈથી સ્વીકારી, કારણ કે તેમને એ ભાષા પોતાની માતૃભાષાથી ઘણી નજદીક લાગી: જ્યારે મધ્ય અને પૂર્વ યુક્ત પ્રાન્તના હિન્દુઓ જેઓ વ્રજ ભાષા અને કનૌજી, અવધી અને ભોજપુરિયા બોલતા હતા તેમને તે પ્રત્યે હજી એ પ્રકારનું આકર્ષણ થયું નહોતું.

છતાં ૧૮ મી શતાબ્દીના અંતકાળે આ શિષ્ટ દરબારી ભાષા તરફ હિન્દુઓએ ધ્યાન આપ્યું હતું. એને 'ઊભેલી ભાષા' (ખડી બોલી) એવું નામ મળ્યું હતું, જ્યારે વ્રજ ભાષા, અવધી વગેરે 'પડેલી ભાષાઓ' (પડી બોલી) કહેવાતી. ૧૯ મી શતાબ્દીના પ્રારંભકાળ સુધી, પત્રો અને એવા બીજા દસ્તાવેજો સિવાય હિન્દુસ્થાનીમાં ગદ્ય લખાતું નહોતું; એ ગદ્યમાં સાહિત્યકલાને માટે કંઈ અવકાશ નહોતો. આ શુદ્ધ ખડી બોલી-હિન્દુસ્થાનીના પહેલા હિન્દુ લેખક મુનશી સદાસુખે ૧૮ મી શતાબ્દીના અંતમાં ભાગવતપુરાણનો 'સુખસાગર' નામથી ઓળખાતો અનુવાદ કર્યો છે. વ્રજ ભાષા અને અવધી માટે જે પહેલાંથી પ્રચારમાં હતી તે દેવનાગરી લિપિમાં તેણે લખ્યું છે, અને વિદ્વત્તાપૂર્ણ શબ્દો માટે તેણે સંસ્કૃતનો આશ્રય લીધો છે. તેની પછી કલકત્તાના ફોર્ટ વિલિયમ કોલેજના અંગ્રેજ વિદ્વાન જેમ્સ ગીલક્રાઇસ્ટે હિન્દુ તેમ જ મુસ્લિમ લેખકોને હિન્દુસ્થાની ગદ્ય લખવાને અનુમોદન આપ્યું; અને તેને પરિણામે આપણને મીર અમ્મનનું 'બાગ-ઓ-બહાર' (જેનું પ્રકાશન ૧૮૦૪માં પૂરું થયું) અને હાફીઝુદ્દીન

અહમદ (૧૮૦૩-૧૮૧૫)નું 'ખિરદ અફ્રોઝ' મળે છે, જે ઉર્દૂ ગદ્યના એ સૌથી જૂના ગ્રન્થો છે. વળી એનેજ પરિણામે લલ્લુલાલનો 'પ્રેમસાગર' (૧૮૦૩) અને સદલ મિશ્રનું 'નાસિકેતોપાખ્યાન (૧૮૦૩) મળે છે, જે ઉચ્ચંકાટિક હિન્દીના સૌથી જૂના ગદ્યગ્રન્થો પૈકી બે છે.

આ પ્રમાણે હિન્દુસ્થાની ભાષા ગદ્યના વાહન તરીકે ઉચ્ચંકાટિક હિન્દી અથવા નાગરી હિન્દી) અને ઉર્દૂ એ પોતાના જોડિયા સ્વરૂપે ઈ સ. ૧૮૦૦ આસપાસ વર્તમાન જગત સમક્ષ આવી. ૧૭ મી શતાબ્દીમાં હિન્દુ હિન્દી (અથવા હિન્દુસ્થાની કે મુસલમાની હિન્દુસ્થાની, અથવા હિન્દીથી વિરુદ્ધ એવી ઉર્દૂ હતી જ નહિ: દખ્ખણના મુસ્લિમ લેખકોએ તેનું ખેડાણ કર્યું, પણ રચનાનો મુખ્ય મુદ્દો જે શબ્દસમૂહ તે તો હજી ઘણે અંશે ભારતીય અથવા હિન્દુ હતું; હિન્દી અથવા હિન્દવી કે દહેલવી અથવા પછીના કાળનું નામ આપીએ તો હિન્દુસ્તાની (હિન્દુસ્થાની) એ એક સામાન્ય ભાષા હતી, જે હિન્દુઓ તેમ જ મુસ્લિમો બન્નેનો એક સામાન્ય વારસો હતી. 'હિન્દુસ્તાની' નામ સૂચવે છે કે એ ભાષા 'દહેલવી' અથવા 'દિલ્હીની ભાષા' એવા પોતાના સંકુચિત અર્થનો વિસ્તાર કર્યે જતી હતી, અને 'ઝબાન-ઇ-ઉર્દૂ' નામ સૂચવે છે કે દખ્ખણમાં શાહી છાવણી અને લશ્કરની એ ભાષા હતી. પરન્તુ ૧૯મી ૨૦મી શતાબ્દીમાં આપણને એક વિચિત્ર ઘટના જોવા મળે છે: કવિઓ, વિદ્વાનો અને પંડિતોએ આ ભાષામાં દોઢ શતાબ્દી કરતાં વધુ સમય સુધી લખ્યું છે, અને હિન્દી અથવા હિન્દુસ્તાની (હિન્દુસ્થાની) ના આ બન્ને પ્રકારોનું વ્યાકરણ સમાન છે તથા સામાન્ય શબ્દો અને ધાતુઓ એક જ છે; છતાં એ માટે પ્રયોજવામાં આવતી વિભિન્ન લિપિ (અત્રત્ય ભારતીય નાગરી, અને પરદેશી ફારસી-અરબી) તથા એક પક્ષે ફારસીનો અને બીજે પક્ષે સંસ્કૃતનો પ્રયત્નપૂર્વકનો આશ્રય-એ વસ્તુઓએ જે માત્ર સાહિત્યિક રીતિ હોવી જોઈએ તેને ભાષાની વિભિન્નતાના અતિશયોક્ત રૂપમાં રજૂ કરેલ છે.

આ પ્રમાણે આપણને ૧૩મી શતાબ્દી અને પછીની જૂની પંજાબીની કેટલીક અસરો સહિત પશ્ચિમ હિન્દીની – આ બોલીઓમાંથી વિકાસ પામેલી

એક લોકગમ્ય સર્વસામાન્ય ભાષા મળે છે, જેના એક પ્રકારનો ૧૬મી શતાબ્દીમાં દખ્ખણમાં ગંભીર સાહિત્યિક પ્રયોગ કરવામાં આવ્યો હતો, અને ઉત્તર ભારતની ભાવી સાહિત્યભાષાના ગર્ભશરીરની ઘટના માટે જે વ્રજ ભાખા સાથે જોડાઈ હતી. તે ભાષા સૌ પહેલાં ફારસી લિપિમાં લખાતી હતી, અને ગોવલકોંડા તથા દક્ષિણનાં બીજાં સ્થળોમાં એ જ સામાન્ય ભાષાના દખણી પ્રકારમાં જે સાહિત્યનિરૂપણ કરવામાં આવ્યું હતું તેનો દાખલો લઈને દિલ્હીના મુસ્લિમોએ સૌ પહેલાં કાવ્યરચના માટે તેનો પ્રયોગ કર્યો હતો. એમ કહી શકાય કે હિન્દુસ્થાનીનો મુસલમાની પ્રકાર ૧૮મી શતાબ્દીમાં, ઉર્દૂના પ્રારંભકાળના કવિઓની ભાષામાં સુપ્રતિષ્ઠિત બની ચૂક્યો હતો; અને એ જ શતાબ્દીમાં હિન્દુઓએ પણ તેનો સ્વીકાર કર્યો હતો. ૧૯ મી શતાબ્દીના પ્રારંભ સાથે નવ્ય ભારતીય આર્ય ભાષાઓના મેદાનમાં હિન્દુસ્થાનીએ ઉચ્ચકોટિક હિન્દી ગદ્ય અને ઉર્દૂ ગદ્યના પોતાના જોડિયા સ્વરૂપે દબદબાભર્યો પ્રવેશ કર્યો; ઉર્દૂ કવિતા તરીકે તો, ગત શતાબ્દીઓમાં તે તૈયારી કરતી હતી; ઉચ્ચકોટિક હિન્દીની કવિતા તરીકે એનું આગમન હજી હવે થવાનું હતું.

અંગ્રેજોએ હિન્દુસ્થાનીનાં સાહિત્યિક સ્વરૂપોને–ખાસ કરીને એના ફારસીમય ઉર્દૂ સ્વરૂપને સંપૂર્ણ ટેકો આપ્યો, કારણ કે અંગ્રેજોની દૃષ્ટિએ તો દિલ્હીના છેલ્લા મોગલો સાથેના સંબંધોમાંથી મળેલ પ્રચલિત ભાષાના સરકારી, દરબારી સ્વરૂપ તરીકેનો તે વારસો હતી, જે વચ્ચેના સમયમાં સમસ્ત ઉત્તર ભારતમાં ખૂબ પ્રચલિત બની હતી. કાયદાની અદાલતોમાં અને લશ્કરમાં (ફારસી લિપિમાં લખાતી ઉર્દૂ ઉપરાંત રોમન ઉર્દૂ તરીકે) હિન્દુસ્થાનીનો વપરાટ, તથા કેટલાક દાખલાઓમાં નાગરી લિપિમાં હિન્દી-હિન્દુસ્થાનીના પ્રયોગની છૂટ તેમજ સ્કૂલોમાં તથા પાછળથી કલકત્તા, અલ્લાહાબાદ અને પંજાબ યુનિવર્સિટીઓની સ્થાપના થતાં કૉલેજોમાં પણ આ ભાષાઓની સ્વીકૃતિ–એ બધી વસ્તુઓએ ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂના વિજયની ખાત્રી આપી. સ્વાભાવિક રીતે જ, લોકો પોતાની સંસ્કારિતા અને

ધર્મ પ્રમાણે આ બેમાંથી એક પ્રકારમાં લખવા મંડયા. વર્તમાનપત્રો અને સભાસ્થાનો, ધર્મ અને રાજકારણમાં હિન્દુસ્થાનીના આ બે પ્રકારોમાંથી એક અથવા બીજા સ્વરૂપનો સ્વીકાર કરવામાં આવ્યો. ૧૬ મી અને ૧૭ મી શતાબ્દીમાં મુસ્લિમો માટે બ્રજ ભાખા એ એક આનંદવિનોદ-રૂપ હતી : પણ ૧૮ મી શતાબ્દીથી ફારસી અને અરબી દ્વારા કેળવાયેલા ઉત્તર ભારતના અને દક્ષિણના મુસ્લિમો ઉત્તર ભારતીય પ્રાદેશિક ભાષાના બીજા પ્રકારોને બાજૂએ રાખીને માત્ર ઉર્દૂની જ પરવા કરવા લાગ્યા. હિન્દુઓએ તો બ્રજ ભાખા અને અવધીનું ખેડાણ કરવાનું ચાલુ રાખ્યું, પણ ૧૯મી શતાબ્દીથી ઉચ્ચકોટિક હિન્દીએ તેમનું મુખ્ય ધ્યાન રોકી લીધું; ઉર્દૂ કવિતાનો દાખલો તથા બ્રજ ભાખા અને અવધીનું જૂનવાણી સ્વરૂપ તેમજ એ બન્નેની પારસ્પરિક વિભિન્નતા—એ કારણોએ હિન્દુઓને પણ ગઇ શતાબ્દીના મધ્ય ભાગથી ઉચ્ચકોટિક હિન્દી (ખડી બોલી) અથવા શિષ્ટ હિન્દુસ્થાનીમાં કવિતા લખવાને પ્રેર્યા; પરિણામે હવે એ ભાષા હિન્દુ કવિતા તેમજ હિન્દુ ગદ્યમાં સુપ્રતિષ્ઠિત બની ચૂકેલી છે. અર્વાચીન ખડી બોલી (ઉચ્ચકોટિક હિન્દી) કવિતાનું પ્રતિનિધિત્વ જેમની સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય છે એવા શક્તિશાળી કવિઓ – જેમાંના કેટલાક તો સાચા પ્રતિભાશાળી છે – ધરાવે છે; અને જો કે 'હિન્દી' કવિતા લખનારા હિન્દુઓમાં હજી બ્રજ અને અવધીના અનુયાયીઓ છે ખરા, છતાં સંભવતઃ જેઓ એ ભાષાઓને પોતાની ઘરગથુ ભાષાઓ તરીકે ચાલુ રાખે તે સિવાય બીજાઓમાં સાહિત્ય-ભાષા તરીકે બ્રજ અને અવધીના દિવસો હવે ભરાઈ ચૂક્યા છે. પંજાબી બોલનારાઓ (ગુરુમુખી લિપિમાં લખાતી પોતાની પંજાબીને જેઓ મોટે ભાગે વળગી રહે છે તે સીખોના અપવાદ સિવાય), તથા બ્રજ ભાખા, કનૌજી, પૂર્વ હિન્દી અને બિહારી તેમજ રાજસ્થાની અને બીજી સંખ્યાબંધ ભાષાઓ તથા બોલીઓ બોલનારાઓએ શિક્ષણ અને જાહેર જીવનની ભાષાઓ તરીકે ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂનો સ્વીકાર કરીને ધીરે ધીરે પોતાની મૂળ ભાષાઓને ત્યજી દીધી છે.

૧૭ મી અને ૧૮ મી શતાબ્દીઓ દરમ્યાન હિન્દી (હિન્દુસ્તાની

અથવા હિન્દુસ્થાની )નો પ્રચાર એ કેન્દ્રસ્થ મોગલ રાજ્યવહીવટે ભારતને કરેલી સૌથી મોટી નવાજેશો પૈકી એક છે. એ ભાષા સર્વત્ર પોતાની સાથે હિન્દીની ભાષાની પ્રતિષ્ઠા લઈ જતી હતી. ફારસી કેટલેક અંશે પશ્ચાદ્ભૂમાં પડી ગઈ હતી; અને ' ઝબાન-ઇ-ઉર્દૂ-ઇ-મુઅલ્લા '—ઉચ્ચ છાવણી અથવા દરબારની ભાષા—એક પ્રકારની બાદશાહી બોલી તરીકે, ઓછાવત્તા પ્રમાણમાં ફારસીપ્રચુર એવી હિન્દી અથવા હિન્દુસ્થાની ભાષા જેમને દરબાર, લશ્કર અથવા રાજ્યવહીવટ સાથે કંઈ પણ સંબંધ હતો એવા લોકોમાં, ૧૮ મી શતાબ્દીથી માંડી મોગલ સામ્રાજ્યના જુદા જુદા સૂબાઓ અથવા પ્રાન્તોમાં, વિદગ્ધ અને સંસ્કારી ભાષા ગણાતી હતી.

ઉર્દૂ શાયરો અથવા કવિઓ અને મૌલવીઓ, મુનશીઓ, અને મુલ્લાંઓ પોતાની રીતે ફારસીમય ઉર્દૂમાં રચના કરી તેને વધારે પરિષ્કૃત કરતા ગયા; અને પંડિતો અને બીજા હિન્દુ લેખકોએ સંસ્કૃતમય હિન્દીની ઇમારત ચણી. પરન્તુ પશ્ચિમ પંજાબથી માંડી પૂર્વ બંગાળ સુધીનો ભારતીય-હિન્દુ તેમ જ મુસ્લિમ-બહુજનસમાજ તો આ હિન્દી અથવા હિન્દુસ્થાની પ્રત્યે પોતાનું આગવું જ વલણ દાખવતો હતો. જ્યારે જુદી ભાષાઓ બોલનારા લોકો સાથે સંપર્ક સાધવાનો હોય ત્યારે એ સમાજ સામાન્ય જીવનવ્યવહારની ભાષા તરીકે હિન્દુસ્થાનીનો પ્રયોગ કરતો અને હજી પણ કરે છે; ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ સ્વરૂપમાં હિન્દી ભાષાને સમૃદ્ધ કરવાની દૃષ્ટિએ અરબી, ફારસી અને સંસ્કૃતના ભંડારોમાંથી વીણી લાવેલા વિચારોના ખજાનાઓ અને સૂક્ષ્મ વસ્તુઓ વિશે તે કંઈ જાણતો નથી; આમાં અપવાદરૂપ એ વસ્તુ ગણાય કે બંગાલ સિવાયના ઉત્તર ભારતના હિન્દુઓની બાબતમાં, ધર્મ અને અદ્ભુત કથાના ક્ષેત્રમાં કેટલાક અસાધારણ ગુણવત્તાવાળા ગ્રન્થો લોકજીવનમાં ઓતપ્રોત થયેલા છે અને છેલ્લી કેટલીક શતાબ્દીઓ થયાં એને આધ્યાત્મિક અને સાહિત્યિક પથ્ય આહાર આપતા રહ્યા છે : દા. ત. તુલસીદાસનું ' રામચરિતમાનસ ' અને તેમના બીજા કેટલાક ગ્રન્થો, સૂરદાસનું ' સૂરસાગર, ' ( દિલ્હી અને અજમેરના છેલ્લા હિન્દુ રાજા પૃથ્વીરાજ ચૌહાણના ભાણેજ ) આલ્હા અને ઊદલનાં બાવન યુદ્ધોને વર્ણવતાં ગીતો, ' ભક્તમાલા ' અને

બીજી કેટલીક કૃતિઓ. અભણ માણસો પણ ભાવાર્થ સમજી શકે અથવા અર્થ એમને સમજાવવામાં આવે, એટલે પછી ગ્રંથ કઈ બોલીમાં લખાયો હતો એ વસ્તુ મહત્ત્વની રહેતી નહોતી. આ રીતે (જૂની અવધીમાં લખાયેલ) તુલસીદાસનું રામાયણ પંજાબથી બિહાર સુધી લોકપ્રિય છે અને (બુંદેલીમાં લખાયેલાં) આલ્હા અને ઊદલનાં ગીતો જ્યારે ભોજપુરિયા અને માગધી બોલનારાઓ સમક્ષ ગાવામાં આવે છે ત્યારે તેઓ પણ અત્યંત ધ્યાનપૂર્વક સાંભળે છે. બહુજનસમાજે સર્વોત્તમ રૂઢ સામાન્ય ભાષા તરીકે હિન્દુસ્થાની ભાષાનો સ્વીકાર કર્યો છે, જેમાં જીવનની સાદી અને પ્રત્યક્ષ વસ્તુઓને લગતા શબ્દો મોટે ભાગે દેશજ હિન્દુસ્થાની છે, કેટલાક શબ્દો ફારસી–અરબીમાંથી છે, અને એક મોટી સંખ્યા સંસ્કૃતમાંથી છે. એ આમવર્ગને ઉચ્ચ સંસ્કારિતાના શબ્દો ઘડવાની અથવા એવા શબ્દો ઉછીના લેવાની તક મળી નહોતી; ઉદાહરણ તરીકે, તુલસીદાસ અને 'સૂરસાગર'માંનો સંસ્કૃતનો ખજાનો હંમેશાં તેને માટે ખુલ્લો હોઈ એ શબ્દો લેવા માટેની શક્તિનો પણ કંઈ તોટો નહોતો. પોતાની પાસે જે સામગ્રી (દેશજ તેમજ સંસ્કૃત અને અહીંનાં જ બની ગયેલાં પરદેશી ભાષાનાં તત્ત્વો રૂપે) પડી હતી તેમાંથી જ્યારે જરૂર જણાઈ ત્યારે તેણે સામાન્ય રીતે સારા શબ્દોનું સર્જન કર્યું છે: દા. ત. आग-बोट ( Steamer, શબ્દશઃ અર્થ કરીએ તો 'અગ્નિનું વહાણ'–મુંબઈ હિન્દુસ્થાનીમાં), ठंडा तार અને गर्म तार (Positive and negative wire), हवा गाड़ी (Motor car), सेवादल (Band of help,-સામાજિક સેવાનું કાર્ય કરનારા સ્વયંસેવકો), जादूघर (Museum), बीजली-बत्ती (Electric light), हाथ-घडी (Wrist-watch), सोख-कागज़ (Blotting paper–અંગાળમાં), चीर-फाड (Operation), गर्मी-नाप (Thermometer), देश-सेवक (Patriot), बालक-चर (Boy-scout), जंगी-लाट (Commander-in-chief), किसान-संघ, मजदूर-संघ (Farmers', labourers' union), बे-तार (Wireless, चिड़ियाखाना (Aviary, zoo,), तेजी-मंदी (Briskness and dullness of market), ઇત્યાદિ ઇત્યાદિ. ઉચ્ચ સંસ્કારિતાના શબ્દોનો

ઉત્તર ભારતની લોકપ્રચલિત અથવા આમવર્ગની હિન્દી (હિન્દુસ્થાની)એ વિવાદનો બીજો એક મુદ્દો ઉપસ્થિત કરેલો છે, જે અત્યાર સુધી ખાસ ધ્યાન ખેંચે એવો બનેલો નથી, પણ મોડોવહેલો તે આગળ આવ્યા સિવાય રહેશે નહિ. અત્યારે હિન્દી-ઉર્દૂના વાદમાં સૌથી વધુ નોંધપાત્ર એવા સંસ્કાર-શબ્દો અને લિપિના પ્રશ્ન ઉપરાંત, રૂઢ હિન્દુસ્થાનીએ એટલો જ-કદાચ એથી યે વધુ-મહત્ત્વનો વ્યાકરણનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. એક રૂઢ બોલી અથવા બોલીઓ ઉપર બંધાયેલી સાહિત્યિક હિન્દુસ્થાની એવું વ્યાકરણ રજૂ કરે છે, જે હિન્દી ( હિન્દુસ્થાની ) ના 'વતન'— એકંદરે, પશ્ચિમ યુક્ત પ્રાન્ત અને પૂર્વ પંજાબના પ્રદેશો—બહારના લોકોને તદ્દન સંકુલ અને મુશ્કેલ જણાય છે. પૂર્વ હિન્દીની બોલીઓ, બિહારી બોલીઓ, બંગાળી, આસામી અને ઊડિયા, ગોરખાલી, દ્રાવિડી ભાષાઓ અને મરાઠી, અને રાજસ્થાની, ગુજરાતી, સિંધી અને પૂર્વ તથા પશ્ચિમ પંજાબી બોલનારાઓ પણ જ્યારે હિન્દી ( હિન્દુસ્થાની ) બોલે છે ત્યારે એ ભાષાની વ્યાકરણવિષયક કેટલીક પ્રધાન લાક્ષણિકતાઓનું સરલીકરણ કરી નાખે છે—કેટલાક દાખલાઓમાં તો એ લાક્ષણિકતાઓને તદ્દન દૂર કરી નાખવામાં આવે છે. આનું પરિણામ એ આવ્યું છે કે સાહિત્યિક હિન્દી અને ઉર્દૂ, તથા હિન્દીના 'વતન' માં ( પશ્ચિમ યુક્ત પ્રાન્ત અને પૂર્વ પંજાબમાં ) આમવર્ગમાં બોલાતી, સહુ અંશે શુદ્ધ અથવા વ્યાકરણબદ્ધ એવી હિન્દુસ્થાનીની સાથોસાથ હિન્દુસ્થાનીનો બીજો એક પ્રકાર પણ પ્રચલિત છે. આ પ્રકાર તે સરલીકૃત વ્યાકરણવાળી, રસ્તા અને બજારની, કારખાનાં અને વખારની, લશ્કર અને ગોદીની રૂઢ હિન્દુસ્થાની છે, જે હિન્દી અથવા હિન્દુસ્થાનીના પ્રાદેશિક વિસ્તારની બહાર સમસ્ત ભારતમાં સામાન્ય રીતે બોલાય છે. આ વસ્તુની નોંધ આ પહેલાં એક વાર, પહેલા વ્યાખ્યાનમાં લેવામાં આવી છે, અને મારે ફરી વાર તેનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ પડશે. જેઓ હિન્દી ( હિન્દુસ્થાની ) બોલે છે અથવા તેનો પ્રયોગ કરે છે એવા ૨૪॥ કરોડ મનુષ્યો પૈકી ૨૦ કરોડ કરતાંયે વધારે મનુષ્યો આ સરલીકૃત

હિન્દુસ્થાની બોલે છે; તેઓને માટે વિશિષ્ટ વ્યાકરણ સાથેની સાહિત્યિક હિન્દુસ્થાનીનું અધ્યયન એ એક મુશ્કેલ કાર્ય છે—તેઓ પૈકી સૌથી વધુ બુદ્ધિશાળી મનુષ્યોને માટે પણ એ કંઈ સહેલ નથી.

અહીં જીવંત મહત્ત્વનો એક પ્રશ્ન ઊભો થાય છે: ૨૦ કરોડ મનુષ્યોમાં જાહેર અથવા વ્યાપારિક જીવનમાં પ્રયોજાતી આ સરલીકૃત ભાષા—તેના બળ અથવા અર્થવ્યક્તિની શક્તિને કોઈ પણ પ્રકારની હાનિ પહોંચ્યા સિવાય, તેનું સરલીકરણ થયા બાદ—ટકવી જોઈએ કે ૪।। કરોડ (કદાચ ત્રણ કરોડ કરતાં યે ઓછા) મનુષ્યોની ગૃહભાષાને સરસાઈ પામીને પોતાની સંકુલતાઓ સર્વેની ઉપર ઝાંસવા દેવી જોઈએ? "મધ્ય દેશ" માંના પ્રમાણમાં નાના એવા એક સમુદાયે સમસ્ત ભારતીય પ્રજાને હિન્દી (હિન્દુસ્થાની) અર્પણ કરેલી છે—અને ભારતીય પ્રજાએ પણ એ ભેટનો સ્વીકાર કરીને તેનો ઘટતો જવાબ વાળ્યો છે; પણ પોતાની જરૂરિયાતોની અનુકૂળતા ખાતર, એની મૂળ લાક્ષણિકતાને કંઈ વાંધો ન આવે એવી રીતે તેણે એમાં પરિવર્તનો કર્યાં છે. આ પરિવર્તનો જો ભારતીય પ્રજાના હિતમાં હોય, અર્થની સમજણને હાનિ પહોંચ્યા સિવાય એથી જો સાદાઈ અને સરલતા વધતાં હોય, અને જોમ અને સૌન્દર્યના ગુણોનો ભોગ આપ્યા સિવાય ઉપયુક્તતા પ્રાપ્ત થતી હોય તો—એ પરિવર્તનોનો શા માટે સ્વીકાર કરવો ન જોઈએ?

હિન્દી–ઉર્દૂ ઘર્ષણનો ઉદ્ભવ અને વિકાસ એ અભ્યાસનો એક રસપ્રદ વિષય છે; પણ આ પ્રસંગ એને માટે ભાગ્યેજ પ્રસ્તુત છે. શ્રી. ચન્દ્રબલિ પાંડે, એમ. એ. (દા. ત. बिहार-में हिन्दुस्तानी, સં. ૧૯૯૬; कचहरी-की भाषा और लिपि, સં ૧૯૯૬; उर्दू-का रहस्य, સં. ૧૯૯૭); શાહ સાહિબ નાસિરદ્દીન પૂરી (मुल्ककी ज़बान और फाज़ील मुसल्मान, સં. ૧૯૯૭; આ બધા ગ્રન્થો બનારસની નાગરી પ્રચારિણી સભા તરફથી પ્રકાશિત થયેલા છે); વેંકટેશનારાયણ તિવારી (हिन्दी बनाम उर्दू, ૧૯૩૮, અલ્લાહાબાદ) અને બીજાઓએ લખેલા, સુન્દર દસ્તાવેજી પુરાવાઓ સહિતના નિબંધો અને ગ્રન્થો

આ વિષયનું પૂરતું દિગ્દર્શન કરાવશે. એટલું કહેવું બસ થશે કે ૧૬ મી શતાબ્દીથી માંડી જૂની હિન્દીના મુસ્લિમ બોલનારાઓના આ ભાષાને ફારસી-અરબી લિપિમાં લખવાના સભાન અથવા અભાન પ્રયત્નમાં આ વાદનાં બીજ રહેલાં છે. ભારતની ભૂમિ ઉપર જ જેણે ભારત અને ભારતીય સંસ્કારિતાના અસ્તિત્વનો ઇન્કાર કર્યો હતો એવા આદર્શવાદના પાયા ઉપર જે ભાષા અને સાહિત્ય ધીરે ધીરે બંધાતાં જતાં હતાં તે સામે ભારતની રાષ્ટ્રિય સંસ્કારિતાના અનુયાયીઓ—ભારતના પુનો પડકાર ફેંક્યા સિવાય રહે એમ હતું જ નહિ; એ પડકાર અત્યંત સંસ્કૃતપ્રચુર હિન્દીના રૂપમાં હતો. ૧૮ મી અને ૧૯મી શતાબ્દીમાં ભારતમાં મુસ્લિમ સત્તાની ઊતરતી કળા થઈ, તે સાથે ૧૬ મી અથવા ૧૭ મી શતાબ્દીમાં હતું તેમ ભારતમાં મુસ્લિમ સત્તાના જૂના મહત્ત્વના સ્થાનનું પુનર્જીવન થાય એવી આશા ચાલુ રહી—આમ એક મહાન કીર્તિવંત સામ્રાજ્યના પતનની સ્મૃતિ ઉપર ઉર્દૂનો પાયો નખાયો. આમ હોવાથી ખાસ કરીને જેઓ પોતાને હજી ફલીભૂત નહિ થયેલા ભાવિના વારસદારો માનતા હતા એવા ઘણા ભારતીય મુસ્લિમો ઉર્દૂને દેશભક્તિના જુસ્સાથી અને ધાર્મિક ઉત્સાહથી વળગી રહે એ સ્વાભાવિક હતું. વળી હિન્દુઓ પોતાની સંસ્કારિતા માટે દઢતા-પૂર્વક દાવો કરે અને તે માટે આક્રમણકારી બને તો, હિન્દુઓની વધારે મોટી સંખ્યાથી પોતે દબાઈ જાય એવો ભય પણ ભારતીય મુસ્લિમોના ચોક્કસ વિભાગમાં છે. શુદ્ધિ, સંગઠન અને હિન્દુ એકતાનો ઉપદેશ, તથા ખાસ કરીને આર્યસમાજ અને હિન્દુ મિશન જેવાં હિન્દુ-પુનર્જીવન મંડળોએ અમુક બાબતોમાં લીધેલી મજબૂત અને નિશ્ચિત વલણને આ દઢતાપૂર્વકના દાવાનાં અને શક્ય આક્રમણનાં નવાં ચિહ્નો તરીકે ભયપૂર્વક જોવામાં આવે છે. આજકાલના ભારતીય રાજકારણની મલિનતા, ખાસ કરીને 'ભાગ પાડો ને રાજ્ય કરો'ની સામ્રાજ્યવાદી રાજનીતિ આ સાંપ્રદાયિક અથવા ઈર્ષ્યા અને ધિક્કારનું વિષ ભારતના રાજકારણી શરીરમાં સતત દાખલ કરી રહેલ છે. રાષ્ટ્રિય જીવનમાં મૂલ્યની ખોટી

આંકણી, જે ધર્મને જાતિ, સંસ્કારિતા અને અર્થકારણની આગળ મૂકી રહી છે, તે સત્તા, ધન અને અધિકારની લોલુપતાની સાથે મળીને કેવળ સાહિત્ય અને શૈલીના પ્રશ્નને પ્રથમ પંક્તિનો રાષ્ટ્રિય પ્રશ્ન બનાવી રહી છે. રાજદ્વારી કુનેહ, સમજ, અને સૌથી વધારે તો અર્વાચીન અર્થમાં શિક્ષણ—જે પોતાની સાથે રાજકારણને જોડી દેતા અને પોતાથી ભિન્ન પ્રકારના ધાર્મિક અભિપ્રાયો પરત્વે અસહિષ્ણુ એવા ધર્મથી અલગ હોય—તેમ-જ હિત ધરાવતા સામ્રાજ્યવાદની જાળમાંથી મુક્તિ, એ ભારતીય જીવનને કોરી ખાતા આ કીડાનો સફળપણે નાશ કરવાનો એક જ ઉપાય છે.

આપણા ભાષાશાસ્ત્રીઓ અને આનો ફલિતાર્થ સમજતા હોય એવા જાહેર પુરુષો ભારતની રાષ્ટ્રભાષા હિન્દી અથવા હિન્દુસ્થાનીનાં શબ્દભંડોળ, લિપિ અને વ્યાકરણને લગતા ત્રિવિધ પ્રશ્નની ગંભીરતાપૂર્વક ચર્ચા કરે એ માટેનો સમય હવે આવી પહોંચ્યો છે.

## વ્યાખ્યાન ૪

# હિન્દી ( હિન્દુસ્થાની ) ના પ્રશ્નો અને ઉકેલનાં સૂચનો

હિન્દી ( હિન્દુસ્થાની ) ના આજકાલના પ્રભેદો જેમણે હિન્દીના પ્રશ્નોને જન્મ આપ્યો છે—(૧) સંસ્કૃતમય હિન્દી, (૨) ફારસી-અરબીમય હિન્દી અથવા ઉર્દૂ, (૩) બઝાર હિન્દુસ્થાની—હિન્દીની ઊણપો—એના કોઈપણ પ્રભેદ રૂપે, બીજી ભાષા બોલનારાઓ માટે એ સંસ્કારભાષા નથી—ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ હિન્દના બીજા લોકોને કેવી રીતે ઉપયોગી થાય છે—અંગ્રેજી : ભારતની સાચી સંસ્કારભાષા—અખંડ ભારતના પ્રતીક તરીકે હિન્દી—'બિનહિન્દી' વિસ્તારો અને હિન્દીની ઉત્ક્રાન્તિ—' હિન્દુસ્થાની પ્રશ્ન ' નો પ્રશ્ન—ભાષા ઉપર ધર્મભેદની પાડવામાં આવતી અસર—કેળવણી અને જાહેર જીવનમાં ભાષાનું દ્વૈત—આ પ્રશ્નનું અખિલ ભારતીય અંગ—સર્વથા અસ્તિત્વ ધરાવતી રૂઢ ભાષા અને વ્યવહારભાષા હિન્દી—આ પ્રશ્નનો ત્રિવિધ પ્રકાર—લિપિ, સંસ્કારશબ્દો વ્યાકરણ—લિપિનો પ્રશ્ન—દેવનાગરી લિપિ, તેનું મહત્ત્વ—બહારની દુનિયા સાથે ભારતને જોડનાર લિપિઓ તરીકે દેવનાગરી વિ. ફારસી-અરબી—બીજાં સ્થળોએ અરબી લિપિના સ્થાન પર આક્રમણ—ઈન્ડોનેશિયામાં, તુર્કીમાં, આફ્રિકામાં અને સોવિયટ રશિયામાં—ઈરાનમાંની પરિસ્થિતિ—અરબી લિપિના મૂળભૂત સિદ્ધાન્તો—તેની ક્ષતિઓ—અરબી લિપિની અપૂર્ણતાનાં ઉદાહરણો—ભારતની એ રાષ્ટ્રલિપિ ન બની શકે—રોમન મૂળાક્ષરો—રોમન વિ. દેવનાગરી—સાધકબાધક વિગતો—રોમનની તુલનામાં દેવનાગરીની ક્ષતિઓ—શબ્દોનું પૃથક્કરણ : રૂપતત્ત્વ ( Formal element ) અંગેનું અને ધ્વનિતત્ત્વ અંગેનું—ભારતીય ( દેવનાગરી ) અક્ષરાનુક્રમ અને રોમન અક્ષરોની આકૃતિ—ભારત માટે સૂચવવામાં આવેલી ભારત-રોમન ( Ind.-Roman ) લિપિ—હિન્દી ( અને બીજી ભારતીય ભાષાઓ માટે ) ભારત-રોમન લિપિ અપનાવવાનું સૂચન—જ્યારે બે લિપિઓ ( રોમન અને ભારતીય ) વપરાતી હશે એવો 'દ્વિલિપિપ્રચાર' નો સંક્રાન્તિકાળ—રોમન લિપિની આંતરરાષ્ટ્રિય લાક્ષણિકતા—દેવનાગરી —ઉચ્ચકોટિક હિન્દી અને ફારસી-અરબીમય ઉર્દૂની સાથોસાથ રોમન હિન્દુસ્થાનીનો પ્રયોગ થઈ શકે—જ્યાંસુધી રોમનનો સ્વીકાર

કરવામાં આવે નહિ ત્યાંસુધી હિન્દમાં બીજી બધી લિપિઓ કરતાં દેવનાગરીનો દાવો વધારે મજબૂત છે—લિપિ અને શબ્દભંડોળ એ ભાષા અને તેની સંસ્કારિતાની લાક્ષણિકતા ઘડવામાં સહાયભૂત થાય છે—ફારસી-અરબીમય ઉર્દૂની અશ્લિષ્ટ દશા (Isolated character). મોગલ હિન્દની પડતીના કાળના મુસ્લિમ અમીરવર્ગનું એ સર્જન-આ મુસ્લિમ અમીરવર્ગ ઉપર હિન્દુ હિન્દીનું જાદૂ-ઉર્દૂ ભાષા અને સાહિત્યની વિદેશી અને અ-ભારતીય લાક્ષણિકતા—'ઈરાન અને અરબસ્તાનના વસ્તુ'નો ભારતીય સાહિત્યમાં પ્રવેશ—ઈરાની અદ્ભુત કથાઓ અને બીજી આરબ કથાઓ તથા વાર્તાઓનો ઉર્દૂ સાહિત્ય દ્વારા ભારતમાં પ્રવેશ—અર્વાચીન ભારતની 'ઈસ્લામી' ભાષા તરીકે ઉર્દૂ—હજી પણ તે એક વર્ગ-બોલી (Class-dialect) છે—ભારતીય ભાષાના મૂળસંસ્કૃતથી ઉર્દૂ વિચ્છિન્ન થઈ ગઈ છે—ઉર્દૂનું ફારસીકરણ—'વિધાયક' ભાષાઓ ('Building' Languages) અને 'ઋણગ્રાહી' ભાષાઓ ('Borrowing' Languages)—લૅટિન અને રોમનકુળની ભાષાઓ, તથા સંસ્કૃત અને ભારતની ભાષાઓ—ઉર્દૂના કેટલાક સર્જકોની છેક સંકુચિત અને ભારતવિરોધી મનોદશા—સંયુક્ત પ્રાન્તમાં ફારસીમય ઉર્દૂની અસર ઘસાતી જાય છે—ભારતીય સિક્કાઓ ઉપરના ફારસી લેખો—હિન્દી રાષ્ટ્રિય મહાસભા જેની હિમાયત કરે છે તે, સૂચવવામાં આવેલી સંગમભાષા (Compromise-speech) 'હિન્દુસ્તાની'—ફારસીમય ઉર્દૂને ટેકો—પરિણામ—અખિલ ભારત રેડિયો અને હિન્દી-ઉર્દૂનો પ્રશ્ન—ફારસી-અરબી સંસ્કારશબ્દો વિ. હિન્દી રાષ્ટ્રવાદ—અરબી, તથા તુર્કી અને ફારસી જેવી બીજી 'ઈસ્લામી' ભાષાઓ—હિન્દી રાષ્ટ્રવાદ અને સંસ્કૃત પ્રત્યેના ભારતીય મુસ્લિમોના વલણમાં થયેલું અનિવાર્ય પરિવર્તન—જૂનો ઉર્દૂ કવિ નઝીર અને તેનું શબ્દભંડોળ—ભારતીય (હિન્દ) સંસ્કારિતા અને ઈતિહાસમાં ઉર્દૂનું સ્થાન—ઓછામાં ઓછું હિન્દુઓમાં, ભારતીય રાષ્ટ્રભાષા તરીકે સંસ્કૃતને ટકાવી રાખવાનું અને પુનઃસ્થાપિત કરવાનું સૂચન—ફારસીમય ઉર્દૂ અને સંસ્કૃતમય હિન્દી: ઉર્દૂની જેમ ફારસીમય નહિ બનેલી બંગાળી અને બીજી ભાષાઓ સાથે આ પ્રશ્નનો સંબંધ—ભારતની રાષ્ટ્રિય ભાષા તરીકે હિન્દીના સંસ્કારશબ્દો મુખ્યત્વે સંસ્કૃતમાંથી હોવા જોઈએ—હિન્દીમાંના ફારસી-અરબી મૂળના સર્વસામાન્ય અને એતદ્દેશીય બનેલા શબ્દોને કાયમ રાખવા જોઈએ—આ રાષ્ટ્રિય હિન્દી ભાષામાં ઈસ્લામી ધર્મ અને સંસ્કારિતાને લગતા શબ્દો ફારસી-અરબીમાંથી હોવા જોઈએ—હિન્દીમાં ફારસી-અરબી અને સંસ્કૃતના કૃત્રિમ સંયોજનની નિષ્ફળતા—હિન્દીમાં શૈલીનાં અલંકરણો માટેના બળ તરીકે ફારસી-અરબી તત્ત્વોનું અનામત ભંડોળ બની શકે—લિપિ અને શબ્દભંડોળ માટે વ્યવહારુ સૂચનો—હિન્દી (હિન્દુસ્થાની) ના વ્યાકરણનો પ્રશ્ન અને તેનું સરલીકરણ—આવું સરલીકરણ આવશ્યક તેમજ વ્યવહારમાં આવી શકે એવું છે- (૧) બહુવચનનાં

(૩) 'બઝાર હિન્દી' અથવા 'બઝાર હિન્દુસ્થાની'—(૧) અને (૨) માં શુદ્ધ હિન્દુસ્થાનીનું જે વ્યાકરણ છે તેને સરલ બનાવીને આ ભાષા વાપરે છે. આમજનતામાં (તળપદી હિન્દુસ્થાની અથવા પાશ્ચાત્ય હિન્દીના પ્રદેશોમાં વસતા લોકો તેને બીજાં સ્થળોના લોકો કરતાં શુદ્ધતર સ્વરૂપમાં પ્રયોજે છે) તેનો સર્વસામાન્ય વપરાશ છે. તેના શબ્દભંડોળનું સ્વરૂપ સુવ્યક્ત નથી, પણ સંસ્કૃત અને ફારસી–અરબી તથા બીજા પરદેશી [illegible] અને અત્રત્ય તદ્દ્ભવ શબ્દસર્જનોનો તે ઉપયોગ કરે છે. તેના [illegible]નું મર્યાદિત સ્વરૂપ તે કેવળ પ્રાથમિક વ્યવહારની ભાષા હોવાની [illegible] છે

પ્રત્યયનિષ્પન્ન રૂપો, (૨) નામનું એકવચનનું અંગવિભક્તિનું રૂપ ( Oblique form ), (૩) ષષ્ઠી વિભક્તિમાં, વિશેષણ અને ક્રિયાપદમાં વ્યાકરણવિષયક લિંગ, (૪) ક્રિયાપદોનાં જુદા જુદા પુરુષ અને કાળનાં રૂપો, અને (૫) ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદોની કર્મણિ રચના. આટલી વસ્તુઓનો ત્યાગ કરતું 'બઝાર હિન્દી' નું વ્યાકરણ—આ વસ્તુ વિદ્યમાન વ્યાપક પ્રચારની કેવળ વિધિસરની સ્વીકૃતિજ હશે—સમસ્ત ભારતના લોકો માટે હિન્દી ( હિન્દુસ્તાની ) શીખવાનું આથી સહેલું બનશે—સરલીકૃત હિન્દીની સાર્વત્રિક સ્વીકૃતિ-ક્ષમતા—સંક્ષિપ્ત સાર અને સમાપ્તિ.

હિન્દી ( હિન્દુસ્થાની ) નું ભારતીય ભાષાઓમાં શું સ્થાન છે તથા એ સ્થાન કેટલે અંશે ઐતિહાસિક બળોનું પરિણામ છે તે આપણે અત્યાર સુધી તપાસ્યું. હવે આપણે હિન્દુસ્થાનીના સાચા પ્રશ્નોની ચર્ચાનો આરંભ કરીએ છીએ—ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ જેમની માતૃભાષાઓ છે તેમને જ માત્ર નહિ, પણ જેઓ પોતાની માતૃભાષા તરીકે બીજી ભાષાઓને સ્વીકારે છે તેમને પણ એ પ્રશ્નો કેવી રીતે અસર કરે છે તથા આ પ્રશ્નોનો ઉકેલ કેવી રીતે થઈ શકે એ આપણે જોઈશું. હિન્દુસ્થાની ( ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ ) ના અધિનાયકત્વ નીચે આવેલી જુદી જુદી બોલીઓ અને ભાષાઓ, જેઓને 'હિન્દીની બોલીઓ' એવા શિથિલ નામે વર્ણવી શકાય એવી બોલીઓ અને ભાષાઓ—જેઓના ભાષકો પોતાના ઘરમાં એ ભાષાઓ પ્રયોજતા હોવાનું સાચી અથવા ખોટી રીતે માને છે—એ ભાષાપ્રકારોને બાજૂએ મૂકતાં, અર્વાચીન ભારતનાં સર્વસાધારણ સ્ત્રીપુરુષને રસ પડે એવા હિન્દુસ્થાનીના ત્રણ પ્રકારો અત્યારે છે—

(૧) દેવનાગરી લિપિમાં લખાતી સંસ્કૃતમય હિન્દી, જે હિન્દીને સમૃદ્ધ કરવા માટે સંસ્કૃત શબ્દકોશનો આશ્રય લે છે, છતાં ફારસી-અરબી શબ્દોની ઠીકઠીક સંખ્યા ટકાવી રાખે છે.

(૨) ફારસી-અરબી લિપિમાં લખાતી ફારસી-અરબીમય હિન્દી, જે ફારસી અને અરબી શબ્દો પસંદગીપૂર્વક પ્રયોજે છે. તથા જેમાં સંસ્કૃત શબ્દો જૂજ છે અથવા બિલકુલ નથી—આ ભાષા એની પ્રેરણા અને વલણની બાબતમાં ઉઘાડી રીતે મુસલમાની અને ભારત-બાહ્ય છે.

(૩) 'બઝાર હિન્દી' અથવા 'બઝાર હિન્દુસ્થાની'—(૧) અને (૨) માં શુદ્ધ હિન્દુસ્થાનીનું જે વ્યાકરણ છે તેને સરલ બનાવીને આ ભાષા વાપરે છે. આમજનતામાં (તળપદી હિન્દુસ્થાની અથવા પાશ્ચાત્ય હિન્દીના પ્રદેશોમાં વસતા લોકો તેને બીજાં સ્થળોના લોકો કરતાં શુદ્ધતર સ્વરૂપમાં પ્રયોજે છે) તેનો સર્વસામાન્ય વપરાશ છે. તેના શબ્દભંડોળનું સ્વરૂપ સુવ્યક્ત નથી, પણ સંસ્કૃત અને ફારસી-અરબી તથા બીજા પરદેશી શબ્દોનો અને અત્રત્ય તદ્ભવ શબ્દસર્જનોનો તે ઉપયોગ કરે છે. તેના શબ્દભંડોળનું મર્યાદિત સ્વરૂપ તે કેવળ પ્રાથમિક વ્યવહારની ભાષા હોવાની વસ્તુસ્થિતિનું પરિણામ છે.

ઉપરનાં ત્રણ પૈકી કોઈ પણ એક સ્વરૂપમાં હિન્દુસ્થાની એ એક બંગાળી, ઊડિયા, આસામી, ગુજરાતી, મહારાષ્ટ્રી, તામિલ કે કન્નડ વ્યક્તિ માટે સ્પષ્ટ રીતે જ સંસ્કારભાષા નથી. કોઈ પણ બંગાળી કે મહારાષ્ટ્રીને એમ લાગતું નથી કે પોતાની માતૃભાષામાં જે ઉચ્ચ સંસ્કારિતા પોતાને પ્રાપ્ત થઈ શકતી નથી તે ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ દ્વારા મળે—અને 'બઝાર હિન્દી' ને તો વળી આ વસ્તુ વધુ અંશે લાગુ પડે છે. અત્યારે તો ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂને, દાખલા તરીકે, અંગ્રેજી સમાન મોભો આપવાનું સ્વપ્ન પણ કોઈ ને આવી શકે એમ નથી. અત્યારે જેઓ પોતાની સાહિત્યભાષા તરીકે ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂનો પ્રયોગ કરે છે તેઓ એ જ રીતે બંગાળી કે ગુજરાતી, પંજાબી કે ઊડિયા, તામિલ કે તેલુગુ, કન્નડ કે મરાઠીનો પ્રયોગ કરનાર ઉપર સાંસ્કારિક અથવા બૌદ્ધિક સરસાઇનો દાવો કરી શકે એમ નથી. દક્ષિણ હૈદરાબાદમાં તેલુગુઓ અથવા મહારાષ્ટ્રીઓ ઉપરનું ઉર્દૂ બોલનારા મુસ્લિમોનું રાજકીય વર્ચસ રાજકર્તાઓ પક્ષે બૌદ્ધિક અથવા સાંસ્કારિક સરસાઈનું પરિણામ નથી. પ્રમાણ અને ગુણદૃષ્ટિએ ઉર્દૂ સાહિત્ય એ મરાઠી અને તેલુગુ સાહિત્યના મુકાબલે ઉચ્ચતર છે એમ સૂચવવાની કોઈ હિંમત નહિ કરે; તેમજ એક ભાષા તરીકે ઉર્દૂ એ (સિવાય કે પરિવર્તન પામેલાં વિવિધ સ્વરૂપે તે એક મોટા વિસ્તારમાં પ્રચલિત છે) મરાઠી અને તેલુગુ કરતાં જોમ અને અર્થવ્યક્તિ,

મધુરતા અને નાદગાંભીર્યમાં ચડિયાતી છે એવો અભિપ્રાય પણ નહિ આપી શકાય. આવા દાખલામાં સરખામણી અળખામણી થઈ પડશે. જેમને ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂમાં જ્ઞાન, આનંદ અથવા આધ્યાત્મિક ઉચ્ચતા પ્રાપ્ત કરવાનું એક માત્ર સાધન જણાય તેમને માટે એ ભાષાઓ બરાબર છે; પણ્ અન્ય ભાષાઓવાળા કેટલાક હિન્દુઓને, અને અન્ય ભાષાઓ બોલનારા ઘણા મુસ્લિમોને હિન્દી (હિન્દુસ્થાની) ભાષાના આ બે પ્રકારોમાં તેમની પોતાની ભાષાઓમાં સંપૂર્ણતયા નહિ વિકસેલી દિશાઓમાં ઉચ્ચતર સંસ્કારિતા પ્રાપ્ત કરવાનું એક સાધન જડે એમ છેઃ દા. ત. ગુજરાતી, સિન્ધી, કાશ્મીરી, અફઘાન અને બંગાળી મુસ્લિમને એમ લાગે છે કે ઉર્દૂ એ હિન્દની સર્વોચ્ચ ઇસ્લામી ભાષા છે, અને વિશિષ્ટ મુસ્લિમ વિષયો ઉપરનું એવું વિપુલ સાહિત્ય બીજી કોઈ ભારતીય ભાષામાં અપ્રાપ્ય હોવાને કારણે, બીજા કશા માટે નહિ, તો આ સાહિત્યનો પરિચય સાધવા માટે પણ, ઉર્દૂનો અભ્યાસ એ પ્રત્યેક ભારતીય મુસ્લિમનો આદર્શ હોવો જોઈએ; એ જ પ્રમાણે કેટલાક સિન્ધી અને પંજાબી તથા નેપાળી હિન્દુઓને તુલસીદાસનું રામાયણ, સંસ્કૃતના સંખ્યાબંધ અનુવાદો તથા હિન્દુ ધર્મને લગતા અન્ય ગ્રન્થો વાંચવાને માટે નાગરી હિન્દી શીખવાનું ગમે; અને પંજાબથી આસામ અને કાશ્મીરથી મહારાષ્ટ્ર સુધીના ઉત્તર ભારતીય ગવૈયાઓ—'કલાવંતો'—ધ્રુપદ કે ખ્યાલ શૈલીનાં બ્રજ ભાષાનાં ગીતો, અથવા ઉર્દૂ ગઝલો, મરસિયા કે કવાલીઓ ગાય. બીજા પ્રાન્તોમાં સંસ્કારભાષાની ભૂમિકા ભજવવાની વાત તો દૂર રહી, પણ ઉચ્ચકોટિક હિન્દી કે ઉર્દૂ બેમાંથી એકે ભાષા એના પોતાના વિસ્તારોની પ્રજાને પણ (કેટલીક ભક્તિમય ઉચ્ચ ભાવયુક્ત રચનાઓના અપવાદને બાજૂએ રાખીએ તો) કોઈ ઉચ્ચતર પ્રકારનો માનસિક ખોરાક આપી શકે તેમ નથી—અને તે એટલે સુધી કે ઉર્દૂ અને ઉચ્ચકોટિક હિન્દીની તરફેણમાં અંગ્રેજીના અભ્યાસનો ત્યાગ કરવાના અથવા તેને મર્યાદિત કરવાના સૂચન પ્રત્યે મોટા ભાગના લોકો અણગમાથી જોશે, કેમકે તેઓ એમ માનશે કે આવું પગલું સાંસ્કારિક ધોરણને ચોક્કસપણે નીચું લાવશે. એથી જ્યારે સમસ્ત ભારત માટે ઉર્દૂ

અથવા હિન્દુસ્તાની ( હિન્દુસ્થાની ) અથવા હિન્દીનો પ્રશ્ન આગળ લાવવામાં આવે છે, અને ભારતની રાજકીય એકતાને નામે 'હિન્દી' અથવા 'હિન્દુસ્તાની' ના વર્ગોમાં ઐચ્છિક રીતે દાખલ થવા માટે જોરદાર પ્રોત્સાહવાક્યો ઉચ્ચારવામાં આવે છે, તથા જ્યારે કૉંગ્રેસ સરકાર અથવા મુસ્લિમ-શાસિત રાજ્યોદ્વારા પ્રજા ઉપર ફરજિયાત 'હિન્દુસ્તાની' ( ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ ) ઠોકી બેસાડવામાં આવે છે, ત્યારે આપણે જરા અટકીને પૂછવું જોઈએ કે, "લાગણીવશતાને બાજૂએ મૂકીએ તો, આ વસ્તુ શું આટલા મહત્ત્વને પાત્ર છે?" હિન્દુસ્થાનીનાં એક અથવા બન્ને સાહિત્યિક સ્વરૂપોનું જેમણે યોગ્ય જ્ઞાન મેળવ્યું છે એવી ચુનંદી વ્યક્તિઓનાં નાનકડાં મંડળો બહારની મોટી જનસંખ્યાને પ્રથમ પંક્તિનું મહત્ત્વ ધરાવતા નજદીકના પ્રશ્ન તરીકે હિન્દુસ્થાનીના (અથવા એ રીતે તો બીજી કોઈ ભારતીય ભાષાના ) મહત્ત્વની પ્રતીતિ નહિ થાય; આ વલણ સમજવું જોઈએ, અને દલીલો તથા મધુર તર્કશક્તિ વડે એ જનસંખ્યાને જીતી લેવી જોઈએ. ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ એ બેમાંથી એકે સ્વરૂપે હિન્દુસ્થાની ભાષા જેનો આખાયે ભારત માટે પુરસ્કાર કરી શકાય એવી એક સંસ્કારભાષા નથી—એ વસ્તુ એક અખિલ ભારતીય પ્રવૃત્તિ તરીકે સમસ્ત પ્રજાનાં સ્વયંભૂ અને સુપ્રતીત માન અને અનુમોદન તેને માટે મેળવવાના કાર્યમાં એક ગંભીર ક્ષતિરૂપ બની રહે છે અલબત, (બીજા ઘણા દેશોની જેમ ) ભારતમાં રાગાવેશો મજબૂત છે, અને છેલ્લાં વીસ વર્ષ દરમ્યાન જેને પ્રચાર વડે વેગ મળ્યો છે એવી જોરદાર રાષ્ટ્રિય લાગણીદ્વારા આ રાગાવેશો વધુ મજબૂત બન્યા છે—એકચશાળા ભારત પાસે, પોતે એક દેશ હોવાના પ્રતીક રૂપે રાષ્ટ્રભાષા તરીકે એક ભારતીય ભાષા હોવી જોઈએ; અને માત્ર હિન્દુસ્થાની ( અથવા હિન્દી ) જ આવી ભાષા હોઈ શકે.

જો હિન્દુસ્થાની એક અને અવિભક્ત ભાષા હોત તો સમસ્ત ભારત માટે તેની સફળતાની શક્યતાઓ જબરદસ્ત હોત, પરન્તુ તેના પોતાના તેમજ ભારતના પણ દુર્ભાગ્યે, એમ નથી. વળી, એના વ્યાકરણમાં પણ ઠીક ઠીક સંકુલતા છે—વ્યાકરણરહિત 'બઝાર' હિન્દુસ્થાનીના સર્વ-

મધુરતા અને નાદગાંભીર્યમાં ચડિયાતી છે એવો અભિપ્રાય પણ નહિ આપી શકાય. આવા દાખલામાં સરખામણી અળખામણી થઈ પડશે. જેમને ઉચ્ચ-કોટિક હિન્દી અથવા ઉર્દૂમાં જ્ઞાન, આનંદ અથવા આધ્યાત્મિક ઉચ્ચતા પ્રાપ્ત કરવાનું એક માત્ર સાધન જણાય તેમને માટે એ ભાષાઓ બરાબર છે; પશ્ચાત ભાષાઓવાળા કેટલાક હિન્દુઓને, અને અન્ય ભાષાઓ બોલનારા ઘણા મુસ્લિમોને હિન્દી (હિન્દુસ્થાની) ભાષાના આ બે પ્રકારોમાં તેમની પોતાની ભાષાઓમા સંપૂર્ણતયા નહિ વિકસેલી દિશાઓમાં ઉચ્ચતર સંસ્કારિતા પ્રાપ્ત કરવાનું એક સાધન જડે એમ છેઃ દા. ત. ગુજરાતી, સિન્ધી, કાશ્મીરી, અફઘાન અને બંગાળી મુસ્લિમને એમ લાગે છે કે ઉર્દૂ એ હિન્દની સર્વોચ્ચ ઇસ્લામી ભાષા છે, અને વિશિષ્ટ મુસ્લિમ વિષયો ઉપરનું એનું વિપુલ સાહિત્ય બીજી કોઈ ભારતીય ભાષામાં અપ્રાપ્ય હોવાને કારણે, બીજા કશા માટે નહિ, તો આ સાહિત્યનો પરિચય સાધવા માટે પણ, ઉર્દૂનો અભ્યાસ એ પ્રત્યેક ભારતીય મુસ્લિમનો આદર્શ હોવો જોઈએ; એ જ પ્રમાણે કેટલાક સિન્ધી અને પંજાબી તથા નેપાળી હિન્દુઓને તુલસી-દાસનું રામાયણ, સંસ્કૃતના સંખ્યાબંધ અનુવાદો તથા હિન્દુ ધર્મને લગતા અન્ય ગ્રન્થો વાંચવાને માટે નાગરી હિન્દી શીખવાનું ગમે; અને પંજાબથી આસામ અને કાશ્મીરથી મહારાષ્ટ્ર સુધીના ઉત્તર ભારતીય ગવૈયાઓ— 'કલાવંતો' —ધ્રુપદ કે ખ્યાલ શૈલીનાં વ્રજ ભાષાનાં ગીતો, અથવા ઉર્દૂ ગઝલો, મરસિયા કે કવ્વાલીઓ ગાય. બીજા પ્રાન્તોમાં સંસ્કારભાષાની ભૂમિકા ભજવવાની વાત તો દૂર રહી, પણ ઉચ્ચકોટિક હિન્દી કે ઉર્દૂ બેમાંથી એકે ભાષા એના પોતાના વિસ્તારોની પ્રજાને પણ (કેટલીક ભક્તિમય ઉચ્ચ ભાવયુક્ત રચનાઓના અપવાદને બાજૂએ રાખીએ તો) કોઈ ઉચ્ચતર પ્રકારનો માનસિક ખોરાક આપી શકે તેમ નથી—અને તે એટલે સુધી કે ઉર્દૂ અને ઉચ્ચકોટિક હિન્દીની તરફેણમાં અંગ્રેજીના અભ્યાસનો ત્યાગ કરવાના અથવા તેને મર્યાદિત કરવાના સૂચન પ્રત્યે મોટા ભાગના લોકો અણગમાથી જોશે, કેમકે તેઓ એમ માનશે કે આવું પગલું સાંસ્કારિક ધોરણને ચોક્કસપણે નીચું લાવશે. એથી જ્યારે સમસ્ત ભારત માટે ઉર્દૂ

અથવા હિન્દુસ્તાની (હિન્દુસ્થાની) અથવા હિન્દીનો પ્રશ્ન આગળ લાવવામાં આવે છે, અને ભારતની રાજકીય એકતાને નામે 'હિન્દી' અથવા 'હિન્દુસ્તાની' ના વર્ગોમાં ઐચ્છિક રીતે દાખલ થવા માટે જોરદાર પ્રોત્સાહ-વાક્યો ઉચ્ચારવામાં આવે છે, તથા જ્યારે કોંગ્રેસ સરકાર અથવા મુસ્લિમ-શાસિત રાજ્યોદ્વારા પ્રજા ઉપર ફરજિયાત 'હિન્દુસ્તાની' (ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ) ઠોકી બેસાડવામાં આવે છે, ત્યારે આપણે જરા અટકીને પૂછવું જોઈએ કે, "લાગણીવશતાને બાજૂએ મૂકીએ તો, આ વસ્તુ શું આટલા મહત્ત્વને પાત્ર છે?" હિન્દુસ્થાનીનાં એક અથવા બન્ને સાહિત્યિક સ્વરૂપોનું જેમણે યોગ્ય જ્ઞાન મેળવ્યું છે એવી ચુનંદી વ્યક્તિઓનાં નાનકડાં મંડળો બહારની મોટી જનસંખ્યાને પ્રથમ પંક્તિનું મહત્ત્વ ધરાવતા નજ-દીકના પ્રશ્ન તરીકે હિન્દુસ્થાનીના (અથવા એ રીતે તો બીજી કોઈ ભારતીય ભાષાના) મહત્ત્વની પ્રતીતિ નહિ થાય; આ વલણ સમજવું જોઈએ, અને દલીલો તથા મધુર તર્કશક્તિ વડે એ જનસંખ્યાને જીતી લેવી જોઈએ. ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ એ બેમાંથી એકે સ્વરૂપે હિન્દુસ્થાની ભાષા જેનો આખાયે ભારત માટે પુરસ્કાર કરી શકાય એવી એક સંસ્કારભાષા નથી—એ વસ્તુ એક અખિલ ભારતીય પ્રવૃત્તિ તરીકે સમસ્ત પ્રજાનાં સ્વયંભૂ અને સુપ્રતીત માન અને અનુમોદન તેને માટે મેળવવાના કાર્યમાં એક ગંભીર ક્ષતિરૂપ બની રહે છે. અલબત, (બીજા ઘણા દેશોની જેમ) ભારતમાં રાગાવેશો મજબૂત છે, અને છેલ્લાં વીસ વર્ષ દરમ્યાન જેને પ્રચાર વડે વેગ મળ્યો છે એવી જોરદાર રાષ્ટ્રિય લાગણીદ્વારા આ રાગાવેશો વધુ મજબૂત બન્યા છે—એકચક્રાળી ભારત પાસે, પોતે એક દેશ હોવાના પ્રતીક રૂપે રાષ્ટ્રભાષા તરીકે એક ભારતીય ભાષા હોવી જોઈએ; અને માત્ર હિન્દુસ્થાની (અથવા હિન્દી) જ આવી ભાષા હોઈ શકે.

જો હિન્દુસ્થાની એક અને અવિભક્ત ભાષા હોત તો સમસ્ત ભારત માટે તેની સફળતાની શક્યતાઓ જબરદસ્ત હોત, પરન્તુ તેના પોતાના તેમજ ભારતના પણ દુર્ભાગ્યે, એમ નથી. વળી, એના વ્યાકરણમાં પણ ઠીક ઠીક સંકુલતા છે—વ્યાકરણરહિત 'બઝાર' હિન્દુસ્થાનીના સર્વ-

સામાન્ય પ્રયોગદ્વારા આ સંકુલતા સામે સર્વદા વિરોધ થયા કરે છે. જો એક વાર એમ નક્કી કરી નાખવામાં આવે કે હિન્દુસ્થાનીનો કયો પ્રકાર સાર્વત્રિક રીતે સ્વીકારવાનો છે, તો બાકીનું ભારત તેની ગૂંચવણીમાંથી મુક્ત થઈ શકે અને સમૂહો અથવા વ્યક્તિઓ એ નિશ્ચય કરવાની સ્થિતિમાં આવી શકે કે નક્કી કરવામાં આવેલો પ્રકાર પોતાને કેટલે અંશે ગ્રાહ્ય છે. પરન્તુ હિન્દુસ્થાનીના 'વતનના પ્રદેશો' ની બહાર વસતાં લાખો લોકોને આ નિર્ણય અસર કરે તેમ હોઈ, હિન્દુસ્થાનીના કેવળ નૈસર્ગિક સંરક્ષકોએ જ—ભલે ગૃહજીવનમાં નહિ, તોપણ નિશાળમાં, સાહિત્યમાં અને જાહેર જીવનમાં જેમને સર્વદા ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ બોલવાની આદત છે તેમણે જ—તે કરવાનો નથી. ભારતના બીજા પ્રાન્તો અથવા વિસ્તારો જેઓએ આ હિન્દુસ્થાનીને એક વધારાની ભાષા તરીકે સ્વીકારવાની છે તેઓનો અવાજ પણ આ બાબતમાં હોવો જોઈએ.

જેઓને સરલતાને ખાતર "હિન્દુસ્થાની બોલનારા લોકો"—એટલે કે સંયુક્ત પ્રાન્ત, બિહાર, પંજાબનો ઠીક ઠીક ભાગ, રાજપૂતાના, મધ્ય હિન્દ એજન્સી અને મધ્ય પ્રાન્તના કેટલાક ભાગના લોકો જેઓ સાહિત્યિક ભાષાઓ તરીકે ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂનો પ્રયોગ કરે છે—તરીકે વર્ણવી શકાય તેમને માટે વસ્તુસ્થિતિ તદ્દન જુદા પ્રકારની છે. અહીં કોઈ બીજી નવી ભાષા (જે નવી ભાષા આર્યભાષાભાષીઓ માટે એક સંબદ્ધ અને પ્રમાણમાં સરળતાથી સમજી શકાય એવી ભાષા છે, જ્યારે દ્રાવિડ, ઑસ્ટ્રિક અને તિબેટ-ચિનાઈ ભાષા બોલનારાઓ માટે તો તદ્દન પરદેશી ભાષા છે) અભ્યાસક્રમમાં ઉમેરવાનો અથવા ફુરસદના સમયે ગંભીરતાપૂર્વક તેનો અભ્યાસ કરવાનો પ્રશ્ન નથી (જે જીવનના એક અનુભવની જેમ તદ્દન નૈસર્ગિક રીતે ભાષા શીખવાની વાતથી તદ્દન જુદો જ મુદ્દો છે), પણ તેમને માટે તો એક ભાષાને બે ભાગમાં વિભક્ત કરવાનો આ પ્રશ્ન છે, જેને પરિણામે ઘણીક બાબતોમાં અસુવિધાજનક દ્વિરુક્તિ જરૂરી થઈ પડે તથા જેને લીધે લોકોનાં સમય, શક્તિ અને સાધનોનો નકામો વ્યય થાય એટલું જ નહિ, પણ જે પરસ્પર દ્વેષ અને સરસાઈ માટેની ચડસાચડસીમાં

તથા બીજા પક્ષની ચડતી પ્રત્યેની ઇર્ષ્યામાં પણ પરિણમે. એક બંગાળી અથવા ગુજરાતી, એક તામિલ અથવા મહારાષ્ટ્રી માટે હિન્દુસ્થાનીનો પ્રશ્ન કંઈક દૂરનો છે; એક બિહારી અથવા યુક્ત પ્રાન્તના રહીશ માટે તે અત્યંત મહત્ત્વનો એક ગૂઢપ્રશ્ન છે. વ્યવહારમાં એનો અર્થ એ થયો કે ધર્મનો ભેદ ભાષામાં વ્યક્ત થાય છે, અને એક જ પ્રજાના બે વિભાગોની વચ્ચે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ભેદ ઊભો કરે છે. આ ભેદ પ્રતિદિન મોટો થતો જણાય છે, અને બીજાં તત્ત્વોની સહાય હોવાને કારણે દેશના મોટા ભાગમાં સુવ્યવસ્થિત અને સંસ્કૃત જીવનને અશક્ય બનાવી દેવાનો ભય તે પેદા કરી રહેલ છે. આ ભેદને બને તેટલી ઝડપથી દૂર કરવો જોઈએ, અને હિન્દુ રાષ્ટ્રવાદીઓ પૈકી ઘણા માનતા જણાય છે તેમ, ગમે તે ભોગે તે પૂરી દેવો જોઇએ. જો તેમ નહિ થાય તો કેળવણીથી માંડીને બધી જ મહત્ત્વની રાષ્ટ્રવિધાયક પ્રવૃત્તિઓનું પરિણામ શૂન્યમાં આવશે. કેળવણી લોકોમાં પ્રસરે એ માટે તે માતૃભાષાના માધ્યમ દ્વારા આપવી જોઇએ. જો ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ પરસ્પરથી ભિન્ન અને અસમાહિત જ રહેનાર હોય તો કેળવણીની પ્રત્યેક ભૂમિકામાં—પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની ભૂમિકાઓમાં તથા યુનિવર્સિટીઓમાં—બે માતૃભાષાઓની વ્યવસ્થા કરવી પડશે, કારણ કે કોલેજની ઉચ્ચ કેળવણીની ભૂમિકા સુધીનું શિક્ષણ, બનતી ત્વરાએ, માતૃભાષા દ્વારા આપવાનું વિચારાઈ રહ્યું છે. સરકારી અને મ્યુનિસિપલ તંત્રમાં સર્વત્ર આ બન્ને ભાષાઓ—પરસ્પરથી અત્યંત ભિન્ન લિપિમાં લખાતી ફારસી-અરબીમય ઉર્દૂ અને સંસ્કૃતપ્રચુર હિન્દી—અત્યારની જેમ આગળ તરી આવશે.

પ્રથમ તો, આ પ્રશ્નના જીવંત અગત્યના મુદ્દાઓનો ઉકેલ 'હિન્દુસ્થાની બોલનારા લોકો'એ પોતે જ કરવો જોઈએ, બીજો કોઈ પ્રાન્ત તેમની વતી આ ઉકેલ કરી શકશે નહિ. પણ તેનાં પરિણામો અને અસરો ખૂબ દૂર સુધી જનારાં છે, અને બીજી ભારતીય ભાષાઓ બોલનારાઓ સાથે પણ એને કેટલોક સંબંધ છે. ભાષાનો અભ્યાસી આ વિષયમાં પોતાનાં કેટલાંક સૂચનો રજૂ કરી શકે, પછી તે સૂચનોનું જે મૂલ્ય હોય તે ખરું: આ

સૂચનો એક ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ રજૂ કરવામાં આવ્યાં છે, જે માત્ર આપણા દેશમાં જ નહિ, પણ અન્યત્ર પણ જે બન્યું છે અને બની રહ્યું છે તેની યે નોંધ લે છે.

ભારતમાં રાષ્ટ્રભાષા તરીકે જેના સાર્વત્રિક પરિચયની ભલામણ કરવામાં આવે એવી એક ભારતીય ભાષાની બિલકુલ જરૂરિયાત છે ખરી કે નહિ એ મૂળભૂત પ્રશ્નને હું અહીં લાવવા ઇચ્છતો નથી. હું એમ સ્વીકારી લઉં છું કે એવી રાષ્ટ્રભાષા માટેની વ્યાપક આતુરતા છે અને, એથીયે વધ રે, હું એ જબરદસ્ત હકીકતને ધ્યાનમાં લઉં છું કે લોકપ્રચલિત અથવા 'બઝાર હિન્દુસ્થાની' જે ઘણા મોટા વિસ્તારમાં પ્રચલિત એવી એક મહાન રૂઢ ભાષા (Umgansssprache) અથવા વ્યવહારભાષા (Verkerhssprache) છે–જોકે સંસ્કારભાષા (Kultursprache) નથી–તે રાષ્ટ્રભાષાનું સૌથી નજદીકનું સ્વરૂપ ગણી શકાય એવી વર્તમાન ભારતની એક ભાષા છે; આ ભાષાને અ ગ્રેજીના ભોગે સ્વીકારવી જોઈએ એવી ભલામણ હું નહિ કરું, કેમકે અંગ્રેજી તેના આંતરરાષ્ટ્રિય સંબંધોને કારણે બહારથી આવતાં હવા અને પ્રકાશ માટેની, વિજ્ઞાન અને વાઙ્મય માટેની એક માત્ર બારી બની રહે છે. 'હિન્દુસ્થાની હિન્દ' માટે હિન્દી-ઉર્દૂના પ્રશ્નનો ઉકેલ ગમે તેટલો અગત્યનો હોય, તોપણ સમસ્ત ભારત માટે એક રાષ્ટ્રભાષાની અગત્ય તાત્કાલિક અથવા તાકીદની નથી. હજી પણ તે વિદ્યાવિષયક રસની એક બાબત છે; જો કે હિન્દી-ઉર્દૂનો વિસંવાદ આપણને ઠીક ઠીક અગવડ કરાવી રહ્યો છે–અરે, પીડિહટ પણ કરાવી રહ્યો છે.

હિન્દુસ્થાનીનો પ્રશ્ન ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે–(૧) લિપિનો પ્રશ્ન, (૨) ઉચ્ચતર સંસ્કારિતાના શબ્દભંડોળનો પ્રશ્ન, અને (૩) વ્યાકરણનો પ્રશ્ન. ત્રીજા પ્રશ્નની સામાન્ય રીતે અવગણના કરવામાં આવે છે, છતાં ભાષામાં તે એક મહત્ત્વનું અંગ છે. આપણું સૌથી વધારે ધ્યાન પહેલા બે પ્રશ્નો ખેંચી રહ્યા છે. ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ એ જો માત્ર પુસ્તકો પૂરતી મર્યાદિત રહેતી, કેવળ લખવાના જ ઉપયોગમાં આવતી ભાષાઓ હોત

અને જાહેર પ્રવચનોમાં એમનો ઉપયોગ કરવાનો પ્રસંગ ન આવતો હોત તો શબ્દભંડોળનો પ્રશ્ન ગૌણ મહત્ત્વનો બની રહેત–ઉદાહરણ તરીકે, વર્તમાન સુખસાધનો તરીકે રેડિયો અને બોલપટોએ માત્ર છેલ્લા થોડા મહિનાઓ, નહિ કે વર્ષો, દરમ્યાન આ પ્રશ્નને એક તંગ ભૂમિકા ઉપર લાવી મૂક્યો છે અને વાદવિવાદ માટેની નવી સામગ્રી પૂરી પાડી છે.

હિન્દુસ્થાની હાલમાં ત્રણ લિપિઓમાં લખાય છે–દેવનાગરી (ઉચ્ચ-પ્રાકૃતિક હિન્દી), ફારસી–અરબી (ઉર્દૂ) અને રોમન (ઉર્દૂ). એમાં છેલ્લી રોમન લિપિનો પ્રયોગ ઘણો મર્યાદિત છે. આ લિપિઓ પૈકી, માત્ર દેવનાગરી પાસે જ એવા દાવાઓ છે, જે બીજી બે પાસે નથી. કહેવા દો કે, હિન્દુસ્થાની ભાષા આ લિપિની ગોદમાં જ જન્મી હતી: આ લિપિ (અલબત, તેના જૂના સ્વરૂપમાં) ભાષા કરતાં જૂની છે, અને ભાષાથી એ કદી પણ અલગ થઈ નથી. સંસ્કૃતમય હિન્દી ફારસી લિપિમાં લખાઈ છે (દા. ત. જૂના દખણી લેખકોમાં, જૂનાં લઘુચિત્રો (Miniatures) ઉપરની કેટલીક હિન્દી તૂકોમાં, અને પંજાબ તથા બીજાં સ્થળોના હિન્દુ વાચકો જેઓ ઉર્દૂ સિવાય બીજી કોઈ લિપિ વાંચતા ન હોય તેઓ માટે લખાયેલ હમણાંની આર્યસમાજની પુસ્તિકાઓ અને પ્રચારક સાહિત્યમાં) તે કરતાં વધુ મોટે અંશે મુસલમાન હિન્દુસ્થાની અથવા ઉર્દૂ, તેમાં મોટા પ્રમાણમાં પરદેશી તત્ત્વો હોવા છતાં, વારંવાર દેવનાગરીમાં લખાય છે. તેના આ ઐતિહાસિક સ્થાન ઉપરાંત, દેવનાગરી લિપિ બીજા કેટલાક લાભો ધરાવે છે. ભારતની બીજી પ્રાંતીય લિપિઓ સાથે તે ભગિની અને પિત્રાઈના દાવે જોડાયેલી છે. બંગાળી–આસામી, મૈથિલી. ઊડિયા, ગુરુમુખી અને દેવનાગરી એકબીજા સાથે એટલા નજદીકના સંબંધથી જોડાયેલી છે અને પરસ્પરને એટલી મળતી આવે છે કે તેમને એક જ લિપિની જુદી જુદી લઢણો ગણી શકાય—ઉદાહરણ તરીકે, જુઓ એક જ લેટિન મૂળાક્ષરનાં રોમન અને 'બ્લેક લેટર' રૂપ-તરો. દક્ષિણ ભારતીય લિપિઓ તેલુગુ-કન્નડ અને ગ્રન્થ-તામિલ-મલયાલમ તેમજ સિંહાલી પરસ્પરને મળતી છે અને એક જ મૂળ સિદ્ધાન્તને અનુસરે છે. આ રીતે, ઉત્તર ભારતીય મુસ્લિમોમાં પ્રચલિત ઉર્દૂ લિપિના અપવાદ

સિવાય (અક્ષરોની પ્રત્યક્ષ આકૃતિઓ કરતાં ઘટનાના મૂળભૂત સિદ્ધાન્તની બાબતમાં) લિપિની એકતા આખા યે ભારતમાં દેવનાગરી લિપિએ ટકાવી રાખી છે--અને ફારસી-અરબી લિપિ અહીં તે એકતાને તોડનારા એક પરદેશી તત્ત્વ તરીકે આવે છે. કરે કો બંગાળીઓ, આસામીઓ, ઉડિયાઓ, પંજાબીઓ (સીખો), ગુજરાતીઓ, મહારાષ્ટ્રીઓ, તેલુગુઓ, કર્ણાટકવાસીઓ, તામિલો, મલયાલીઓ જ્યારે રાજપૂતાના, યુક્ત પ્રાન્ત અને બિહારના દેવનાગરી (અને મહાજની તથા કાયથી) લખતા હિન્દુઓ, જેઓ એ ત્રણ પ્રદેશોની જનસંખ્યાના ૮૫% ટકા જેટલા છે તેઓની સાથે આ બાબતમાં જોડાતા હોય, ત્યારે બીજા કોઈ પણ દેશમાં આ માત્ર એક જ વસ્તુ રાષ્ટ્ર-લિપિ તરીકેનું સ્થાન પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખતી ફારસી-અરબી લિપિની એ માટે પૂરતી અયોગ્યતા રૂપ ગણાઈ હોત. વળી દેવનાગરી અને એના અંતર્ગત સિદ્ધાન્ત દ્વારા આપણે બૌદ્ધ બ્રહ્મદેશ, બૌદ્ધ સિયામ અને કંબોડિયા અને મુસ્લિમ જાવા, તથા કેટલાક ઈન્ડોનેશિયાઈ ટાપુઓ કે જ્યાં ભારતીય મૂળની લિપિમાળા પ્રયોજાય છે તે સાથે જોડાઈએ છીએ. આ સામે એવો દાવો રજૂ કરી શકાય કે એક ભારતીય ભાષા માટે ફારસી-અરબી લિપિનો પ્રયોગ એ પશ્ચિમ તરફના મુસ્લિમ જગત --ઈરાન, અફઘાનિસ્તાન અને પશ્ચિમના આરબ દેશો—અરબસ્તાન, ઈરાક, સીરિયા, પેલેસ્ટાઈન અને ઇજિપ્ત સાથેના જોડાણની તેમજ યુરોપીય સત્તા નીચેનાં ઉત્તર આફ્રિકાનાં રાજ્યો, મલયેશિયાની મુસ્લિમ આલમ તેમજ દક્ષિણ અને મધ્ય આફ્રિકાના સીદીઓ-જેમાંના કેટલાકે ઈસ્લામની સાથે અરબી લિપિનો પણ સ્વીકાર કર્યો છે તેમની સાથેના જોડાણની કડીરૂપ બનશે પણ આ કડી આવશ્યક રીતે મુસ્લિમ ધર્મના પાયા સાથે જોડાયેલી કડી રહેશે, કે જે માટે ભારતની બહુમતી કોમ, હમેશાં સહાનુભૂતિવાળી હોવા છતાં, ઉત્સાહવૃત્તિ અનુભવી શકે એવી અપેક્ષા રાખી શકાય નહિં. વળી પૂર્વ તેમજ પશ્ચિમ ઉભયત્ર ખુદ અરબી લિપિના સ્થાન ઉપર આક્રમણ થયું છે. ઘણીખરી આફ્રિકન લિપિઓ રોમનમાં લખાય છેઃ અરબી લિપિ રોમનને દૂર કરવા સમર્થ બની નથી,

અને રોમન વર્ણમાળા પ્રત્યેક વર્ષે ત્યાં બલવત્તર પુરવાર થતી જાય છે. તુર્કીએ અરબી લિપિનો ત્યાગ કર્યો છે, અને પોતાની ઉચ્ચારણપ્રક્રિયાની લાક્ષણિકતાની અનુકૂળતા ખાતર રોમનના કેટલાક અક્ષરોમાં ફેરફાર કરીને એક દશકાની અંદર તેણે એ વર્ણમાળાને સ્વીકારી છે અને અપનાવી લીધી છે. એ જ રીતે સોવિયટ રશિયાની તુર્કી ભાષાઓએ અરબી લિપિનો ત્યાગ કર્યો છે અને રોમન તથા સીરિલિક (રશિયન) લિપિ સ્વીકારી લીધી છે. ઈરાન અત્યારે અધવચમાં છેઃ આરબ મૂળની સર્વ વસ્તુઓની જેમ (જેમાં ફારસી ભાષાના અરબી શબ્દભંડોળનો પણ સમાવેશ થઈ જાય છે) અરબી લિપિ સામે પણ ત્યાં ચોક્કસ પ્રવૃત્તિ થઈ રહી છે; અને પોતાની ભાષા માટે રોમન લિપિ સ્વીકારવી કે જૂની અવેસ્તન લિપિને પુનઃજીવન આપવું તે બાબતમાં ઈરાની દેશભક્તો હજી અનિશ્ચિત છે. અવેસ્તન લિપિ પુસ્તકોનાં નામપૃષ્ઠ વગેરેમાં સુશોભન અર્થે મર્યાદિત અંશે વપરાશમાં છે; અને યુરોપીય સંગીતની સ્વરલિપિ જે યુરોપીય લેખનની જેમ ડાબી બાજૂથી જમણી બાજૂ જાય છે તે ઈરાનમાં રોમન લિપિ માટે એક જબરા સહાયકરૂપ થઈ પડેલ છે. આ રીતે, તુર્કીના અને સોવિયટ રશિયાના તુર્કી લોકોનો દાખલો નજર સમક્ષ હોઈ, ફારસી લિપિનું રોમનીકરણ નજદીકની શક્યતાની મર્યાદામાં છે. આથી પશ્ચિમ તરફના ઈસ્લામી દેશોમાં ફારસી-અરબી લિપિનું જે બળ એક કાળે હતું તે અત્યારે જણાતું નથી. મલયેશિયામાં, મલાય ભાષા વિસ્તૃત પ્રમાણમાં રોમન લિપિમાં લખાય છે અને છપાય છે. બ્રિટિશ મલાયાના બિન-મલય એટલે કે બિન-મુસ્લિમ રહેવાસીઓ ચીનાઓ અને હિન્દીઓ—જે બન્નેની સંખ્યા મલાય લોકો કરતાં વધારે થાય છે—માત્ર રોમન મલાયનો પ્રયોગ કરે છે. ડચ આધિપત્ય નીચેના પ્રદેશોમાં સર્વત્ર રોમન મલાય વપરાય છે, જેમાં અક્ષરોને ડચ ઉચ્ચારમૂલ્ય અર્પવામાં આવેલું છે. આ હકીકતો અરબી લિપિના આંતરરાષ્ટ્રિય, અરે સર્વ-ઈસ્લામી, મૂલ્યનો ઘણો મોટો ભાગ ઓછો કરી નાખે છે.

અરબી લિપિની ઘટનાના મૂળમાં રહેલો સિદ્ધાન્ત તેની સામેના એક મોટા વાંધારૂપ છે. રોમન અને બીજા યુરોપીય મૂળાક્ષરોની માતા ગ્રીક

લિપિની જેમ, અરબી લિપિ પણ છેવટે ફિનિશી લિપિ ઉપર બંધાયેલ છે. ફિનિશી મૂળાક્ષરો ફિનિશી ભાષાની જરૂરિયાતોને પૂરી કરવા માટે રચાયા હતા. જેઓએ આ લિપિની રચના કરી હતી તેઓ સેમિટિક ભાષાના સ્વરૂપ પરત્વે—એના ત્ર્યક્ષરી ધાતુઓ પરત્વે, કંઠનાલીય સ્પર્શ (Glottal stop) (અરબી હમઝા'), જે વ્યંજનધ્વનિ તરીકેની તેની ખરી લાક્ષણિકતામાં અલગ પડી જતો હતો તેના જેવા એના વિશિષ્ટ ધ્વનિઓ પરત્વે તથા ગ્રસનિકાસ્થાનીય (Pharyngal) ઉષ્મ અઘોષ ह् ('हे') અને ઘોષ 'અયૂન' પરત્વે—ચોક્કસ સંકલ્પ ઉપર આવ્યા હતા, પોતે વિકસાવેલી લેખનપદ્ધતિમાં હ્રસ્વ સ્વરોની અવગણના કરવાનું તેમણે નક્કી કર્યું હતું. જ્યારે ગ્રીકોએ પોતાની જરૂરિયાતો માટે આ લિપિ અપનાવી ત્યારે તેમણે સ્વરધ્વનિઓને બાકાત રાખ્યા નહિ, પણ વ્યંજનો માટેના કેટલાક જૂના અક્ષરોનો પ્રયોગ તેમણે સ્વરોને માટે મર્યાદિત કર્યો; અને આ રીતે ગ્રીકોએ પ્રતિભાશક્તિના અદ્ભુત ચમત્કાર દ્વારા અથવા કેવળ એક અકસ્માતને પરિણામે, જગતની પ્રથમ સાચી વર્ણમાળાની રચના કરી. પરન્તુ સ્વરોને પ્રતિનિધિત્વ નહિ આપવાનો જૂનો ફિનિશી સિદ્ધાન્ત સીરિયા અને ઉત્તર અરબસ્તાનની સેમિટિક ભાષાઓની જુદી જુદી વર્ણમાળાઓમાં જળવાઈ રહ્યો—જે પૈકીની એક ભાષામાંથી જેને જૂની 'કુફિક'—પૂર્વઅરબી—કહી શકાય તે લિપિ પાંચમા સૈકામાં વિકસી હતી અને તે સાતમા અને આઠમા સૈકાંની સંપૂર્ણ કુફિક લિપિરૂપે પરિવર્તન પામી હતી; અને તે પણ, વિશિષ્ટ વ્યંજનો વ્યક્ત કરવા માટેના નુકતાઓ અને સ્વરવ્યંજક ચિહ્નોની નવી યુક્તિઓ વડે ૧૨મી શતાબ્દીની 'નસ્ખી' અરબી લિપિ અને ૧૪મી શતાબ્દીની 'નસ્તાલિક' ઈરાની લિપિરૂપે વિકાસ પામી હતી. સ્વરવ્યંજક ચિહ્નોનું સ્થાન ગૌણ જ રહ્યું. ઈરાને પોતાની અવેસ્તાની સંપૂર્ણ વર્ણમાળાનો અને અસ્પષ્ટ તથા અધૂરી એવી પહેલવી વર્ણમાળાનો ત્યાગ કર્યો, અને ૭મી શતાબ્દીમાં આરબોના વિજય પછી અરબી લિપિનો સ્વીકાર કર્યો; પણ સ્વરવ્યંજક ચિહ્નોનો પ્રયોગ ઈરાનમાં ઘણા ઓછા પ્રમાણમાં કરવામાં આવતો. ફારસી ભાષા માટે વપરાતી આ ફારસી–અરબી લિપિ

૧૬ મી સદી દરમ્યાન દખ્ખણમાં હિન્દી અથવા હિન્દુસ્થાની માટે એમ ને એમ લેવામાં આવી હતી (ફારસી ઇતિહાસોમાં અને હિન્દ વિશેના બીજા ગ્રન્થોમાં મળતા હિન્દીના પ્રાસંગિક અંશો જે ડો. ગ્રેહામ બેલીએ ઉર્દૂ મૂળ ગ્રન્થોમાંથી એકત્ર કરીને Bulletin of the School of Oriental Studies, London, Vol. VI, part I, 193o, pp. 205-208 ઉપરના પોતાના Early Urdu Conversation એ નામના લેખમાં આપ્યા છે તે આમાં અપવાદરૂપ ગણવાના છે). च्, ग्, ड्, ट्, ड़्, માટેના નિશ્ચિત વર્ણો અને ख्, घ्, छ्, झ्, ठ्, ढ्, थ्, ध्, फ्, भ्, અને न्ह्, म्ह् એ મહાપ્રાણો માટે ह् સાથેના સંયુક્ત વર્ણો સહિતની આજની ઉર્દૂ લિપિની ફારસી-અરબી લિપિમાંથી ઉત્ક્રાન્તિ થતાં લગભગ ૧૫૦ વર્ષ લાગ્યાં; ૧૬મી-૧૮મી શતાબ્દીમાં આ બાબતોમાં કોઈ નિશ્ચિતતા નહોતી.

ફારસી-અરબી લિપિની કેટલીક ત્રુટિઓ છે: (૧) સ્વરચિહ્નોનો અભાવ, અને દીર્ઘ સ્વરો તથા સંધિસ્વરો વ્યક્ત કરવાની ઘણી સંકુલ પદ્ધતિ—य्, ऐ, ई, ए,नुं काम એક જ य् करे છે અને व् અથવા व्ह्, औ, ऊ અને ओ માટે એક જ व्नो પ્રયોગ થાય છે. આનો અર્થ એ થયો કે એક માણસ વર્ણમાળાના બધાયે અક્ષરો જાણતો હોય તોપણ ઉર્દૂ (અથવા ફારસી) નું એક પણ પાનું તે અસ્ખલિતપણે વાંચી શકે ત્યાર પહેલાં તેણે ભાષા જાણવી જોઈએ અને બરાબર જાણવી જોઈએ. (૨) વ્યંજન માટેના અક્ષરોના સૌથી અગત્યના અંગ તરીકે ટપકાં—નુક્તાનો ઉપયોગ: ઉદાહરણ તરીકે, સહેજ વંકાયેલી એવી આડી લીટીની નીચે એક નુક્તો એટલે ब्. તેની નીચે બે નુક્તા એટલે य (અને ऐ, ए, ई), ઉપર બે નુક્તા એટલે त्, ઉપર ત્રણ નુક્તા એટલે स् , છેક વાંકી લીટી અથવા અર્ધવર્તુળની ઉપર અથવા મધ્યમાં એક નુક્તો એટલે न्, ઇત્યાદિ: આ નુક્તાઓ આંખને માટે કંટાળાજનક હોય છે અને ઘણી વાર ઝડપી લેખનમાં નુક્તાઓને દૂર કરી નાખવામાં આવે છે. (૩) શબ્દોના પ્રારંભમાં અને મધ્યમાં આવતા કેટલાક મૂળાક્ષરો માટે તેઓનાં સંક્ષિપ્ત રૂપોનો પ્રયોગ

તેમજ જોડાક્ષરો (Ligatures)નો વારંવાર પ્રયોગ. ઝડપી લેખનમાં ફારસી –અરબી લિપિ આજકાલની લઘુલિપિ જેવી બની જાય છે. અલબત, હિન્દુસ્થાનીનું અથવા બીજી કોઈ ભાષાનું એકાદ વાક્ય આ લિપિમાં ઘણી ઝડપથી લખી શકાય, પણ આ ભાષામાં નિષ્ણાત ન હોય તેને માટે એવું લેખન શુદ્ધ રીતે અને સરળતાથી વાંચવાનું મુશ્કેલ બની જાય.

ફારસી-અરબી લિપિ કે જેમાં ડાબી બાજૂ તરફ વળતું અન્તરણ-ચિહ્ન [ ' ] 'અલિફ' અથવા 'અલિફ હમઝા' માટે પ્રયોજાય છે, તેના સુસ્ત અક્ષરાન્તરને અનુસરીને હિન્દી ( હિન્દુસ્થાની ) અને ફારસી જેવી ભાષાને માટે આ લિપિના પ્રયોગના પ્રકારને રોમન મૂળાક્ષરો દ્વારા આ પ્રમાણે વ્યક્ત કરી શકાય ( અલબત, વર્ણસંક્ષેપ અને જોડાક્ષરોનું સૂચન આ અક્ષરા-તરમાં કરી શકાય એમ નથી ):

( ૧ )

یہ رسنا بس رکھو دھرو غریبی بیش
شیتل بولی لیکر چلو سبھی تمہارا دیش

यह रसना बस रखो, धरो गरीबी बेश।
शीतल बोली ले कर चलो, सभी तुम्हारा देस ॥

( જીભને વશમાં રાખો, ગરીબીનો વેશ ધારણ કરો, શીતળ વાણી રાખીને ચાલો, અને બધાં સ્થળો તમારાં વતન થશે )

= yh rsn' bs rkhw drw gryby byš
šytl bwly lykr clw, sbhy tmh'r' dyš.

( ૨ )

بجری چونکے میہا گرجے لرزے میرو جیرا
پورب پچھوا پون چلت ہے کیسے بارون دیرا

विजुरी चवँकइ, मेहा गरजइ; लरजइ मेरौ जियरा ।
पूरब पछवा पवन चलत है, कैसे बारउँ दियरा ।।

(વીજળી ચમકે છે, મેઘ ગાજે છે અને મારો જીવ ગભરાય છે: પૂર્વ અને પશ્ચિમમાં પવન ફૂંકાય છે. હું દીવો કેવી રીતે બાળું?)

= bjry cwnky myh' grjy lrzy myrw jyr'
pwrb pchw' pwn clt hy, kysy b'rwn dyr'.

(૩)

اگر آن ترک شیرازی بدست آرد دل مارا
بخال هندوش بخشم سمرقند و بخارا را

अगर् आ तुर्क्-इ-शिराज़ी ब-दस्त् आरद् दिल्-इ-मा-रा,
ब-ख़ाल्-इ-हिन्दवश् बख़्शम् समरकंद्-उ-बुख़ारा-रा.

(શિરાઝની એ ક્રૂર તુર્કી માશુક જો મારું હૃદય પોતાના હાથમાં લે, તો એના ગાલ ઉપરના કાળા તલને માટે હું સમરકંદ અને બુખારા આપું)

= gr 'n trk šr'zy bdst 'rd dl m'r'
bx'l hndwš bxšm smrqnd w bx'r'r'

(૪)

پرده داری میکند در قصر قیصر عنکبوت
بوم نوبت میزند در گنبد افراسیاب

पर्द-दारी मी-कुनद् दर् क़स्र्-इ-क़ैसर अंकबूत,
बूम् नौबत् मी-ज़नद् दर् गुंबज़्-इ-अफ़्रासियाब्.

(સીઝરના કિલ્લાઓમાં કરોળિયો પડદો ખેંચવાનું કામ કરે છે, અને અફ્રાસિયાબના ગુંબજમાં ઘુવડ નોબત વગાડે છે.)

= Prdhd'ry myknd dr qṣr qyṣr 'nkbwt
bwm nwbt myznd dr ġnbg 'fr'sy'b.

આ લેખનપદ્ધતિમાં band, bend, bind, bond, bund જેવા સર્વ અંગ્રેજી શબ્દોની જોડણી bnd કરવામાં આવશે, અને જૂના

ફારસી શીર 'દૂધ' અને શેર 'સિંહ' એ બન્ને Syr લખાશે, ઇત્યાદિ. આ પ્રકારની લિપિ સાથે સરખાવવામાં આવે ત્યારે રોમન લિપિ તો મૂર્તિમંત સ્પષ્ટતા જ છે. અને દેવનાગરી તથા બીજી ભારતીય લેખનપદ્ધતિઓ–ફારસી-અરબીની તુલનામાં, તેમના મૂળાક્ષરોની આકૃતિઓ કંઇક સંકુલ હોવા છતાં, સુવ્યક્ત અને સ્પષ્ટ છે, કેમકે શબ્દના ધ્વનિનું શુદ્ધ પ્રતીક રજૂ કરવાની દૃષ્ટિએ એમાં કોઇ અપેક્ષા બાકી રહેતી નથી. હિન્દુસ્થાની માટે ફારસી-અરબી લિપિ સ્વીકારવામાં કંઇ લાભ નથી; કોઇ કારણસર તેની તરફેણ કરી શકાય એમ નથી–સિવાય કે મુસ્લિમોની રુચિ તેની તરફદાર હોય–અને તે રુચિ પણ સંકુચિત અને અજ્ઞાન ધાર્મિક દૃષ્ટિબિન્દુ ઉપર બંધાયેલી છે. આ રુચિના માન ખાતર, વિશિષ્ટ ઇસ્લામી સન્દર્ભોમાં એ લિપિનું સાતત્ય જરૂર ચાલુ રાખવા દેવામાં આવે; પણ આ રુચિથી અસ્પૃષ્ટ એવા સમસ્ત રાજકીય હિન્દ ઉપર તે લિપિ આ રુચિદ્વારા ઠોકી બેસાડવામાં આવે તે અન્યાયી અને અનિચ્છનીય વસ્તુ છે. સૂચવવામાં આવેલા 'સુધારાઓ' સાથેની ફારસી-અરબી લિપિ માટે પણ હિન્દની એક અથવા એકમાત્ર રાષ્ટ્રલિપિ તરીકે સ્વીકારાવાની કોઇ શક્યતા તથા તે માટેનો એનો કોઇ દાવો હોય એમ જણાતું નથી.

હવે આ સ્થાન માટેની સ્પર્ધામાં દેવનાગરી અને રોમન બાકી રહે છે. દેવનાગરી કે જેની પ્રાચીનતા બ્રાહ્મી દ્વારા પ્રાયઃ મોહેં-જો-દડો અને હડપ્પાની લિપિ સુધી જાય છે, આનુક્રમિક ભૂમિકાઓમાં આપણી સંસ્કૃતિ અને આપણા ઇતિહાસ સાથે જેનો લાંબો સંસર્ગ છે–સ્વાભાવિક રીતે અને સરલતાથી ભારતની એ પ્રાતિનિધિક રાષ્ટ્રિય લિપિ છે–અને અસ્વીકાર કરી શકાય નહિ એવા જેના પોતાના અંતર્ભૂત ગુણો છે તેની આગળ, જ્યાં-સુધી ભારત અને ભારતીય રુચિને સંબંધ છે ત્યાંસુધી રોમન લિપિ આગંતુક-પરદેશી છે, અને તે રીતે પણ, જ્યારે અંગ્રેજી ભાષામાં થતા તેના પ્રયોગની અપૂર્ણતાઓ આપણે જોઇએ ત્યારે, તે નબળો દેખાવ કરી જાય છે દેવનાગરીની તરફેણમાં અને રોમનની વિરુદ્ધમાં જે બધું કહી શકાય તે પછી પણ, હિન્દુસ્થાની સુદ્ધાં આપણી ભારતીય ભાષાઓ માટે

આવે છે–ઘણુંખરું તે અધ્યાહૃત રહે છે અને બરાબર વ્યક્ત કરવામાં આવતું નથી.

તામિલ, સંસ્કૃત અથવા હિન્દી, બંગાળી અથવા મરાઠી જેવી ભાષાઓના શબ્દોનું પૃથક્કરણ બે દૃષ્ટિએ થઈ શકે – ઘટક તત્ત્વોનું પૃથક્કરણ અને ધ્વનિગત તત્ત્વોનું પૃથક્કરણ. પહેલા પ્રકારનો પાયો વ્યુત્પત્તિશાસ્ત્ર અને રૂપઘટનપ્રક્રિયા ઉપર છે અને બીજાનો ધ્વનિપ્રક્રિયા ઉપર છે. આ પ્રમાણે, पाहिजे, ' જોઈએ છે ' જેવા મરાઠી ક્રિયાપદનાં ઘટક તત્ત્વોનું પૃથક્કરણ આ રીતે થઈ શકે: ક્રિયાપદ पाह् + વર્તમાન કર્મણિ પ્રત્યય – इज् – + ત્રીજા પુરુષનો પ્રત્યય –ए ; ધ્વનિતત્ત્વોની દૃષ્ટિએ એનું પૃથક્કરણ पा – हि – जे એ શ્રુતિઓમાં થઈ શકે અને એથી આગળ વધતાં, તેના ઘટક સ્વર–વ્યંજન-ધ્વનિઓમાં प् – आ – ह् – इ – ज् – ए એ પ્રમાણે થઈ શકે. એ જ પ્રમાણે બંગાળી राखिलाम् ' મેં રાખ્યું ' નું પૃથક્કરણ ઘટક તત્ત્વોની દૃષ્ટિએ राख् + इल् + आम् એ રીતે અથવા ધ્વનિતત્ત્વોની દૃષ્ટિએ रा – खि – लाम्, र् – आ – ख् – इ – ल् – आ – म् એ રીતે થઈ શકે. પ્રાચીન ભારતમાં ધ્વનિશાસ્ત્રનું તલસ્પર્શી જ્ઞાન પ્રવર્તમાન હતું, છતાં પણ લિખિત શબ્દમાં ધ્વનિ વ્યક્ત કરવાની બાબતને સંબંધ છે ત્યાંસુધી તો, બ્રાહ્મી લિપિના મૂળમાં રહેલા ધ્વનિપૃથક્કરણે કેવળ શ્રુત્યાત્મક પૃથક્કરણ ઉપર, અને નહિ કે પ્રત્યેક ધ્વનિના અંતિમ પૃથક્કરણ ( જે, અલબત, પ્રાચીન ભારતમાં પૂરેપૂરું સમજવામાં આવતું હતું ) ઉપર, પોતાનો પાયો ચણ્યો. રોમન અને ભારતીય એ બન્ને લિપિઓનાં સારાં તત્ત્વોનો સમન્વય આપણને એક આદર્શ લિપિ આપશે. આવી રોમન – ભારતીય અથવા ભારતીય – રોમન વર્ણમાળા મેં સૂચવી હતી, જેમાં નુકતાવાળો કે ઉપર નિશાનીવાળો કોઈ અક્ષર ન હોય પણ જેમાં ગમે ત્યાં મૂકી શકાય એવા કેટલાક સંકેતો ( ' સૂચક ' અથવા ' અક્ષામાત્, ' ) હોય. ભારતીય ભાષાઓના ચોક્કસ વિશિષ્ટ ધ્વનિઓ–જે માટે રોમન લિપિમાં કંઈ વ્યવસ્થા નથી તે—વ્યક્ત કરવા માટે મૂળ અક્ષરોની પહેલાં અથવા પછી એ સંકેતો ... રીતે, દીર્ઘ સ્વર વ્યક્ત કરવા માટે અક્ષરની ઉપર

જેમ કરવામાં નવો ટાઈપ જોઈએ છે ( દા. ત આ ā, ऊ ē, ई ī, ओ ō, ऊ ū ) – સ્વરના સામાન્ય અક્ષરની પછી બે ટપકાં મૂકી શકાય ( દા. ત. आ a:, ए e:, ई i:, ओ o:, ऊ u: ); મૂર્ધન્ય વર્ણો નુકતાવાળા ખાસ ટાઈપોથી વ્યક્ત કરવાની જરૂર નથી (ट् ṭ, ड् ḍ, ण् ṇ, ड़् ṛ, ळ् ḷ), પણ સામાન્ય અક્ષરની ( t, d, n, r, l ) પછી એક અવતરણચિહ્ન મૂકીને તે સૂચવી શકાય( ट् t', ड् d', ण् n', ड़ r', ळ् l' ); ઇત્યાદિ. અત્યારે દેવનાગરીમાં છાપકામ કરવા માટે ૪૦૦ કરતાં વધારે વિશિષ્ટ ટાઈપોની જરૂર પડે છે: આ ભારત–રોમન લિપિ દ્વારા છાપવા માટે કુલ લગભગ ૫૦ ટાઇપ બસ થશે. અક્ષરોમાં ચલનશીલ સંકેતો ઉમેર્યા પછી અંગ્રેજી ભાષામાં છાપકામ કરવા માટે જરૂરી એવા અત્યારે અસ્તિત્વ ધરાવતા ટાઈપો વડે બધી જ ભારતીય ભાષાઓનું ચોક્કસ છાપકામ કરવાનું શક્ય બનશે: કોઈ પણ વિશિષ્ટ અક્ષરની જરૂર નહિ પડે. રોમન અક્ષરો, સંસ્કૃત વર્ણમાળાને અનુસરીને, નીચે પ્રમાણે ગોઠવવામાં આવે: अ a, आ a: ; इ i, ई i: ; उ u, ऊ u: ; ऋ r· ॠ r: ; लृ l. ; ए e: ( अं e ), ओ o: ( ओं o ), ऐ ai, औ au, अं am., अः ah. ; क् k, ख् kh, ग् g. घ् gh, ङ् n· ; च् c, छ् ch, ज् j, झ् jh, ञ् n': ट् t, ठ् t'h, ड् d', ढ् d'h, ण् n' ; त् t, थ th, द् d, ध् dh, न् n. ; प् p, फ् ph, ब् b, भ् bh, म् m; य् y, र् r, ल् l, ष् w (v): श् s'. ष् s' स् s, ह् h; ळ l'; અનુસ્વાર n; f, z, z', x, q વગેરે ( પરદેશી ધ્વનિઓ માટે ).

વળી આ વર્ણોનાં ભારતીય નામો જેવાં કે क्, ख्, ग्, घ् ઇત્યાદિ ચાલુ રહેશે ( અને મહાપ્રાણ વ્યંજનોને 'પ્રાણયુક્ત क् = ख्' ઇત્યાદિ, એ રીતે વર્ણવી શકાશે). આ રીતે, અસ્તિત્વમાં છે એવી કોઈ પણ લેખન-પદ્ધતિ કરતાં વધારે સારી લેખનપદ્ધતિ આપણને મળી શકે. (આ પ્રકારની ભારત-રોમન વર્ણમાળાના પ્રયોગનાં ઉદાહરણ આ વ્યાખ્યાનને અંતે પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે.)

આવે છે-ઘણુંખરું તે અધ્યાહત રહે છે અને બરાબર વ્યક્ત કરવામાં આવતું નથી.

તામિલ, સંસ્કૃત અથવા હિન્દી, બંગાળી અથવા મરાઠી જેવી ભાષાઓના શબ્દોનું પૃથક્કરણ બે દૃષ્ટિએ થઈ શકે – ઘટક તત્ત્વોનું પૃથક્કરણ અને ધ્વનિગત તત્ત્વોનું પૃથક્કરણ. પહેલા પ્રકારનો પાયો વ્યુત્પત્તિશાસ્ત્ર અને રૂપઘટનપ્રક્રિયા ઉપર છે અને બીજાનો ધ્વનિપ્રક્રિયા ઉપર છે. આ પ્રમાણે, पाहिजे, 'જોઈએ છે' જેવા મરાઠી ક્રિયાપદનાં ઘટક તત્ત્વોનું પૃથક્કરણ આ રીતે થઈ શકે: ક્રિયાપદ पाह् + વર્તમાન કર્મણિ પ્રત્યય – इज् – + ત્રીજા પુરુષનો પ્રત્યય –ए; ધ્વનિતત્ત્વોની દૃષ્ટિએ એનું પૃથક્કરણ पा – हि – जे એ શ્રુતિઓમાં થઈ શકે અને એથી આગળ વધતાં, તેના ઘટક સ્વર-વ્યંજન-ધ્વનિઓમાં प् – आ – ह् – इ – ज् – ए એ પ્રમાણે થઈ શકે. એ જ પ્રમાણે બંગાળી राखिलाम् 'મેં રાખ્યું'નું પૃથક્કરણ ઘટક તત્ત્વોની દૃષ્ટિએ राख् + इल् + आम् એ રીતે અથવા ધ્વનિતત્ત્વોની દૃષ્ટિએ रा – खि – लाम्, र् – आ – ख् – इ – ल् – आ – म् એ રીતે થઈ શકે. પ્રાચીન ભારતમાં ધ્વનિશાસ્ત્રનું તલસ્પર્શી જ્ઞાન પ્રવર્તમાન હતું, છતાં પણ લિખિત શબ્દમાં ધ્વનિ વ્યક્ત કરવાની બાબતને સંબંધ છે ત્યાંસુધી તો, બ્રાહ્મી લિપિના મૂળમાં રહેલા ધ્વનિપૃથક્કરણે કેવળ શ્રુત્યાત્મક પૃથક્કરણ ઉપર, અને નહિ કે પ્રત્યેક ધ્વનિના અંતિમ પૃથક્કરણ (જે, અલબત, પ્રાચીન ભારતમાં પૂરેપૂરું સમજવામાં આવતું હતું) ઉપર, પોતાનો પાયો ચણ્યો. રોમન અને ભારતીય એ બન્ને લિપિઓનાં સારાં તત્ત્વોનો સમન્વય આપણને એક આદર્શ લિપિ આપશે. આવી રોમન – ભારતીય અથવા ભારતીય – રોમન વર્ણમાળા મેં સૂચવી હતી, જેમાં નુકતાવાળો કે ઉપર નિશાનીવાળો કોઈ અક્ષર ન હોય પણ જેમાં ગમે ત્યાં મૂકી શકાય એવા કેટલાક સંકેતો ('સૂચક' અથવા 'અક્ષામાત્,') હોય. ભારતીય ભાષાઓના ચોક્કસ વિશિષ્ટ ધ્વનિઓ–જે માટે રોમન લિપિમાં કંઈ વ્યવસ્થા નથી તે—વ્યક્ત કરવા માટે મૂળ અક્ષરોની પહેલાં અથવા પછી એ સંકેતો મૂકી શકાય. આ રીતે, દીર્ઘ સ્વર વ્યક્ત કરવા માટે અક્ષરની ઉપર આડી લીટી મૂકવાને બદલે—

જેમ કરવામાં નવો ટાઈપ જોઈએ છે ( દા. ત આ ā, अ ē, ई ī, ओ ō, ऊ ū )–સ્વરના સામાન્ય અક્ષરની પછી બે ટપકાં મૂકી શકાય ( દા. ત. आ a:, ऎ e:, ई i:. ओ o:, ऊ u: ); મૂર્ધન્ય વર્ણો નુક્તાવાળા ખાસ ટાઈપોથી વ્યક્ત કરવાની જરૂર નથી (ट् ṭ, ड् ḍ, ण् ṇ, ड़् ṛ, ळ् ḷ), પણ સામાન્ય અક્ષરની ( t, d, n, r, l ) પછી એક અવતરણચિહ્ન મૂકીને તે સૂચવી શકાય( ट् t', ड् d', ण् n', ड़् r', ळ् l'); ઇત્યાદિ. અત્યારે દેવનાગરીમાં છાપકામ કરવા માટે ૪૦૦ કરતાં વધારે વિશિષ્ટ ટાઈપોની જરૂર પડે છે : આ ભારત–રોમન લિપિ દ્વારા છાપવા માટે કુલ લગભગ ૫૦ ટાઇપ બસ થશે. અક્ષરોમાં ચલનશીલ સંકેતો ઉમેર્યા પછી અંગ્રેજી ભાષામાં છાપકામ કરવા માટે જરૂરી એવા અત્યારે અસ્તિત્વ ધરાવતા ટાઈપો વડે બધી જ ભારતીય ભાષાઓનું ચોક્કસ છાપકામ કરવાનું શક્ય બનશે : કોઈ પણ વિશિષ્ટ અક્ષરની જરૂર નહિ પડે. રોમન અક્ષરો, સંસ્કૃત વર્ણમાળાને અનુસરીને, નીચે પ્રમાણે ગોઠવવામાં આવે : अ a, आ a: ; इ i, ई i: ; उ u, ऊ u: ; ऋ r· ॠ r: ; ऌ l. ; ए e: ( ऍ e), ओ o: ( ऑ o ), ऐ ai, औ au, अं am., अः ah. ; क् k, ख् kh, ग् g घ् gh, ङ् n· ; च् c, छ् ch, ज् j, झ् jh, ञ् n': ट् t, ठ् t'h, ड् d', ढ् d'h, ण् n' ; त् t, थ th, द् d, ध् dh, न् n, ; प् p, फ् ph, ब् b, भ् bh, म् m; य् y, र् r, ल् l, व् w (v): श् s', ष् s' स् s, ह् h; ळ् l'; અનુસ્વાર n; f, z, z', x, q વગેરે ( પરદેશી ધ્વનિઓ માટે ).

વળી આ વર્ણોનાં ભારતીય નામો જેવાં કે क्, ख्, ग्, घ् ઇત્યાદિ ચાલુ રહેશે ( અને મહાપ્રાણ વ્યંજનોને 'પ્રાણયુક્ત क् = ख्' ઇત્યાદિ, એ રીતે વર્ણવી શકાશે). આ રીતે, અસ્તિત્વમાં છે એવી કોઈ પણ લેખન-પદ્ધતિ કરતાં વધારે સારી લેખનપદ્ધતિ આપણને મળી શકે. ( આ પ્રકારની ભારત–રોમન વર્ણમાળાના પ્રયોગનાં ઉદાહરણ આ વ્યાખ્યાનને અંતે પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે. )

હવે, હું એવું સૂચન કરું છું કે હિન્દુસ્થાની ભાષા કઈ લિપિમાં લખવી એનો ઝઘડો રોમન લિપિ સ્વીકારવા વડે ઉકેલવામાં આવે. ઝઘડાનું સમાધાન થવા ઉપરાંત, આમ કરવામાં બીજા પણ ઘણા લાભો રહેલા છે. મુદ્રણની સરલતા અને અક્ષરજ્ઞાનના પ્રચારમાં સહાય એ તેના નોંધપાત્ર ફાયદાઓ પૈકી બે છે, અને તે એવા છે કે જેમને સહેલાઈથી બાજૂએ મૂકી શકાય નહિ. ભારત-રોમન લિપિની સામે ધરી શકાય એવો આપણો એકમાત્ર વાંધો તે આપણી પ્રાચીન, સુયોજિત અને વ્યવહારમાં જેનો પૂરે-પૂરો ઉપયોગ કરવામાં આવેલો છે એવી રાષ્ટ્રિય લિપિની તરફેણ કરતી આપણી નૈસર્ગિક ભાવનાનો જ છે. જીવનમાં ભાવનાઓ એ કંઈ અગણ્ય વસ્તુઓ નથી, પણ ખાસ કરીને જ્યારે આપણે દેશમાંના લિપિના ઝઘડાનો ઉકેલ કરવાની જરૂરિયાતમાંથી બને તેટલો સારો રસ્તો કાઢવાનો છે ત્યારે સ્પષ્ટ લાભોનું મૂલ્ય ભાવનાસંબદ્ધ આશંકાઓ કરતાં વિશેષ ગણાવું જોઈએ.

પહેલાં તો, ભારત-રોમન લિપિ એ ભારતની બધી જ ભાષાઓ માટે પ્રયોજવાની નથી—જો કે મારા મત પ્રમાણે તો એ એક આવશ્યક વસ્તુ બનશે, અને હું જોઈ શકું છું ત્યાંસુધી એ વસ્તુ વહેલી મોડી આવ્યા સિવાય રહેશે નહિ. એ વસ્તુ તો 'દ્વિલિપિપ્રચાર' (Biliteralism) ના એક-બે પેઢીઓ કે જ્યારે મૂળ લિપિ અને રોમન બન્ને સાથોસાથ પ્રચારમાં હશે તે-વીતી ગયા પછી આવશે; અને તે વખતે લોકોને ભારત-રોમન લિપિની તુલનાત્મક સરસાઈની ધીરે ધીરે ખાત્રી થશે. ભારત-રોમન લિપિમાં લખાતી, જે પરિવર્તિત સ્વરૂપમાં તેનો સ્વીકાર થવો જોઈએ એમ હું સૂચવું છું તે સ્વરૂપની હિન્દુસ્થાની અર્વાચીન ભારતની સૌથી વધુ યોગ્ય રાષ્ટ્રભાષા બનશે. રોમન લિપિ, જ્યાં તેને પોતાની લાક્ષણિકતા પ્રાપ્ત થઈ હતી તે પ્રાચીન નગર રોમની, ઇટાલીની અથવા પાશ્ચાત્ય જગતની મર્યાદાઓને હવે વટાવી ગઈ છે. લગભગ આધુનિક વિજ્ઞાનની શોધખોળોની જેમ તથા કેટલાંક આધુનિક સાધનોની જેમ એ લિપિ ધ્વનિઓને વ્યક્ત કરવાની સૌથી વધુ વ્યાપક અને સૌથી વધુ સરલ પદ્ધતિ તરીકે સંસ્કૃતિનું એક હથિયાર બની છે. જ્યારે એક વસ્તુ સાચી રીતે આંતરરાષ્ટ્રિય બની હોય ત્યારે તેને વધુ

સગવડભરી જોઈને આપણી પોતાની ઇચ્છાથી, તથા આપણી પોતાની વિશિષ્ટ જરૂરિયાતો અનુસાર તેમાં પરિવર્તનો કરીને-તેનો સ્વીકાર કરવામાં કોઈ પ્રકારની રાષ્ટ્રિય શરમ નથી.

લિપિના પ્રશ્ન માટે હું આ ઉકેલ સૂચવું છું. જાહેર અને રાજકીય હેતુઓ માટે, તથા જ્યારે અંગ્રેજી ઉપરાંત એક 'રાષ્ટ્રિય ભાષા'ના ઉપયોગની જરૂર પડે તેવા સર્વ પ્રસંગો માટે આપણે આ રોમન હિન્દુસ્થાની-નો ઉપયોગ કરી શકીએ. "હિન્દુસ્થાની લોકો" પોતાનાં રુચિ, ધર્મ અને સંસર્ગ અનુસાર અમુક સમય માટે (અથવા બધા જ સમય માટે), અત્યારની જેમ, દેવનાગરી અને ફારસી-અરબી લિપિમાં ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂનો પ્રયોગ કરવાનું ચાલુ રાખશે. પરન્તુ હિન્દી રાષ્ટ્રિય મહાસભા જેવી બળવાન સંસ્થા નીચેના ધોરણસર પોતાની જાહેરાતમાં સુધારો કરીને ઝઘડાનો અંત આણી શકે—"ભારતનાં સંયુક્ત રાજ્યોની રાષ્ટ્રભાષા મૂળગત (Basic) અથવા સરલીકૃત હિન્દી (અથવા હિન્દુસ્થાની) રહેશે, જે રોમન લિપિમાં લખવામાં આવશે." અને લિપિના પ્રશ્નનો ઉકેલ એ શબ્દભંડોળના પ્રશ્નના ઉકેલ તરફનું પહેલું પગલું થઈ પડશે.

આ સંબંધમાં મારો સુચિન્તિત અભિપ્રાય હું રજૂ કરું કે, ભારતની રાષ્ટ્રલિપિ તરીકે રોમન લિપિને નિષ્ફળતા મળે તો રાષ્ટ્રલિપિ થવા માટે ભારતમાં વ્યાપક પ્રચારની આવશ્યક યોગ્યતા માત્ર દેવનાગરી જ ધરાવે છે. જ્યાં-સુધી રોમન લિપિનો સર્વસામાન્ય સ્વીકાર ન થાય ત્યાંસુધી સરકારી વહીવટ એ દિશામાં દોરવણી આપે તો, અત્યંત ઇષ્ટ અને ખૂબ આવશ્યક એવું અખિલ ભારતનું લિપિ-ઐક્ય સિદ્ધ કરવા માટે માત્ર દેવનાગરીનો જ ઉપયોગ થઈ શકે.

શબ્દભંડોળ અને લિપિ—એ બેમાંથી વધુ અગત્યની વસ્તુ કઈ છે એનો નિર્ણય ઘણાક લોકો કરી શકતા નથી. પણ મોટા ભાગના લોકો એમ માનતા જણાય છે કે લિપિ એ જ ભાષા છે. પૂર્વ યુક્ત પ્રાન્ત અને બિહારમાં હિન્દુ તેમ જ મુસ્લિમ બન્ને કોમના અજ્ઞાન ગામડિયાઓ ઉર્દૂને—

તેની લિપિને કારણે—ઘણી વાર 'ફારસી' કહે છે. ૧૮૦૩ માં પ્રસિદ્ધ થયેલા ઇસ્ટ ઇન્ડિયા કંપનીના કાયદાના પુસ્તકમાં ઉર્દૂ અને ઉચ્ચકોટિક હિન્દીનો ઉલ્લેખ 'ફારસી નાગરી વ ભાષા વો અચ્છર' (ફારસી અને નાગરી ભાષાઓ તથા સાહિત્ય) એ રીતે કરવામાં આવ્યો છે. (આ અવતરણ શ્રી. ચંદ્રબલી પાંડેએ 'ઉર્દૂ કા રહસ્ય' માં પૃ ૮૪-૮૫ ઉપર આપ્યું છે.) બનારસમાં જ્યારે ચાળીસ કરતાં વધુ વર્ષો પર હિન્દી સાહિત્ય-ના અભ્યાસ અને વિકાસ માટે એક સંસ્થાની સ્થાપના કરવામાં આવી ત્યારે સંસ્થાપકોનું ધ્યાન શબ્દભંડોળ કરતાં લિપિ તરફ વધારે હતું, અને સંસ્થાનું નામ 'નાગરી પ્રચારિણી સભા'—નાગરીના પ્રચાર માટેની સભા — રાખવામાં આવ્યું. આ ભારતીય ભાષાના ફારસી અને અરબી સાથેના સૌથી વધુ નૈસર્ગિક સંબંધનું સાધન ઉર્દૂ લિપિ પૂરું પાડતી હતી. જેમાં ઇસ્લામી વસ્તુઓની અભિવ્યક્તિ માટે પણ યોગ્ય અવકાશ આપવામાં આવ્યો હતો એવી ઉચ્ચકોટિક હિન્દી જેને માટે ખડી હતી તે ભારતની દેશીય સંસ્કારિતા ઉપર આ વસ્તુની ઊલટી અસર પડતી હતી. ઉત્તર ભારતના વિચારક હિન્દુ નેતાઓને હિન્દુ સંસ્કારિતાના સાતત્ય અથવા સંરક્ષણ માટે નાગરી લિપિનું મહત્ત્વ સમજાયું. ભાષા ભલે ફારસીપ્રચુર હોય, પણ જ્યાંસુધી લિપિ દેવનાગરી રહે ત્યાંસુધી બધું બરાબર હતું – ત્યાંસુધી ભાષાને જાતિભ્રષ્ટ બનાવી શકાય એમ નહોતું. આ રીતે અત્યંત ફારસી-પ્રચુર હિન્દુસ્થાનીને પણ ભાષાના એતદ્દેશીય સ્વરૂપ 'હિન્દી' તરીકે પસાર કરાવી શકાય એમ હતું.

હિન્દુસ્થાની સંબંધમાં અત્યારસુધી મુસ્લિમોનું વલણ ફારસી લિપિ અને ફારસી-અરબી તત્ત્વોને ચુસ્તતાપૂર્વક વળગી રહેવાનું અને ભાષાનું ઉત્તરોત્તર વધતું ફારસીકરણ કરવાનું છે. ૧૮ મી શતાબ્દીના અધવચથી આ વલણનો વેગ ઉત્તરોત્તર વધતો આવેલો છે. પણ આ બાબતમાં ભારતના મુસ્લિમો, પછી તે ઉત્તરના હોય કે દક્ષિણના, લગભગ અટૂલા પડી જાય છે. થોડાક હિન્દુઓ (મોટે ભાગે પંજાબ અને યુક્ત પ્રાન્તના, તથા બિહારના કાયસ્થો અને કેટલાક કાશ્મીરીઓ) જેઓ લાહોર અને દિલ્હી,

આગ્રા અને લખનૌ, અલ્લાહાબાદ અને પટણા તથા હૈદ્રાબાદના મુસ્લિમ રાજદરબારો અને વહીવટી ખાતાંઓ સાથે ગાઢ સંબંધ ધરાવતા હતા તેમના અપવાદ સિવાય, પ્રજાનો બહુજનસમાજ કે જે હિન્દુઓનો બનેલો છે તે એ વિશે કંઈ જાણતો ન હતો અને તેનાથી દૂર રહ્યો હતો. ઉર્દૂ એ પ્રથમ તો અમીર વર્ગોએ પોતાને માટે તથા પોતાના રસાલા માટે સર્જેલી એક વર્ગીય બોલી હતી, અને સામાન્ય હિન્દુઓથી તેઓની સાંસ્કારિક અલગતા દર્શાવવા માટે એ બોલી . પોતાનામાં સમાવી શકે એટલાં પરદેશી તત્ત્વો તેમાં ઉમેરવામાં આવ્યાં હતાં. ૧૭ મી અને ૧૮ મી શતાબ્દીઓ દરમ્યાન ક્યાંક ક્યાંક આ અમીરવર્ગના કેટલાક મનુષ્યો હિન્દુ સંસ્કારિતાનાં કેટલાંક અંગો પ્રત્યે, ઉદાહરણ તરીકે વ્રજ ભાખામાંના તેના સાહિત્ય દ્વારા, આકર્ષાયા હતા. ( ઉદાહરણ તરીકે જુઓ મિરઝાખાને ઈ. સ. ૧૬૭૬ ના અરસામાં ફારસીમાં મોગલ દરબારીઓ માટે લખેલો વ્રજ ભાખા અને સાહિત્ય, કાવ્યશાસ્ત્ર અને અલંકારશાસ્ત્ર તેમજ ભારતીય સંગીત, કામશાસ્ત્ર, મસ્તિષ્કશાસ્ત્ર અને હસ્તરેખાવિજ્ઞાનને લગતો ગ્રન્થ; જુઓ મિરઝાખાનકૃત ‘ વ્રજ ભાખાના વ્યાકરણ ’ ની ૧૯૩૫ માં શાન્તિનિકેતનથી પ્રસિદ્ધ થયેલ એમ. ઝિયાઉદ્દીનની આવૃત્તિની પ્રસ્તાવના ); પણ આવી પરિસ્થિતિ આપણે બીજી રીતે ધારતા હોઈએ તેટલી વિરલ ન હોવા છતાં સાહિત્ય અથવા સંસ્કારની બાબતમાં આ અમીરવર્ગના સ્વીકૃત અને માન્ય નેતાઓનું વિધિસરનું અનુમોદન તેને નહોતું. તેમણે પોતે જ સર્જેલા ‘ હાથીદાંતના મિનારા ’માં-ઉર્દૂ ભાષા અને સાહિત્યમાં તેમણે પોતાની જાતને બંધ કરી દીધી હતી: આસપાસના જીવન સાથે તેને કંઈ સંબંધ નહોતો. મૌલાના હાલી પાણીપતી અને બીજા અર્વાચીનોની પૂર્વે, ઉર્દૂ સાહિત્યની આખી યે પ્રારંભિક ભૂમિકા દરમ્યાન, એ સાહિત્યનું વાતાવરણ ઉદ્દીપક રીતે અ-ભારતીય છે—ઈરાનનું છે. જૂના ઉર્દૂ કવિઓ ભારતના મહાન પ્રાકૃતિક અંગો, હિમાલયની પર્વતમાળા, કે ગંગા, જમના, સિન્ધુ, નર્મદા, ગોદાવરી ઇત્યાદિ નદીઓનો ઉલ્લેખ કદી કરતા નથી, પણ ઈરાનના અજાણ્યા પર્વતો અને ઝરણાંઓ તથા મધ્ય એશિયાની નદીઓ એમાં સર્વત્ર આવે છે. ભારતનાં ફૂલો અને છોડવાઓ

અજ્ઞાત છે, માત્ર ઈરાનનાં ફૂલો અને છોડવાઓ કે જે કવિ માત્ર બગીચામાં જ જોઈ શકતો તે એમાં આવે છે. પ્રત્યેક ભારતીય વસ્તુ પ્રત્યે, ફારસી કવિતામાં જેનો ઉલ્લેખ કે નિરૂપણ ન હોય એવી પ્રત્યેક ચીજ પ્રત્યે ઈરાદાપૂર્વક ચશમપોશી કરવામાં આવી. ૧૮મી શતાબ્દીમાં મુસ્લિમ રાજસત્તાની દેખીતી પડતીની જેમના ઉપર ઊંડી અસર થઈ હતી એવા પ્રારંભકાળના ઉર્દૂ કવિઓએ ફારસી કવિતાવાટિકા—કે જેનું વાતાવરણ તેઓએ ઉર્દૂમાં ઉતાર્યું હતું તેના એકાન્તમાં આશ્રય લઈને પોતાને ગમતી નહોતી એવી દુનિયાથી દૂર ભાગવાનો પ્રયાસ કર્યો. આ આખા યે વસ્તુ, તેનાં મૂળ અહીંની ભૂમિમાં નહિ હોવાને કારણે, વિદેશી હતી. અને મોટે ભાગે આ જ ભૂમિકા ઉપર ૧૯મી શતાબ્દીની અને આજની ઉર્દૂની ઇમારત ઊભી કરવામાં આવેલી છે.

ઉર્દૂ સાહિત્ય અને હિન્દુસ્થાનીનો ઉર્દૂ પ્રકાર ગાન્ધાર કલાના જેવો છે; એ કલાના મૂળ અને તેની લાક્ષણિકતા વિશે બધું કહી રહ્યા પછી, ઉત્તર ભારતના રાષ્ટ્રિય કલાપ્રકારો ઉપર પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે તેણે જે અસર નિપજાવી છે તે કારણસર ભારતીય કલાના અભ્યાસમાંથી તેને સાવ ટાળી શકાય નહિ. ફારસીપ્રચુર આડંબરી ઉર્દૂ સાહિત્ય મુસ્લિમ અથવા હિન્દુ સાહિત્યપ્રેમીઓનાં સંસ્કારી વિદ્યામંડળોના—મધ્યકાલીન ફારસી સંસ્કારિતા અને મધ્યકાલીન ફારસી કવિતાની સુવાસમાં જેઓ વસે છે અને તેનો જ શ્વાસ લે છે એવા મનુષ્યોના—આત્માને ભલે પ્રસન્ન કરે. પણ હિન્દુસ્થાનીના વર્તુલ બહારની આમજનતા—ભારતીય પ્રજાની જબ્બર બહુમતી, જેમાં લાખો મુસ્લિમોનો પણ સમાવેશ થાય છે તે, આ વાતાવરણથી સાવ દૂર છે. બંગાળના મુસ્લિમોએ જે સાહિત્ય રચ્યું છે તે જુઓ : ઈરાની સંસ્કારિતામાંથી તેમણે અપનાવ્યું છે તે સંખ્યાબંધ ફારસી વાર્તાઓ અને અદ્‌ભુત કથાઓ છે તથા જેને અરબી અને ઈસ્લામી 'પુરાણ' તરીકે વર્ણવી શકાય તે—'પવિત્ર જન્મ' (મિલાદ શરીફ) અથવા પયગંબરના આગમનની ચમત્કારિક કથા, કયામતના દિને થનાર ચમત્કારિક વસ્તુઓ તથા કરબલાના યુદ્ધની અદ્‌ભુત વાતો—છે, તથા અમીર હમઝા અને હાતીમ તાઈની વાતો છે : ખરું જોતાં એને ભારતીય અદ્‌ભુત

કથાના સાહિત્યમાં 'ઇશ્ક અને અસ્બરતાનની વસ્તુઓ' તરીકે વર્ણવી શકાય. મલિક મુહમ્મદ જાયસીનું 'પદુમાવતી' (ઈ. સ. ૧૫૫૪ આસપાસ) એ ૧૬મી શતાબ્દીના ઉત્તર ભારતના ધાર્મિક મુસ્લિમનું માનસિક બંધારણ તથા તેનાં માનસિક વલણો બતાવે છે: એની સંપૂર્ણ ભારતીયતાની બાબતમાં તે સમય-ના કોઇ પણ હિન્દુ લેખકથી તેને ભિન્ન ગણી શકાય તેમ નથી; છતાં ઈસ્લામ અને સૂફીવાદનો આત્મા તેની પ્રત્યેક પંક્તિમાં ધબકી રહ્યો છે.

ગમે તેમ હોય, પણ પંજાબની મુસ્લિમ બહુમતી (અલબત, પંજાબી ભાષાના સંખ્યાબંધ સમર્થકો પણ તેઓમાંથી જડશે), સંયુક્ત પ્રાન્તના લગભગ જ બધા જ મુસ્લિમો અને બિહારના ઘણાખરા મુસ્લિમોને આજે ફારસીપ્રચુર ઉર્દૂના નૈસર્ગિક સમર્થકો ગણી શકાય. ગુજરાત, બંગાળ, મહારાષ્ટ્ર અને બીજા પ્રદેશોના મુસ્લિમો-'ઇસ્લામી ભાષા' તરીકે ઉર્દૂ પ્રત્યે સહાનુભૂતિ રાખશે; અને બંગાળી મુસ્લિમોની બાબતમાં હું કહી શકું તેમ છું કે તેઓ પૈકી જેઓ અજ્ઞાન છે તેઓ 'નબીકી ભાષા'-પવિત્ર પયગંબરની ભાષા-તરીકે ઉર્દૂને વખાણતા હોવા છતાં એમને ઉર્દૂમાં આત્મીયતા લાગતી નથી, તેઓ ઉર્દૂ જાણતા નથી અથવા તેનો અભ્યાસ કરતા નથી. સરકારનો ટેકો હોવા છતાં, ફારસીમય ઉર્દૂ એ વિદગ્ધકોટિક ભાષા જ રહી છે, જેને ભારતની હું, કદાચ હું બહુમતી ટેકો આપી શકે એમ નથી.

સંકુલ વિચારો અને નવા વિચારોને વ્યક્ત કરવાનાં સાધનો કોઇ પણ રાષ્ટ્ર-ભાષા પાસે હોવાં જોઇએ. પ્રાચીન અને મધ્યકાલીન ભાષામાં જળવાયેલા ભૂતકાળના અનુભવની અવગણના થઈ શકે નહિ. બધી જ ભાષાઓને-ખાસ કરીને જ્યારે એ ભાષાઓ જર્મન અને ચિનાઈની જેમ 'વિધાયક'('Building')ભાષાઓ ન હોય, પણ અંગ્રેજી, જાપાની અને ઘણીખરી ભારતીય ભાષાઓની જેમ 'ઋણગ્રાહી' ('Borrowing') ભાષાઓ હોય ત્યારે-બીજી ભાષાઓ પાસેથી સહાય લેવી પડે છે. પોતાના સંઘટનાકાળ દરમ્યાન ભાષાઓ કાં તો 'વિધાયક' અથવા 'ઋણગ્રાહી' વલણ વિકસાવે છે. પ્રાચીન કાળમાં સાંસ્કારિક ભાષા તરીકે જેની પ્રતિષ્ઠા હોય અને એમાં રહેલા સાહિત્ય ખાતર જેનો અભ્યાસ કરવામાં આવતો હોય એવી એક સર્વસામાન્ય ભાષામાંથી ઉત્પન્ન થયેલી

ભાષાઓ પોતાના સંવર્ધન માટે પોતાના એ મૂળ તરફ વળે અને જ્યારે જરૂર જણાય ત્યારે એ માતૃભૂત ભાષામાંથી શબ્દો ઉછીના લે એ તદ્દન નૈસર્ગિક છે. આજની લૅટિન ભાષાઓ—ઇટલિયન, ફ્રેન્ચ, સ્પૅનિશ, કૅટેલોનિયન, પોર્તુગીઝ, રૂમાનિયન—જે નવા શબ્દો માટે પોતાની માતા લૅટિન પાસે જાય છે, તેમની બાબતમાં આ જ સ્થિતિ છે. એ જ પ્રમાણે અર્વાચીન ગ્રીક ભાષા પ્રાચીન ગ્રીક પાસે જાય છે. પુનઃપ્રબોધકાળ (Renaissance)ના સમયથી યુરોપની સર્વોત્તમ સંસ્કાર—ભાષા તરીકે ગ્રીકને, નવા શાસ્ત્રીય શબ્દો માટેના સૌથી વધુ સગવડકર્તા મૂળ તરીકે આંતરરાષ્ટ્રિય સંમતિથી સ્વીકારવામાં આવી છે. ૭ મી શતાબ્દીમાં ઈરાન ઉપર આરબોનો વિજય થયા પછી ફારસી—અર્વાચીન ફારસી ભાષા અરબીની છાયા નીચે આવી, અને ધર્મની ભાષા તરીકે અરબીએ વર્ચસ મેળવ્યું; આથી ફારસીની 'વિધાયક' ગૂઢ શક્તિઓનો ત્યાગ કરવામાં આવ્યો, અને ફારસી એ 'ઋણગ્રાહી'—અરબી ઉપર આધાર રાખનારી ભાષા બની. અર્વાચીન ભારતીય આર્યભાષાઓની તુલના અર્વાચીન લૅટિન ભાષાઓ સાથે કરી શકાય. સંસ્કૃતના કુળમાં જન્મેલી હોઈને, એ ભાષાઓને પોતાની માતામહી અથવા મોટી માસી (સંસ્કૃત) પાસેથી પોષણ મેળવવાની આદત પડેલી છે. જ્યાં અનુકૂળ હતું ત્યાં, વારસામાં મળેલાં તત્ત્વોની સહાયથી તેઓએ નવા શબ્દો સર્જ્યા, પણ પ્રૌઢ પ્રતિષ્ઠા અને વિપુલ સાહિત્યવાળી સંસ્કૃત દ્વારા રજૂ થયેલ સુપરિચિત વાતાવરણ અને ઐતદ્દેશીય ભૂમિકા તો ત્યાં હંમેશ રહેતાં. દ્રાવિડ દક્ષિણ ભારત માટે પણ સંસ્કૃતની અગત્ય અપ્રતિવાર્ય હતી—અને તે એટલે સુધી કે તામિલના અપવાદ સિવાય (સંસ્કૃત અને બીજા ભારતીય આર્ય શબ્દો પ્રાચીનકાળથી ઉછીના લેવા છતાં પણ સમૃદ્ધ અને વિશિષ્ટ સાહિત્યવાળી જૂની તામિલના આભ્યંતર પ્રભાવને (Reflex Influence) પરિણામે તામિલે તત્રત્ય દ્રાવિડ તત્ત્વોથી જ નવા શબ્દો તૈયાર કરવાની પોતાની જૂની શક્તિ ટકાવી રાખી છે.) બીજી મુખ્ય દ્રાવિડ ભાષાઓ—તેલુગુ, કન્નડ અને મલયાલમે સંસ્કૃતને આત્મસમર્પણ

કર્યું છે અને એ ભાષાઓ સંસ્કૃતની ઋણગ્રાહી ભાષાઓ બની છે. મધ્ય એશિયાના ઉત્તરીય પ્રદેશમાંથી મળેલા ઓરખોન ( Orkhon ) શિલાલેખો ઉપરથી માલૂમ પડે છે તે પ્રમાણે, ૭ મી શતાબ્દીમાં જ્યારે એનું સાહિત્યિક જીવન શરૂ થયું ત્યારે, તુર્કી ભાષા એ વિધાયક ભાષા હતી; મધ્ય એશિયાના તુર્કોમાં જ્યારે બૌદ્ધ ધર્મ પ્રસર્યો ત્યારે તેની આ સ્વાભાવિક વિધાયક શક્તિને પોષણ મળ્યું હતું; ઉદાહરણ તરીકે – ૧૧મી શતાબ્દીમાં બૌદ્ધ પ્રેરણા નીચે લખાયેલ ' કુદત્કુ બિલિક ' ( Kudatqu Bilik ) એ જૂની તુર્કી ભાષાની કૃતિ જુઓ. પણ ઈરાન, ઈરાક અને એશિયા માઇનોર તેમ જ મધ્ય એશિયામાં વસેલા તુર્કોનું ધીરે ધીરે ઈસ્લામમાં ધર્મપરિવર્તન થયા પછી તુર્કી ભાષા એ ઋણગ્રાહી ભાષા બની અને ફારસી તથા અરબીના શબ્દોથી પોતાના દેહને તરબોળ બનાવવા મંડી. હવે, તુર્કીમાં નવી વ્યવસ્થાના પ્રારંભ સાથે – અરે, એથી પણ જૂના વખતમાં ' યેની તુરાન ' અથવા ' નૂતન તુરાનિયન પ્રવૃત્તિ'ના પ્રારંભ સાથે — બિનતુર્કી તત્ત્વોનો ત્યાગ કરવાની અથવા જૂના તુર્કી શબ્દોને પુનર્જીવન આપવા માટેની, જેનો મોટે ભાગે વ્યવહારમાં પણ અમલ કરવામાં આવે છે એવી, બળવાન વૃત્તિ અસ્તિત્વમાં આવેલી છે; આ વસ્તુનો આપણે આગળ ઉપર ફરી ઉલ્લેખ કરવો પડશે.

એક અર્વાચીન ભારતીય આર્યભાષા તરીકે હિન્દુસ્થાની પોતાનાં સર્વ જૂનાં સ્વરૂપોમાં (બંગાળી, ઊડિયા, મરાઠી, ગુજરાતી, પંજાબી ઇત્યાદિ બીજી સર્વ નવ્ય ભારતીય આર્યભાષાઓની જેમ ) સંસ્કૃતનાં સર્વ સાધનોનો ઉપયોગ કરવાનું પોતાનું નૈસર્ગિક અને અપેક્ષિત વલણ વ્યક્ત કરે છે. હિન્દુસ્થાની અથવા હિન્દીનું આ જૂનું વલણ અથવા વારસો તેના ઉચ્ચકોટિક હિન્દી અથવા નાગરી હિન્દી સ્વરૂપમાં જળવાયેલ છે. અવધીમાં, વ્રજ ભાષામાં, મિશ્ર વ્રજ અને પંજાબીમાં, તથા મિશ્ર વ્રજ અને ખડી બોલીમાં — ઉત્તર ભારતની, ગંગાના ઉત્તર ભાગ આસપાસની, સાહિત્યમાં પ્રયોજાતી સર્વ બોલીઓમાં—જે વિષયમાં પ્રશ્ન જ ન થઈ શકે એવી અને અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓ માટે સૌથી વધુ નૈસર્ગિક ક્રમ ગણાતી વસ્તુ તરીકે – સંસ્કૃતનું નિયમિત, વ્યવસ્થિત અને સાતત્યપૂર્ણ ઋણગ્રહણ

આપણને મળે છે. હિન્દીના ઉર્દૂ પ્રકારે આ નૈસર્ગિક વલણનો ધીરે ધીરે ત્યાગ કર્યો જૂની પરંપરા, એતદ્દેશીય પ્રતિભા અને સંસ્કૃત સાથેનો પરિચય (જે એની સંસ્કારિતાના રક્ષણની ખાત્રીરૂપ હતો) જાળવી રાખનારી ઉત્તર ભારતની ભગિની-બોલીઓ સાથેનો સંબંધ વિચ્છિન્ન થવાને કારણે, દખ્ખણમાં હિન્દુસ્થાની – પંજાબી બોલીઓ પોતાને જ માર્ગે આગળ વધી. તેના જૂના કવિઓ બુરહાનઅલી શાહ, વઝી, સુલતાન મુહમ્મદ કુલી કુત્બ – એ સર્વે વસ્તુ, ઉપમાઓ, શબ્દભંડોળ અને, પ્રારંભમાં તો, છંદોની બાબતમાં પણ જૂની પરંપરાનું સાતત્ય ટકાવીને સંતોષ માનતા હતા. એક જોરદાર નવીનતા તરીકે, ઘણું કરીને ૧૬ મી શતાબ્દીના પ્રારંભમાં ફારસી છંદોનો પ્રયોગ કરવામાં આવ્યો. ફારસી લિપિના વપરાશે ફારસી અને અરબી શબ્દોના નિર્વિઘ્ન પ્રવેશ માટેનો દરવાજો ખુલ્લો મૂક્યો. પરન્તુ મુઘલ લશ્કરની સાથે દખ્ખણમાં આવેલી ઉત્તર ભારતીય હિન્દુસ્થાની—૧૭મી શતાબ્દીના અંતકાળની 'ઝબાન-ઇ-ઉર્દૂ-ઇ-મુઅલ્લા' — દખણીનો દાખલો લઈને લાભ મેળવવાનો વિચાર કરતી હતી ત્યારે પણ તેના પ્રારંભકાળના કવિઓ – વલી, આબ્રુ, નાજી, યક-રંગ વગેરે ભારતીય આત્મા અને ભારતીય વાતાવરણથી પોતાને સંપૂર્ણપણે અલગ કરવાનો પ્રયત્ન કરતા નહોતા. આ વસ્તુનો પ્રારંભ પછી થયો, અને હિન્દુસ્થાનીનું વધુ ઉત્સાહપૂર્વક ફારસીકરણ કરનારાઓ પૈકી કેટલાકનું વલણ ઉર્દૂ કવિ સૌદાએ અર્થગર્ભ રીતે નીચે પ્રમાણે વ્યક્ત કર્યું છે :

ગર હો કશીશ-ઇ-શાહ-ઇ-ખુરાસા તો સૌદા,
સિજ્દ ન કરું હિન્દ-કી નાપાક ઝમીં પર.

(ખુરાસાનના રાજા તરફથી કંઈ લાલચ મળે તો, ઓ સૌદા, હિન્દની અપવિત્ર ભૂમિ ઉપર હું નીચો ન પડું-પ્રાર્થના ન કરું.)

ઉર્દૂનું ફારસીકરણ, નિદાન કેટલેક અંશે, આ વલણનું પરિણામ હતું. હૈદ્રાબાદ અને યુક્ત પ્રાન્તના મુસ્લિમો પૈકી સંસ્કારી વર્ગોમાં—ખાસ કરીને સાહિત્યક સંસ્કારિતાવાળાં કેટલાંક કુટુંબોમાં ફારસીમય ઉર્દૂ ખરેખરી ઘરગથ્થુ ભાષા બનેલી છે એ સાચું છે. પણ મુઘલ રાજ્યવહીવટની ફારસી પરંપરાના સાતત્યને બ્રિટિશ સરકારે ટેકો આપેલો હોવા છતાં

ફારસીમય ઉર્દૂની અસર બહુજનસમાજ ઉપરથી ઓછી થતી જાય છે. ૧૯ મી શતાબ્દીના મોટા ભાગ દરમ્યાન યુક્ત પ્રાન્તોમાં થયેલી એની ઉન્નતિ માટે મુસ્લિમ અમીરવર્ગ અને કેટલાક ચાલાક હિન્દુઓ જવાબદાર છે. પણ શ્રી. વ્યંકટેશ નારાયણ તિવારીએ આપેલા આંકડા ઉપરથી (જુઓ 'હિન્દી બનામ ઉર્દૂ,' પૃ ૯–૧૦)—ઉર્દૂ અને હિન્દી (ઉચ્ચકોટિક હિન્દી) સામયિક પત્રોમાં લેખો લખનારાઓની સંખ્યા, નિશાળો અને કૉલેજોમાં બન્ને ભાષાઓના વિદ્યાર્થીઓની સંખ્યા, અને હિન્દુસ્થાનીના એ બન્ને પ્રકારોમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની સંખ્યાના ૧૮૯૧ થી ૧૯૩૬ સુધીના સત્તાવાર આંકડા ઉપરથી યુક્ત પ્રાન્તમાં ઉચ્ચકોટિક હિન્દીની તરફેણમાં ઉર્દૂની લોકપ્રિયતા ક્રમશઃ ઘટતી જતી માલૂમ પડે છે. ૧૮૯૧માં થોડાંક ઉચ્ચકોટિક હિન્દી પત્રોમાં માત્ર ૮૦૦૦ માણસોએ લખ્યું હતું, જ્યારે ઉર્દૂ પત્રોમાં ૧૬,૨૫૬ માણસોએ લખ્યું હતું; ઉચ્ચકોટિક હિન્દીની ટકાવારી ૩૨.૯ અને ઉર્દૂની ૬૭.૧ હતી. પરન્તુ ૧૯૩૬ માં ઉચ્ચકોટિક હિન્દી પત્રોમાં ૩,૨૪,૮૮૦ વ્યક્તિઓએ લખ્યું હતુ, જ્યારે ઉર્દૂ પત્રોમાં ૧,૮૨,૮૪૫ વ્યક્તિઓએ લખ્યું હતું—ટકાવારી લગભગ ઊલટાઈને હિન્દીના ૬૪.૦ અને ઉર્દૂના ૩૬.૦ ટકા થયા છે. (એ વસ્તુ યાદ રાખવી જોઈએ કે ઉર્દૂ સામયિકોના વાચકો મોટે ભાગે મુસ્લિમ વસ્તીમાંથી હોય છે કે જે યુક્ત પ્રાન્તના આર્થિક દૃષ્ટિએ આગળ વધેલા અને વર્ચસ ધરાવતા વિભાગોની ઠીક ઠીક ટકાવારી ધરાવે છે.) ૧૯૩૬ માં દેશી ભાષાની શાળાન્ત પરીક્ષામાં બેસનારા પૈકી ઉર્દૂના ઉમેદવારો ૪૧.૪ ટકા, જ્યારે હિન્દીના ૫૮.૬ ટકા હતા. ૧૮૯૦ માં હિન્દીના ઉમેદવારો માત્ર ૨૨.૪ ટકા હતા અને ઉર્દૂના ૭૭.૬ ટકા હતા. હાઈસ્કૂલની શાળાન્ત પરીક્ષામાં ૧૯૩૮ માં હિન્દીના ઉમેદવારો ૫૮.૮ ટકા હતા અને ઉર્દૂના ૪૩.૨ ટકા હતા; ૧૯૩૮ની ઇન્ટરમીજિયેટ (યુનિવર્સિટી) પરીક્ષામાં હિન્દીના ઉમેદવારો ૬૧.૯ ટકા હતા અને ઉર્દૂના ૩૮.૪ ટકા હતા. ભાષાના આ બન્ને પ્રકારોમાં ૧૮૮૯–૯૦ માં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં હિન્દી પુસ્તકો ૩૮.૮

ટકા ( કુલ ૩૬૧ પુસ્તકો ) હતાં અને ઉર્દૂ પુસ્તકો ૬૧·૨ ટકા ( ૫૬૧ પુસ્તકો ) હતાં, જ્યારે એ સામે ૧૯૩૫-૩૬ માં હિન્દી પુસ્તકોની ટકાવારી ૮૧·૫ ( ૨૧૨૯ પુસ્તકો ) અને ઉર્દૂની ૧૦·૯ ( ૨૫૨ પુસ્તકો ) હતી. આ છેલ્લા આંકડાઓ સૂચક છે. નિશાળોમાં ઉર્દૂની ટકાવારી એ કાયદાની અદાલતોમાં જેને હજી ટેકો મળી રહ્યો છે એવા ઉર્દૂ પરંપરાનું પરિણામ કેટલેક અંશે છે; જો કે હિન્દુઓ કે જેમની વસ્તી સંયુક્ત પ્રાન્તની કુલ જનસંખ્યાના ૮૪ ટકા જેટલી છે તેઓ ઉચ્ચકોટિક હિન્દી માટે સરકારનો સક્રિય ટેકો મેળવવાને પોતાથી બનતું બધું જ કરી રહ્યા છે. હિન્દના સિક્કાઓમાં ( ચાંદીના સિક્કાઓમાં ), સિક્કાની કિંમત અંગ્રેજી ઉપરાંત માત્ર ફારસીમાં જ બતાવવામાં આવે છે—આ વસ્તુ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના દિવસોમાં, ફારસીનો પ્રયોગ કરતા મુઘલ ઘરાણાના વર્ચસના પ્રતીક તરીકે મૂકવામાં આવતી હતી, અને હવે એડવર્ડ સાતમાના સમયથી એનો પાછો પુનરુદ્ધાર કરવામાં આવ્યો છે.

દિલ્હીની અવસજ સાહિત્યપરંપરાનો પ્રચાર, બ્રિટિશ સરકાર દ્વારા એને પ્રાપ્ત થયેલું સાતત્ય તથા ૧૯ મી શતાબ્દીના મોટા ભાગ દરમ્યાન ઉત્તર ભારતીય જીવન ઉપરનું તેનું વર્ચસ – એ બધી વસ્તુઓ હોવા છતાં હિન્દુઓની ભારતીય રાષ્ટ્રિયતા નૈસર્ગિક રીતે જ સંસ્કૃતની આસપાસ સંગઠિત થઈ અને ફારસીપ્રચુર ઉર્દૂ અત્યારની દશામાં આવી પડી. હિન્દી રાષ્ટ્રિય મહાસભાએ હિન્દના મુસ્લિમોના એક વિભાગની ભાવનાઓ પરત્વે મૂકેલી મોટી છૂટછાટોમાં – જે કોઈ પણ ધોરણે જોતાં સ્પષ્ટપણે રાષ્ટ્રવિરોધી છે – ભારતની રાષ્ટ્રભાષા માટેની વૈકલ્પિક લિપિ તરીકે ફારસી લિપિને પણ માન્ય કરવામાં આવી છે. વ્યવહારમાં તો હિન્દુસ્થાનીના ( જેમાં દેશી શબ્દોના પ્રયોગ ઉપર ભાર મૂકવામાં આવતો અને એવા શબ્દોની શોધમાં નિષ્ફળતા સાંપડે તો ઉચ્ચતર સાંસ્કારિક શબ્દો માટે સંસ્કૃત શબ્દો તરફ જવાની પ્રકૃતિ જેમાં હતી એવા ) ઉચ્ચકોટિક હિન્દી પ્રકારની સામેસામ આવી રહે એવી ફારસીપ્રચુરતાની વૃત્તિને વધુ અવકાશ આપવા વડે તથા ઉર્દૂ 'હિન્દુસ્થાની'નું મૂક નેમ જ સાંક્ય સમર્થન કરવા વડે આ છૂટછાટ

મૂકવાની ભાવનાનો વિસ્તાર વધ્યો છે. મુસ્લિમ નેતાઓ જે માટે આગ્રહ કરે છે એવા પરદેશી ફારસી અને અરબી શબ્દો તથા હિન્દુસ્થાની વિસ્તારના અને બાકીના આખા દેશના હિન્દુઓ જે માટે આગ્રહ ધરાવે છે એવા દેશ્ય હિન્દી અને સંસ્કૃત શબ્દો વચ્ચે યોગ્ય અને વાજબી સમતુલા જાળવવાના નિશ્ચિત ઇરાદાથી હિન્દુસ્થાનીની 'ખડી બોલી' અથવા 'ઠેઠ' એ સામાન્ય ભૂમિકા ઉપર—સાહિત્યિક ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ એ બન્ને જેના ઉપર ઊભેલાં છે એવા પાયા ઉપર—એક નવી ભાષા અથવા નવી સાહિત્યિક શૈલી સર્જવાનું રાષ્ટ્રિય મહાસભા હવે સૂચવે છે. વ્યવહારમાં તો, આ ફારસીમય હિન્દુસ્થાની જ બની જાય છે, જે ગુજરાતીઓ, બંગાળીઓ, મહારાષ્ટ્રીઓ, ઊડિયાઓ અને દક્ષિણના લોકો સમજતા નથી (અને છતાં હિન્દુસ્થાનીનો આ પ્રકાર ભારતની 'રાષ્ટ્રભાષા' તરીકે સ્વીકારવાની અપેક્ષા તેમની પાસેથી રાખવામાં આવે છે), તથા જે પરત્વે બિહાર અને યુક્ત પ્રાન્ત, રાજપૂતાના, મધ્ય હિન્દ અને મધ્ય પ્રાન્તોની સંસ્કૃતમય શબ્દભંડોળથી ટેવાયેલી આમજનતાને આત્મીયતા લાગતી નથી. માત્ર યુક્ત પ્રાન્ત, બિહાર, હિન્દીભાષી મધ્યપ્રાન્ત અને પંજાબના મુસ્લિમ સંસ્કારી વર્ગને, તથા પશ્ચિમ યુક્ત પ્રાન્ત અને પંજાબના સંખ્યાબંધ શિક્ષિત હિન્દુઓ અને સીખોને આ ભાષા અનુકૂળ લાગતી હોય એમ બને.

એ વસ્તુ બરાબર સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે પૂર્વીય યુક્ત પ્રાન્ત, બિહાર, નેપાળ, બંગાળ, આસામ, ઓરીસા, આન્ધ્ર, તામિલ-નાડુ, કર્ણાટ, કેરલ, મહારાષ્ટ્ર, ગુજરાત અને રાજસ્થાનના લોકોનું હિન્દુ હિન્દુસ્થાની પ્રત્યે જે આકર્ષણ છે તેનો આધાર પ્રાથમિક રીતે બે વસ્તુઓ ઉપર છે—દેવનાગરી લિપિ અને સંસ્કૃત શબ્દભંડોળ. આ મહાન હકીકત આપણે કદિ ભૂલવી ન જોઈએ. અથવા આપણે તે ભૂલી શકીએ પણ નહિ સંયુક્ત પ્રાન્તના, ખાસ કરીને તેના પશ્ચિમ તથા મધ્ય ભાગમાં અને દિલ્હી, લખનૌ અને અલ્લાહાબાદ જેવાં શહેરોમાં વસતા હિન્દુઓ, સંયોગોને પરિણામે (જે સંયોગોનું હવે અસ્તિત્વ નથી)—કદાચ પંજાબના અપવાદ સિવાય—ભારતના બીજા કોઈ પણ પ્રદેશના (મુસ્લિમો સુધ્ધાં) લોકો કરતાં ફારસી

શબ્દભંડોળના વધારે ગાઢ પરિચયમાં આવ્યા હતા. 'તરક્કી,' 'મઝહબ,' 'ઝાલિમ,' 'ઇન્કિલાબ,' 'આઝાદી,' 'જંગ,' 'આલિમ,' 'તવારીખ,' 'કૌમી,' 'ઝબાં,' 'ફાતેહ,' 'મફતૂહ,' 'દુશ્મન,' 'વઝીરે આઝમ,' 'મુશાઅરા' જેવા અને બીજા સંખ્યાબંધ પરદેશી શબ્દો જે આપણે અખિલ હિન્દ રેડિયોની 'હિન્દુસ્થાની'માં સાંભળીએ છીએ તે યુક્ત પ્રાન્ત અને પંજાબની બહાર સમજાતા નથી—સિવાય કે આ અને એવા બીજા શબ્દોના અર્થનો ખાસ અભ્યાસ કરવાનું શ્રોતાએ નિરધાર્યું હોય: પરન્તુ કાશ્મીરથી કેપ કોમોરિન સુધી અને દિબ્રુગઢથી પેશાવર સુધીના પ્રદેશમાં રેડિયો-વાર્તાલાપ સમજી શકે એવા લોકોનો ⅘ ભાગ 'ઉન્નતિ,' 'ધર્મ' 'અત્યાચારી,' 'ક્રાન્તિ' અથવા 'વિપ્લવ,' 'સ્વાધીનતા,' 'યુદ્ધ,' 'વિદ્વાન,' 'ઇતિહાસ,' 'જાતીય,' 'ભાષા,' 'જેતા' અથવા 'જયી,' 'વિજિત,' 'શત્રુ,' 'પ્રધાન મન્ત્રી,' 'કવિસમ્મેલન' ઇત્યાદિ શબ્દો સમજશે. ભારતની રાષ્ટ્રભાષા તરીકે હિન્દુસ્થાની માટે બાકીના ભારતવર્ષના લોકોએ ઉત્સાહ દર્શાવ્યો તેનું કારણ એ હતું કે ભારતીય વર્ણમાળા દેવનાગરીમાં લખાતી એ સંસ્કૃતમય હિન્દી હતી: તેનું કારણ એ હતું કે તેમની પોતાની ભાષાઓ અને હિન્દુસ્થાની વચ્ચે સંસ્કૃતદ્વારા એક સમાન સંબંધ તેમના જોવામાં આવ્યો હતો. અર્વાચીન ભારતીય ભાષાઓમાં હિન્દીને 'સમાનમાં પ્રથમ' તરીકે માન્ય કરતાં તેમને આનંદ થયો હતો. પણ હિન્દીમાંનાં સંસ્કૃત તત્ત્વોને ક્ષીણ કરીને તેને ગૌણ સ્થાન સુધી લઈ જવાના પ્રયત્નને ભારતીય પરંપરા અને ભારતીય સંસ્કારિતા ઉપરના સીધા આક્રમણ તરીકે જ ગણી શકાય; અને તેનું પરિણામ સાંસ્કારિક બાબતોમાં ભારતીય નિર્ધનતાની ઘોષણા કરવા રૂપે આવશે, જેને-જાણે કે સંસ્કૃતનું અસ્તિત્વ જ ન હોય તેમ-માત્ર ફારસી અને અરબીના ખજાનાઓમાંથી શબ્દો ઉછીના લેવા વડે સમર્થન આપી શકાશે. રાષ્ટ્રિય સ્વમાનની ભાવનાવાળો કયો સાચો ભારતવાસી—ખાસ કરીને જો તે હિન્દુ હોય તો—ઉદાહરણ તરીકે, સંસ્કૃત શબ્દ 'ગણિત'નો ત્યાગ કરીને 'હિન્દસ' જેવો શબ્દ લેવા માટે અરબી પાસે જશે?—કે જે શબ્દ અરબીમાં પણ અ.પં ફારસી

'અંદાઝ' ઉપરથી ઉછીનો લેવાયેલો છે. શું આપણે 'ત્રિકોણ' ને બદલે 'મુસલ્લસ' બોલવું જોઈએ? નિદાન હિન્દુ ભારતવર્ષમાં તો કદી પણ વપરાતા બંધ નહિ પડેલા એવા સંસ્કૃત શબ્દો અસ્તિત્વમાં હોય છતાં વિજ્ઞાન, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના સર્વ ઉચ્ચતર શબ્દો અરબસ્તાનથી જથાબંધ આયાત કરવાને રાષ્ટ્રિય સ્વમાનની કંઈ પણ ભાવનાવાળો કયો મનુષ્ય તૈયાર થશે?

આ બાબતમાં હિન્દુઓનું વલણ સ્પષ્ટ જણાય છે—સાચા રાષ્ટ્રવાદીનું એ વલણ છે. મુસ્લિમ ભાવના પરત્વે છૂટછાટ મૂકવા છતાં, કોઈ પણ સાચા ભારતવાસીને—સિવાય કે તે ધાર્મિક ઝનૂનથી પ્રેરાયેલો હોય, તથા લિપિ સાથે અને ધાર્મિક બાબતોથી સંબંધ નહિ ધરાવતા શબ્દો સાથે આધ્યાત્મિકતાને જોડવાનો તરંગી વિચાર ધરાવતો હોય—અરબીની વેદી ઉપર સંસ્કૃતનું બલિદાન આપવાનું નહિ ગમે. અરબી માટેની તીવ્ર લાગણી એ અરબસ્તાન બહારની ઇસ્લામી પ્રજાઓની લાક્ષણિકતા હવે રહી નથી. તુર્કોએ તો 'ઇશ્વર' માટેના અરબી શબ્દ 'અલ્લાહ'ને દૂર કરીને તેને સ્થાને જૂના તુર્કી શબ્દો 'તનરી' (Täŋri–અર્થાત્ 'આકાશ,' 'આકાશદેવ,' 'આકાશમનો દેવ'), 'ઇદી' (Idi–'પ્રભુ') અને 'મંકુ' (Munku–'અમર્ત્ય') મૂક્યા છે. ઈરાનમાં દેશી આર્ય શબ્દો 'ખુદા' અથવા 'ખુદાય' ('સ્વતઃ કાર્ય કરનાર તત્ત્વ' <જૂની ઈરાની 'ખ્વ–દાત'=સંસ્કૃત स्व–धा–: ઔક Autokrator) અને 'ઈઝદ' ('પૂજિત તત્ત્વ' <જૂની ઈરાની 'યઝત'=સંસ્કૃત यजत) અરબી શબ્દ 'અલ્લાહ' વડે કદી પણ દબાઈ ગયા નહોતા, અને દેશી આર્ય શબ્દ 'નમાઝ' (=સંસ્કૃત नमस्)–'પ્રાર્થના' ઈરાન (તેમજ ભારત)માં અરબી 'શલાત' કરતાં વધારે વ્યાપક રીતે પ્રયોજાતો શબ્દ છે. ઈરાનવાસીઓએ ઇસ્લામનો ત્યાગ કર્યો નથી, છતાં પોતાની ભાષાને અરબીથી મુક્ત કરીને શુદ્ધતર દેશી ઈરાની શૈલી તૈયાર કરવાની દિશામાં તેઓ પ્રવૃત્તિ કરી રહ્યા છે. જૂના ઈરાની શબ્દોને પુનર્જીવન આપવામાં આવે છે. 'ઈઝદ' (પ્રભુ) એ શબ્દ કંઈક પ્રચારલુપ્ત બનતો જતો હતો તે ફરી એકવાર પાછો લોક-

પ્રિય બનતો જાય છે. તહેરાન યુનિવર્સિટી હવે અરબી નામ ‘ દારુલ ઉલૂમ ’ વડે નહિ, પણ આર્ય ફારસી ‘ દાનિશ્–ગાહ’થી (=સં. જ્ઞાન–ગાતુ ને બદલે *જાનિષ્ણુ-ગાતુ ) ઓળખાય છે. જ્યારે બહારની દુનિયા આ દિશામાં આગળ વધી રહી છે ત્યારે ભારતીય મુસ્લિમ જગતના ચોક્કસ વિભાગના ફારસીમય ઉર્દૂના પ્રશ્ન પરત્વેના કટ્ટર વલણમાં ફેરફાર થયે જ છૂટકો છે: અને આવો ફેરફાર દૃષ્ટિમર્યાદામાં છે એનાં ચિહ્નોનો પણ અભાવ નથી. વ્યક્તિગત મુસ્લિમ વિદ્વાનોએ સંસ્કૃત અને હિન્દી પ્રત્યેની તેમની બદલાયેલી લાગણીનું સૂચન કર્યું છે. મારા એક મુસ્લિમ મિત્ર, જેઓ યુનિવર્સિટી પ્રોફેસર છે, જેમનું વતન લખનૌ છે અને જેઓ અરબી અને ફારસીના વિદ્વાન હોઈ જર્મન તેમજ બીજી યુરોપીય યુનિવર્સિટીઓમાં બાર વર્ષ સુધી રહી આવ્યા છે તેમને બીજા એક મુસ્લિમ મિત્રે પોતાના નવા બાંધેલા મકાન માટે યોગ્ય ફારસી અથવા અરબી નામ સૂચવવાનું કહ્યું ત્યારે તેઓએ સૂચવ્યું કે તેણે પોતાના મકાનનું ‘ સુખભવન ’ કે એવું કોઈ હિન્દી અથવા સંસ્કૃત નામ રાખવું જોઈએ, કેમકે તેમણે સમજાવ્યુ તે પ્રમાણે, ફારસી અને અરબી નામો ખૂબ ચવાઈ ગયેલાં તથા અસંગત બનતાં જાય છે અને પોતે ભારતવાસી હોઈ પોતાના મકાનને એક ભારતીય નામ આપતાં તેમણે સન્તોષ અનુભવવો જોઈએ. મને કહેવામાં આવ્યું છે કે મુસ્લિમ લેખકોનું એક સબળ મંડળ બહાર આવ્યું છે, જે ભારતીય આર્ય મૂળના દેશી હિન્દી શબ્દોનો ( તેઓનાથી બની શકે તેટલા પ્રમાણમાં ) પ્રયોગ કરીને પોતાની ઉર્દૂને શુદ્ધ હિન્દી સાથે વધુ ને વધુ મળતી બનાવી રહેલ છે, અને એવા એક લેખકનાં તાજેતરનાં કાવ્યો ‘ હિન્દી ’ અને ‘ ઉર્દૂ ’ તરીકે વંચાવા માટે બન્ને લિપિઓમાં પ્રસિદ્ધ થયાં છે.

અરે, સદ્‌ગત સર મહમ્મદ ઇ.બાલ, જેઓ આજકાલ ઉર્દૂ કાવ્ય-સાહિત્યના સૌથી પ્રસિદ્ધ કવિ છે, (તથા પોતે મૂળ કાશ્મીરી બ્રાહ્મણ હોવા છતાં ‘ હિન્દુ રાષ્ટ્ર ’ અને ‘ મુસ્લિમ રાષ્ટ્ર ’ એમ બે ‘રાષ્ટ્રો’માં ભારતને વિભક્ત કરવાનો આશય જેમાં રહેલો છે એવા પાકિસ્તાનના ૫ષ્ટાના

સમર્થક હતા) તેઓ પણ કેટલીક વાર (જો કે કોઈને લાગે કે-ખોટાઈભર્યા વિનયની ભાવનાપૂર્વક) આવી કવિતા લખી શકતા—

> શક્તિ ભી શાન્તિ ભી ભગતોં કે ગીત મેં હૈ,
> ધરતી કે બાસિયોંકી મુકતી પ્રીતમેં હૈ ('નયા શિવાલા')

(અર્થાત્ શક્તિ અને શાન્તિ એ બન્ને જેઓ પ્રેમવાળા છે તેમનાં ગીતોમાં છે, ધરતીના વાસીઓની મુક્તિ પ્રીતિમાં છે).

આ પદ્યની ભાષા સામાન્ય રીતે ખૂબ ફારસીપ્રચુર એવી દક્ખણની ઉર્દૂથી (જેનો નમૂનો અગાઉ ટાંકવામાં આવ્યો છે, જુઓ પૃ. ૧૭૯) તદ્દન જુદા પ્રકારની છે. નિદાન એક જૂના ઉર્દૂ કવિએ-ઓછામાં ઓછું એનાં કેટલાંક કાવ્યોમાં ફારસી અને અરબીની પ્રચુરતાનો સ્વીકાર કર્યો નહોતો. આગ્રાનો નઝીર (૧૭૪૦ – ૧૮૨૦ના અરસામાં) અતિ ફારસીપ્રચુર નહિ કે અતિ સંસ્કૃતપ્રચુર નહિ એવી ચમકદાર હિન્દુસ્થાનીમાં લખતો હતો અને (ખાસ કરીને હિન્દુ સભાજનોને ઉદ્દેશીને લખાયેલાં) એનાં કેટલાંક કાવ્યોમાં તો તેણે વિનાસંકોચ સંસ્કૃત શબ્દો વાપર્યા છે. (ધંધે એ શિક્ષક હતો, અને મરાઠા પેશવા જ્યારે આગ્રામાં નજરકેદ હતા ત્યારે એના પુત્રોને તથા શહેરના હિન્દુ વેપારીઓના પુત્રોને ફારસી અને ઉર્દૂ શીખવતો હતો). નઝીર એ માનવજાતનો સાચો ચાહક હતો, અને સંખ્યાબંધ અશિષ્ટ અને અશ્લીલ કાવ્યો તેને નામે ચડાવવામાં આવ્યાં છે છતાં પણ, ફૅલનના અભિપ્રાય પ્રમાણે, યુરોપીય અર્થાત્ વર્તમાન ધોરણો અનુસાર જૂની ઉર્દૂનો તે એકમાત્ર મહાન કવિ હતો. ઉર્દૂના બીજા કવિઓ અને લેખકો જેઓ ઈરાનનાં ઉદ્યાનો ઉપર મુગ્ધ થયેલા હતા તેમને, નઝીરે પોતાનાં ઘણાં કાવ્યોમાં પ્રયોજ્યું છે એવું હિન્દુસ્થાનીનું સ્વરૂપ પસંદ પડ્યું નહિ એ ખેદની વાત છે. નઝીરનાં કાવ્યો યોગ્ય રીતે જ લોકપ્રિય છે, અને 'બંજાર-નામ,' 'જોગી,' 'બરસાત' અને 'આદમી-નામ' જેવાં તેનાં કાવ્યો સુપ્રસિદ્ધ છે. સામાન્ય વિષયો ઉપરનાં કહી શકાય એવાં અને હિન્દુ પુરાણકથાના વિષયોને લગતાં કાવ્યોમાંની નઝીરની ભાષા (નહિ કે શિષ્ટ-

સંમત શૈલીની તેની ૨૬ ગઝલોની ભાષા–જ્યાં તેણે ફારસી પ્રણાલિકાને અનુસરવાનું હતું ) આ ૪કાલની હિન્દુસ્થાની માટે દિશાદર્શક અને સંદેશવાહક પુરવાર થઈ પડે એમ બને.

કામી એકતાને નામે હિન્દી (હિન્દુસ્થાની) માંનાં સંસ્કૃત તત્ત્વનો નિગ્રહ કરવાનો પ્રયાસ જો કરવામાં આવશે–અને દેશમાંના કેટલાક લોકોનું વલણ એવું જ હોય એમ જણાય છે–તો નિદાન હિન્દુઓ તો ઑક્સફર્ડના ડૉ. એફ. ડબલ્યુ ટોમસના પેલા સૂચનને અનુસરવામાં યોગ્ય જ કરશે કે–સંસ્કૃતે ત્રીસ શતાબ્દીઓ સુધી ભારતીય સંસ્કૃતિની સેવા કરી છે અને ભારતનો એ સૌથી મૂલ્યવાન વારસો છે, તો સંસ્કારભાષા તેમ જ વ્યવહારભાષા તરીકે–ભારતની સાચી રાષ્ટ્રભાષા તરીકે સંસ્કૃતને જ શું કામ ટકાવી ન રાખવી ? સંસ્કૃત પ્રત્યે ઉદાસીન અને વિરક્ત વલણવાળી હિન્દુસ્થાનીની પરિણામી અસર બીજી ભારતીય આર્ય ભાષાઓ ઉપર થશે: સંસ્કૃત હિન્દુસ્થાની ( અર્થાત્ ઉચ્ચકોટિક હિન્દી ) થી વિપરીત એવી 'હિન્દુસ્તાની' સામેનો વિરોધ બંગાળમાં આકાર પામી રહ્યો છે ( કહેવું જોઈએ કે એ પ્રાન્ત હિન્દુસ્થાની પરત્વે કદી ઉત્સાહાન્વિત નહોતો, અને સંસ્કૃતમય હિન્દી માટે પણ તેનો ઉત્સાહ મર્યાદિત હતો ), કારણ કે કોમી દૃષ્ટિને ગ્રાહ્ય, તથા કોંગ્રેસના નેતાઓથી સમર્થન પામેલી એવી 'ફારસીમય 'હિન્દુસ્તાની' ની ( જે સિદ્ધાંતમાં તો અરબી, ફારસી, અંગ્રેજી અને સંસ્કૃતને સરખું માન આપતી હોય પણ વ્યવહારમાં માત્ર ફારસી અને અરબી શબ્દોનો પ્રયોગ કરતી હોય ) છત્રછાયા નીચે, સર્વ સંસ્કાર–શબ્દો માટે સંસ્કૃત પાસે નહિ, પણ અરબી પાસે જતા એવા બંગાળીના એક પ્રકારના સર્જનની માગણી કરવા વડે બંગાળીના ભાગલા પાડવાનું ગંભીરતાપૂર્વક હાથમાં લેવાય એવો ભય રહે છે. બનારસ ખાતેની ઉત્કલી અખિલ ભારતીય હિન્દી સાહિત્ય પરિષદમાં હું જેમને મળ્યો હતો તેવા ઘણા હિન્દી લેખકો ચોક્કસ સ્થાનોમાં જે સંસ્કૃતવિરોધી પ્રવૃત્તિ નજરે પડે છે તેની વિરુદ્ધ હતા.

જીવનની પ્રાથમિક પ્રવૃત્તિઓ માટેની માત્ર વ્યવહારભાષા કરતાં કંઈક વિશેષ બનવા માટે, ઉચ્ચ અને અદ્યતન વિચારો વ્યક્ત કરવા માટે હિન્દુસ્થાનીએ શબ્દો ઉછીના લેવા જોઈએ, કારણ કે હંમેશાં કંઈ તે નવા શબ્દો સર્જી ન શકે. આ ઋણશબ્દો પ્રાથમિક રીતે સંસ્કૃતમાંથી લેવા જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો, સાચા અર્થમાં રાષ્ટ્રભાષા બનવું હોય તો એક (ભારતીય) ભાષા સંસ્કૃતની અવગણના ન કરી શકે. વ્યવહારમાં એમ બનશે કે શબ્દભંડોળની બાબતમાં ભાષનું રાષ્ટ્રિય દૃષ્ટિએ ગ્રાહ્ય સ્વરૂપ એ ઉચ્ચકોટિક હિન્દી રહેશે, અને નહિ કે ઉર્દૂ. સંસ્કારશબ્દોની બાબતમાં નવા શબ્દોની સંઘટના અને ઋણગ્રહણની પદ્ધતિ આવી હોવી જોઈએ: અસ્તિત્વ ધરાવતી સામગ્રીમાંથી શક્ય હોય ત્યાં નવા શબ્દો ઘડવાની જનતાની રીતિનું અનુસરણ કરો: પછી સંસ્કૃતમાંથી શબ્દો ઉછીના લો; તેમાં નિષ્ફળતા મળે તો ફારસી કે અરબીમાંથી, અથવા અંગ્રેજીમાંથી લો સામાન્ય વિવક્ષાના શબ્દો માટે સંસ્કૃતને પહેલી પસંદગી આપવી જોઈએ. ફારસી અથવા અરબીમાંથી વિશિષ્ટ ઇસ્લામી શબ્દોનો ભાષામાં સમાવેશ કરવા માટે સંપૂર્ણ વ્યવસ્થા હોવી જોઈએ, કારણ કે સંસ્કૃત પર્યાયો સામે વિરોધ થાય અને કેટલીક વાર વાજબી રીતે વિરોધ થાય, શાથી જે એવા પર્યાયો દ્વારા ચોક્કસ અર્થ વ્યક્ત થતો ન હોય. સંસ્કૃત અથવા હિન્દી સામેની આ વૃત્તિ ભારતના પહેલા ઇસ્લામી વિજેતા, 'બુત–શિકન' અથવા મૂર્તિભંજક મહમૂદ ગઝનવીના વલણમાં માલૂમ પડતી નથી, કે જેણે પોતાના ભારતીય 'દિરહમ' સિક્કાઓ ઉપર પોતાના અરબી મુદ્રાલેખનો સંસ્કૃતમાં અનુવાદ કરાવ્યો હતો (પૃ. ૨૨૯). ઔરંગઝેબને પણ સંસ્કૃત પ્રત્યે એવો કોઈ વિરોધ નહોતો. પોતાના પુત્રો અને બીજાઓને ઉદ્દેશીને તેણે લખેલા નૈકટ્યપૂર્ણ, ખૂબ અંગત અને માનવતાભર્યા પત્રો પૈકી એકમાંથી આપણને જાણવા મળે છે કે-શહેનશાહને મોકલવામાં આવેલી બે પ્રકારની કેરીઓને યોગ્ય નામ આપવાની તેના એક પુત્રની વિનંતિના જવાબમાં ઔરંગઝેબે બે સંસ્કૃત નામ સૂચવ્યાં હતાં–સુધારસ અને રસનાવિલાસ. ('અલ્લાહ,' 'શાલત,' 'શવ્મ,' 'રસૂલ' અને 'ગલક' જેવા અરબી

શબ્દકોશની બીજી આવૃત્તિમાંના ૧,૨૦,૦૦૦ શબ્દોમાં લગભગ ૨૫૦૦ જેટલા ફારસી–અરબી શબ્દો એ ભાષાના બની ગયા છે ) એવા શબ્દો હિન્દીનું પણ એક અંગ બની ગયા છે: એ શબ્દો સામે કદી પણ વાંધો લઈ શકાય એમ છે જ નહિ. આ શબ્દો પૈકીના ઘણા દૈનિક ઉપયોગના નાના સિક્કાઓ જેવા ચલણી બન્યા છે, અને એ શબ્દોના સંસ્કૃત અને હિન્દી પર્યાયો ચાલુ વપરાશમાં હોવા છતાં હવે આપણે એમના સિવાય સહેલાઈથી ચલાવી શકીએ એમ નથી ( ઉદાહરણ તરીકે, ઉપર ટાંકેલા શબ્દો માટે આપણી પાસે અનુક્રમે નીચેના પર્યાયો છે: मानुस, पुरुष અથવા नर, स्त्री અથવા नारी, शिशु, बयार અથવા वायु, अल्प અથવા थोड़ा, अधिक, विदित અથવા ज्ञात, नियड અથવા निकट, देश, सेना, विधि, तुरत અથવા शीघ्र, अमुक, अच्छा અથવા सुन्दर, सदा, विलम्ब, एकत्र અથવા इकट्ठा અથવા आय, गणना અથવા आयव्यय, आग्रह અથવા निर्बन्ध, आज्ञा અથવા आग्या ) પણ વિદ્વત્તાભર્યા શબ્દોની વાત તો જુદી જ છે.

ઈશ્વર તથા માનવ બન્નેને એકી સાથે ઉદ્દેશીને કરવામાં આવતી અને બેમાંથી એકેને સ્પર્શ નહિ કરતી એવી જાહેર પ્રાર્થનાની જેમ, ઘણી વાર એક મધ્યમ માર્ગ કાઢવાની આતુરતા હિન્દી અને ઉર્દૂના—સંસ્કૃત અને ફારસી-અરબીના કૃત્રિમ મિશ્રણમાં પરિણમે છે, જે મિશ્રણ હિન્દુ કે મુસલમાન કોઈને પ્રસન્ન કરી શકતુ નથી. આ પ્રકારનું આચરણ મુંબઈ અને અન્ય સ્થળોએ સિનેમા–હિન્દુસ્થાનીમાં થાય છે. પૌરાણિક વિષયની અથવા પ્રાચીન હિન્દુ ઇતિહાસની એક ફિલ્મમાં જ્યારે એકાદ વાતોડિયા પાત્રને અથવા એકાદ ટોળાને દબાવીને શાન્ત કરવાનો પ્રયત્ન કરતાં કોઈ ઋષિ ફારસીમાં ' ખામોશ ! ખામોશ ! ' પોકારે છે અને પછી પોતાની હિન્દુસ્થાનીમાં કેટલાક ફારસી–અરબી જડબાતોડ શબ્દોની સાથે એવા જ કેટલાક સંસ્કૃત શબ્દો ઉચ્ચારે છે ત્યારે, અથવા જ્યારે પ્રાચીન હિન્દુ નાયકો અને નાયિકાઓ તેમની આખી ' ઝિંદગી ' સુધી અને તેની યે પછી ટકે એવી પરસ્પરની અનંત 'મોહબ્બત'ની પ્રતિજ્ઞા લે છે ત્યારે તો વરદી પ્રમાણે ભાષા લખનારાઓની રુચિ અથવા તેમની ઔચિત્ય–બુદ્ધિનું સમર્થન થઈ શકે તેમ

હોતું જ નથી. હિન્દુસ્થાનીએ પોતાનાં ફારસી–અરબી તત્ત્વોના એક ઠીક ઠીક ભાગને વિશિષ્ટ સંયોગોને અનુરૂપ થવાને માટે અનામત રાખવો જોઈએ ભારતની ભાષા તરીકે પોતાના અંતસ્તત્ત્વને તથા મહાન અને અનુપમ એવા પોતાના સંસ્કૃતના વારસાને વફાદાર એવી એક ભાષા પાસે – ગમે તેની વચ્ચે હરહંમેશના વપરાશ માટે નહિ. પણ પ્રસંગના જરૂરિયાત પ્રમાણે શૈલીવિષયક અલંકરણો માટે – અરબી અને ફારસીનું એક ભંડોળ હોય તો તે જરૂર સવિશેષ અર્થવ્યક્તિની તાકાત ધરાવી શકે. દેશ્ય સેક્સન તત્ત્વો અને ઉછીનાં લીધેલાં ફ્રેન્ચ અને લૅટિન તત્ત્વોની શક્તિ સહિતની અંગ્રેજીની કેટલીક બહુરંગી લાક્ષણિકતા આ રીતે તે ધરાવી શકે.

માટે મારું સૂચન આ પ્રમાણે છેઃ આપણે રોમન લિપિ સ્વીકારીએ, સંસ્કૃત શબ્દો કાયમ રાખીએ, સંસ્કૃતરૂપી રાષ્ટ્રિય ભંડોળમાંથી સામાન્ય રીતે શબ્દો ઉછીના લઈને સંસ્કૃતની પાર્શ્વભૂમિકા કાયમ રાખીએ; એ સાથે ઇસ્લામી વિચારસરણિને અખંડિત રાખવા માટે આવશ્યક એવા સર્વ અરબી અને ફારસી શબ્દોને ટકાવી રાખીએ અથવા નવા દાખલ કરીએ; અને લોકોનો મોટો ભાગ જે સમજે છે એવા સર્વસાધારણ વપરાશના અરબી અને ફારસી શબ્દોને અબાધિત રાખીએ એટલે રાષ્ટ્રભાષા એ રોમન લિપિમાં લખાતી, સંસ્કૃતોત્થ 'હિન્દી' હિન્દુસ્થાની થશે, જેમાં સાર્વત્રિક રીતે માન્ય એવાં ફારસી – અરબી તત્ત્વો હશે તથા ઇસ્લામી ધર્મ અને ઇસ્લામી સંસ્કારિતા જેવાં ચોક્કસ ક્ષેત્રોમાં ફારસી–અરબી શબ્દો દાખલ કરવાનો સ્વતંત્ર અવકાશ હશે.

હવે આપણે છેલ્લા મુદ્દા ઉપર આવીએ છીએઃ ફારસી – અરબી તત્ત્વ વગેરે સહિતની આ રોમન, સંસ્કૃતોત્થ હિન્દુસ્થાની એક સાદી ભાષા હોવી જોઈએ, અર્થાત્ વ્યાકરણની બાબતમાં એ સરલીકૃત હોવી જોઈએ. પ્રશ્નના આ અંગનું મહત્ત્વ કાં તો સમજવામાં આવતું નથી અથવા તેને દબાવી દેવામાં આવે છે.

હિન્દના અમારી તરફના પ્રદેશમાં વપરાતી, જેને મેં 'બઝાર હિન્દુસ્થાની' કહી છે તે ભાષા કલકત્તામાં વસતા એક છોકરા તરફિ રસ્તામાં અને બિહારી નોકરો પાસેથી ઘરમાં મેં ઠીક ઠીક શીખી લીધી હતી. સળંગ રોમન લિપિમાં છાપેલી અને હિન્દમાંના બ્રિટિશ સિપાઈઓના ઉપયોગ માટે લખાયેલી એક નાની ચોપડી દ્વારા શુદ્ધ હિન્દુસ્થાનીના વ્યાકરણનો મેં પહેલવહેલાં અભ્યાસ કર્યો ત્યારે ભાષાવિષયક શોધનો એક આઘાત મને લાગ્યોઃ મેં જોયું કે ભવિષ્યકાળમાં બધા પુરુષ અને વચન માટે ક્રિયાપદનું માત્ર એક જ રૂપ અમે વાપરતા હતા (દા. ત. हम जाएगा—हम-लोग जाएगा, तुम जाएगा—तुम-लोग जाएगा, आप जाएगा—आप-लोग जाएगा, वो जाएगा—वो-लोग जाएगा ) ત્યાં વ્યાકરણમાં ઓછામાં ઓછાં ચાર રૂપ આપેલાં હતાં (मैं जाऊंगा हम जाएंगे, तू जाएगा—तुम जाओगे, वह जाएगा—वे जाएंगे ). પછી મને ધીરે ધીરે માલૂમ પડ્યું કે હિન્દુસ્થાનીના ઓછામાં ઓછા બે પ્રકારો હતાઃ એમાંનો એક પ્રકાર પુસ્તકો અને જાહેર સભાઓમાં વપરાતો હતો, જેનું વ્યાકરણ પુસ્તકમાં નિરૂપેલું હતું, અને બીજો પ્રકાર—તેનાં સંખ્યાબંધ સરલીકૃત રૂપોમાં—સામાન્ય લોકોમાં – અરે, પછી મેં જાણ્યું તે પ્રમાણે, બિહાર અને યુક્ત પ્રાન્તના કેટલાક ભાગોમાં સુશિક્ષિત લોકોમાં પણ—પ્રચલિત હતો.

ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂનું અર્થાત્ હિન્દી – ઉર્દૂના મૂળમાં રહેલા ભાષાસ્વરૂપ ખડી બોલીનું વ્યાકરણ એ કંઈ સહેલી વસ્તુ નથી; અને તેથી નીચેની બાબતોમાં સરલીકરણ મારેનું સાર્વત્રિક વલણ છેઃ

(૧) બહુવચનનાં પ્રત્યયનિષ્પન્ન રૂપોનો ત્યાગ ( દા. ત. घोडा – બ. વ. घोडे, बात-बातें, (इ)स्त्री – (इ)स्त्रियां ને બદલે घोडा-सब, सब बात, इस्त्री-लोग.)

(૨) એકવચનનાં અંગરૂપેનો ત્યાગ ( દા. ત. घोडे-का ને બદલે घोडा-का ): વળી નામની સાથે વપરાયેલ પદોનાં અંગરૂપનો ત્યાગ (उस-के हाथ-से लो ને બદલે उस-का हाथ-से लो).

(૩) વ્યાકરણસંબદ્ધ લિંગ ( સ્ત્રીલિંગ ) નો તથા તે સાથે ખાસ (વિશેષણરૂપ) પછી પ્રત્યય की નો—જો તે સાથે વપરાયેલ નામ સ્ત્રીલિંગનું હોય તો—ત્યાગ ( દા. ત. उस-का लाठी, उस-का बहन, नया-किताब, भात अच्छा बना मगर दाल अच्छा नहीं बना, ઇત્યાદિ = ( અનુક્રમે ) શુદ્ધ હિન્દુસ્થાની उस-की लाठी, उस-की बहन, नयी किताब, भात अच्छा बना मगर दाल अच्छी नहीं बनी ).

(૪) બધા પુરુષ અને વચનમાં જુદા જુદા કાળના એક રૂપનો પ્રયોગ ( દા. ત. हम जाता है — हम-लोग जाता है, तुम आया था — तुम-लोग आया था ).

(૫) ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદનો, બધાં જ વચન અને પુરુષમાં એક જ રૂપ સાથે કર્તરિ ( અથવા ભાવે ) પ્રયોગ; તથા ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદના પ્રચલિત કર્મણિ પ્રયોગ—જેમાં ક્રિયાપદ કર્મનું વિશેષણ બને અને કર્મ જો બહુવચનમાં અથવા સ્ત્રીલિંગમાં હોય તો ક્રિયાપદને બહુવચન અને સ્ત્રીલિંગના પ્રત્યયો લાગે તેનો સંપૂર્ણ ત્યાગ ( દા. ત. બઝાર હિન્દી हम रोटी खाया, हम भात खाया; हम एक राजा देखा, हम दो राजा देखा, हम रानी देखा—આ સર્વ કર્તરિ પ્રયોગ છે; हम (एक, दो) राजा-को देखा, हम रानी-को देखा — કર્મમાં વિશિષ્ટ નિર્ણીતતાના સૂચન સાથેનો ભાવે પ્રયોગ; શિષ્ટ અથવા શુદ્ધ હિન્દુસ્થાનીમાં આ પ્રયોગો અનુક્રમે નીચે પ્રમાણે થાય : हम-ने અથવા मैं-ने रोटी खाई ( સ્ત્રી. ), અથવા भात खाया ( પું. ); हम-ने અથવા मैं-ने एक राजा देखा दो राजा देखे, हम ने અથવા मैं-ने रानी देखी, दो रानीआं देखीं; વળી ભાવે પ્રયોગ — हम-ने અથવા मैं-ने एक राजा-को ( અથવા दो राजाओं-को અથવા रानीओं को ) देखा.

હિન્દુસ્થાનીની લિંગપદ્ધતિ પણ તદ્દન નિરંકુશ પ્રકારની છે અને એ બાબતમાં ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ એ બન્નેના નિષ્ણાતો વચ્ચે પણ મતભેદ છે. ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂ બન્નેમાં પુંલિંગ અને સ્ત્રીલિંગ છે, પણ નપુંસકલિંગ નથી. હિન્દીમાં લિંગ એ વ્યાકરણસંબદ્ધ છે અને

નૈસર્ગિક જાતિ ઉપર તેની રચના થયેલી નથી. સંસ્કૃત પુસ્તિકા માંથી વ્યુત્પન્ન થયેલો પ્રાકૃત पोत्थिआ શબ્દ સ્ત્રીલિંગનો છે, અને હિન્દુસ્થાનીમાં તદ્‌ભવ શબ્દ પોથી સ્ત્રીલિંગી છે, કારણ કે તેનું પ્રાકૃત મૂળ રૂપ પણ સ્ત્રીલિંગી છે. ફારસી – અરબી 'કિતાબ' અને સંસ્કૃત पुस्तक (સંસ્કૃતમાં નપુંસકલિંગી) એ બન્ને શબ્દો હિન્દુસ્થાનીમાં સ્ત્રીલિંગી બને છે, કારણ કે સ્ત્રીલિંગી પોથી ના પર્યાયો તરીકે તેમને લેવામાં આવેલા છે. પરન્તુ આશ્ચર્યની વાત છે કે ફારસી 'દફતર' અને સંસ્કૃત ग्रन्थ (જે બન્નેનો અર્થ પણ 'પુસ્તક' થાય છે) એ બન્ને પુંલ્લિંગમાં છે–કદાચ એ બન્ને શબ્દો હિન્દુસ્થાનીમાં પાછળથી ઉમેરાયાને કારણે એમ હશે. (એ જ પ્રમાણે वार्ता > वत्ता > वात એ શબ્દ, તેના આ ભા આ મૂળ રૂપને કારણે, હિન્દીમાં સ્ત્રીલિંગી છે.) નામ જ્યારે સ્ત્રીલિંગમાં હોય ત્યારે તેની સાથેના વિશેષણને પણ સ્ત્રીલિંગી પ્રત્યય ई લાગે છે અને તે સાથે વપરાયેલું ક્રિયાપદ પણ સ્ત્રીલિંગમાં મુકાય છે.

વ્યાકરણસબદ્ધ લિંગ, અને સકર્મક ક્રિયાપદની ભૂતકાળમાં કર્મણિ રચના જેમાં લિંગ અને વચનનો પ્રયોગ અનુબદ્ધ છે–તે હિન્દુસ્થાની વ્યાકરણના એવા બે મુદ્દાઓ છે, જે–ખાસ કરીને વ્યાકરણસંબદ્ધ લિંગ જેમાં વિદ્યમાન નથી એવી ભાષાઓ (દા. ત. પૂર્વ હિન્દી, બિહારી, બંગાળી, આસામી, ઊડિયા, અને દ્રાવિડી અને ઑસ્ટ્રો–એશિયાઈ તથા ચીન–તિબેટી ભાષાઓ) બોલનારાઓ માટે–હિન્દુસ્થાની શીખવાનું મુશ્કેલ બનાવી દે છે. પંજાબી, લહંદી અને સિન્ધી બોલનારાઓ અને કેટલેક અંશે રાજસ્થાની, ગુજરાતી અને મરાઠી તથા હિમાલયની પહાડી બોલીઓ બોલનારાઓને આ બાબતમાં કંઈ મુશ્કેલી નહિ પડતી હોય એવી અપેક્ષા રખાય, કેમ કે એ ભાષાઓમાં વ્યાકરણસંબદ્ધ લિંગ છે અને (કેટલાક દાખલાઓમાં જો કે કંઈક મર્યાદિત સ્વરૂપમાં) ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદોની કર્મણિ રચના અને ભાવે રચના તેમણે ટકાવી રાખી છે: પરન્તુ તેમાં યે મેં અનુભવથી જોયું છે કે ઉપર્યુક્ત ભાષાઓ જેમની માતૃભાષા છે એવા મનુષ્યો પણ

ઉપર પ્રમાણે સરલ બનાવવામાં આવેલી બજાર હિન્દુસ્થાની બોલવાનું વધારે પસંદ કરે છે. મદ્રાસ અને મ્હૈસૂરમાં મને કહેવામાં આવ્યું હતું કે દ્રાવિડી ભાષા બોલનારા ઘણાખરા ઉમેદવારોને વ્યાકરણસંબદ્ધ લિંગ અને કર્મણિ રચનાને લગતી આ મુશ્કેલી ખૂબ કષ્ટદાયક લાગતી હોવાથી રાષ્ટ્રિય મહાસભાની હિન્દુસ્થાની પરીક્ષાસમિતિઓએ હિન્દીના ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં પહેલા અને બીજા વર્ષના વિદ્યાર્થીઓ માટે આ બાબતમાં હિન્દી વ્યાકરણને શિથિલ કર્યું છે અને આ વિષયમાં પરીક્ષામાં ઉમેદવારોએ કરેલી ભૂલો માટે શાસન કરવામાં આવતું નથી. સ્પષ્ટ રીતે જ હિન્દીના દક્ષિણ ભારતીય શિક્ષકો અને અધ્યેતાઓની સાદી સમજે તેમને કહી દીધું કે હિન્દુસ્થાનીમાં આ વસ્તુઓ અનાવશ્યક છે. *

પૂર્વ હિન્દી તથા બિહારી બોલનારા લોકો તથા કેટલેક અંશે રાજસ્થાની અને પંજાબી બોલનારા લોકોને ( જે સર્વેએ હિન્દુસ્થાનીને પોતાની સાહિત્યભાષા તરીકે સ્વીકારી છે ) લાગેવળગે છે ત્યાંસુધી આ બે વસ્તુ ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂના પરિચયને સાવધાન અનુશીલનની વસ્તુ બનાવી દે છે. 'પછાંહ.' અથવા પાશ્ચાત્ય હિન્દી બોલીઓ બોલનાર ઓને મુકાબલે એ લોકો કુદરતી રીતે જ અગવડભરી સ્થિતિમાં છે. ઉપર બતાવ્યું તે પ્રમાણે, માત્ર વ્યાકરણની બાબતમાં જ એમ નથી, પરન્તુ રૂઢિપ્રયોગો અને શબ્દ-

* આંધ્ર (તેલુગુ) ના અખિલ ભારતીય મહત્ત્વ ધરાવતા કોંગ્રેસ નેતા ડૉ. પટ્ટાભી સીતારામય્યાનું નીચેનું અવલોકન નોંધવું રસદાયક થઈ પડશે: " હિન્દી અથવા હિન્દુસ્તાનીની બાબતમાં દક્ષિણ ભારતમાં અમારી સામેના બે હાઉ તે કર્તાની સાથે ને પ્રત્યયનો પ્રયોગ અને શબ્દોનો લિંગભેદ છે. તેલુગુ ભાષામાં લિંગ સરલ છે, શબ્દોનો પ્રયોગ નૈસર્ગિક લિંગને અનુસારે થાય છે અને સ્ત્રીલિંગ તથા નપુંસકલિંગનો પ્રત્યય એક છે . જ્યારે અમો દક્ષિણ ભારતવાસીઓને હિન્દી ભણવાની હોય ત્યારે નેની તેમ જ લિંગની જોહુકમીમાંથી અમને મુક્તિ મળવી જોઈએ. પૃથક્કરણ કરતાં છેવટે તો આ બન્ને વસ્તુઓ એક જ છે, કારણ કે નેના પ્રયોગની મુશ્કેલી કેવળ લિંગના અને વળી વચનના પ્રશ્નની આસપાસ જ કેન્દ્રિત થાય છે." (ઝેડ. એ. અહમદ સંકલિત ૨૮ લેખોની માળા National Language of India, ' કિતાબિસ્તાન ' અલ્લાહાબાદ, ૧૯૪૧, પૃ. ૨૫૨ )

ભંડોળની બાબતમાં પણ છે. પાશ્ચાત્ય પ્રદેશનો વાસી કોઈ પણ પ્રકારના સંકોચ વગર પોતે જે ભાષા બોલે છે તેના જ શબ્દો અને રૂઢિપ્રયોગો વાપરે છે: પણ અલ્લાહાબાદ, બનારસ અને પટણાના પ્રદેશમાં વસતો મનુષ્ય એમ કરી શકતો નથી. હિન્દુસ્થાનીમાંના પ્રાકૃતોત્થ શુદ્ધ હિન્દી શબ્દોનું વતન 'પછાંહા' પ્રદેશ છે; શબ્દોના લિંગ પરત્વેનો ખ્યાલ પણ પશ્ચિમ પ્રદેશનો છે. ઉર્દૂ કવિએ શું નથી કહ્યું કે–

> બાઝોં-કા ગુમાં હૈ, કિ–'હમ અહ્લે–ઝબાં હૈ';
> દિલ્લી નહીં દેખી, ઝબાં—દાં યે કહાં હૈ !

(અર્થાત્ બીજાઓ અભિમાન લે છે કે–'અમે શુદ્ધ ભાષાવાળા છીએ.' પણ તેમણે દિલ્હી તો જોયું નથી: તેઓ ભાષા કેવી રીતે જાણી શકે?)

આ સ્થળે આપણને 'ઉદીચ્ય' પ્રદેશની ભાષાની ઉત્તમતા વિશેનો 'કૌશીતકી બ્રાહ્મણ'નો ઉલ્લેખ યાદ આવે છે (જુઓ અગાઉ, પૃ. ૭૮–૭૯). શુદ્ધ અને રૂઢ હિન્દુસ્થાની (ઉચ્ચકોટિક હિન્દી અથવા ઉર્દૂ) બોલી શકવા માટે પશ્ચિમ યુક્ત પ્રાન્તમાંનો–વિશેષ કરી દિલ્હી, મેરઠ કે દેહરાદૂનમાંનો –અદીર્ઘનિવાસ ખૂબ ઉપયોગનો થઈ પડશે. 'પછાંહા' અથવા પશ્ચિમ પ્રદેશના વતની ઘણા હિન્દી અને ઉર્દૂ સાહિત્યકારો આ કારણથી, ભાષાની બાબતમાં, 'પુરબિયાઓ' (પૂર્વવાસીઓ) ઉપર નૈસર્ગિક સરસાઈની ભાવના સેવે છે, અને પૂર્વવાસીઓ પણ તદનુસારી લાઘવગ્રન્થિ વડે કરીને એ વસ્તુનો મૂગો સ્વીકાર કરે છે અને ભ્રષ્ટ વ્યાકરણ, ખોટા રૂઢિપ્રયોગો અને અશુદ્ધ શબ્દભંડોળ માટે જે કટાક્ષ તેમની સામે કરવામાં આવે છે તે શાન્તિપૂર્વક સહન કરી લે છે.

પણ બાકીના ભારત માટે સાચેસાચ મુશ્કેલી રૂપ એવી આ વ્યાકરણ-વિષયક અસામાન્યતાઓને, પૂર્વ હિન્દી બોલનારાઓ અને બિહારીઓએ બનાવી છે તે પ્રમાણે, સરલ બનાવવામાં આવે તો સંસ્કૃત શબ્દભંડોળ

સુધી એમનું લક્ષણ કોઈ રીતે દૂષિત નહિ થાય. ભાષા ઉપરના સાચા કાબૂ વિનાના બહારના લોકો જ્યારે એ બોલવા અથવા લખવાનો પ્રયાસ કરે છે ત્યારે જ ભાષા દૂષિત થાય છે. બિહાર, પૂર્વ યુક્તપ્રાંત, પંજાબ અને રાજપૂતાનાના ઘણા લેખકો વડે લખાતી હિન્દી અને ઉર્દૂ પરત્વે જેઓ ઉત્સાહાન્વિત બની શકતા નથી એવા 'પછાંહા' પ્રદેશના સંખ્યાબંધ લેખકોના મનમાં આ પ્રકારની આશંકા છે. આવા લોકોને સરલીકૃત ભાષા (Concession Speech) આપો, એટલે એ રીતે મૌલિક ભાષાનું રક્ષણ થઈ શકશે.

પણ આ બધી ચર્ચાઓમાં ઊતરવાની જરૂર નથી. આપણી રાષ્ટ્રભાષા માટે જેઓ ઘણો શ્રમ વેઠી રહ્યા છે તેમના ધ્યાન ઉપર અત્યારે અસ્તિત્વ ધરાવતી આ સાદી હિન્દી હું લાવું છું. અમે કલકત્તા અને બંગાળમાં વાપરીએ છીએ તે સાદી હિન્દીનાં લક્ષણો વિશે આ પહેલાં મેં વિસ્તૃત ચર્ચા કરી છે; મુંબઈ, પૂના, અમદાવાદ, પેશાવર, દાર્જીલિંગ, ગૌહત્તી અને ઢાકા, તથા મદ્રાસ, તિરુપતિ, બેંગલોર અને રામેશ્વરની શેરીઓમાંના મારા અનુભવે મને ખાતરી થઈ છે કે કલકત્તા અને બંગાળની હિન્દુસ્થાની આ શહેરોની હિન્દુસ્થાનીથી ઝાઝી ભિન્ન નથી. જેમણે–દ્રાવિડી દક્ષિણ સુધ્ધાં–હિન્દના જુદા જુદા ભાગોમાં બોલાતી આ સાદી હિન્દુસ્થાનીનો અભ્યાસ કર્યો હોય એવા તદ્વિદોનું મંડળ આ ભારતવ્યાપી વ્યવહારભાષાને નિયત કરવા માટેના ઓછામાં ઓછા વ્યાકરણની ભલામણ કરી શકે તથા ભારતીય પ્રજાને સૌથી વધારે લાભ થાય એવી રીતે તેનો ઉપયોગ કરવા માટેના માર્ગો અને ઉપાયો સૂચવી શકે.

ભાષાએ આત્મસાત્ કરેલા અરબી અને ફારસી શબ્દો ટકાવી રાખતી, તથા ઇસ્લામી ધર્મને લગતા અને વિશિષ્ટપણે ઇસ્લામી સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવતા એવા નવા ફારસી–અરબી શબ્દોને દાખલ કરતી, અને તે સાથે સંસ્કૃત સાથેના નિર્દંભ સંયોજનવાળી, રોમન લિપિમાં લખાતી

સાથેની હિન્દી અથવા હિન્દુસ્થાની તેના લોકપ્રચલિત સ્વરૂપમાં સૌથી સાદી, સૌથી સરલ અને સૌથી વધુ શક્તિશાળી એવી એક ભાષા બની શકે. એવી સરલીકૃત હિન્દુસ્થાનીનું આખું યે વ્યાકરણ એક પોસ્ટ-કાર્ડ ઉપર લખી શકાય. 'બઝાર હિન્દુસ્થાની' જેવી તાજગીભરી અને જોરદાર ભાષાને રસ્તાઓ અને બજારોમાંથી ઊંચકી લેવી જોઈએ, કે જ્યાં પોતા પ્રત્યે અવમાનનાપૂર્વક જોવાનો આડંબર કરતા પંડિતોનો ઉપહાસ કરતી તે પોતાનું સ્વતંત્ર અને નિરંકુશ જીવન ગાળી રહી છે; હમણાં જો એ ભાષાને જાહેર સભાઓમાં બોલવાને પાત્ર ગણવામાં આવી હે તો પછી તેને એક માનનીય રાષ્ટ્રભાષા તરીકેની મહત્ત્વની પદવીએ ચડાવવી જોઈએ.. સાહિત્ય એમાં પછી જ વિકસી શકે—અને જરૂર વિકસશે, પણ એ તો બધું ભવિષ્ય માટે થયું. અત્યારે તો તેને માત્ર એક વધારાની ભાષા તરીકે સ્વીકારી ઉત્તેજન આપી શકાય. એ ભાષાનો પરિચય સાધવાને આપણે સર્વને ભલામણ કરી શકીએ. ફારસીપ્રચુર ઉર્દૂ અને ઉચ્ચકોટિક હિન્દીની સાથોસાથ, અત્યારની જેમ, તે વિદ્યમાન રહેશે. જેઓની ઇચ્છા હશે તેઓ પોતાની પસંદગી અથવા ધર્મ પ્રમાણે, અત્યારની જેમ, ઉર્દૂ અને ઉચ્ચકોટિક હિન્દીનું ખેડાણ કરવાનું ચાલુ રાખશે.

હિન્દુસ્થાનીનો આ ત્રીજો પ્રકાર (ઓછામાં ઓછું અત્યાર પૂરતું) હિન્દી રાષ્ટ્રિય મહાસભા જેવી સંસ્થામાં, આંતરપ્રાન્તીય વિષયો પૂરતો મર્યાદિત રાખી શકાય. સાહિત્યિક હિન્દી અને ઉર્દૂના પ્રેમીઓને તથા જેઓ જન્મથી શુદ્ધ હિન્દુસ્થાની પ્રદેશો (અર્થાત્ પાશ્ચાત્ય હિન્દીના પ્રદેશ) ના વતનીઓ છે તેઓ સ્વાભાવિક રીતે જ પોતાની ભાષાના મૂળ પાયા ઉપર આક્રમણ જેવી દેખાતી આ પ્રવૃત્તિથી ચોંકી ઊઠશે. પરન્તુ આ અશુદ્ધ, વ્યાકરણદુષ્ટ 'બઝાર હિન્દી'નું અસ્તિત્વ અનેક પેઢીઓ થયાં હોવા છતાં તે પરિશુદ્ધ હિન્દી અને ઉર્દૂના સ્રોતને કલુષિત કરી શકી નથી. જ્યાંસુધી વ્યાકરણશુદ્ધ હિન્દી અને ઉર્દૂ, ઘરગથ્થુ ભાષા તરીકે જીવંત રહેશે અને —વધુ મર્યાદિત વિસ્તારમાં પણ—જ્યાંસુધી એમનું ખેડાણ ચાલુ રહેશે ત્યાં

સુધી એમનું લક્ષણ કોઈ રીતે દૂષિત નહિ થાય. ભાષા ઉપરના સાચા કાબૂ વિનાના બહારના લોકો જ્યારે એ બોલવા અથવા લખવાનો પ્રયાસ કરે છે ત્યારે જ ભાષા દૂષિત થાય છે. બિહાર, પૂર્વ યુક્તપ્રાંત, પંજાબ અને રાજપૂતાનાના ઘણા લેખકો વડે લખાતી હિન્દી અને ઉર્દૂ પરત્વે જેઓ ઉત્સાહાન્વિત બની શકતા નથી એવા 'પછાંહા' પ્રદેશનાં સંખ્યાબંધ લેખકોના મનમાં આ પ્રકારની આશંકા છે. આવા લોકોને સરલીકૃત ભાષા (Concession Speech) આપો, એટલે એ રીતે મૌલિક ભાષાનું રક્ષણ થઈ શકશે.

પણ આ બધી ચર્ચાઓમાં ઊતરવાની જરૂર નથી. આપણી રાષ્ટ્રભાષા માટે જેઓ ઘણો શ્રમ વેઠી રહ્યા છે તેમના ધ્યાન ઉપર અત્યારે અસ્તિત્વ ધરાવતી આ સાદી હિન્દી હું લાવું છું. અમે કલકત્તા અને બંગાળમાં વાપરીએ છીએ તે સાદી હિન્દીનાં લક્ષણો વિશે આ પહેલાં મેં વિસ્તૃત ચર્ચા કરી છે; મુંબઈ, પૂના, અમદાવાદ, પેશાવર, દાર્જીલિંગ, ગૌહત્તી અને ઢાકા, તથા મદ્રાસ, તિરુપતિ, બેંગલોર અને રામેશ્વરની શેરીઓમાંના મારા અનુભવે મને ખાતરી થઈ છે કે કલકત્તા અને બંગાળની હિન્દુસ્થાની આ શહેરોની હિન્દુસ્થાનીથી ઝાઝી ભિન્ન નથી. જેમણે–દ્રાવિડી દક્ષિણ સુધ્ધાં–હિન્દના જુદા જુદા ભાગોમાં બોલાતી આ સાદી હિન્દુસ્થાનીનો અભ્યાસ કર્યો હોય એવા તદ્વિદોનું મંડળ આ ભારતવ્યાપી વ્યવહારભાષાને નિયત કરવા માટેના ઓછામાં ઓછા વ્યાકરણની ભલામણ કરી શકે તથા ભારતીય પ્રજાને સૌથી વધારે લાભ થાય એવી રીતે તેનો ઉપયોગ કરવા માટેના માર્ગો અને ઉપાયો સૂચવી શકે.

ભાષાએ આત્મસાત્ કરેલા અરબી અને ફારસી શબ્દો ટકાવી રાખતી, તથા ઇસ્લામી ધર્મને લગતા અને વિશિષ્ટપણે ઇસ્લામી સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવતા એવા નવા ફારસી–અરબી શબ્દોને દાખલ કરતી, અને તે સાથે સંસ્કૃત સાથેના નિર્દંભ સંયોજનવાળી, રોમન લિપિમાં લખાતી

(રોમનની નવી અને સરલ લેખનપદ્ધતિ પ્રમાણે લખાતી, જેમાં વર્ણોની ગોઠવણી અને વર્ણોનાં નામો ભારતીય વર્ણમાળા પ્રમાણે હોય, જેમાં નુક્તાવાળા કે ઉપરના ભાગમાં અમુક ચિહ્નોવાળા અક્ષરો નહિ, પણ અક્ષરોથી જુદી એવી પ્રભેદકારી સંજ્ઞાઓ હોય)-અને તે ન થઈ શકે તો-દેવનાગરી લિપિમાં લખાતી, અત્યારે વિદ્યમાન છે તે સરલીકૃત વ્યાકરણવાળી (જેમાં વ્યાકરણસબદ્ધ લિંગનો, વચન-પ્રત્યયોનો અને ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદોની કર્મણિ રચનાનો ત્યાગ કરવામાં આવ્યો હોય એવી) મૂલગત હિન્દુસ્થાની એ જ હિન્દુસ્થાની અથવા હિન્દી જેવી અર્વાચીન ભારતીય ભાષાને આજના અને આવતી કાલના હિન્દની સાચી રાષ્ટ્રભાષાનું સ્થાન લેતી કરવાનો એકમાત્ર ઉપાય મને જણાય છે.

## ૪થા વ્યાખ્યાનનાં પરિશિષ્ટ

### (અ) ભારત-રોમન વર્ણમાળા

એક અંગ્રેજી વર્તમાનપત્ર છાપવા માટે જરૂરી એવા સામાન્ય અક્ષરો વડે હિન્દી ( હિન્દુસ્થાની ) અને બીજી પ્રાચીન તેમજ અર્વાચીન, આર્ય તેમ જ આર્યેતર ભારતીય ભાષાઓ, દેવનાગરી તેમ જ ફારસી-અરબી લિપિઓએ કલ્પેલા તમામ ધ્વનિઓ સાથે, છાપવાનું શક્ય બનશે. (અગાઉ કહ્યું છે તે પ્રમાણે, કલકત્તા યુનિવર્સિટીના ૧૯૩૫ના Journal of the Department of Letters માં છપાયેલા મારા લેખમાં આ પ્રશ્નની સંપૂર્ણ ચર્ચા કરવામાં આવી છે ) દીર્ઘ સ્વર [ : ], મૂર્ધન્ય અથવા પ્રતિવેષ્ટિત ( Retroflex ) લાક્ષણિકતા [ ' ], તલવ્ય લાક્ષણિકતા [ ' ] અને સાનુનાસિકત્વ ( અનુનાસિકવાળા સ્વરની પછી ઇટાલિક [ n ] અથવા એવા સ્વરની પૂર્વે [ ~ ] આ પ્રકારની સંજ્ઞા ) એ વ્યકત કરવા માટેનાં ખસેડી શકાય એવાં સંખ્યાબંધ 'સૂચક ચિહ્નો'—'નિશાની એ અક્ષમાત' વાપરવાથી અત્યંત અગવડભર્યા એવા ઉપર ચિહ્નોવાળા તથા નુકતાવાળા અક્ષરોની જરૂરિયાત દૂર થઈ જશે. પંક્તિની ઉપરના એકમાત્ર નુકતાનો [ ˙ ] ઉપયોગ બીજાં કાર્યો માટે થઈ શકે. એ લિપિમાં કોઈ શીર્ષકવર્ણો ( Capital letters ) નહિ હોય, પણ વિશેષનામો ( અથવા વિશેષનામમ થી બનેલાં વિશેષણું ) સૂચવવા એવા શબ્દો પૂર્વે ફૂદડી [ * ] મૂકવામાં આવશે. વધારે મોટાં અથવા જાડાં સૂચક ચિહ્નો [ : ' ' ~ ˙ * ] પણ

સહેલાઈથી તૈયાર કરી શકાય, જેથી કરીને લેખન અથવા મુદ્રણમાં ભૂલ અથવા અક્ષરલોપનો ભય ન રહે.

સૂચવવામાં આવેલી ભારત-રોમન લિપિમાં દેવનાગરી અને ફારસી-અરબીના સમાન અક્ષરો નીચે આપવામાં આવ્યા છે. આ ભારત-રોમન લિપિમાં વર્ણોનો ક્રમ દેવનાગરીમાં છે તેવો શાસ્ત્રીય રાખવામાં આવશે; અને ભારત-રોમન અક્ષરોનાં નામ પણ સંસ્કૃત અથવા હિન્દીમાં છે તે પ્રમાણે રાખવામાં આવશે. દા. ત. [ g ] ને ग કહેવામાં આવશે (અને નહિ કે અંગ્રેજીની માફક 'જી'), [ h ] ને ह કહેવામાં આવશે (અને નહિ કે 'એચ'), [ u ] ને उ કહેવામાં આવશે (અને નહિ કે અંગ્રેજીની જેમ 'યુ'), ઇત્યાદિ [ n. ] જેવા વર્ણને હિન્દુસ્થાનીમાં 'બૂંદવાલા n.' (बूंदवाला ङ) કહેવામાં આવશે, [ n' ] ને 'પાઈવાલા n'' (पाईवाला च) કહેવામાં આવશે, [ t' d' n' ] ને ચોટીવાલે t' d' n' (चोटीवाले ट, ड, ण કહેવામાં આવશે, વગેરે; અને મહાપ્રાણ વર્ણોને નીચે પ્રમાણે નામ આપવામાં આવશે: क पर ह (या प्राण) ख (kh), चोटीवाले ड पर ह (या प्राण) ट (d'h), ઇત્યાદિ.

अ, आ, इ, ई, उ, ऊ, ए, ऐ, ओ, औ = [ a a:, i i:, u u:, e (અથવા e:) ai, o (અથવા o:) au ]; સાનુનાસિક સ્વરો अं, आं, इं, उं, ऐं, ઇત્યાદિ [ ~a, ~a:, ~i, ~u, ~ai ] ઇત્યાદિ; [ ~ ] આ ચિહ્નનો ઉપયોગ ન થઈ શકે તો, સાનુનાસિકત્વ બતાવવા માટે સ્વરની પછી ઈટાલિક [ *n* ] નો પ્રયોગ સરલતાપૂર્વક થઈ શકે, દા. ત. [ a*n*, a:*n*, i*n*, u*n*, ai*n* ] ઇત્યાદિ, આ રીતે પાંચ, = [ p ~ a:c ] અથવા [ pa:*n*c ]

એક વિકલ્પ તરીકે સ્વરોનું દીર્ઘત્વ જે તે સ્વરની પછી સ્વરભાર ચિહ્ન મૂકીને પણ દર્શાવી શકાય. (જેમકે-a', i', u')

क, ख, ग, घ, ङ = [ k, kh, g, gh, n. ];

च, छ, ज, झ, ञ = [ c, ch, j, jh, n' ];
ट, ठ, ड, ढ, ण = [ t', t'h', d', d'h, n' ] ; ड़ ढ़ = [ r', r'h ];
त, थ, द, ध, न = [ t, th, d, dh, n ];
प, फ, ब, भ, म = [ p, ph, b, bh, m ];
य, र, ल, व = [ y, r, l, w, (v) ];
श, ष, स, ह, [ s', s', s, h ]

(વૈદિક સુક્તાં) સંસ્કૃત માટેના વિશિષ્ટ અક્ષરોઃ

ऋ ॠ = [ r., r. ]; ऌ = [ l. ], ळ ळ्ह ( !, !h , = [l' l'h ];
विसर्ग = [ h· ], अनुस्वार = [ m· ].

હિન્દી (અને સંસ્કૃત)માં સામાન્ય રીતે ङ, ञ, એ બે અનુનાસિકો સંબંધ ધરાવતા વર્ગીય સ્પર્શ અને મહાપ્રાણ વ્યંજનોની પૂર્વે આવે છે, તેથી તે બન્ને યે અનુનાસિકો સરલતાપૂર્વક [ n ] એ રીતે લખી શકાય, કેમકે ઉચ્ચ રણપ્રક્રિયાનો સન્દર્ભ જ એ વર્ણોની લાક્ષણિકતા વ્યક્ત કરી દેશે: આ પ્રમાણે पङ्क = पंक, पञ्च = पंच એ શબ્દોને [ panka, pan'ca ] ને બદલે [ panka ], [ panca ] એ પ્રમાણે લખી શકાશે. એ જ પ્રમાણે ण ની બાબતમાં પણ : ण = [ n' ] એક દેશ્ય ધ્વનિ તરીકે હિન્દી (હિન્દુસ્થાની)મા મળતો નથી, ઉચ્ચકોટિક હિન્દીમાં તેનો પ્રયોગ સંસ્કૃત શબ્દો પુરતો મર્યાદિત છે. એ પ્રમાણે गण्डवाना = [ gand'wa:na ], चण्डी = [ cand'i: ], પરન્તુ विवरण [ vivaran' ], સંસ્કૃતનો व ધ્વનિ [ w અથવા v ] હિન્દીમાં શબ્દના આરંભે ब [ b ] બની જાય છે (દા. ત. विवाह > बियाह, ब्याह; विंशति > बीस )–અરે. સંસ્કૃત ઋણશબ્દોમાં પણ એમ બને છે ( દા. ત. विचार=बिचार, विवेक=बिबेक, देवी=देबी, वृन्दावन= ब्रिन्दाबन, ઇત્યાદિ ). દેશ્ય ( પ્રાકૃતોત્થ ) હિન્દી શબ્દોમાં [ b ] વાપરવાનું અને સંસ્કૃત ઋણ શબ્દોમાં–તત્સમોમાં [ w ] અથવા [ v ] વાપરવાનું કદાચ વધારે અનુકૂળ પડશે.

ફારસી–અરબી લિપિ માટેના વિશિષ્ટ ભારત–રોમન અક્ષરો નીચે પ્રમાણે છે:

ث - س - ص = [s]; પણ જરૂરી જણાય
તો નીચે પ્રમાણે તેમનો ભેદ પાડી શકાય. ث = [ś],
س = [s], ص = [s)] ઉ.દા. ثالث = [śa:liś]
سرخ = [surx], صدر = [s)adr].
ز ' ذ ' ض ' ظ = [z]; ભિન્ન બતાવવા હોય તો
ز = [z], ذ = [z'], ض = [z)] અને
ظ = [z))] ઉ.દા. زخم = [zaxm],
عذر = [uz'r], قاضی = [qa:z)i:],
قرض = [qarz)], ظلم = [z))ulm],
حافظ = [ha:fiz))],
نذر = [naz'r], نظر = [naz))r] ઇત્યાદિ,
ش - ژ - = અનુક્રમે [ś', z']; ط = [t)];
چ = [c], ج = [j] خ = [x], ح = [h)],
ه = [h];
ع = [']; હમઝા = [?]
ف = [f], ق = [q], غ = [ġ]

તામિલ ( અને મલયાલમ ) ના વિશિષ્ટ ધ્વનિઓ : [ l' ] = મૂર્ધન્ય ળ; [ z' ] = ' તામિલ ' ( ' તમિઝ ' ) શબ્દમાંનો કહેવાતો 'ઝહ' ( zh ) અથવા ' ळ ' ( l ) ધ્વનિ: [ n ), r ) ] = કહેવાતા ' તાલવ્ય ' न અને र ધ્વનિઓ; અને [ x ] અથવા [ h· ] = " આયતમ્ ' ( āytam ). જરૂર હોય તે પ્રમાણે હ્રસ્વ [ e, o ] અને દીર્ઘ [ e: , o: ].

કોલ ( મુંડા ) ભાષાઓના વિશિષ્ટ ધ્વનિઓ 'અસ્ફુટિત' કે નિપીડિત સ્પર્શ વ્યંજનો ( Checked stops ) માટે [ k ), c), t), p) ] અથવા [ g ), j), d), c ) ], સંતાલીના વિશિષ્ટ અ માટે [ a' ]

## ( व ) મૂલગત હિન્દી

વ્યાખ્યાન ૪ માં સૂચવ્યા પ્રમાણે એક પ્રકારની 'મૂલગત હિન્દી' Basic Hindi ('બાઝારી હિન્દી અથવા હિન્દુસ્થાની,' 'લઘુ હિન્દી')માં કેટલાક ફકરાઓ નીચે આપ્યા છે. અંગ્રેજી[1] તેમજ શિષ્ટ ઉચ્ચકોટિક હિન્દી અને ઉર્દૂના સમાનાર્થ ફકરાઓ નીચે સમાન્તર કતારોમાં આપ્યા છે.

હિન્દી ( હિન્દુસ્તાની, હિન્દુસ્થાની ) ના આ ત્રણ પ્રકારોમાંના સર્વ પરદેશી શબ્દો અહીં ઈટાલિકમાં[2] લેવામાં આવ્યા છે. ( ઉપર જણાવ્યા પ્રમાણે ભારત–રોમન લિપિનો ઉપયોગ કર્યો છે )[3]

---

૧. મૂળમાંના અંગ્રેજી ફકરાઓનો અહીં ગુજરાતી અનુવાદ આપ્યો છે.—અનુ૦

૨. આ અનુવાદમાં એવા શબ્દો નાના અક્ષરમાં લેવામાં આવ્યા છે.—અનુ૦

૩. ગુજરાતી વાચકો 'બઝાર હિન્દી'નું સ્વરૂપ, તથા શિષ્ટ હિન્દી–ઉર્દૂ અને 'બઝાર હિન્દી' વચ્ચેનો ભેદ સરળતાપૂર્વક સમજી શકે તે ખાતર અહીં રોમનને બદલે દેવનાગરીનો પ્રયોગ કર્યો છે.—અનુ૦

| | | | |
|---|---|---|---|
| ૨૧ ગુમાવતાં તથા પોતાની સંપત્તિ ઉડાવી દીધી. | | | बीताता हुआ अपना सब कुछ. उडा दिया. |
| જ્યારે તેણે પોતાનું સર્વ કંઈ ઉડાવી દીધું ત્યારે એ દેશમાં મોટો દુકાળ પડ્યો અને તે કંગાલ થઈ ગયો; અને તે એ દેશના વતનીઓ પૈકી એકની પાસે જઈને રહેવા લાગ્યો, જેણે તેને પોતાના ખેતરમાં ડુક્કર ચરાવવા માટે મોકલી દીધો. | जब वह सब कुछ उडा चुका, तब उस देश में बडा अकाल पडा, और वह कंगाल हो गया, और वह जाके उस देश के निवासियों में से एक के यहां रहने लगा:, जिस ने उसे अपने खेतों में सूअर चराने के लिये भेज दिया. | जब सब उड गया तो उस मुल्क में कहते अझीम पडा, और वह मुहताज हो चला, और वह उस मुल्क के बाशिन्दगां में से एक के हां जाके रहने लगा, जिसने इसे अपने खेतों में सूअरें चराने के लिये भेज दिया. | जब वो सब कुछ उडा चुका, तब उस देश में बडा अकाल पडा, और वो कंगाल हो गया. तब वो उस देश का रहनेवाला किसी आदमी का घर जाकर रहने लगा, और वो आदमी उस को अपना खेत में सूवर चराने के लिये भेज दिया. |

## (૧) ઉડાઉ છોકરાનું દૃષ્ટાન્ત

| ગુજરાતી | ઉચ્ચકોટિક હિન્દી | ઉર્દૂ | મૂલગત હિન્દી |
|---|---|---|---|
| કોઈ માણસને બે પુત્ર હતા. એમાંથા નાના પુત્રે પિતાને કહ્યું કે —હે પિતા, તમારી સંપત્તિમાંથી જે મારો હિસ્સો હોય તે મને આપી દો. એટલે તેણે પોતાની સંપત્તિ તેમની વચ્ચે વહેંચી દીધી. | किसी मनुष्य के दो पुत्र थे. उनमें से छुटकेने पिता से कहा कि, हे पिता, अपनी संपत्ति में से जो मेरा अंश हो सो मुझे दे दीजिये. तब उसने उनको अपनी संपत्ति बांट दी. | किसी शख्स के दो बेटे थे. उन में से छोटेने अपने वालीद से कहा कि अब्वाजां, अपनी जाएदाद में से जो मेरा हिस्सा हो मुझे दे दीजिये चुनान्चे उसने अपना असास दोनों को तकसीम कर दिया. | किसी आदमी का दो बेटा था. उनमें छोट बेटा बाप को कहा, बाबा, आप का मालमत्ता में ( અથવા धन-दौलत में ) जो कुछ हम को मिलेगा वो-सब हम को दे दीजिये. तब बाप छोट लडका का अंश ( અથવા बखा ) उस को दे दिया. |
| કેટલાક દિવસ વીત્યા પછી નાનો પુત્ર બધું એકઠું કરીને દૂર દેશ ચાલ્યો ગયો અને ત્યાં એશઆરામ- | कुछ दीन बीते छुटका पुत्र सब कुछ इकट्ठा कर के दूर देश चला गया, और वहां लुचपन में दीन बीताते हुए उसने अपनी | और चंद ही रोज़ बाद छोटा बेटा सब माल इकट्ठा कर के बहुत दूर के मुल्क में चला गया. और वहां सारी दौलत शुहद-पन | थोडा दिन ( અથવા रोज ) बीत जाने के बाद, छोटा लडका अपना सब धन इकट्ठा कर के किसी दूर देश को चला गया, और |

| | | | |
|---|---|---|---|
| માં દિવસ વિતાવતાં તેણે પોતાની સંપત્તિ ઉડાવી દીધી. | संपत्ति उड़ा दी। | में उड़ा दी. | यहां लुचपन में दीन बीताता हुआ अपना सब कुछ उड़ा दिया. |
| જ્યારે તેણે પોતાનું સર્વ કંઈ ઉડાવી દીધું ત્યારે એ દેશમાં મોટો દુકાળ પડ્યો અને તે કંગાલ થઈ ગયો; અને તે એ દેશના વતનીઓ પૈકી એકની પાસે જઈને રહેવા લાગ્યો, જેણે તેને પોતાના ખેતરમાં ડુક્કર ચરાવવા માટે મોકલી દીધો. | जब वह सब कुछ उड़ा चुका, तब उस देश में बड़ा अकाल पड़ा, और वह कंगाल हो गया, और वह जाके उस देश के निवासियों में से एक के यहां रहने लगा; जिस ने उसे अपने खेतों में सूअर चराने के लिये भेज दिया. | जब सब उड गया तो उस मुल्क में कहते अझीम पड़ा, और वह मुहताज हो चला, और वह उस मुल्क के बाशिन्दगां में से एक के हां जाके रहने लगा, जिसने इसे अपने खेतों में सूअरें चराने के लिये भेज दिया. | जब वो सब कुछ उड़ा चुका, तब उस देश में बड़ा अकाल पड़ा, और वो कंगाल हो गया, तब वो उस देश का रहनेवाला किसी आदमी का घर जाकर रहने लगा, और वो आदमी उस को अपना खेत में सूवर चराने के लिये भेज दिया. |

## (૨) રાણી વિક્ટોરિયાનો ઢંઢેરો, અલ્લાહાબાદ, ૧ લી નવેમ્બર, ૧૮૫૮

| | | | |
|---|---|---|---|
| હિન્દુસ્તાનના રાજામહારાજાઓનાં અધિકાર, માન અને મર્યાદાને અમે અમારાં જ અધિકાર, માન અને મર્યાદા સમજીશું, તથા અમારી એ ઇચ્છા છે કે તેઓ તથા અમારી પ્રજા એ સુખસમૃદ્ધિ અને ઉન્નતિ પ્રાપ્ત કરે, જે માત્ર દેશમાં શાન્તિ અને સુશાસન રહેવાથી જ પ્રાપ્ત થઈ શકે. | *हिन्दुस्तान के राजामहाराजाओं का अधिकार, मान और मर्यादा को हम अपनी ही जैसा समझेंगे, और हमारी यही आकांक्षा है कि *भारतीय राजा महाराजा और हमारी वहां की प्रजा उन सुख-समृद्धि और सामाजिक उन्नति को प्राप्त करें, जो केवल देश में शान्ति और सुशासन के रहने से हो सकती है. | मा बदौलत वालिआं इ-रियासत-हा-इ-*हिन्द के हुकूक, विकार और इज्जत को हमी पासदारी का मुस्तहीक तसव्वुर फरमाएंगे, जो हम खुद अपने हुकूक विकार और इज्जत के साथ रवा फरमाते हैं. और हम चाहते हैं कि वालियां-इ रियासत-हा-इ *हिन्द और हमारी रेआया उस खुशहाली और आला तमद्दुन से बहरवर हो, जो मुल्क के अंदर वली सुलह, व अम्नी और हुकूमत के हुस्न इन्तीज़ाम ही से मुमा होता है. | हम *भारतेश्वरी महारानी *भारत का राजामहाराजाओं का अधिकार (हक्क), मान और मर्यादा (इज्जत) को हमारा अपना जैसा तैसा मानेगा और हम इसे भी चाहता है कि वो-लोग और हमारा अपना प्रजा-लोग उस सुख-समृद्धि और सामाजिक उन्नति को भोग करे. जो केवल देश में भीतरी शान्ति और सुशासन का रहने से हो सकता है. |

| | | | |
|---|---|---|---|
| અમારી એ પણ ઇચ્છા છે કે અમારા હિન્દી પ્રજાજનોમાંથી જેઓ પોતાનાં શિક્ષણ, કાર્યશક્તિ અને સચ્ચાઈ વડે જે સરકારી કાર્યો પૂરી રીતે કરવાને યોગ્ય હશે તેમને તે કાર્યો ઉપર જાતિ અથવા ધર્મનો વિચાર કર્યા સિવાય નિષ્પક્ષપાતપણે અને સ્થાયી રીતે, શકય હશે ત્યાંસુધી, નીમવામાં આવે. | हमारी यह भी कल्पना है कि हमारी भारतीय प्रजाओं में जो लोग अपनी शिक्षा, सामर्थ्य, और सच्चाई से जिन सरकारी कामों पूरी रीति से करने के योग्य होंगे, जाति और धर्म का विचार न कर के निष्पक्षपात से उनको जहां तक हो सकेगा उन कामों पर स्थायी नियुक्त किया जाएगा. | नीज़ हमारी यह भी ख्वाहीश है, ता च-हद्द-इ-इमकान हमारी रेआया के बिला तफ़सीस - इ - मज़हब - ओ मिल्लत हमारी हुकूमत के उह्दों में इन ओहदों पर फाएज़ किये जावें, जिन के फराइज़ वह अपनी इल्मीय्यत काविलिय्यत और दियानत से अंजाम दे सकते हों. | और हमारा ये भी इच्छा है कि, जहांतक हो सकेगा बिना जात और धर्म का विचार कर, हमारा *भारतीय प्रजालोग हमारा सरकार का कामों में दृढता के साथ और बिना पक्षपात से नियत किया जाएगा. जिन कामों को अच्छा रीत (प्रकार, तरह) से करने को अपना शिक्षा, शक्ति और सच्चाई के कारण ये लोग जोग्य होगा. |

| | | | |
|---|---|---|---|
| હિન્દવાસીઓની સમૃદ્ધિ એ જ અમારી શક્તિ, તેમનો સંતોષ એ અમારી સલામતી, અને તેમની કૃતજ્ઞતા એ અમારું ઉત્તમ વળતર બની રહેશે. | भारतवासियों की समृद्धि हमारी शक्ति, उनके सन्तोष से हमारी निर्भय स्थिति, और उनकी कृतज्ञता से हमारा उत्तम पुरस्कार होगा. | उनकी खुशहाली हमारे लिये बाएस-इ-कुव्वतदार, उन की तमानियत हमारे लिये मौजीब इ-आफियत और उन का तशक्कुर हमारी मिहनतों का सिला है. | उन लोगों का समृद्धि में ही हमारा शक्ति, उन का सन्तोष में हमारा निर्भय रहना, और उनका कृतज्ञता में हमारा सब से अच्छा पुरस्कार (इनाम) होगा. |

(3) હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્વાતંત્ર્યદિનની પ્રતિજ્ઞા,
૨૬ જાન્યુઆરી ૧૯૪૦, પ્રારંભિક ભાગ

| | | | |
|---|---|---|---|
| સ્વાતંત્ર્યદિનની પ્રતિજ્ઞા | स्वाधीनता दिवस की प्रतिज्ञा. | यौम-आज़ादी का अहदनामा. | स्वाधीनता का दिन का वचन. |
| અમે માનીએ છીએ કે હિન્દની પ્રજાને, બીજી કોઈ પણ પ્રજાની જેમ, સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો, | हम यकीन करते हैं कि *हिन्दुस्तान की जनता को, जैसा कि किसी दूसरे मुल्क की जनता को, यह पूरा हक्क है कि उसे आज़ादी | हमारा यकीन है दुसरे लोगों की तरह हिन्दुस्तानीओं का भी यह एक पैदाइशी हक्क है कि वह आज़ाद हों और अपनी मिहनत के | हम लोग, और देशों का भांति, भारतवासीओं का भी ऐसा अधिकार (हक्क) मानता है, जो कभी छीन लिया जा नहीं सकता, |

| | | | |
|---|---|---|---|
| પોતાના શ્રમનું ફળ ભોગવવાનો, અને જીવનની જરૂરિયાતો મેળવાનો પૂરો હક છે, જેથી એ પ્રજાને પોતાનો વિકાસ કરવાની પૂરેપૂરી તક પ્રાપ્ત થાય. | मिले, यह अपनी मिहनत का फल भोग सके, और जीवन के लिये जो जो चीज़ ज़ुरुरी हैं इतनी मिले कि उसे अपनी तरक्की करने का पूरा मौका प्राप्त हो. | फल खाएं और उन्हें ज़िन्दगी को तमाम ज़रूरियात नसीब हों, ता कि उन्हें भी तरक्की करने के पूरे पूरे मौके मिल सकें. | कि हम लोग स्वाधीन हो कर रहें, अपना कमाई का फल हम-लोग आप-ही-आप भोग करें, और हम-लोगों-को जीवन वीताने के लिये ज़रूरी (आवश्यक) सब सुविधा मिल जाए, जिस से हम-लोगों को भी अपना उन्नतिका पूरा अवसर [मौका] मिल सके. |
| अमे ए पण मानीए छीए के कोई सरकार प्रजाना हको छीनवी ले अने तेना उपर जुलम | हम यह मानते हैं कि अगर कोई सरकार जनता के इन हक्कों को छीने और उस पर ज़ुल्म करे, तो उसे इस बात का भी अधिकार है | हमारा यह भी इतकाद है कि अगर कोई हकूमत किसी क़ौम को उस के हकूक से महरूम करती है और उसे दबाती है, | हम-लोग ये भी मानता है कि यदि (अगर) कोई सरकार इस अधिकार (हक्क) को छीन लेता है और उसे सताता है, तो |

| | | | |
|---|---|---|---|
| કરે તો પ્રજાને એ સરકાર બદલી નાખવાનો અથવા તેને દૂર કરવાનો હક્ક છે. [ હિન્દી રૂપાન્તર-માંની ભાષા કોંગ્રેસ જે તરફનું વલણ બતાવે છે એવી ફારસીમય શબ્દ-બંધારણ વાળી હિન્દી છે: પ્રતિજ્ઞા તા. ૨૬ જાન્યુઆરી ૧૯૪૦ ના લખનૌના 'નૅશનલ હેરલ્ડ' પત્રમાંથી લેવા-માં આવી છે. ] | कि वह उसे बदल दे या खत्म कर दे. | तो उस क़ौम को ऐसी हुकूमत को बदल देने या मिटा देने का पूरा हक़ हासिल है. | उस सरकार को बदल देने या मिटा देने का भी अधिकार (हक्क) हम-लोगों को है. |

## (૪) રવીન્દ્રનાથ ટાગોર, અંગ્રેજી 'ગીતાંજલિ' માંથી બે કાવ્યો

હિન્દી અનુવાદ : મહાશય કાશીનાથકૃત, પ્રકાશ પુસ્તકાલય, કાનપુર, બીજી આવૃત્તિ, ૧૯૩૬

ઉર્દૂ અનુવાદ : મૌલાના અબુલ મઆની નિયાઝ ફતેહપુરીકૃત; આઝાદ બુક ડિપો, દિલ્હી, ૧૯૧૬

| | | | |
|---|---|---|---|
| કાવ્યાંક-૩૫ | (पँतीस) | (पँतीस) | [ नंबर तीस-पांच ] |
| જ્યાં માનવ- | जहां चित्त भयशून्य | जहां क़ल्ब बे-ख़ौफ़ | जहां चित्त निर्भय |

| | | | |
|---|---|---|---|
| ચિત્ત નિર્ભય છે, ને સ્વમાનશીલ, શીર્ષ જ્યાં સદૈવ ઉન્નત રહે છે, જ્યાં જ્ઞાન-મન્દિરનાં દ્વાર સૌ કાજ ખુલ્લાં છે, | है, जहां मस्तक उच्च रहता है, जहां ज्ञान (ग्यान) मुक्त है, | है, और सर बुलंद रखा जाता है, जहां इल्म आझाद है, | है, और सिर जहां ऊंचा रहता है, जहां ग्यान मुक्त (स्वाधीन) है, |
| જ્યાં ક્ષુદ્ર આંતરિક અવરોધો વડે સૃષ્ટિ છિન્નભિન્ન નથી થઈ, | जहां राष्ट्र क्षुद्र घराऊ दिवारों से खंड खंड नहीं कर दिया गया है, | जहां दुन्या तग खानगी दिवारो (के झगडों) में टूट कर पुरझे पुरझे नहीं हो गई, | जहां छोटा-छोटा घराऊ दिवारों से जगत टुकडा-टुकडा नहीं कर दिया गया है, |
| જ્યાં શબ્દો સત્યના ગહન ઊંડાણમાંથી વહે છે, | जहां शब्द सत्यता की गहराई से निकलते हैं, | जहां अल्फाझ ओमुक – इ – सदाकत से निकलते हैं, | जहां सचाई का गहराई से बात-सच निकल आता है, |
| જ્યાં અવિશ્રાન્ત પુરુષાર્થ નિજની પૂર્ણતા કાજે બાહુ પ્રસારે છે, | जहां अन-थक पुरुषार्थ अपनी भुजाओं को पूर्णता की ओर बढाता है, | जहां सई-इ-मुस्तकिल अपने बाझू तकमील-इ-कार की ओर फैलाती है, | जहां अन-थक कर्मचेष्टा पूर्णता का ओर अपना भुजाओं को बढाता है, |

| | | | |
|---|---|---|---|
| જ્યાં બુદ્ધિની નિર્મળ ધારા અચેતન આચાર-ની વેરાન રણુ-રેતીમાં નષ્ટ નથી થતી, | जहां तर्क की निर्मल धारा ने अपने मार्ग को मृत रूढ़ि (रस्म – रिवाज) की भयानक मरुभूमि में नष्ट नहीं कर दिया है, | जहां अक्ल का साफ चश्म मुज्लूल मरासिम के खुश्क रेतीले जंगल में अपना रास्ता नहीं भूला, | जहां विचार का निर्मल धारा निष्प्राण अभ्यास (आदत) का वालू में अपना सडक को नष्ट नहीं कर दिया है, |
| મનને જ્યાં તું અપૂર્વ ચિન્તન ને ક્રિયાની વિસ્તૃત થતી સૃષ્ટિમાં સદા પ્રગતિમાન કરે છે, | जहां (के निवासियों का) मन सदा विस्तृत होनेवाले विचारों और कर्मों की ओर अग्रसर रहता है, | जहां तू नफ्स को दाइमु-ल-वसफ तरा ख्याल व अमल की तरफ ले जाता है– | जहां सदा के लिये फिलानेवाला चिन्ता और कर्म में मन को तुम आगे चढाये लिया जाता है– |
| ત્યાં–સ્વાતંત્ર્ય-ના એવા દિવ્ય લોકમાં, હે પિતા, મારા દેશને જાગ્રત કર. | अय मेरे पिता! स्वतन्त्रता के ऐसे दिव्य लोक में मेरा प्यारा देश जागृत हो. | अय मालिक! उसी फिरदौस–ए–आज़ादी में मेरे मुल्क को बेदार कर. | हे मेरा पिता! स्वाधीनता का एसा स्वर्ग में मेरा देश को जागने दो |

| | | | |
|---|---|---|---|
| કાવ્યાંક-૩૬ મારી તને આ પ્રાર્થના છે, મારા પ્રભુ ! કે મારા હૃદયદારિદ્યની જડ પર તું કઠોર પ્રહાર કર. | मेरे प्रभु! मेरी तुझ से यह प्रार्थना है कि मेरे हृदय की दरिद्रता की जड पर तू कुठाराघात कर: | अय मेरे मालिक! तुझ से मेरी दुआ यह है कि-मेरे कल्ब को बुन्याद-इ-इफलास को दूर कर दे.. | [ नंबर तीस-छे ] मेरे प्रभु! तुम से मेरा ये विनती है कि मेरा हृदय के बीच दीनता का जड पर तुम मारो, तुम मारो: |
| સુખ દુઃખ સહજપણે સહી શકું એવું મને બલ આપ. | वह बल दे जिस से मैं सुख और दुःख को सहज ही में सहन कर सकूं. | मुझे कुव्वत दे, कि अपने आलाम-ओ-मसर्रत को आसानी के साथ बरदाश्त कर सकूं. | अपना सुखों को और दुखों को सहज भाव से सहने का शक्ति तुम हमको दो; |
| સેવા દ્વારા મારો પ્રેમ સફળ કરી શકું એવું મને સામર્થ્ય આપ. | मुझे वह बल दे जिस से मैं अपने प्रेम को सेवा और परोपकार द्वारा सफल कर सकूं. | [ मुझे कुव्वत दे, कि अपनी मुहब्बत को इन्सान की खिदमत करने में बरावर करूं; ] | अपना प्रेम को सेवा में सफल करने का शक्ति तुम हमें दो. |

| | | | |
|---|---|---|---|
| દીન – દુઃખી જનોનો હું કદી પરિત્યાગ ન કરું અને ગર્વિષ્ઠ સત્તા સમક્ષ કદી ન નમું એવું મને બળ આપ. | मुझे वह बल दे, जिस से मैं दीन-दुखियों को कभी परित्याग न करूं, और अपने घुटनों को अभिमानी सत्ता-धारियों के सामने कभी न झुकाऊं. | मुझे कुव्वत दे, कि गरीब को कभी नज़र-अंदाज़ न करूं, और अपने ज़ानु गुस्ताख़ कुव्वत के सामने न झुका दूं; | हमें ऐसा शक्ति दो कि जिस से गरीबों को (दुखीओं को) हम कभी त्याग न करे, और अभिमानी (गर्वित) प्रताप के सामने अपना घुटनों को हम कभी न झुकाए; |
| દૈનિક સંસારની તુચ્છ વસ્તુઓથી મારું ચિત્ત સદા ઊંચું રાખું એવું સામર્થ્ય મને આપ. | मुझे वह बल दे कि जिस से मैं अपने मन को नित्य की तुच्छ बातों से बहुत ऊपर रक्खूं. | मुझे कुव्वत दे, कि अपने नफ्स को रोज़-मर्रा के वसायिस से बुलंद रखूं; | नित्य का छोटा बातों से बहुत ऊपर अपना मन को रखने का शक्ति हमें दो; |
| અને મારી શક્તિને પ્રેમપૂર્વક તારી ઇચ્છાને વશીભૂત કરી દઉં એવું મને બળ આપ. | मुझे वह बल दे जिस से मैं अपनी शक्ति को प्रेमपूर्वक तेरी इच्छा के वशीभूत कर दूं.. | और मुझे कुव्वत दे कि अपनी कुव्वत को मुहब्बत के साथ तेरी मर्ज़ी के सिपुर्द कर दूं | और हमारा शक्ति को प्रेम के साथ तुम्हारा इच्छा का अधीन कर देने का शक्ति हमें दो. |

# પરિભાષા

અગ્નિસંપ્રદાય-Fire-cult
અદ્યતન ભૂત-Aorist
અધઃપ્રસ્તર-Substratum
અધિકારે ચતુર્થી-Dative of interest
અનદ્યતન ભૂત-Imperfect
અનાર્ય-Nichtarisch
'અનુકાર બોલીઓ'-' Imitation-dialects'
અનુગ નામ-Postpositional noun
અનુગ-પ્રત્યય-Suffix
અનુગપ્રત્યયાત્મિકા ભાષા-Suffix-adding language
અનુનાસિકીકરણ-Nasalisation
અનુવાદમય સમાસ-Translation compound
અન્વય-Syntax
અપશ્રુતિ-Ablaut
અભિશ્રુતિ-Umlaut
અભ્યાસ-Reduplication
અર્થ-Mood
અર્થસંક્રાન્તિવિષયક વિકાસ-Semantic development
અલિજિહ્વાજાત-Uvular
અવર્તુલ-Unrounded
અવિકારી રૂપ-Strong form
અવિભક્ત ભારત-યુરોપીય જગત્-Undivided Indo-Europeandom
અશ્લિષ્ટ દશા-Isolation, Isolated character
અસ્તિવાચક ક્રિયાપદ-Substantive verb
અસ્ફુટિત વ્યંજન-Checked Consonant
અસ્ફુટિત સ્પર્શ વ્યંજન-Checked stop, Unexploded stop
અંગરૂપ-Oblique form
અન્તઃસ્થ-Liquid
આત્મનિષ્ઠ, આત્મવાચક-Reflexive
આદ્ય-ઑસ્ટ્રેલૉઇડ-Proto-Austroloid
આદ્ય ભારતીય આર્ય-Old Indo-Aryan, O I A
આનુમાનિક-Hypothetical
આભ્યંતર આગમ-Infix
આભ્યંતર પ્રભાવ-Reflex influence
આવૃત્તિદર્શક-Frequentative

આમયુક્ત પરોક્ષ ભૂત–Periphrastic perfect
આશ્વસિત ધ્વનિ–'Inhalation-Sound' Recursive, Implosive
આંતરવિવાહી–Endogamous
ઇચ્છાદર્શક–Desiderative
ઇચ્છાબોધક–Optative
ઉચ્ચકોટિક હિન્દી–High Hindi
ઉચ્ચ-મધ્ય–High-mid
ઉચ્ચારણ-સ્વભાવ-Speech-habit
ઉદાત્ત વર્ગ––Aristocracy
ઉષ્મ ધ્વનિ–Spirant
ઉષ્મ ધ્વનિયુક્ત સ્પર્શ-Spirantised stop
ઉષ્મ મહાપ્રાણ–Spirant aspirated
ઋણગ્રહણ–Borrowing
ઋણગ્રાહી ભાષાઓ–'Borrowing' Languages
એકશ્રુત્યાત્મક–Monosyllabic
કડીબદ્ધ–Stanzaic
કૃત્ય ભાષા–Patois
કર્તરિ–Active
કવિભાષા-Kuntsprache
કાકલક–Uvula

કાકલસ્થાનીય-Uvular
કાલબોધ–Time-sense
કાલમાન–Time-standard
કાલવિષયક પ્રાતિપદિક–Tense-base
કીલાકાર લિપિ–Cuneiform
કોમલ તાલુસ્થાનીય–Velar
કંઠનાલીય ઉષ્મ ધ્વનિ-Glottal Spirant
કંઠનાલીય વિવૃતિ-Glottal opening ·
કંઠનાલીય સ્પર્શ અથવા સ્પૃષ્ટ ધ્વનિ–Glottal stop
ક્રમદર્શક–Progressive
ક્રિયાતિપત્ત્યર્થ–Augment preterite future
ક્રિયાતિપત્ત્યર્થે ભૂત–Past Conditional
ક્રિયા-પ્રાતિપદિક–Verbal base
ક્ષણિક–Temporary
ક્ષણિક સ્પૃષ્ટ ધ્વનિ–Momentary stop
ગણસંહતિ–Tribal solidarity
ગલશુંડિકા–Uvula
ગીતાત્મક અથવા સાંગીતિક સ્વર–Pitch accent

ગુણવૃદ્ધિપ્રક્રિયા-Vowel-Gradation
ગૃહભાષા-Home-language
ગૃહીત-Assumption
ગ્રસનિકા-Pharynx
ગ્રસનિકાસ્થાનીય-Pharyngal
ઘોષ-Voiced
ચિત્રાત્મક લિપિ-Pictorial script
'જાનપદ હિન્દુસ્તાની'-Vernacular Hindustani
જોડાક્ષર-Ligature
ટટળાવનારો-Tantalising
ટેક-Tag
તરલ ધ્વનિ-Liquid
તરુ-સમાધિ-Tree-burial
'તિર્યક' રૂપ-Oblique form
ત્યાદિ પ્રત્યયો-Personal terminations
દશક પદ્ધતિ-Decimal system
દ્વિત્વ સ્પર્શ-Double stop
દ્વિરુક્ત-Reiterative
દ્વિલિપિપ્રચાર-Bilitteralism
દંતમૂલીય-Alveolar
ધાતુબોધ-Root-sense
ધ્વનિગત ક્ષય, ધ્વનિગત હ્રાસ-Phonet ic decay
ધ્વનિપ્રક્રિયા-Sound-system
નવ્ય ભારતીય આર્ય-New Indo-Aryan, N I A
નિપીડિત સ્પર્શ-Checked stop, unexploded stop
નિમ્ન-મધ્ય-Low-mid
નીડ-Nidus
પરાવર્તન-Reflex
પરિભાષણમય ભવિષ્યકાળ-Periphrastic future
પરિવૃત્તિ-સંહતિ-Permutation-Combination
પરોક્ષ ભૂત-Perfect
પશ્ચાદવસ્થિત સ્વરધ્વનિ-Back-vowel
પહેલો ભવિષ્યકાળ-Periphrastic future
પારિપાર્શ્વિક-Milieu
પાર્થક્ય-Contrast
પિતૃઅધિકારી-Patriarchal
પુનઃકલ્પન-Reconstruction
પુનઃપ્રબોધકાળ, પુનરુત્થાન-Renaissance
પુરાવસ્તુ-અન્વેષણ-Archaeology
પૂર્ણ-Completive
પૂર્વ-ઉપસર્ગ-Prefix
પૂર્વપરસવર્ણ-Assimilation

પ્રકલ્પ-Hypothesis  
પ્રક્રમબળ-Force of inchoation  
પ્રચલ ભાષા-Um_anssprache  
પ્રતિધ્વનિ-શબ્દો-Echo-words  
પ્રતિવેષ્ટિત-Retroflex  
પ્રત્નપાષાણયુગ-Palaeolithic age  
પ્રત્યયરહિત-Inflexionless  
પ્રત્યયાન્ત રૂપ-Inflected form  
પ્રબન્ધરચના-Composition  
પ્રભાવ-Attraction  
પ્રયોજન-Motif  
પ્રલંબિત ઉષ્મધ્વનિ-Continuous spirant  
પ્રલંબિત ધ્વનિ-Continuant  
પ્રશિષ્ટ-Classical  
પ્રાકૃતિક અપશ્રુતિ-Qualitative ablaut  
પ્રાગ્-ભારત-યુરોપીય-Proto-Indo-European  
પ્રાણમાત્રા-Quantity of breath  
પ્રાતિપદિક-Base  
પ્રારમ્ભિક-Inchoative  
બહુરૂપિણી ભાષા-Protean speech  
બહુશ્રુત્યાત્મક-Polysyllabic  
બીજો ભવિષ્યકાળ-Sigmatic future  
ભારત-રોમન લિપિ-Indo-Roman script  
ભાવપ્રતીકાત્મક લિપિ-Ideogrammatic script  
ભાષાવિભાગ-Isogloss  
ભાષાશ્રયી પુરાતત્ત્વ-Linguistic paleontology  
ભાષાસંકર-Polyglottism  
મધ્યગ-Infix  
મધ્ય ભારતીય આર્ય-Middle Indo-Aryan, M I A  
મધ્યમ કદનાં મસ્તકવાળા-Mesocephalic  
મધ્યાવસ્થિત સ્વરધ્વનિ-Central vowel  
મનુષ્યકલ્પ-Anthropoid  
માતૃઅધિકારી-Matriarchal  
માત્રા-Quantity  
માત્રિક અપશ્રુતિ-Quantitative ablaut  
માનવગુણધારક-Anthropomorphic  
માનવહિતવાદ-Humanism  
મિશ્ર કાળ-Compound tense  
મિશ્ર-ભાષામય-Macaronic

મૂર્ધન્ય-Cerebral
મૂલગત હિન્દી-Basic Hindi
મૂલ પૂર્વજ-Proto-type
મૂલભૂત ધ્વનિ-Phoneme
રૂઢભાષા-Umganssprache
રૂપઘટનપ્રક્રિયા-Morphology
રૂપતત્ત્વ-Formal element
'લક્ષણક્ષેત્ર'-Area of characterisation
લઘુચિત્ર-Miniature
લઘુપ્રયત્ન-Weak
લાંબાં મસ્તકવાળા-Dolichocephalic
લિંગબોધ-Gender-sense
વર્ણાત્મક-ધ્વનિદ્યોતક-Alphabetical
વર્તુલ-Rounded
વર્ત્સ્યજાત-Alveolar
વાક્યભંગિ-Turns of expression
વાક્યરીતિ-Order of words
વાગ્વસ્તુ-Language-commodity,' 'speech-goods,' sprachgut
વાચક-Vocable
વિકરણહીન-Athematic
વિકલ્પાર્થ-Optional
વિવર્ગીકારિક શબ્દો Class words
વિધાયક ભાષાઓ-Building languages
વિધ્યર્થ-Optative
વિસ્તૃત-Spread
વ્યવહારભાષા-Verkerhssprache, 'Communication speech'
વ્યુત્પત્તિ-Etymology
શુદ્ધાક્ષરવિન્યાસપદ્ધતિ-Orthography
શુદ્ધોચ્ચારપદ્ધતિ Orthoepy
શ્રુત્યાત્મક લેખનપદ્ધતિ-Syllabic writing
શ્રુત્યાત્મક લિપિ-Syllabic script
શ્રુત્યાત્મક-Syllabic
શ્વાસનાલીય ધ્વનિસમૂહ - Laryngeals '
શ્વાસપર્વ-Breath-group
શ્વાસસ્ફુરણ-Explosion
શ્વાસાઘાતગત-Respiratory
સમાધિસ્તૂપ-Grave-mound
સરલીકૃત ભાષા-Concession-speech
'સર્વનામ-સંબંધનાત્મક' બોલીઓ-Pronominalised dialects

સારલ્ય-Simplification
સાહિત્યસમય-Literary convention
સૂર-Tone
સંગમભાષા-Compromise-speech
સંઘટનાત્મક પ્રત્યય-Formative suffix
સંજ્ઞાત્મક લિપિ-Hieroglyphic
સંધાન-Agglutination
સંધાનાત્મિકા ભાષા-Agglutinating language
સંબંધભાષા-Liaison language
સંભાષણરીતિ-Locution
સંમુખાવસ્થિત સ્વર ધ્વનિ-Front vowel
સંયુક્ત કર્મણિરૂપ-Periphrastic passive form
સંવિવક્ષા-Emphasis
સંસ્કારભાષા-Kultursprache
સ્પર્શ મહાપ્રાણ-Aspirated stop
સ્પર્શ ધ્વનિ, સ્પર્શ વ્યંજન-Stop
સ્ફીત ઉર્દૂ-High-flown Urdu
સ્વર-Stress-accent
સ્વરદૈર્ઘ્ય-Vowel-length
સ્વરભાર-Stress
સ્વરમાત્રા-Vowel-length
સ્વરરાગ-'Tone-colouring,' tonfarbe
સ્વરવ્યત્યય-Epenthesis
સ્વરસંગતિ-Vowel-harmony
સ્વરસંહિતિ-Hiatus
સ્વાર્થિક-Pleonastic
હ્રાસપ્રક્રિયા-Process of decay